

कविवर पंडित श्रीकालिदास.

Lakshmi Art, Byculla, Bombay

# રાજા ભોજ અને કવિ કાલિદાસ

## બોધક અને આનંદદાયક વાર્તાઓનો સંગ્રહ


સંયોજક,

રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

"સમાલોચક" તંત્રી, અને "ગુજરાતી" ના

તંત્રીના સહાયક.


દ્વિતીયાવૃત્તિ


પ્રસિદ્ધકર્ત્તા

**મેશર્સ. એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨

મુંબાઈ





ઈ. સ. ૧૯૧૯ ] [ મૂલ્ય ચાર રૂપીઆ.

[illegible] बहुश्रुतेषु गुणवद्वृद्धेषु च प्रायशः
शिष्याणां प्रतिभाभियोगविगमादुच्चैः श्रुते सीदति ।
प्राज्ञानामथ भाविनामुपकृतिं कर्तुं परामिच्छता
ग्रन्थः सत्पुरुषप्रबन्धघटनाच्चक्रे सुधासत्रवत् ॥

( श्रीमेरुतुंगाचार्य–प्रबन्धचिन्तामणि )

ભાવાર્થ—"આ કાલમાં, બહુશ્રુત, ગુણવાન, વૃદ્ધજનો સામાન્ય રીતે મળવા દુર્લભ છે, તેમ દિન દિન શિષ્યોની પ્રતિભા–સર્ગબુદ્ધિનો ઉપયોગ ઘટી જવાથી તેમના શ્રુતજ્ઞાનનું મોટું બલ નાશ પામ્યું છે; પરંતુ એવા પ્રાજ્ઞ–બુદ્ધિવાન શિષ્યો ભવિષ્યમાં થશે, એવી આશાથી તેમની ઉપર ઉત્કૃષ્ટ ઉપકાર કરવાની ઇચ્છાથી, સત્પુરૂષોનાં ચરિત્રોમાંથી ઉદ્ધાર કરીને, અમૃતનું સદાવ્રત બાંધે તેમ, આ ગ્રન્થ મેં રચ્યો છે."

( મેરૂતુંગાચાર્યકૃત પ્રબન્ધચિન્તામણિ–ઉપસંહાર ).

## પ્રસ્તાવના.

કાવ્યપ્રકાશના પ્રણેતા મમ્મટાચાર્યે કાવ્યપ્રયોજનની મીમાંસામાં यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतररक्षतये सद्यःपरनिर्वृतये कान्तासंमिततयोपदेशयुजे—[1]યશઃપ્રાપ્તિ, [2]અર્થપ્રાપ્તિ, [3]વ્યવહારજ્ઞાન, [4]અકલ્યાણ–અશુભ–કરનારાં તત્વોથી રક્ષણ, [5]તાત્કાલિક પરમ મોક્ષની પ્રાપ્તિનું સુખ, અને [6]કાન્તાસંમિત–પ્રિયાનાં વચન સમાન રૂચિકર–વચનો દ્વારા ઉપદેશ, એ જે ૭ પ્રયોજન કાવ્યનાં ગણાવેલાં છે તે, કથાવાર્તાઓ પણ કેટલેક અંશે કાવ્યમાં સમાતી હોવાથી તેનાં પણ પ્રયોજનો છે, એમ વિચારશીલ જનને જણાયા વિના રહે તેમ નથી. અને એથી જ, પ્રાચીન કાલથી, વેદવેદાંગનાં તાત્પર્યથી, દર્શનો, આગમો, અને વેદાન્તાદિ તત્વજ્ઞાનના ગૂઢ સિદ્ધાંતોના રહસ્યથી પામર જનસમૂહોને પરિચિત કરવાને મર્મજ્ઞ વિદ્વાનોએ કથાસંદર્ભની પ્રવૃત્તિનો આશ્રય વાસ્તવિક રીતે બહુ કરીને લીધો જણાય છે. એથી જ બ્રાહ્મણો અને ઉપનિષદોમાં પરમ તત્વના અવબોધ માટે કથાઓ, કથાનકો, ઉપાખ્યાનોની યોજના થયલી દીસે છે. અને તે પછી રામાયણ, મહાભારતાદિક ઐતિહાસિક ગ્રન્થો અને પુરાણો ઉપપુરાણોની યોજના પણ એ જ સરણીએ થયલી સમજાય છે.

પ્રબંધો, કથાઓ, વાર્તાઓ દ્વારા ચાર પરમપુરૂષાર્થ–ધર્મ–અર્થ–કામ અને મોક્ષ-નાં ગૂઢ અને સાંકેતિક રહસ્યોના સંસ્કાર સામાન્ય જનસમાજના હૃદય ઉપર ઊંડા અને સચોટ પડે છે, એ અનુભવસિદ્ધ તત્વે ધીરે ધીરે એવો ભારે જમાવ સાહિત્યરચનામાં કર્યો છે, કે જેને લઈને, એક લાખ શ્લોકની બૃહત્કથાની અને તેના સારભૂત ચોવીસ હજાર શ્લોકવાળા કથાસરિત્સાગરની અને આઠ હજાર શ્લોકવાળી બૃહત્કથામંજરીની યોજના થયલી છે. એમ જ ધર્મનીતિ, રાજ્યનીતિ, સંસારવ્યવહારનીતિ આદિના સારવાન અને સરસ ઉપદેશ અર્થે મુખ્યત્વે કથાસાહિત્યનો આશ્રય પરાપૂર્વથી લેવાતો આવેલો છે, અને આમ ઘણા વિસ્તૃત પ્રમાણમાં ફાલેલી આ પ્રવૃત્તિના યોગે, પંચતન્ત્ર, હિતોપદેશ, અનેકાનેક પ્રબંધો અને કથાસંગ્રહો આદિ, અનેક શાખાઓથી પલ્લવિત કથાસાહિત્ય અસ્તિત્વમાં આવેલું છે.

પરન્તુ જેમ અતિપ્રવૃત્તિ થતાં કોઈ પણ સદ્‌વસ્તુ તેના મૂળ ઉદ્દેશથી વિચ્યુત થાય છે, તેમ કથાસાહિત્ય સંબંધમાં પણ થયું છે. સદ્‌-સત્ય-સનાતન તત્વો પામર જનસમૂહોને આમ આડકતરી રીતિએ સમજાવવાને કથાસાહિત્યનો આશ્રય લેવા જતાં, અર્થવાદ—રોચક તત્વો—નો આશ્રય તેના સંયોજકોને લેવો પડયો છે. અને भिन्नरुचिर्हि लोकः એ સિદ્ધાંત પ્રમાણે રોચક તત્વોના મિશ્રણનું કોઈ પ્રમાણ ન રહ્યું; જેના પરિણામે ધર્મ આદિ ચાર પુરૂષાર્થનાં તત્વોનો ઉપદેશ આપવાનો મૂળ હેતુ ગૌણ થયો અને એ ઉપદેશ તેના ગ્રાહકોના હૃદયમાં કેમ ચિરસ્થિર કરવો, અને તે અર્થે રોચક તત્વોનો ઉપયોગ કેમ વધારે કરવો, એ હેતુએ પ્રધાન સ્થાન લીધું. અને તેને અંગે અસદ્‌ કાલ્પનિક—અસત્ય અંશોનાં મિશ્રણોથી, રૂપક, અતિશયોક્તિ, ઝડઝમકવાળી શબ્દરીતિ, આદિ અનેક રોચક ભાષાતત્વોની મિલાવટથી, તેમ જ રૂચિકર, મનોહારિ, વિવિધ રસોત્પાદક કાવ્યરીતિઓની જમાવટથી સંયુકત થયલી રોચક કથાપ્રણાલિ પ્રવર્તી.

અલબત્ત બહુ કરીને સંયમનિયમાદિનો મુનિમાર્ગ અતિશય કઠિણ હોઈને, પામર, વિષયી અને મુમુક્ષુ એ ત્રણ પ્રકારના મનુષ્યોનો ઉદ્ધાર કરવાને અર્થે, તેમને ધર્મના સન્માર્ગમાં, અર્થાત મનુષ્યજન્મની સફલતા પ્રાપ્ત કરાવનારી ક્રિયાની જ્ઞાનપૂર્વક પ્રવૃત્તિમાં પ્રેરવાને અર્થે ચારિત્ર્યદર્શન-કથાનિરૂપણનો આવો સરળ માર્ગ વિવેકી વિદ્વાનોએ લીધેલો છે; અને મહાન્ પુરૂષોના ધર્મ અને નીતિના માર્ગને અનુસરનારાં આશ્ચર્યકર, નવ રસથી મિશ્રિત છતાં સદ્‌ગુણયુકત ચરિતોની યોજના કરેલી છે. કથા-સાહિત્યના આ હેતુને વિશેષ સ્પષ્ટ કરતાં પ્રબંધચિંતામણિમાં તેના સંયોજક શ્રીમેરૂતુંગાચાર્ય તેનું પ્રયોજન આ પ્રમાણે જણાવે છેઃ—

भृशं श्रुतत्वान्न कथाः पुराणाः  
प्रीणन्ति चेतांसि तथा बुधानाम् ।  
वृत्तैस्तथासन्नसतां प्रबन्ध-  
चिन्तामणिं ग्रन्थमहं तनोमि ॥

ભાવાર્થ—સવિસ્તર પુરાણકથાઓ ( પ્રાચીન સાધુપુરુષોનાં ચરિતો ) વારંવાર સાંભળવાથી પંડિતોનાં અન્તઃકરણો એટલાં બધાં પ્રસન્ન થતાં નથી, માટે અર્વાચીન સત્પુરુષોનાં વૃત્તાન્તો પ્રબંધચિંતામણિમાં હું વિસ્તારું છું.

અલબત્ત આ પ્રકારની સાહિત્યરીતિમાં રોચક તત્ત્વો વિશેષ પ્રવેશ પામવાથી, અસદ્‌અંશોનું મિશ્રણ કુદરતી રીતે થાય જ. પરંતુ તેવડે કેટલા પ્રમાણમાં વાચકની કઇ રુચિને પોષવી ઉચિત છે, તથા તેને અધમતાએ ઉતરી પડતી અટકાવી, ઉન્નત નીતિમાર્ગે વાળવાની કેટલી અપેક્ષા છે, તેના માપનો આધાર યોજક અને પાત્ર પરત્વે રહેલો હોવાથી, આ રીતિમાં બહુ કરી અસદ્‌–અસત્ય અંશો ભારોભાર પ્રવેશ પામે છે અને તેમ તેમ સદ્‌–સત્યતત્વના ઉપદેશની પ્રતીતિ ટળતી જાય છે અને તેના પરિણામે ઘણીક વેળા કથાયોજનાની રીતિ અનિષ્ટ રૂપ પણ ધરતી જાય છે. આવા પરિણામથી ગભરાયલા સાધુ પુરુષોએ असच्छास्त्रत्वान्नोपयोगः कथंचन–અસદ્‌–અસત્ય શાસ્ત્રના મિશ્રણથી તેનો કોઈ ઉપયોગ રહેતો નથી, એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરેલું છે.

આ ઉપરથી એટલું વિચારવા યોગ્ય છે કે, કથાસંયોજકોએ વાચકની રુચિને લક્ષમાં રાખવાની છે, એ ખરું, પરંતુ તેને જ લક્ષ્ય માની લેવાની અને સર્વથા પોષવાની નથી. તેનો પ્રધાન ઉદ્દેશ સત્ય, સનાતન ધર્મ, અને નીતિનાં તત્ત્વોનો ઉપદેશ કરવો, એ હોવાથી, રોચક તત્ત્વોનો ઉપયોગ, તે અત્યંત આવશ્યક હોય તેટલા જ પ્રમાણમાં અને તેય ઉન્નતમાર્ગવર્તી, નહી કે ઉન્માર્ગવર્તી, રહે એટલી કોટિ પર્યંત થવા દેવો ઘટે છે. તેમ થાય ત્યારે જ કથારીતિ દ્વારા સદ્‌-સત્ય તત્વોની પ્રતીતિ અને યથાર્થ ઉપદેશ-ગ્રહણનો હેતુ સિદ્ધ થાય છે અને ત્યારે જ યશઃપ્રાપ્તિ, અર્થપ્રાપ્તિ, વ્યવહારજ્ઞાન, અશુભ–અકલ્યાણ કરનારાં તત્ત્વોથી રક્ષણ, તાત્કાલિક મોક્ષપ્રાપ્તિનું સુખ અને કાન્તાસંમિત વચનો દ્વારા ઉપદેશ, એ પ્રયોજનો સાર્થ થાય છે.

આપણા **ભારતવર્ષ**માં પુરાણાદિની અનેક કથાઓ, આખ્યાનો, ઉપાખ્યાનો, માહાત્મ્યો, વાર્તાઓ આદિની યોજનાનું આ જ લક્ષ્ય હોય, એમ

મર્મગ્રાહી, વિવેકી અભ્યાસીને જણાયા વિના રહે તેમ નથી. આવા આશયથી પ્રેરાઇને, સંસ્કૃતાદિ સાહિત્યોના આધારે, ગુર્જર કવિઓ અને લેખકોએ ગુર્જર ભાષામાં નવનવાં આખ્યાનો, કથાઓ અને વાર્તાઓ બાંધેલાં છે, તેમ અનુવાદો પણ કરેલા છે. ઠેઠ સંવત ૧૦૦૦ થી ગુજરાતી સાહિત્યની ઘટના થવા માંડી ત્યારથી જ આવી પ્રવૃત્તિ જનસમાજમાં બહુ આદર પામેલી જણાય છે. તે સંબંધમાં આ પણ જાણવા જેવું છે કે જેમ એક પાસ ગુર્જરી પ્રજાની રૂચિ મહાભારતાદિના આધારે રચાયલાં આખ્યાનાદિ પ્રતિ વધેલી હતી તેમ બીજી પાસ વિક્રમ, ભોજ, કુમારપાલ આદિ ધર્મશીલ, દાનશીલ અને વિદ્યાશીલ રાજાઓનાં ચરિતો પ્રતિની તેની રૂચિ પણ તેટલી જ વધેલી હતી; અને તેનાં બીજ ઠેઠ અપભ્રંશ ભાષાસાહિત્યમાંથી પણ મળી આવે છે.

ગુર્જરી પ્રજાની આમ પરંપરાગત ઉત્તેજાતી આવેલી કથાસાહિત્યની અભિરૂચિને, અર્વાચીન કાલનું ગુજરાતી ગદ્યસાહિત્ય વિકસાવનારા સંસ્કૃત સાહિત્યજ્ઞ વિદ્વાનો અને લેખકોએ વિશેષ પોષણ આપેલું છે. તેમણે પ્રથમ, પરદુઃખભંજન વિક્રમાદિત્ય અને દાનશીલ તથા વિદ્યાપોષક ભોજરાજા અને કવિ કાલિદાસના પ્રબંધો, કથાઓ અને વાતોના સારાઓ અને તે પછીથી તે તે સંસ્કૃત ગ્રંથોના વિસ્તૃત રસભરિત અનુવાદો પણ પ્રકટ કરેલા છે. તે પછી એ ગ્રંથોને ગુર્જર પ્રજા તરફથી આવકાર મળતાં, તેનાં અનુકરણો ઘણાંક થયાં છે. પરંતુ શોક સાથે કહેવું પડે છે કે આવાં સઘળાં અનુકરણોમાં ભારોભાર રોચક અને વિશેષે તો અસત્ય તત્વો દાખલ કરવામાં આવેલાં છે.

'ભોજ અને કાલિદાસ' ના પ્રબંધોનાં આવાં અનુકરણો અવલોકતાં અને તેમને મૂળ સંસ્કૃત સાહિત્યના તે સંબંધી ગ્રંથો સાથે સરખાવતાં, એક સારા વાર્તાગ્રંથની આવશ્યકતા મને વર્ષોથી જણાતી હતી. પરંતુ તેની પ્રસિદ્ધિનું કાર્ય ઉપાડી લેનારની અનુકૂલતા નહીં મળવાથી એ કાર્ય હાથ ધરતાં ઘણો જ કચવાટ થતો હતો. આખરે સ્નેહી ભાઈ રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠીની સૂચનાથી સુપ્રસિદ્ધ એન. એમ ત્રિપાઠીની કુંપનીએ પોતાની તરફથી આવો સંગ્રહ પ્રકટ કરવાની તત્પરતા બતાવી, ત્યારે મને વાંચ્છિત અનુકૂલતા મળી. એટલે યથાપ્રાપ્ત સાધનો ઉપરથી પ્રસ્તુત વાર્તાગ્રંથ છ મહીનાની ટુંક મુદતમાં તૈયાર કર્યો છે.

આ વાર્તાગ્રંથમાં કાંઈ ખાસ વિલક્ષણ કે નવીન આકર્ષક તત્વો દાખલ કર્યાનો દાવો આ સંયોજક કરતો નથી. પરંતુ ભોજરાજા અને કાલિદાસ સંબંધમાં સંસ્કૃત ભાષામાં જે કંઇ સાહિત્ય લખાયલું છે અને તેમાંનું જે સાક્ષાત્ ગ્રંથ દ્વારા તેમ જ પરંપરાગત જનકથા દ્વારા ઉપલબ્ધ થયું છે, તે સર્વનો બની શકતો ઉપયોગ મેં કર્યો છે; પરંતુ ગ્રંથ ધાર્યા કરતાં ઘણો જ મોટો થઈ જવાથી કેટલીએક વાર્તાઓ અને કથનીઓ પડતી મૂકવી પડી છે. છતાં ગુજરાતી ભાષાના અર્વાચીન સંગ્રહો કરતાં પ્રસ્તુત સંગ્રહમાંની સંયોજના ઉચિત સરસા ધરાવે છે, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને જણાશે તો મારો આ શ્રમ હું સફલ થયલો માનીશ.

• **ભોજ** સંબંધમાં સંસ્કૃત ભાષામાં **બલ્લાલ**, **મેરૂતુંગાચાર્ય** (**પ્રબંધ ચિન્તામણિ**ના એક **પ્રકાશ**માં), **રાજવલ્લભ**, **વત્સરાજ**, અને **મુનિસુન્દર**ના શિષ્ય **શુભશીલ**, એમના પ્રબંધો લખાયલા છે; તેમ જ **રાજવલ્લભે ભોજચરિત** પણ લખેલું છે. આમાંથી **બલ્લાલ** અને **મેરૂતુંગાચાર્ય**ના **ભોજપ્રબંધો**નો, તેમ જ, શાસ્ત્રી **દીનાનાથ રામચંદ્રે** અનુવાદિત **પ્રબન્ધચિંતામણિ** ગ્રંથમાંના **ભોજપ્રબંધ**નો મુખ્યત્વે તથા અન્ય ગ્રંથોનો અને શ્રુત કથનીઓનો ગૌણ અંશે આધાર લીધેલો છે. તેમાં શાસ્ત્રી **દીનાનાથ**ને તેમના મૂલ્યવાન પ્રયાસ માટે જેટલો ધન્યવાદ દઈએ તેટલો ઓછો છે. તેમણે **મેરૂતુંગાચાર્ય**ના **પ્રબન્ધચિંતામણિ**નું ભાષાંતર કરતાં, **ભોજ** સંબંધી અન્ય કવિઓના પ્રબન્ધોમાંથી પણ કેટલાક પ્રસંગો અને સાર લેવા યોગ્ય ભાગો પોતાના ગ્રંથમાં દાખલ કરેલા છે; અને તે રીતે તેમણે ગુજરાતી સાહિત્યની અનુપમ સેવા બજાવેલી છે. તેમનો એ ગ્રંથ મને પ્રસ્તુત વાર્તાગ્રંથમાં ઘણો જ માર્ગદર્શક તેમ જ ઉપયોગી થયો છે, તે માટે તેમનો જેટલો આભાર માનું તેટલો થોડો છે. પરન્તુ સત્યતા ખાતર એટલું તો કહેવું જોઇશે કે, તેમના ગ્રન્થમાંના કેટલાક પ્રસંગો મેં કાંઇ એમ ને એમ જ ઉપાડી લીધા નથી. પરન્તુ જે મૂળ ગ્રન્થોમાંથી તેમણે પોતાના ગ્રંથમાં તે ઉતારેલા જણાયા છે તે ગ્રંથો બનતાં સુધી જોયા છે અને તેનો કેટલોક ઉપયોગ પણ કર્યો છે, એ ઝીણવટથી

જોનાર પરીક્ષકને જણાશે. વળી તે ઉપરાંત કેટલીક સામાન્ય પ્રચલિત જનકથાઓને પણ આમાં અવકાશ આપેલો છે.

પરંતુ આ સર્વ સાધનોના વિસ્તૃત નિર્દેશમાં ઉતરવું, એ જેમ સામાન્ય જનસમાજ માટે તૈયાર કરેલા વાર્તાગ્રંથની પ્રસ્તાવનાના ક્ષેત્રની બહારનું કાર્ય છે, તેમ "**ભોજ અને કાલિદાસ**"ના પ્રબન્ધો શા ધોરણે મૂળ રચાયલા છે, પ્રત્યેક વાર્તાનું ઉત્કૃષ્ટ સ્વારસ્ય શું છે, અને તેમાં પ્રાચીન તેમ જ અર્વાચીન, એટલે કે નહી **ભોજ**ના કે નહી **કાલિદાસ**ના સમકાલીન, એવા વિદ્યારસિક તથા દાનશીલ રાજાઓની સભાઓમાં બનેલા અનેક કવિબંધુઓના પ્રસંગોને પણ આવા પ્રબંધોમાં દાખલ કરવાને કેવા પ્રયાસો પૂર્વ થયા છે, તે સર્વની મીમાંસામાં ઉતરવું, એ પણ પ્રસ્તુત પ્રસ્તાવનાની કક્ષા બહારનું કાર્ય છે, એમ લાગે છે.

છતાં સ્પષ્ટતા ખાતર અહીં એ જણાવવું યોગ્ય છે કે, **ભોજ અને કાલિદાસ**ના પ્રાપ્ત પ્રબંધો અને વાર્તાઓમાં અત્રતત્રથી પ્રસંગો પ્રસ્તુત કરવામાં ઘણાખરા લેખકોએ સમયની ઘટનાનો તેમ સંભાવ્યતા કે અસંભાવ્યતાનો, ઉચિતતા કે અનુચિતતાનો પણ બિલકુલ વિચાર કરેલો નથી; અને તેથી જ તેમણે **ભોજ** તથા **કાલિદાસ**ના પૂરોગામી તેમ જ અનુયાયી કવિઓના રોચક અને આકર્ષક પ્રસંગોને પણ યથારૂચિ પોતાના પ્રબંધોમાં આણી મૂકેલા છે.

વળી પ્રસ્તુત વાર્તાઓનો નાયક **ભોજ** તે સંવત ૧૦૭૮ થયલો **ભોજ**, કે સૈકા સાતમા થયલો **ભોજ**, તેમ ઉપનાયક કવિ **કાલિદાસ** તે **શાકુન્તલાદિ**નો કર્તા **કાલિદાસ** કે બીજો કોઇ, તેનો પણ વિચાર લેખકોએ કર્યો નથી; પરંતુ જે કંઈ ચમત્કારિક સમસ્યાપૂર્તિ, પ્રહેલિકા, અંતર્લાપિકા, બહિર્લાપિકા, પ્રશ્નોત્તરી, કે કૂટ શ્લોક આદિ જણાયું કે તેને **કાલિદાસ**ની કૃતિ તરીકે કહાડવાનો પ્રયાસ પણ થયેલો છે, તેમ **કાલિદાસ**ને સર્વશાસ્ત્રવિશારદ અને ટુંકમાં કહી એ તો સર્વ મનોજ્ઞ ઠરાવવામાં કાંઈ કોઈએ આઘું પાછું જોયલું નથી. તેથી જ આ સર્વની તારવણી કરી **કાલિદાસ**ની કઈ કૃતિ ખરી, કયો પ્રસંગ ખરો, **ભોજ**ના કાળમાં કઈ ઘટના બનેલી, એ સર્વનું નવનીત તારવવું, એ લગભગ અશકય જેવું જ થઈ પડેલું છે, એટલે એવો વિવેક પ્રસ્તુત વાર્તાસંગ્રહમાં સાચવી શકાયો નથી.

પ્રસ્તુત સંગ્રહના પાંચ વિભાગો પાડેલા છે. તેમાંના ચાર વિભાગોની યોજના યથાશકિત વિવેકપુરઃસર કરેલી છે, ત્યારે પાંચમો વિભાગ ૯૯ મી વાર્તા અલગ રાખતાં, "રાજા **ભોજ** અને અને કવિ કાલિદાસ" ની **એન. એમ.** ત્રિપાઠીની કુંપનીએ પ્રકટ કરેલી પ્રથમાવૃત્તિ (સન ૧૯૧૫) માંની જ વાર્તાઓની તારવણી કરીને તૈયાર કરેલો છે. તેના તથ્યાંશની તેમ જ મૂળની શોધનો અવકાશ નહીં મળવાથી, તેની ભાષા, વિચારસરણી, આદિ સુધારવા ઉપરાંત તેમાં કોઈ વિશેષ હસ્તનિક્ષેપ કરેલો નથી. પહેલા વિભાગમાં **મુંજ**, ભોજ અને **કાલિદાસ**, એ સંબંધમાં તેમ જ ચોથા વિભાગમાં **બાણ**, **માઘ**, **મયૂર** એ ત્રણ કવિઓ સંબંધમાં મળેલી વિશ્વસનીય કેટલીક હકીકતો તારવીને વાર્તા રૂપે દાખલ કરેલી છે. આવી તારવણી અન્ય કવિઓ સંબંધમાં કરવાનો વિચાર લગાર અસુરેથી થયો હતો. પરન્તુ સાધન તેમ જ સમયના અભાવે તથા ગ્રન્થનું પૂર વધી જવાના ભયે પ્રસ્તુત આવૃત્તિમાં તે સંબંધમાં કશું થઈ શકયું નથી. ઇશ્વરેચ્છા તો તૃતીય આવૃત્તિ વેળા તે વિષે કંઈક યથાશકિત કરવા સંકલ્પ છે.

અંતમાં આ સંગ્રહ તૈયાર કરવામાં રા. રા. **નટવરલાલ ઇચ્છારામ દેસાઇ**, બી. એ., રા. રા. ધર્મસુખરામ **તનસુખરામ** ત્રિપાઠી, બી. એ, આદિ જે જે સન્મિત્રોએ મને વિરલ સાહિત્યસાધનો પૂરાં પાડ્યાં છે તેમ જ પ્રાસંગિક સૂચનાઓ કરી છે તે સર્વનો અને આ ગ્રંથની પોતાના તરફથી પ્રસિદ્ધિ કરી, આ સંગ્રહ સંયોજવાની અનુકૂલતા કરી આપવા માટે રા. રા. રમણીયરામ **ગોવર્ધનરામ ત્રિપાઠી** અને **એન. એમ. ત્રિપાઠીની** કુંપનીનો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે.

મુંબઈ. તા. ૪-૭-૧૯
આષાઢ સુદ ૭ શુક્રવાર

**અંબાલાલ બુલાખીરામ જાની.**

# વાર્તાનુક્રમણિકા

## ભાગ ૧ લો

## મુંજ, ભોજ અને કાલિદાસનાં જીવનવૃત્તાંતો



---

## ભાગ ૨ જો

## કવિ કાલિદાસના વિવિધ પ્રસંગો

---

## ભાગ ૩ જો

## કવિ કાલિદાસ અને કવિઓના પ્રસંગો

---

## ભાગ ૪ થો

## ભોજ અને અન્ય કવિઓના પ્રસંગો

---

## ભાગ ૫ મો

# ભોજના પ્રકીર્ણ વિવિધ પ્રસંગો



* ભૂલથી આ અંક બેવડાયો છે અને ઠેઠ સુધી એ ભૂલ ચાલુ રહેલી છે.

## ચિત્રોની અનુક્રમણિકા.





# રાજા ભોજ અને કવિ કાલિદાસ.

## ભાગ ૧ લો.

## ભોજના કાકા મુંજરાજાનું જીવનચરિત*.



પ્રાચીન કાલથી ધર્મ, નીતિ, વિદ્યા, કલા અને વ્યાપારમાં સમસ્ત વિશ્વનું ગુરૂપદ ધરાવતો આવેલો, અને અનેક આસમાની સુલતાનીમાંથી ઓછી વત્તી આંચ સહીનેય ટકી રહેલો, આપણો ભારતવર્ષ વિક્રમના અગીઆરમા, બારમા ( ઈ. સ. ના ૧૧ મા ) સૈકામાં જેમ વિદ્યા, બુદ્ધિ અને ચાતુર્યથી સંપન્ન હતો, તેમ ઋદ્ધિ સિદ્ધિ અને નવનિધિથી પણ પરિપૂર્ણ હતો. તે સમયના રાજાઓ બહુધા કેવળ નામના જ રાજા ન હતા, તેમ કાંઈ ગરાસ ભોગવનારા અને એશઆરામના ગુલામ બનેલા અફીણીયા ગરાસીયા ન હતા. પરંતુ શૌર્ય, રાજતેજ, ધર્મતત્પરતા, વિદ્વત્તા, દાનશીલતા, આદિ ગુણોથી વિરાજતા યથાર્થ રાજા હતા. તેઓ પ્રજાના મનનું રંજન કરી 'રાજા' નામ ચરિતાર્થ કરતા હતા. તેઓના રાજ્યદરબારોમાં શૌર્યવાન તેમ જ વિદ્યાવાન ઉત્તમ રીતે પોષાતા હતા, તેમ કલાવાનોની કલા પણ પૂજાતી હતી. તેઓ વિચક્ષણ પ્રધાનો અને બુદ્ધિશાલી પંડિતોની પ્રેરણા પ્રમાણે ન્યાય તોળતા અને પ્રજાપાલનનું કર્તવ્ય ચીવટપૂર્વક બજાવી, પ્રજાપિતાનું નામ સાર્થક કરતા હતા. આ સમયે જો કે મહમ્મદ ગજનવીનાં ( સને ૧૦૦૧ થી ૧૦૨૪ ) બાર બાર આક્રમણોથી અને લુંટફાટોથી ભારતવર્ષની ઘણી ઋદ્ધિ સિદ્ધિ હરાઈ ગઈ હતી, છતાં તેનો પૂર્વનો વિભવસૂર્ય હજી અસ્તાચલે પહોંચ્યો ન હતો; તેનાં વિદ્યાકલા ભોંયમાં ભંડારાયાં ન હતાં, તેમ શૌર્ય, વીર્ય અને રાજતેજે સ્વર્ગની વાટ લીધી ન હતી.

---

* મેરૂતુંગાચાર્યકૃત પ્રબંધચિંતામણિ, સ્વ. ઓન. અ. કે. ફાર્બસ સાહેબે રચેલી અને દિ૦ બ૦ રણછોડભાઈ ઉદયરામ દવેએ ભાષાંતર કરેલી, રાસમાળા ભાગ ૧, અને પ્રચલિત દંતકથાઓના આધારે આ ચરિત પ્રયોજન પરત્વે આ લખેલું છે.

આ સમયમાં **માળવામાં ભોજરાજાની** અને **ગુજરાતમાં પહેલા ભીમદેવની** આણ પ્રર્વતતી હતી. **ભોજ** રાજા વિદ્યારસિક તેમ દાનેશ્વરી હતો અને વિદ્વાનોથી તેનો રાજદરબાર અપૂર્વ શોભતો હતો. તે પૂરો ભાગ્યશાલી હતો, અને તેનું ચરિત અદ્ભુત હતું, એ તેના સંબંધી નીચેની સુવિખ્યાત વાર્તાથી સમજાય છે.

પૂર્વે **માળવામાં પરમાર** વંશનો **સિંહદન્ત** નામે એક રાજા હતો. તે **સિંહલ** અને **શ્રીહર્ષ**ને નામે પણ કવચિત્ લોકમાં જાણીતો હતો. તે ઘણો જ ધર્મપરાયણ અને વિદ્યાકલાનો પોષક હતો. તેણે જો કે વયે વનમાં પ્રવેશ કીધો હતો, છતાં પ્રારબ્ધયોગે તેને કાંઇ સંતતિ જ થઇ ન હતી. એથી 'વાંઝિયાનું જીવતર બાળ્ય' એવા કુવિચારો તેને હરઘડી આવવા માંડ્યા. તેમાં અધૂરામાં પૂરૂં, તેના સામંતો તથા મંડલેશ્વરો તેના રાજ્યને તેના મૃત્યુ પછી બથાવી પડવાને અતિશય ઉત્સુક જણાયા. આમ એક પાસથી વંશનો ઉચ્છેદ થવાનો ખ્યાલ આવતાં અને બીજી પાસ પોતાના રાજયની માઠી દશા થવાનું જાણ્યા તથા સમજ્યામાં આવતાં, પોતાનું રાજ્ય કોઈ ને કોઈ પ્રયાસે પણ પોતાના રાજવંશને નામે ટકાવવું, એવો દૃઢ નિશ્ચય તેણે કર્યો. પછી આ નિશ્ચય બર આણવા, તેણે વિશ્વાસુ પ્રધાનો સાથે મંત્ર કર્યો અને આખરે એવો સંકેત ગોઠવ્યો કે, પટ્ટરાણી સત્યવતી સગર્ભા છે, એવી વાર્તા નગરમાં ફેલાવવી અને વખત આવ્યે કોઈ પણ બાળકને રાજકુમાર ઠરાવી, કામ હાર પાડી દેવું. પછી પ્રધાનોએ તે પ્રમાણે પાગિયા મૂકયા અને ઘટતા પેંતરા રચ્યા.

દરમ્યાન બનવા કાળ હતું તેમ, રાજા **સિંહદન્ત** એક દિવસે બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠી, રાજભુવનની સુંદર વાડીમાં એકલો લટાર મારતો હતો, ત્યાં અચાનક તેની દૃષ્ટિ મુંજ(સરકટ)ના હાલતા ભાથા ઉપર જઈ ઠરી અને ત્યાં જઈ જુએ છે તો તેણે ભારે આશ્ચર્ય સાથે તુરતનો જન્મેલો એક બાલક કપડાંથી વિંટાયેલો, અને નિરાધાર પડેલો જોયો. તેની મુખમુદ્રા નિર્દોષ હતી અને કોઈ પણ મનુષ્ય ભુલાવામાં પડી તેને રાજબીજ ધારી લે, એવી તેની લખલખારા મારતી ઉજ્જ્વલ કાન્તિ હતી. મૂળમાં પોતે એક ગભરૂ બાલકની શોધમાં તો હતો જ, તેમાં દૈવે આ બાલક અચાનક તેની દૃષ્ટિએ પાડ્યો, એટલે રા-

જાએ તો અતિશય હર્ષઘેલા થઈ, તેને એકદમ ઉંચકી, રણવાસમાં જ પરભાર્યો પહોંચતો કર્યો અને પૂર્વના સંકેત પ્રમાણે મંગલવાદ્યો વગડાવ્યાં પુત્રપ્રાપ્તિની વધામણી આખા નગરમાં ઘેરે ઘેર વહેંચી, ભાટ, ચારણ, બંદીજનો, કવિઓ, કીસબીઓ આદિનો, યોગ્ય પોષાક, પદવી, ધન વગેરેથી, ઉત્તમ પ્રકારે સત્કાર કીધો; બંદીવાનોને કેદથી મુક્ત કર્યા. પ્રજાએ પણ પોતાના રાજાને આટલી ઉમરે રાજપુત્ર આવ્યો જાણી, ઘેર ઘેર મોટો મહોત્સવ ઉજવ્યો, તથા મંદિરો અને દેવસ્થાનોમાં નાનાવિધ પૂજાપ્રાર્થના કરી. સિંહદન્તે આ પુત્ર મુંજના ભોથામાંથી મળવાથી તેનું નામ મુંજ પાડયું. શુકલ પક્ષના ચંદ્રની પેઠે તે દિન પરદિન વૃદ્ધિ પામવા લાગ્યો.

કેટલાંક છોકરાં એવાં સપગલાંનાં હોય છે કે જેમના ભાગ્યના બલે તેમની પછી કુટુંબમાં માંગલિક વૃદ્ધિના પ્રસંગો ઉત્તરોત્તર આવે છે. રાજા સિંહદન્તને ત્યાં પણ મુંજના આવ્યા પછી આવું જ બન્યું. તેની પટ્ટરાણી સત્યવતી ખરે જ સગર્ભા થઈ અને તેને એક રાજપુત્ર અવતર્યો. તેનું નામ સિંધુલ પાડવામાં આવ્યું.

માતાપિતાની વૃદ્ધાવસ્થામાં અવતરેલો બાલક ઘણુંખરૂં ઓછી પહોંચનો નીવડે છે, તેમ લાડકોડને લીધે પોતાની શકિત અને બુદ્ધિ વાપરવાનો ઓછો અવકાશ તેને મળે છે. રાજપુત્ર સિંધુલના સંબંધમાં પણ થયું તેમ જ. પાટવી ગણાયલા મુંજ કરતાં જો કે સિંધુલ વિશેષ શૂરવીર અને સાહસિક હતો, પરંતુ કંઇક અક્કલમાં મંદ, સ્વભાવે તામસી, તેમ બેપરવા અને રૂપ તથા ગુણમાં ઉતરતો હતો. તેથી રાજા સિંહદન્તનું મન પોતાની વૃદ્ધાવસ્થાને અંગે મુંજને રાજ્યાભિષેક કરવા તરફ લોભાયું. કારણ એ સમયે ભારતવર્ષની રાજકીય પરિસ્થિતિ ઘણી જ વિલક્ષણ અને ગુંચવણભરી હતી, એ સિંહદન્ત સારી પેઠે સમજ્યો હતો. તે વેળા હિન્દ અનેક પરસ્પર અતિ ઇર્ષ્યાલુ, અવિશ્વાસુ, અને દ્વેષી રાજાઓથી ઉભરાતું હતું; અને "જેટલાં ગામ તેટલા રાજા" એવી એક કવિની ઉકિતને કંઇક અંશે સત્ય ઠરાવતું હતું. હરેકને સામંતચક્રચૂડામણિ થવાની અભિલાષા હતી. અને હરેક રાજ્યમંડળના સામંતો પણ આવી જ પ્રકૃતિના હતા. આવી વસ્તુસ્થિતિ હોવાથી વંશ તેમ જ રાજ્ય ટકાવવાની

આતુરતાવાળા સિંહદન્ત રાજાને મરણાવસ્થા નિકટ આવતાં આવો વિચાર થયોઃ—

"અરર! મારો પોતાનો ખરો પુત્ર સિંધુલ ઓછી પહોંચવાળો અને ઓછો રાજ્યનીતિનિપુણ થશે, એમ એનાં લક્ષણ જ કહી આપે છે. અલબત્ત તે બલવાળો તેમ જ પાકો બાણાવલિ થશે, એ નિઃસંશય છે; પરંતુ એથી કાંઈ આ રાજ્યખટપટના કુટિલ જમાનામાં તેમ જ નટખટ સામંતોની મધ્યે તેનો દિ વળે તેમ મને તો લાગતું નથી. વળી પક્કો અને ખંધો મુંજ, જો હું તેને હાલ મારૂં રાજ્ય આપી જઈશ તો કાવાદાવાથી ઘડીભર રાજ્યપાટે ટકવા તેમ જીવવા દે, એમ પણ નથી. આથી જો સિંધુલને ગાદીએ બેસાડવાની આજ્ઞા કરીશ તો મારૂં આ રાજ્યેય જશે અને સાથે વંશનું પણ નિકંદન વળશે. માટે હાલ તો મારે મુંજનું મન રાજ્યપદથી જ અવશ્ય મનાવવું જોઈશે. કંઈ નહીં તો તેથી રાજપુત્ર સિંધુલનો જીવ તો ઉગરશે; પછી 'આગે આગે ગોરખ જાગે' તેમ જે થાય તે ખરૂં. જો તેનામાં પાણી હશે અને તેનું ભાગ્ય બલવત્તર હશે તો તે, અગર તો તેનો વંશજ પણ વખત આવ્યે બાપદાદાનું રાજ્ય મેળવી શકશે."

આવો વિચાર મન સાથે કરી, શાણા મંત્રીની સલાહ લેઇ, સિંહદન્ત, એક દિવસ લાગ સાધી, રાજકુંવર મુંજના રણવાસમાં ગયો, અને મુંજને એકાંતમાં આવી શિખ દીધીઃ—

"હે મુંજ! તું મને પ્રાણથી પણ અધિક પ્રિય છે. મારે તને તારા જન્મ સંબંધમાં એક ગુહ્ય ભેદ તારા હિત ખાતર જ કહેવાનો છે. અને તારે તે ભેદ તારા હૃદયમાં જ સમાવવાનો છે. તું ખરો રાજકુમાર નથી. તું નિરાધાર અવસ્થામાં મારા બગીચામાંથી મુંજના ભોથામાં પડ્યો હતો, ત્યાંથી તને મેં ઉપાડી લીધો હતો અને તે વેળા મારે કાંઇ સંતાન ન હોવાથી તને જ મેં પુત્ર પેરે પાળ્યો અને રાજકુમાર ઠરાવ્યો છે, જ્યારે ખરો રાજકુમાર તો સિંધુલ છે. પરંતુ તે પાણીવાળો ન હોવાથી તેમ માળવાનું ખટપટીયું રાજ્ય ટકાવશે, એવી ખાત્રી મને ન હોવાથી તને હું રાજ્યાભિષેક કરીશ. પરંતુ તારે એને લેશ પણ દુભવવો નહિ, અને પ્રીતિ-

ભાવથી તેની સાથે વર્તવું. વળી પિતા જેમ પુત્રના દોષ ગળી જાય છે તેમ તું મોટો ભાઈ હોવાથી તારે તેના દોષ ગળી જવા અને હરેક પ્રકારે તેને ક્ષમા કરવી. પરંતુ હરગીજ એને દેશવટો દેવો નહી તેમ તેને દેહાન્ત શિક્ષા પણ કરવી નહી. મારી આ સલાહ તું માનીશ તો આયંદે તારૂં કલ્યાણ થશે અને આ રાજ્ય પણ સચવાશે, નહિતર પ્રભુ તારી ઉપર રૂઠશે, એ નિશ્ચયે માનજે.

મુંજને પોતાની પૂર્વની નિરાધાર અને પામર સ્થિતિ જાણવામાં આવતાં ઘણું ઓછું તો આવ્યું અને તેની આંખમાંથી અશ્રુધારા ચાલી; પરંતુ રાજાએ તેને છાતીસરસો ચાંપ્યો અને શાન્ત પાડ્યો. આ ગુપ્ત વાત આટલેથી જ પતત. પણ દૈવયોગે મુંજ અને સિંહદન્ત વચ્ચે આ ગુપ્ત વાર્તાલાપ ચાલ્યો તે વેળા મુંજની ચબરાક સ્ત્રી, ગુજરાતના રાજા પહેલા ભીમદેવની પુત્રી, મદનસુંદરી જે બાજુના જ ઓરડામાં મુદ્દામ છુપાઈ રહી હતી, તેણે આ વૃત્તાંત સાંભળ્યો, અને તે વેળા મનમાંજ શમાવી રાખ્યો. પણ તે મુંજના કળયામાં તરત તો ન આવ્યું. અને તે સમજ્યો કે, તેના જન્મનો ગુપ્ત ભેદ ગુપ્ત જ રહ્યો છે. આ બનાવ બન્યા પછી સિંહદન્તે મુંજને અભિજીત મુહૂર્તમાં માળવાના રાજ્યનો અભિષેક કર્યો અને તેને રાજ્યપાટ સોંપ્યું. પછી થોડાક સમયમાં ઇશ્વરભજન કરતાં સિંહદન્ત સ્વર્ગે પહોંચ્યો.

હવે મુંજે પોતાનું પોત પ્રકાશ્યું. પોતે રાજબીજ નથી, એ હકીગત કોના કોના જાણવામાં છે, એની બારીક તલાશ કરી, અને તેના સર્વે જાણકારોને તેણે કોઇ ને કોઇ જ રીતે ઠેકાણે કરાવ્યા. પોતાની રાણીના ખુમારીભર્યા વર્તનથી તેને કદીમદી વહેમ જવા માંડ્યો કે, કદાચ સિંહદન્તે ગુપ્ત રીતે કહેલો વૃત્તાંત તે જાણતી હશે. પણ તેની ચોકસાઈ કરી લેવા એણે કેટલીએક પેરવીઓ કરી. છતાં તેમાં તે ફાવ્યો નહીં. એક વખતે પૂર હાસ્યવિનોદ બન્ને વચ્ચે ચાલતો હતો, એટલામાં મુંજે રાણીને તેનાં પીયરીઆં માળવાના રાજકુલ કરતાં ઉતરતા કુલનાં હોવાનું મહેણું માર્યું; અને માળવા તથા ગુજરાતના રાજાઓ વચ્ચેનો વંશપરંપરાનો ઇર્ષ્યાભાવ દાખવ્યો. એટલે તરત જ

સ્ત્રીહૃદય તેના ખરા સ્વરૂપમાં પ્રકટ્યું. પોતાનાં માબાપ ગમે તેવાં હોય, તેમને હાથે પોતાને અતિ અન્યાય થયો હોય છતાં, સ્ત્રીને તેમનો દોષ લેશ પણ મનમાં વસતો નથી એટલું જ નહીં પણ ટોળમાંયે તેમનું વાંકું બોલાતું તે રજ માત્ર સહી શકતી નથી. આની સાબીતીમાં મહાદેવ અને પાર્વતીનો દૃષ્ટાંત મશહૂર છે; પિતા દક્ષ પ્રજાપતિએ યજ્ઞમાં તેને અને તેના પતિ શંકરને ન નોતર્યાં છતાં, વગર તેડે તે ત્યાં ગયાં, અને આખરે અપમાન થયું અને જીવથી ગયાં. તો પછી મુંજની સ્ત્રી મદનસુંદરી ઓછું પાત્ર હતી, તે કેમ આવું મેહેણું સાંખી રહે ! તેણે મુંજને સામો ટાણો માર્યો:—"આપ જ કોણ છો તે વિચારોને ? મારાં માબાપ તો કલંકથી ભરેલાં છે, કે નહીં, એ પ્રશ્ન છે. પણ તેઓ કાંઇ હીણા કુલનાં નથી. પરંતુ આપ તો કોઈ રખડતી રાંડના છોકરા છો, તમારી શેખી, અને તુંમીજાજી મારી આગળ નહીં ચાલે. માટે મુંગા રહેવામાં જ તમારી અને મારી શોભા છે." આમ કહી સિંહદન્તનો ગુપ્ત ભેદ તેણે પ્રકટ કીધો.

તેના આવા અછકલાવેડાથી, તરત જ મુંજ ક્રોધે ભરાયો અને ધડથી તેનું માથું ધડાક દઇને છૂટું કર્યું.

આ રીતે મુંજે સિંધુલ સિવાયના સહુ શકદારોને ખસતાં કર્યાં અને શાણા અમાત્ય રૂદ્રાદિત્યની સલાહ અને પ્રેરણા પ્રમાણે વર્ત્તિ, પરાક્રમો દાખવી, માળવાનો રાજ્યવિસ્તાર વિશેષ વધાર્યો. જેમ મૂળે 'વાંદર અને તેમાંયે મદિરા પીધી' તેમ 'ઓછું પાત્ર' મુંજે રાજ્યમદ, યૌવનમદ, અને ધનસંપત્તિના બળથી અતિ ગર્વિષ્ટ બની અનીતિના માર્ગો આદર્યા. તે લંપટ અને અતિ લોભી થયો. પરંતુ રૂદ્રાદિત્ય જેવા ગંભીર અને નીતિનિપુણ અમાત્યની શાણી રાજ્યનીતિથી તેનો રાજ્ય અમલ પૂરો પાંસરો ચાલવા લાગ્યો.

પરંતુ રાજ્યનો ખરો વારસ સિંધુલ જ્યાં સુધી રાજ્યપ્રદેશમાં હતો ત્યાં સુધી મુંજને રંજ પણ ચેન ન પડવા માંડ્યું અને તેનાં છીંડાં શોધવાં શરૂ કર્યાં. આમાં તેનો હેતુ, ભવિષ્યમાં કાંટાની ગરજ સારનારા, રાજ્યના ખરા હક્કદારને ખસેડવાનો, તેને મૂળમાંથી જ બાળવાનો અને તેના પક્ષના સામંતો રૂપી વેલાને સિંધુલ રૂપી વાડથી વિહીન કરી નરમ કરવાનો હતો. આમાં ઉદ્ધત સિંધુલે તેને સરલતા કરી આપી. બન્યું એમ કે તે સ્વભાવે ઉન્મત્ત

તેમ નઠોર હતો અને મુંજની આજ્ઞા હરઘડી ઉલ્લંઘતો હતો; જો કે મુંજે કેટલાક સમય સુધી તો ખામોશ બહુ બહુ ખાધી, પરંતુ જેમ કમલપત્રને જલનો સ્પર્શ થતો નથી તેમ સિંધુલને મન મુંજની શિખામણ ન વસી તે ન જ વસી.

એટલે પરાણે દાબી રાખેલો જે વૈરાગ્નિ મુંજના હૃદયમાં ઉત્તેજાયો જતો હતો તે યોગ્ય લાગ આવતાં ભભુકી ઉઠયો. એક વખતે સિંધુલે ઉતાવળી પ્રકૃતિને લીધે મુંજને તેનાં અનીતિમય કર્મો માટે રાજપુરૂષોની સમક્ષ ટોણો માર્યો. તે સંબંધમાં કહેવાય છે કે ચન્દ્રમુખી નામની પંકાતી એક વેશ્યા સાથે તેને સહવાસ થયો હતો અને પાણીદાર અશ્વે ચઢી, ઘણુંખરૂં તેના મંદિરે જતો. મુંજ તેનામાં અતિશય અંધ બન્યો હતો; એથી ધીરે ધીરે તેણે દરરોજ "ચિરકિલ્લા' નામની અતિ ત્વરાવાળી સાંઢણી ઉપર સ્વાર થઇ નિત્ય નિત્ય રાત્રે તેને ત્યાં જવા માંડયું. આ વાત સિંધુલના જાણ્યામાં આવી અને તેણે ઉદ્ધત સ્વભાવથી પ્રેરાઇ, લોકમાં પ્રસારી. કુદરતી રીતે લોકે મુંજને ઘણો જ ચાવી નાંખ્યો અને આખરે તેને અપવાદ અસહ્ય જણાયો, એટલે તેણે ચંદ્રમુખીને ત્યાં જવાનું માંડી વાળ્યું. ત્યારે પેલી હલકટ વેશ્યાએ મુંજને પરિચય બંધ પાડવાનું કારણ પૂછાવ્યું. એટલે તેણે એના ઉત્તરમાં આ શ્લોક મોકલાવ્યો:—

**મુંજજ ષડલ્લા દોરડી પેક્ખિઅસિ ન ગમ્મારિ ।**
**અસાઢિ ઘણુ ગજ્જીઇ ચિક્ખિલિ હોયે વારિ ॥**

હે ગમાર ! તારી મુંજ રૂપી તારી દોરડી તૂટી પડી તેનું કારણ શું તું જોતી નથી ! આષાઢ મહીનાનો મેઘ ગાજે એટલે જમીન ચિકણી કાદવવાળી થયા વિના રહે કે ! અર્થાત્ લોકનિંદા રૂપી મેઘગર્જનાને લીધે મેં તારે ત્યાં આવવું છોડયું.

ઉપરં કહ્યું તેમ મુંજને ચંદ્રમુખીને ત્યાં જવાનું છોડવું પડયું તેમ સિંધુલને અવિચારી સાહસ માટે દેશવટો ખેડવો પડ્યો. કારણ તેની ઉદ્ધતાઇ મુંજને વિશેષ સાલી. તેથી આખરે મુંજે તેના કોઈ એક દોષને નિમિત્ત બનાવી, તેને રાજ્યમાંથી દેશવટો દીધો.

આથી **સિંધુલ ગુજરાતમાં** આવ્યો અને **અમદાવાદથી** ચૌદ ગાઉને અંતરે આવેલા **કાશીંદ્રા પાલડી** ( હાલનું કાસદ ) ગામમાં રહ્યો. અને અહીં તેણે બાણાવલિ અને આબાદ શિકારી તરીકે નામના મેળવી. શિકાર નજરે ચઢતાં વેંત જ તેને તાકીને હણવામાં તે એવો તો મશગુલ થઈ જતો કે, તેને લક્ષ્ય અને બાણના સંધાન સિવાય બીજા કશાનું ભાન ન હોતું રહેતું. એક વખતે સ્મશાનમાં શબને ઘુંટણ ટેકવી, સિંહને એક જ બાણે તેણે હણ્યો, પણ તે વેળા તેને પોતાના ઘુંટણ હેઠળ શબ હોવાનું યે ભાન રહ્યું ન હતું. કહેવાય છે કે તેના આવા એકાગ્ર ધ્યાનથી સ્મશાનવાસી, ભૂતપતિ વૈતાળ તેની ઉપર પ્રસન્ન થયો અને તેને વરદાન દીધું કે, “ તારૂં બાણ કદિ વૃથા નહીં જાય; અને તારા વંશમાં ચક્રવર્તી રાજ્ય ઉતરશે. ”

**સિંધુલને** આવી ભવિષ્યની લાલચને અંગે **માળવામાં** પાછા જઈ વસવાની બુદ્ધિ થઇ. **મુંજે** તેનો સત્કાર કીધો અને રાજ્યનો કેટલોક ભાગ કાઢી પણ આપ્યો અને **સિંધુલ** ત્યાં થોડોક સમય સુખથી વસ્યો. દરમ્યાન **મુંજના** કાન તેના શઠ સલાહકારોએ ખુબ ભંભેર્યા અને ભવિષ્યમાં પોતાના વંશજને રાજ્યપ્રાપ્તિ થશે, એવા ખુલ્લા ઉદ્દેશથી જ **સિંધુલ માળવામાં** પાછો આવ્યો છે, એમ તેના મનપર ઠસાવ્યું. એટલે રાજ્યલોભી **મુંજે** તેને જાસુસો દ્વારા પકડાવી મંગાવ્યો અને કાષ્ટના પિંજરામાં પશુ પેરે પૂર્યો. પછી તપાવેલા લોઢાના સળીઆથી તેની આંખો ફોડાવી અને રીબાવી રીબાવી તેને હણ્યો. આમ **મુંજે સિંધુલને** હણી, પોતાના નિર્દય સ્વભાવનો પરિચય સામંતાદિને કરાવ્યો ખરો, પરંતુ તેથી ભેદનું બીજ તેમના અંતરમાં ઉંડું રોપ્યું, અને પોતાના વિનાશનો માર્ગ સરળ કર્યો.

**સિંધુલને ભોજ** નામનો એક રાજપુત્ર હતો. આ વેળા તેની અવસ્થા ત્રણેક વર્ષની હતી. એટલે તેને રાજ્યમાં સંક્ષોભ થવાના ભયથી ન હણતાં, રણવાસમાં મોકલી દીધો. અહીં તે **મુંજના** પુત્ર રાજકુમાર **જયન્ત** સાથે ઉછર્યો અને મોટો થયો. તે યુદ્ધકળામાં પ્રવીણ તેમ જ શાસ્ત્રાદિ અને ચૌદે વિદ્યાનો સુજાણ થયો. તે વયે આવ્યો ત્યારે **મુંજે** તેની સાથે પણ જે ઘાતકી વર્તન ચલાવ્યું હતું અને તેને પણ ખસતો કરવા જે દુષ્ટ

મથન કીધું હતું, તે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ( આ વૃત્તાંત ભોજના ચરિતમાં વર્ણવવાનું હોવાથી અહીં તે આપ્યું નથી. ) ભોજ સુભાગ્યે તેમાંથી બચ્યો.

મુંજને રાજ્યલોભ તો હતો જ, તેમાં તિલંગાના દેશના રાજા તૈલિપદેવે, જો કે તેના છ છ વારના હુમલા તેણે પાછા હઠાવ્યા હતા છતાં સાતમી વાર માળવા ઉપર ચઢાઈ કરી. આ વેળા તેનો અમાત્ય રૂદ્રાદિત્ય વ્યાધિથી અશક્ત હતો. તેણે કોઈ યુક્તિપ્રયુક્તિથી તૈલિપને સમજાવી, પાછો કાઢવા મુંજને સલાહ આપી. પરંતુ ભાવિ બળવાન હતું, એટલે મુંજને તે વાત રૂચિ નહીં, અને તૈલિપ સાથે ભયંકર લડાઈ કરી, તેની બુદ્ધિ ઠેકાણે આણવાનો દુરાગ્રહ આદર્યો. ત્યારે રૂદ્રાદિત્યે તેને, પૂર્વનો, માળવાના રાજાને, જો તે ગોદાવરી નદી ઉતરી સામે પાર જશે તો તેનો નાશ થશે, એવો જે શાપ થયો હતો તેનું સ્મરણ કરાવ્યું. પરંતુ દુરાગ્રહને ચાળે ચઢેલા અને પ્રારબ્ધથી પ્રેરાયલા મુંજે તેનું કહેવું ગણકાર્યું નહીં, એટલું જ નહીં પણ રૂદ્રાદિત્યને જ "ચોરીમાંથી જ રાંડવાની અશુભ વાંછના" દાખવનારો, અપશકુનિયાળ લેખી, પ્રધાનપદ ઉપરથી ઉઠાડી મૂકયો, અને સ્વારીની તૈયારીઓ ધામધુમથી કરી. પછી બળના મદથી છકેલા મુંજે તૈલિપદેવની સામે ઘોર યુદ્ધ આદર્યું અને તેને માળવાના પ્રદેશમાંથી મારી હઠાવી ગોદાવરીની સામે પાર કાઢ્યો. આટલા કાર્યથી ન અટકતાં, વિજય-મદથી અંધ બની, તેણે એ તીરે, પોતાના સૈન્યનો મોરચો પણ નાંખ્યો. આ વ્યતિકર શાણા રૂદ્રાદિત્યના જાણ્યામાં આવતાં તેને ઘણો જ શોચ થયો. તેના મનમાં એવો દૃઢ વિચાર બંધાયો કે અવશ્ય મુંજ હવે તૈલિપદેવની જાળમાં સપડાવાનો અને અંતકાલનું દુઃખ સહેવાનો. આવો અનિષ્ટ પ્રસંગ વૃદ્ધાવસ્થાની આખરીએ મારે મારી નજરે જોવો કે કાને સાંભળવો પડે, તે કરતાં બેહેતર છે કે રાજનિષ્ટ સેવકે મરવું ભલું. આવા વિચારથી તેણે ચિતા ખડકાવી, અને સ્વદેહનું બલિદાન કર્યું. આગળ જોઇશું તેમ મુંજને આવા શાણા અને પાકટ અનુભવી સચિવની સલાહ નહીં ગણકાર્યા બદ્દલ અત્યંત માનહાનિ અને અંતે નિંદ્ય મરણ પણ સહેવું પડયું.

તૈલિપદેવે, મુંજને ગોદાવરીના સામા તીરે પડાવ નાંખી ઠરેલો જોતાં, અનેક પ્રપંચો યોજ્યા અને તેને ફસાવવાને વિવિધ જાળો પાથરી.

પહેલાં, તેની સેનામાં તૈલિપે ભેદ પડાવ્યો અને પછી યુદ્ધમાં મુંજને હરાવી જીવતો કેદ પકડ્યો અને કાષ્ટના પિંજરામાં પશુ પેરે પૂરી તિલંગાનાના પાટનગરમાં આણી, આખા ગામમાં ફેરવ્યો. પછી એક રાજમહેલમાં તેને નજરકેદ રાખ્યો. અહીં તૈલિપદેવે કેદી રાજાને યોગ્ય તેની સારી બરદાશ રાખવા માંડી, અને પોતાની બાલવિધવા બહેન મૃણાલવતીને તેની સરભરાનું કાર્ય સોંપ્યું, અને કોઇ રીતની ઊણપ ન રહે, એવી તજવીજ કરી. તે અહીં સર્વ વાતે સ્વતંત્ર હતો; માત્ર તેને બહારના વ્યવહાર સાથે ભળવાની મનાઇ હતી. મુંજનાં રૂપ અને સૌંદર્ય મોહક તો હતાંજ તેમાં એકાંત મળ્યો. એટલે મૃણાલવતી તેના પ્રેમપિંજરમાં સપડાઇ, અને બન્ને વચ્ચે નિકટ પરંતુ ગુપ્ત સ્નેહસંબંધ બંધાયો; પરંતુ તે દરબારમાં કોઇથી કળાયો નહીં અને મોજીલો મુંજ તેની આસક્તિમાં પરતંત્રતાનું દુઃખ લગભગ વિસરી ગયો.

પરંતુ બીજી પાસ મુંજના પ્રધાનોએ માળવાનું રાજ્ય અન્ય પ્રતિપક્ષીના હાથમાં ન જાય તે માટે તેને પાછો આણવાની વિવિધ પેરવીઓ રચી. તેમણે ગુપ્ત ચાર દ્વારા તૈલિપદેવના કેટલાક રાજ્યસેવકોને ફોડ્યા અને તેમની સહાયતાથી નદીની સામી તીરથી તે મુંજના કેદનિવાસમાં તેના શયનસ્થળ પર્યંત પહોંચે એવી એક સુંસરી સણુંગ ખોદાવી અને મુંજને તે સણુંગ દ્વારા એકલા નાશી આવવાનો સંકેત પણ કહાવ્યો. પરંતુ લોલુપ ભ્રમરની પેઠે, કમ અકલી મુંજ મૃણાલવતીમાં અતિશય આસક્ત હતો. એટલે તેને છોડીને જવાનું તેને ગમ્યું નહીં, તેમ મૃણાલવતીમાં તેને એટલો વિશ્વાસ ન હોતો કે તે એના નાશી જવાનો સંકેત ગુપ્ત રાખી શકશે, અને પોતાની સાથે નાશી આવવા તત્પર થશે. આથી તેને ભય રહેતો હતો કે કદાચ જો તે, એનો ગુપ્ત સંકેત પામી જશે તો ઉલટી બલા ગળે વળગી, જીવ જોખમમાં નાંખશે. આમ ભય અને અવિશ્વાસના હીંચોળે ચઢેલું તેનું મન અતિશય ચિંતાતુર રહેવા લાગ્યું. અને કોઈ વાતે ચેન પડતું ન હતું, એમ સ્પષ્ટ દેખાવા માંડ્યું.

ચતુર મૃણાલવતી તો તેની મોંકળાથી તેની ચિંતાતુર સ્થિતિ ચેતી ગઈ, પરંતુ તેનું કારણ તે કળી શકી નહીં. પણ સ્ત્રીચરિત્ર આગળ

પુરૂષચરિત્ર ઘણાંક કારણોએ હેઠું પડે છે, તેમ આ પ્રસંગમાં પણ બન્યું. પાકી મૃણાલવતીએ તેની ચિંતાનું કારણ પામવા તેને આહારની સામગ્રીઓ બેસ્વાદ પીરસાય એવી તજવીજ કરી. કોઈ દિવસ અતિ ખારી તો કોઈ દિવસ અતિ ખાટી રસોઇ પીરસાતી હતી, છતાં ચિંતાશીલ મુંજે તે મુંગે મોંઢે ખાયાં જ કરી, અને તે વિષે કંઇ ફર્યાદ ન કરી. આમ તેની રૂચિ બહેર મારી ગયલી સમજાતાં, મૃણાલવતીનો શક વિશેષ જામ્યો; અને લાગ જોઇ, સ્નેહકાર્યમાં તેને અતિશય લપટાવી, 'પેટમાં પેસી,' ત્યાંથી નાશી જવાના તેના મર્મનો પાર મેળવ્યો. "સ્ત્રીનો વિશ્વાસ ન કરવો," એવું નીતિવચન મુંજ જાણુતો હતો છતાં સ્નેહવશતામાં ભોળાભાવે તેને કહ્યું:

"હે સુંદરી મૃણાલવતી! તેં મારી સેવા ઘણા જ સ્નેહથી કીધી છે; તેથી હું કેદમાં પડ્યા છતાં પરતંત્રતાનું દુઃખ પણ ભૂલી ગયો છું. મને તારો સમાગમ અનિવાર્ય લાગે છે. હું કદી અન્યત્ર જઇશ તોયે ત્યાં તારા વિના મને આ દુનિયા બિલકુલ નીરસ લાગવાની જ. માટે હું, એક ગુપ્ત વાત તારા તેમ જ મારા હિતની કહું છું. હું અહીં રહેતાં હવે કંટાળ્યો છું, તેથી આ સણંગમાંથી નાશી જવાના નિર્ણયે આવ્યો છું; પરંતુ તારા વિના જવું, એ મને ઝેર જેવું લાગે છે. માટે તું મારી સાથે આવે તો સારૂં. તો હે પ્રિયે! તું ત્વરાથી ઘટતી સામગ્રી લઈ તૈયાર થા. પ્રભુકૃપાથી આપણે સહીસલામત માળવે પહોંચીશું. ત્યાં જો કે મારે મારા રાજ્યમાં અન્ય પટ્ટરાણીઓ છે, છતાં આવી વિપત્તિ વેળા મારી સેવા ઉઠાવનારી, તું કે જે મારી ખરી જીવનરસદાત્રી છે તેને હું મારી વડી પટ્ટરાણી બનાવીશ, તે માટે તારે રંજ પણ સંશય રાખવો નહીં."

મૃણાલવતી બડી ખંધી હતી, અને તે રાજ્યખટપટની ભોમીયણ પણ હતી. વળી તે મુંજ કરતાં વયે મોટી હતી, એટલે તેને લાગ્યું કે રાજારૂપી ભ્રમરોના સ્થાયી સ્નેહનિબંધનનો વિશ્વાસ રાખવો, એ કેવળ મૂર્ખાઇ જ છે. તેથી જો કે હાલ મુંજ ઉપકારને લીધે તેમ જ મારી સાથે અહીંના છટકામાંથી નિર્ભય નીકળી જવાનો લાગ સાધવાના કારણે મને પટ્ટરાણી બનાવવા કહે છે, પણ તેનો વિશ્વાસ કરવો, એ સર્વથા યોગ્ય નથી જ. પરંતુ અત્યારે તો તેનો વિશેષ વિશ્વાસ મેળવવાની અગત્ય છે તેથી તેને ના

કહેવી, એ અનુચિત છે. માટે હાલ તો તેને હા કહેવી, પછી 'આગે આગે ગોરખ જાગે' તેમ થવાનું હશે તે થશે "

આવો વિચાર કરી, મૃણાલવતીએ પણ સામી અતિ પ્રીતિ દાખવી, પોતાની પણ 'ગચ્છન્તી' કરવાની વૃત્તિ હોવાનું કહી, તેના સંકેતને સંમતિ આપી, તેની સઘળીયે યોજના જાણી લીધી.

આ પ્રમાણે તેને થાપ આપીને, મૃણાલવતી નાસવા પૂર્વે જોઇતી સર્વ સામગ્રી તૈયાર કરવાના, અને પોતાનાં આભૂષણોનો કરંડીયો તેમ જ વાટખર્ચીનાં નાણાં આણવાના નિમિત્તે બહાર ગઇ અને તેનું કાત્યાયન કરાવવા પોતાના ભાઈ તૈલિપદેવ આગળ સઘળોયે ભરમ ફોડ્યો. તૈલિપદેવ આ સાંભળી, અતિશય રોષે ભરાયો અને તેની વિડંબના કરવા તત્કાળ મુંજને રૂબરૂ બોલાવી, સૌ દેખતાં તેનું અસહ્ય અપમાન કીધું, અને બે બદામના નોકરો પાસે તેના કુતરાના જેવા હાલહવાલ કરાવ્યા એટલું જ નહીં પણ તેને પગે ભારે બેડીઓ નંખાવી, એક લોહપિંજરમાં પૂરાવ્યો, અને પશુપેરે હરેક રીતે સતાવાય તેટલો સતાવરાવ્યો. અને સાત દિવસ સુધી 'નકર કષ્ટ' રાખી આઠમે દિવસે ગળે દોરડું બાંધી, ઘેરે ઘેર ભિક્ષા માગતો સમગ્ર નગરમાં ફેરવવા સેવકોને ફરમાવ્યું.

રાજા તૈલિપ દેવની આવી અતિશય નિર્દય આજ્ઞા થતાં, રાજ્યના પરિજનોએ મુંજને ગળે દોરડું બાંધ્યું, તેના હાથમાં રામપાત્ર આપ્યું, અને ઘેરેઘેર ભિક્ષા માગવા માંકડાને મદારી ખેંચે તેમ ખેંચી ખેંચી ફેરવ્યો. કેટલેક સ્થલે સજ્જન લોકો તેની દયા ખાતાં તો કેટલાક પાષાણ હૃદયના લોકો તેનો તિરસ્કાર કરી, શ્વાનને નાંખે તેમ ટુકડા તેના રામપાત્રમાં નાંખી, તેની મશ્કરી કરતાં. આવાં અનેક અસહ્ય અપમાનથી માળવાના રાજા મુંજને અતિશય માનભંગ લાગ્યો, પરંતુ તે સહ્યા વિના છૂટકો જ ન હતો. આ વેળા તેના મનમાં અતિશય વિરાગ ઉત્પન્ન થયો. તેના આ સમયના ઉદ્ગાર અનુભવથી ભરપૂર છે. લોકો પાસે ભિક્ષા મગાવતો સેવકોએ તેને ફેરવ્યો, તે વેળા ટોણાનાં કે દિલસોજીનાં જે વચનો લોકોએ ઉચ્ચાર્યાં હતાં તેના તેણે આપેલા ઉત્તર સદા સ્મરણમાં રાખવા યોગ્ય છેઃ—

એક પુરૂષે તેને આવી અવદશાએ પહોંચવાનું કારણ પૂછતાં તે બોલ્યો:—

**સઉ ચિત્તહરિ સટ્ટી મમ્મણુ હ બત્તી સકી હીયાં,**
**હિઅમ્મિ તે નર દટ્ટ સીઝે જે બીસ સઈ થિયાં. ૧**

સઘળાંનાં ચિત્તને હરનારી, ડાહ્યા ડાહ્યા વાર્તાલાપથી ગમે તેવા મરદને પણ છેતરનારી, શઠ હૃદયની સ્ત્રી ઉપર જે પુરૂષ વિશ્વાસ રાખે છે તે નિશ્ચે હૈયામાં અતિશય સીઝે છે, અર્થાત્ મહાપશ્ચાત્તાપ પામે છે.

વળી તે જ વેળા તેના મનમાં આવ્યું કે,—

**ઝાલી, તુટ્ટી કિં ન મૂઢ ! કિં ન હુઅઉ છાર પુંજ**
**હિંડઇ દોરી બન્ધી યઉ જિમ મંકી તિમ મુંજ ૨**

હે મૂઢ ! તારી જીવનદોરી બાલ્યાવસ્થામાંથી જ કેમ બળી ઝળી નહીં, તેમ તૂટી પણ નહીં ? તેમ તું બળીને રાખનો ઢગલો પણ કેમ ન થયો ? ( તેમ ન થયું તેથી તો ) હે **મુંજ** ! જેમ દોરી બાંધેલું માંકડું મદારીની પુંઠે પુંઠે પરવરે તેમ તારે આજે દોરાયાં દોરાવું પડે છે.

વળી તેને શાણા રૂદ્રાદિત્યનાં વચન યાદ આવ્યાં, એટલે તેને ઉદ્દેશીને બોલ્યો:—

**ગય ગય, રહ ગય, તુરગ ગય, પાયક્કડા નિભિચ્ચ;**
**સગ કીય કરિ મનીણ ઉચ્ચું હું તા રૂદ્રાઇચ્ચ ૩**

હે રૂદ્રાદિત્ય ! મારા ગજ ગયા, મારા રથ ગયા, મારા તુરંગ (ઘોડા) ગયા, મારા નિર્ભય પાયદળ લશ્કરીઓ પણ ગયા. અરેરે ! તેમાંનું કાંઈ પણ અત્યારે કામ લાગતું નથી. હું પરિજનથી રહિત થયો છું. તું હવે મને સહાય થઈ, સ્વર્ગે તારી સાથે ખેંચી લે તો ઘણું સારૂં.

ત્યાંથી **મુંજ** ફાટ્યાંતુટ્યાં લુગડાં સાથે રામપાત્ર લઈ, છાશ માગતો એક ઘર આગળ આવ્યો. એટલે એક કઠોર સ્ત્રીએ મજાકમાં તેને ભુંડા હાલ વિષે ટોણો માર્યો, એટલે તે બોલ્યો:—

**ભોલી મુન્ધિ મ ગવ્વુ કરિ પિક્ખી વિપડુ ગુમાંઈ**
**ચૌદસઈ સઈ છહુત્તરહં મુંજઈ ગયહ ગયાઈ ૪**

હે ભોળી મૂઢ સ્ત્રી ! હું હાલ વિપત્તિમાં આવી પડ્યો છું ત્યારે તું વિવેકબુદ્ધિ ગુમાવી, આટલો બધો ગર્વ શાને કરે છે ! આ મુંજને દ્વારે ચૌદસે ને છોતેર હાથીઓ ઝુલે છે, પરંતુ દૈવયોગે આવી અધમ દશાએ પહોંચતાં તે આજ કાંઈ કામ લાગ્યા નથી.

મુંજ જેવા રાજાને છાશ પીવા રામપાત્ર આપી, ફેરવવામાં આવતો જોતાં પોતે પણ સ્ત્રીના ઝપાટામાં એક વાર આવી ફસેલા એક વિદ્વાન સંન્યાસીએ ભારે વિશ્વાસ નાંખ્યો. તે સાંભળી તેના મનના સમાધાન અર્થે મુંજ બોલ્યોઃ—

**मा मर्कट करूद्वेगं यदहं खण्डितोऽनया**
**रामरावणमुञ्जाद्याः स्त्रीभिः के के न खण्डिताः ॥ ५**

હે મનરૂપી માંકડા ! " આ સ્ત્રીએ મને છેતર્યો " એમ સમજી, વૃથા ઉદ્વેગ કરતો નહીં. શું રામ, રાવણ અને મુંજ જેવા કંઈ કંઈ મોટા પુરૂષોનું માનખંડન સ્ત્રીઓને હાથે થયું નથી ? તો તું સંન્યાસી થયા છતાં ઇન્દ્રિયનિગ્રહ નહીં રાખી શકનાર તેની સામે ટકે શી રીતે ?

વળી તેવામાં રેહેંટીયો ફેરવતી સ્ત્રીના રેહેંટીયાની ચીસ સાંભળી, મુંજ એક અન્યોક્તિ બોલ્યોઃ—

**रे रे यंत्रक मा रोदी यदहं भ्रामितोऽनया ।**
**कटाक्षाक्षेपमात्रेण कराकृष्टस्य का कथा ॥ ६ ॥**

હે યંત્રક રેહેંટીયા ! " આ સ્ત્રી મને ચક્રિએ ફેરવ્યાં જ કરે છે, " એવા વિચારથી રૂદન કરતો નહીં. કારણ સ્ત્રીના કટાક્ષ માત્રથી જ ભલભલા તારી પેઠે મોહના ચકડોળે ચઢ્યાં જાય છે, તો તેના હાથમાં સપાડાયલો તું આવી દશાને પામે તેમાં શું કાંઈ નવાઈ છે ?

પછી તે ભિક્ષા માગતો માગતો તૈલિપદેવના મેહેલ આગળ આવ્યો, ત્યારે અટારીમાં ઉભેલી નઠોર મૃણાલવતીને નિરાંતે તેની ફજેતી જોતાં દેખી, તે મનોવેધક કટાક્ષથી કંઇક બોલ્યોઃ—

**જા મતિ પચ્છઈ સમ્પજઈ, સા મતિ પહિલિ હોઈ;**
**મુંજ ભણઈ મુણાલવઈ, વિઘ્ન ન વેઠઈ કોઈ.**

**( જે મતિ પછીથી ઉપજે, તે મતિ પહેલી હોય;**
**મુંજ ભણે મૃણાલવતી વિઘ્ન ન વેઠે કોઇ. )**

જે મતિ પછીથી—મરણાવસ્થા સમીપ આવતાં મનુષ્યને ઉપજે છે તેવી મતિ સંસારવ્યવહારમાં પડવા અગાઉથી જો તેને થતી હોય તો મુંજ કહે છે કે હે મૃણાલવતી ! કોઇને વિઘ્ન, દુઃખ વેઠવાનો વારો જ ન આવે. કહેવત છે કે "સ્મશાન વૈરાગ્ય ટકે તો સંસાર ન ખટકે,"

વળી ત્યાંથી આગળ ચલતાં એક ધનવાનના ગર્વિષ્ટ પુત્રને પોતાની ચેષ્ટા કરતો તથા હસતો જોઈ તે બોલ્યોઃ—

**आपद्गतं हससि किं द्रविणान्धमूढ ।**
**लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रम् ॥**
**किं त्वं न पश्यसि घटीजलयंत्रचक्रे ।**
**रिक्ता भवन्ति भरिता भरिताश्च रिक्ताः ॥ ८ ॥**

હે દ્રવ્યથી અંધ થયલા યુવાન ! મને આવી આપત્તિમાં સપડાયલો જોઇને તું શું હસે છે ! લક્ષ્મી કોઇને ત્યાં સ્થિર રહી નથી, રહેતી નથી, અને રહેવાની પણ નથી, તો પછી મારે ત્યાં તે ન રહી, એમાં તને નવાઈ જેવું શું લાગે છે ! શું તું એ નિત્ય જોતો નથી કે જલયંત્રચક્રનાં ઘડીયાં ભરાય છે, ખાલી થાય છે, પાછાં ભરાય છે અને પાછાં ખાલી થાય છે. તે જ પ્રમાણે મનુષ્ય કાલે કરીને ધનવાન્ થાય છે તો કાલે કરીને જ દરિદ્રિ થાય છે. એમાં તું ઉપહાસ્ય કરે છે, એ તારી ખરેખરી મૂર્ખાઈ અને છોકરવાદી જ દાખવે છે.

વળી ઘેરઘેર ભિક્ષા મંગાવી રહ્યા પછી રાજાની આજ્ઞા પ્રમાણે સેવકો અંતે જ્યારે મુંજને શૂળીએ ચઢાવવા લઇ ગયા ત્યારે પોતાના મનને પ્રબોધ કરતો તે બોલ્યોઃ—

**अलंकारः शंकाकरनरकपालं परिजनो**
**विशीर्णांगो भृङ्गी वसु च वृष एको बहुवयाः ।**
**अवस्थेयं स्थाणोरपि भवति सर्वामरगुरो-**
**र्विधौ चक्रे मूर्ध्नि स्थितवति वयं के पुनरमी ॥ ९ ॥**

હે મૂર્ખ મન ! તું હવે મિથ્યા શોચ કરવો મૂકી દે. તારા જેવા પામર જનની આવી અવસ્થા થઈ તેથી તું શાને શોચ કરે છે ? તું જો-તો ખરૂં કે, સર્વ અમરોના ગુરૂ ગણાતા સાક્ષાત્ સ્થાણુ-શંકર તેની પણ અવસ્થા કેવી વિપરીત થઈ છે ? તેઓ ભલભલાને વિવિધ સંપત્તિ અને વિભવોનાં વરદાન આપે છે; ત્યારે તેમને પોતાને તો અલંકારમાં કમકમાટી ઉપજાવે એવી, મનુષ્યોનાં રૂંઢોની માળા છે. વળી તેઓએ રાવણ ,જેવા અતિ સમર્થને અસંખ્ય પરિજનો આપ્યા; ત્યારે તેમના પરિજનો વિશીર્ણ છિન્ન ભિન્ન-વાંકાં ચુંકાં અવયવોવાળા શૃંગી, ભૃંગી આદિ છે. તેમની સમૃદ્ધિ તો તું જો; સંપત્તિમાં માત્ર એક નંદિકેશ્વર અને તેય વૃદ્ધ વયનો. આમ વિધિ-દૈવ વાંકું થતાં શંકર જેવાની પણ આવી અવસ્થા થઈ છે, તો તું કોણ ?

પછી વિશેષ સમાધાનને અર્થે તેણે મનને પ્રબોધ કર્યો:—

**સાયર ખાઈ લંકગઢ, ગઢ વઈ દસશિરૂ રાઉ;**
**ભઞ્ગ ક્ખય ભજ્જી ગય, મુંજ મકરિ વિસાઉ. ૧૦**

સમુદ્રરૂપી ખાઇ લંકાગઢની આસપાસ હતી અને જેનો ગઢવઈ અર્થાત્ રક્ષક દશ શિરવાળો રાય રાવણ હતો, છતાં તે ગઢ અને ખાઈ તૂટયાં, માટે હે મુંજ ! તારી આવી અવદશા થઈ તેથી તારે લેશ પણ ખેદ ધરવો નહીં.

પછી શુળીએ ચઢાવતાં, પરિજને તેને કહ્યું:—હે મુંજ ! દેહના સાર્થક્ય માટે તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે, ત્યારે તે નિસ્પૃહાથી બોલ્યો:—

**लक्ष्मीर्यास्यति गोविन्दे वीरश्रीर्वीरमेष्यति ।**
**गते मुञ्जे यशःपुञ्जे निरालम्बा सरस्वती ॥ ११ ॥**

યશના ઢગરૂપ મુંજના મરવાથી લક્ષ્મી જે મારે ઘેર આવી આટલો સમય રહી હતી તે તેના પતિ ગોવિન્દ–વિષ્ણુ પાસે પાછી ચાલી જશે, અને બીજી રહી વીરશ્રી–શૌર્યરૂપા લક્ષ્મી, તે પણ મારા મર્ણ પછી તેના વીર પતિને ગૃહે ચાલી જશે, પરંતુ મારી સરસ્વતી રૂપી સ્ત્રી તો આશ્રય વિનાની થતાં મારી સાથે જ સહગમન કરશે.

આ પ્રમાણે અનેક વિચારોના ઉદ્‌ગારોથી મુંજે પોતાનું મન વાળ્યું અને માથે પડેલું સંકટ સહ્યું. નિર્દય તૈલિપદેવે આવી આવી અનેક વિટંબનાઓ કરી, તેને સતાવી સતાવી આખરે શૂળીએ ચઢાવ્યો. અને મરણ પામ્યા પછી પણ જાણે વૈરવૃત્તિ સંતોષાઈ ન હોય તેમ ખરા વીરને ન છાજે તેવું વર્તન તેના શબ સાથે પણ ચલાવ્યું. તેણે દહીંના લેપવાળું તેનું માથું રાજમહેલના આંગણામાં લટકાવરાવ્યું, અને પછી કિલ્લાની ખાહીમાં દટાવરાવ્યું.

આ રીતે પોતાના પાલક પિતા સિંહદન્તના ખરા રાજપુત્ર સિંધુલને આંખો ફોડી, કમોતે મારનાર મુંજ રાજા પણ શ્વાનને યોગ્ય કમોતે મુઓ. કવિઓ તેની વિદ્વત્તા અને આશ્રયનું સ્મરણ કરતાં તેમ જ દુઃખ અને સંકટ વેળા પોતાના અંતરનું સમાધાન કરતાં હજીયે કહે છે કે,

**यशःपुञ्जो मुञ्जो गजपतिरवन्तिक्षितिपतिः**
**सरस्वत्यावासः समजनि पुरा यः कृतिरिति**
**स कर्णाटे देशे ससचिवबुद्ध्यैव विधृतः**
**कृतः शूलाप्रोतस्त्वहह विषमाः कर्मगतयः ॥ १२ ॥**

યશના ઢગરૂપ રાજા મુંજ, જે અનેક ગજનો પતિ હતો, અવન્તિ (માળવા) દેશનો રાજા હતો, સરસ્વતીના નિવાસરૂપ હતો, અર્થાત્ વિદ્વાનો તેના વડે પોષાતા હતા, તેમ જ વડે પણ વિદ્વાન્ હતો. તેણે પૂર્વે પોતાની કૃતિથી આવું ઉત્તમ પદ પ્રાપ્ત કીધું હતું; આવા સર્વે ગુણથી કૃતાર્થ થયેલા મુંજરાજને બુદ્ધિબળથી તેના પ્રધાન સાથે કર્ણાટક દેશના રાજાએ બંધીખાને રૂંધી, બેહાલ કરી, ઉખેડી નાંખ્યો અને શૂળીએ ચઢાવ્યો; અરે રે કર્મની ગતિઓ વિષમ છે.

મુંજના માથાને દાટયા પછી એક પંડિતે પોતાના શિષ્યોને ઉપદેશ આપ્યો:-

**सुहृद्देवेन्द्रस्य क्रतुपुरुषतेजोंशजनकः**
**प्रमीतः शय्यायां सुतविरहदुःखाद्दशरथः ।**
**ज्वलत्तैलद्रोण्यां निहितवपुषस्तस्य नृपते-**
**श्चिरात्संस्कारोऽभूदहह विषमाः कर्मगतयः ॥ १३ ॥**

જે દેવોના અધિપતિ ઈંદ્રનો પરમ મિત્ર હતો, જે સાક્ષાત્ યજ્ઞ-પુરૂષના તેજાંશ **રામચંદ્રજીનો** પિતા હતો, એવો રાજા **દશરથ** વનવાસે મોકલેલા સુત **રામચંદ્રજીના** વિરહદુઃખથી શય્યામાં જ મરણ પામ્યો, અર્થાત્ મરણસમયે ભૂમિ પણ ન પામ્યો; વળી સામાન્ય મનુષ્ય તો તરત જ અગ્નિસંસ્કાર પામે છે, પરંતુ ચાર ચાર પુત્રોના પિતા એવા એ નરપતિનું શરીર, તેને અગ્નિસંસ્કાર આપનાર કોઈ પણ પુત્ર નિકટ ન હોવાથી તેલની કોઠીમાં કેટલાક દિવસ પર્યંત સાચવી રાખવું પડ્યું અને લાંબે સમયે અગ્નિસંસ્કાર પામ્યો. અહો હો, એથી કર્મની વિષમ ગતિ કઇ હશે ?

આવા પ્રકારની **મુંજ** રાજાની અવદશા **તૈલિપ** દેવે કર્યાના સમાચાર સાંભળતાં **માળવાની** પ્રજામાં ભારે હાહાકાર વર્તી રહ્યો. પછી સર્વ શાન્ત પડતાં, પ્રધાનોએ **મુંજના** ભત્રીજા **ભોજને** રાજ્યાભિષેક શુભ મુહૂર્તે કીધો અને તેના નાયકપદે **માળવાનું** રાજ્ય સમૃદ્ધિ તેમ જ સુખથી સંપન્ન થયું.

---

**राजन्मुञ्जकुलप्रदीप सकलक्ष्मापालचूडामणे**
**युक्तं संचरणं तवाद्भुतमणिच्छत्रेण रात्रावपि ।**
**मा भूत्त्वद्वदनावलोकनवशाद्व्रीडाभिनम्रः शशी**
**मा भूच्चेयमरुन्धती भगवती दुःशीलताभाजनम् ॥**

હે રાજન્! હે **મુંજના** કુલના દીવા રૂપ ! હે સઘળા ભૂમિપતિઓના ચૂડામણિ ! તારે તો રાત્રિના સમયે પણ અદ્દ્ભુત મણિઓવાળું છત્ર માથે રાખીને ફરવું જોઇએ છે, કે જેથી તારૂં મુખ ન જણાય; કારણ જો ચન્દ્ર તારૂં મુખ જુએ તો તેને લાજથી નમવું પડે; તેમ જ ભગવતી અરુન્ધતીનું પતિવ્રતા પણું ખંડિત થવાનો સંભવ પણ ન રહે.

---

# ભોજરાજાનું જીવનવૃત્તાંત*.



રાજા ભોજ પરદુઃખભંજન, મહારાજાધિરાજ વિક્રમાદિત્ય પરમારના વંશના સિંહદન્ત રાજાના પુત્ર સિંધુલનો રાજકુંવર હતો. તેના પિતા સિંધુલની હત્યા તેના કાકા મુંજે કેવી રીતે કરી હતી, એ ઉપર આલેખેલા મુંજરાજના ચરિતથી જણાયું છે જ. સિંધુલને મુંજે હણ્યો ત્યારે ભોજનું વય ત્રણેક વર્ષનું હતું. આટલી નાની વયના બાલકને વિના અપરાધે હણતાં પ્રજામાં ભારે સંક્ષોભ થશે, એવો ભય વિચક્ષણ મુંજને સ્વાભાવિક રીતે થયો. આથી તેણે બાલ રાજકુમારને ન હણતાં, રણવાસમાં મોકલી આપ્યો. ત્યાં તે તેના પુત્ર જયન્તની સાથે લાડકોડથી ઉછરવા લાગ્યો. તે પાંચ વર્ષનો થયો ત્યારે મુંજના હૃદયમાં તેનાં ઉમદા રાજ્યલક્ષણો તેમ જ બુદ્ધિની તીવ્રતા, શૌર્યનું સ્ફુરણ, સાહસવૃત્તિ, આત્મમાન આદિ જોતાં રાજ્યપાટ પોતાના વંશમાં ટકાવી રાખવાનો લોભ પુનઃ ઉત્કટ થયો.

કારણ લોભ એ એક એવી અધમ વૃત્તિ છે કે, જેની પ્રેરણાથી મનુષ્ય દુષ્ટમાં દુષ્ટ કામ કરતાં પણ લેશ માત્ર ખચકાતો નથી. શાસ્ત્રો એ ખરૂં જ કહે છે:—

**શ્લોક.**

**लोभः प्रतिष्ठा पापस्य प्रसूतिर्लोभ एव च ॥**
**द्वेषक्रोधादिजनको लोभः पापस्य कारणम् ॥ १ ॥**

---

* મેરૂતુંગાચાર્યકૃત પ્રબંધચિંતામણિ, સ્વ. ઓન. એ. કે. ફાર્બસે રચેલી અને દિ. બ. રણછોડભાઇ ઉદયરામ દવેના ભાષાંતરવાળી રાસમાળા, પંડિત બલ્લાલે રચેલો ભોજપ્રબંધ અને દંતકથાઓના આધારે તેની દાનશીલતા, વિદ્યાવ્યસન અને વિદ્યાકલાશ્રય દર્શાવવા પ્રયોજન પરત્વે આ ચરિત આલેખેલું છે.

लोभात्क्रोधः प्रभवति क्रोधाद्द्रोहः प्रवर्तते ।
द्रोहेण नरकं याति शास्त्रज्ञोऽपि विचक्षणः ॥ २ ॥
नार्थैः पूरयितुं शक्यो लोभो बहुविधैरपि ।
नित्यं गंभिरतोयाभिरापगाभिरिवार्णवः ॥ ३ ॥
सुमहान्त्यपि शास्त्राणि धारयन्तो बहुश्रुताः ।
छेत्तारः संशयानां च लोभग्रस्ता व्रजन्त्यधः ॥ ४ ॥
मातरं पितरं पुत्रं भ्रातरं वा सुहृत्तमम् ।
लोभाविष्टो नरो हन्ति स्वामिनं वा सहोदरम् ॥ ५ ॥

ભાવાર્થ—લોભ પાપના નિવાસનું સ્થાન છે; લોભ એ જ પાપની ઉત્પત્તિનું મૂળ છે, લોભથી દ્વેષ અને ક્રોધ આદિ અનેક દુર્ગુણો જન્મ પામે છે, અને લોભ એ જ સર્વ પાપનું કારણ છે. ૧ લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, અને ક્રોધથી દ્રોહ વધે છે. અને શાસ્ત્ર જાણનાર પુરૂષ વિચક્ષણ હોય છે છતાં તે દ્રોહવાળા કૃત્યથી નરક પામે છે. ૨ અનેક પ્રકારનાં દ્રવ્યો વડે પણ લોભનો ખાડો પૂરી શકાય એમ છે જ નહીં, જેમ ઉંડા ઉંડા જલવાળી અનેક નદીઓ નિત્ય નિત્ય પોતાનાં જલ અર્ણવમાં ઠાલવે છે છતાં તે ઉભરાતો જ નથી તેમ લોભ પણ એવો જ પૂર્યો પૂરાતો નથી. ૩ અંત્યત મોટાં મોટાં શાસ્ત્રો સમજનારા, અને અનેક વિદ્યાઓને હૃદયમાં રાખનારા, તેમ જ શાસ્ત્ર, વિદ્યા અને લોકવ્યવહારના વિવિધ સંશયોને છેદનારા, પુરૂષો પણ લોભને વશ થયા એટલે તે હેઠા પડવાના જ. ૪. મા, બાપ, પુત્ર, ભાઇ અથવા પરમ મિત્ર, સ્વામી અથવા સગા ભાઇને પણ માણસ લોભને લીધે મારી નાંખે છે. ૫

આવી દુષ્ટ લોભવૃત્તિ મુંજના મનને નિરંતર સતેજ રાખતી હતી. આથી ભોજને કોઇ ને કોઇ નિમિત્તે રાજ્યમાંથી, અને જરૂર પડે તો આ દુનીયામાંથી પણ ખસતો કરવાનો તેનો વિચાર પ્રબલ થતો ગયો. મુંજે પ્રથમ તો સિંહદન્તના જુના અને વિશ્વાસુ પ્રધાન બુદ્ધિસાગરને પ્રધાનપદેથી દૂર કીધો અને તેને સ્થાને રૂદ્રાદિત્યને પ્રધાનપણું સોંપ્યું

દરમ્યાન **ભોજ** પાંચ વર્ષની વયે આવતાં લોકાચાર અનુસાર તેના કાકા **મુંજે** વિદ્યાભ્યાસ અર્થે રાજકુમાર જયન્ત સાથે રાજ્યની પાઠશાળામાં મૂકયો. જો કે **ભોજ** નાની ઉમરનો હતો તો પણ વિદ્યાકલા શીખવા ઉપર તેનું મન વિશેષ ચોંટેલું હતું. તેના શિક્ષાગુરૂઓ તેની બુદ્ધિની તીવ્રતા તથા સચોટ ગ્રહણ, ધારણ અને સ્મરણ, એ શક્તિઓથી અત્યંત પ્રસન્ન થયા; અને તેમની પ્રીતિ તેની ઉપર ગાઢ થતાં, વ્યાકરણ, ન્યાય આદિ દર્શનો પૂરા ઉમળકાથી અલ્પ સમયમાં તેને શીખવ્યાં; એટલું જ નહીં પણ તેનું અંગબલ કસાય એવી યુદ્ધચાતુરી અને શૌર્યાદિ કલાઓમાં પણ તેને પાવરધો કરવા માંડયો.

**ભોજ**ને આમ સર્વ વાતે હુંશીઆર થતો જોઇને **મુંજ**ના પેટમાં ધ્રાસ્તી પડી કે બાર તેર વર્ષની અવસ્થામાં જો તે આટલો બધો હુશીઆર છે, તો તે જ્યારે વધારે મોટો થશે ત્યારે તો મારા હાથમાંથી રાજ્ય અવશ્ય લઇ લેશે. માટે હમણાંથી જ કાંઇ ઉપાય કરૂં તો સારૂ. શત્રુ અને રોગને જો મૂળમાંથી ડામવામાં નથી આવતા તો તે દિવસ જતે ચઢી વાગે છે અને આખરે અંત લે છે, ત્યારે જ જંપે છે. માટે **ભોજ**ને અત્યારથી જ ઠેકાણે કરવામાં મારે હવે લોકાપવાદનો ભય રાખવાનું કાંઈ જ કારણ નથી. હમણાં જે કામ કરીશ તે ઠીક જ થશે, નહિ તો પાછળથી ભારે પસ્તાવો થશે.

તે આવા વિચારમાં દિવસ વિતાડતો હતો, તેવામાં એક દિવસે સામુદ્રિક અને જ્યોતિષશાસ્ત્રમાં પારંગત અને સકલ વિદ્યાચાતુર્યથી સંપન્ન, એક પંડિત તેની રાજ્યસભામાં આવ્યો અને રાજાને "સ્વસ્તિ!" કહી, યોગ્ય આસને વિરાજ્યો. પછી તેણે **મુંજ**ને કહ્યું:—

"હે રાજન્! આ લોકમાં સૌ આ વ્યક્તિને સર્વજ્ઞના નામથી ઓળખે છે, માટે તારે જો કોઇ પ્રશ્ન પૂછવો હોય તો બેધ્ડાશક પૂછો. એ સત્ય છે કે જે વિદ્યા કંઠસ્થ છે તે બુદ્ધિશાલીએ હમેશાં પ્રકટ કરવી; જે મૂઢની વિદ્યા પુસ્તકમાં કે ગુરૂની પાસે રહેલી હોય છે તે વિદ્યા તેને આચંદ્દે છેતરનારી નીવડે છે, કારણ તે ખરા કામને વખતે કામ ન લાગતાં તેની લાજ ગુમાવે છે."

જોશીનું આ વચન સાંભળી, **મુંજે** તેને જન્મથી આરંભી અત્યાર સુધી પોતે શું શું કીધું છે તેનો સઘળો વૃત્તાંત પૂછ્યો. જોશીએ તે આબાદ

કર્યો. એટલે રાજાને તેની ભવિષ્ય ભાખવાની શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ આવ્યો. એટલામાં પ્રધાને કૌતુકથી **મુંજને ભોજની** જન્મપત્રિકા અને સામુદ્રિક ચિન્હો દેખાડવા સૂચના કરી. તરત જોશીના કહેવાથી કુતૂહલથી અધ્યયનશાલામાંથી એક ભટ **ભોજને** લઇ આવ્યો. તેનું રૂપ, લાવણ્ય અને સામુદ્રિક ચિન્હો જોઇ, જોશી બોલ્યોઃ—

"હે રાજન્! **ભોજનું** ભાગ્ય એવું મોટું છે કે વિધાતા પણ તે પૂરૂં વર્ણવી શકે એમ નથી; તો હું ઉદર ભરનારો બ્રાહ્મણ કેમ કહી શકું ? માટે હવે **ભોજને** પાછો શાલામાં મોકલી ઘો. તે સાક્ષાત **મહેન્દ્ર** કે **સૌભાગ્યની** મૂર્તિ હોય તેવો છે."

**ભોજના** ગયા પછી તે બોલ્યોઃ—

**पञ्चाशत्पञ्चवर्षाणि सप्तमासदिनत्रयम् ।**
**भोजराजेन भोक्तव्यः सगौडो दक्षिणापथः ॥**

"પંચાવન વર્ષ, સાત માસ અને ત્રણ દિવસ પર્યંત **ભોજરાજ** ગૌડ દેશ સહિત દક્ષિણ દેશનું રાજ્ય ભોગવશે."

જોશીનાં આ વચનોથી **મુંજનો** દ્વેષાગ્નિ તો નખથી તે શિખ પર્યંત પ્રજળી ઉઠયો. છતાં તે સભામાં ઠાવકું મુખ રાખી, કાંઈ પણ ન બોલ્યો, તેમ મનનો ભાવ કોઇના જાણવામાં પણ ન આવવા દીધો. પરંતુ ઉલટો ચાતુરીભર્યું હસ્યો. પણ નિદાન તેની મોંકલા તો ઝાંખી થઈ અને તે દિવસથી તેની ભૂખ અને નિદ્રા બન્નેય ઉડી ગયાં. સભા બરખાસ્ત કરી એકાંતમાં ગયો, અને હવે શું કરવું તેના ઉપાય વિચારવામાં મશગુલ થયો. બીજે દિવસે તેણે પોતાના અંગરક્ષક **બંગરાજ વત્સરાજને** બોલાવ્યો અને તેને કહ્યુંઃ—

"હે મિત્ર વત્સરાજ ! મારા દુઃખમાં તું જ એકલો ભાગીઓ છે. મારી ઉપર આ એક મોટું કષ્ટ આવી પડયું છે, તેનું નિવારણ પણ તું જ કરી શકશે. ખરા મિત્રની પરીક્ષા દુઃખની વખતે જ થાય છે. માટે આ વખત એટલું કામ કર કે, **ભોજને** આજ ને આજ રાતના રથમાં બેસાડી,

ભુવનેશ્વરી માતાના જંગલમાં લઇ જા અને ત્યાં તેને મારી નાંખી, તેનું માથું કાપી, નિશાની તરીકે મારી આગળ લઈ આવ. આ કામના બદલામાં તને ગામગરાસ વંશપરંપરા મળે, એવો બંદોબસ્ત હું કરૂં છું."

વત્સરાજ આ સાંભળીને દિગ્મૂઢ જ થયો. જવાબ શો આપવો, તે પણ પ્રથમ તો તેને સૂઝયું નહિ. પણ થોડી વારે શાંત થઇ, હાથ જોડી, તે બોલ્યોઃ—

"હે રાજન્! કુમાર ભોજ તો હજી નાદાન બાલક છે. નથી તેની પાસે પૈસો, કે નથી લશ્કર, નથી તે પરિવારવાળો કે બલથી સંપન્ન! તે એક કેવળ ઉછરતું બચ્ચું છે! વળી એ કુમાર આપને પિતાતુલ્ય માને છે. શાંત, સંતોષી, અને તેમાં વળી આપની આજ્ઞાનું ઉલ્લંઘન પણ મુદ્દલ કરતો નથી. તો પછી એવા આજ્ઞાંકિત સુપુત્રને શા માટે મારવો? વળી આ કરવાથી શું પરિણામ આવશે અને તે ન કર્યાથી શું બનશે તેનો મન સાથે પહેલાં વિચાર કર્યા પછી જ શાણા માણસે તે કામ કરવું કે ન કરવું, તેનો નિર્ણય કરવો ઘટે છે. તેથી તેને આયંદે હેરાન થવું પડતું નથી. આવું સાહસિક કામ કરવા પહેલાં તે વિષે પૂરતી રીતે વિચાર કરવો સારો છે, કારણ પાછળથી કરેલો પસ્તાવો કાંઇ કામ નથી આવતો. એક રાજાના છોકરાએ સાહસથી પોતાના જીવનરક્ષક પોપટની ડોક મરડી નાંખી હતી અને પાછળથી પસ્તાવો થતાં પોતાનો જીવ સુદ્ધાં આપવાને તૈયાર થયો હતો, તેની વાત શું આપે નથી સાંભળી?"

મુંજે કહ્યું: "ના મેં એ વાત નથી સાંભળી. તું તે કહી સંભળાવ."

વત્સરાજે કહ્યું:—"કોઇ એક રાજાને એકનો એક કુંવર હતો. એક દિવસ પોતાના મિત્ર પ્રધાનપુત્રને સાથે લઇ એ રાજકુંવર ઘાડા જંગલમાં મૃગયા રમવા ગયો. ત્યાં મધ્યાહ્નકાળ થવા આવ્યાથી રાજકુંવરને ઘણી તૃષા લાગી. રાજકુંવરવાસ્તે પાણી લેવાને પ્રધાનપુત્ર કોઈ સરોવર કે કુવાની ભાળ કાઢવા ગયો. અને રાજકુંવર એક વડના છાંયડા તળે ઉભો રહ્યો.

"દરમ્યાન દૈવયોગે એવું બન્યું કે, રાજકુંવરના એક હાથમાં પોતે પ્રીતિથી પાળેલો અને શીખવેલા મધુર શબ્દોથી મનરંજન કરનારો, એક

પોપટ હતો. તે ઘણો જ ચકોર હતો. પ્રધાનપુત્ર રાજપુત્ર માટે પાણીની શોધ વાસ્તે અહીં તહીં ઘણુંયે ભટક્યો, પણ તેને ક્યાંય પણ પાસે પાણી ન મળી આવ્યું. એટલે એ વધારે લાંબે પંથે નીકળી ગયો. આ તરફ રાજકુંવર તૃષાથી વધારે આકૂલવ્યાકૂલ થયો. ઇશ્વરેચ્છા બળવાન હોવાથી એવું બન્યું કે, પેલા વડના ઝાડ ઉપરથી પાણીની ધારા થઈ. તરત જ તે ઝીલવા રાજકુંવરે પ્યાલો ધર્યો. જેવો તે પ્યાલો ભરાઈ ગયો કે, તરત જ ચકોર પોપટે આંચકો મારી, તે પ્યાલો ઢોળી નાંખ્યો ! રાજકુંવરે પોપટ ઉપર કાંઈક ખીજવાઇ ફરીથી પ્યાલો ભર્યો. તો તે પણ પોપટે ફરી ઢોળી નાંખ્યો ! પાછો ત્રીજી વાર કુંવરે તે ભર્યો અને પોપટે તે ઢોળ્યો. એટલે રાજકુંવરે તૃષા ન ખમાવાની પીડાથી ક્રોધાતુર થઈ પોપટની ડોક મરડી નાંખી. પછી જેવો તે પાછો પ્યાલો ભરવા જાય છે, તેવો જ પ્રધાનપુત્ર પાણી લઈને ત્યાં આવી પહોંચ્યો. અને રાજકુંવર પાણી પી શાંત થયો.

“ પછી પ્રધાનપુત્રે પોપટ વિષે પૃચ્છા કરી, ત્યારે રાજપુત્રે તેના ગયા પછી બનેલી બધી વાત કહી સંભળાવી. તે સાંભળી પ્રધાનપુત્રે કહ્યું:—

“ હે રાજકુમાર ! આ તમે એક સાહસિક અને અવિચારી કામ કર્યું છે. આવા જંગલમાં વડના ઝાડ ઉપર તે પાણી હોય ખરું ? તેમ વરસાદ પણ નથી વરસતો ! માટે આ ઝાડ ઉપર કાંઇ ભેદ હોવો જોઇએ, એવું મને લાગે છે. એ યોગ્ય જ કહ્યું છે કે—

**सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ।**
**वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः ॥**

“ કોઇ પણ ક્રિયા સહસા, વગર વિચાર્યે, અતિ ઉતાવળે ન કરવી, અવિવેક, અમુક કાર્ય કરવા યોગ્ય કે ન કરવા યોગ્ય છે તેના વિચારનો અભાવ, એ પરમ આપત્તિનું સ્થાન છે. જે માણસ પૂરો વિચાર કરીને પછીથી તે કાર્ય આદરે છે તેને સંપત્તિ આપોઆપ વરે છે.

“ આમ કહી, પ્રધાનપુત્ર ઝાડે ચઢયો ને ત્યાં તો એક સમળી એક મોટા નાગને પકડી લાવી ફોલી ખાતી તેની નજરે ચઢી અને તેનાં લોહી-પાણી નીચે પડતાં હતાં. આ જોયા પછી પ્રધાનપુત્ર નીચે આવ્યો. દીઠેલી

બધી વાત તેણે રાજપુત્રને કહી સંભળાવી. પ્રધાનપુત્રની વાત સાંભળી, પોતે કરેલા અયોગ્ય કામનો પસ્તાવો હવે રાજકુંવરને ઘણો જ થયો. તેને લાગ્યું કે જો મેં ઉપરથી પડેલું પાણી પીધું હોત તો હું નિશ્ચય મરી જાત. ખરેખર પોપટે જ મારો જીવ ઉગાર્યો. પરંતુ મેં અભાગીએ પરોપકારી પોપટને સહસા મારી નાંખ્યો.

" રાજકુંવરે આમ અતિશય વિલાપ કરી, પથરા સાથે માથું ફોડી, મરી જવાની ઇચ્છા કરી, પરંતુ પ્રધાનપુત્રે તેને વાર્યો, અને સમજાવ્યો.

" માટે હે રાજા! જે કામ કરવું તે વિચારીને જ કરવું ઘટે છે. અતિ ઉતાવળે કરેલાં કામ વિપત્તિ આણનારાં નીવડવા ઉપરાંત શલ્યની પેરે હૃદયમાં સદાને માટે સાલે છે. વળી તમારે એ વિચારવાનું છે કે, રૈયતનું દીલ મરનાર મહારાજા **સિંધુલ** અને કુંવર **ભોજ** તરફ વધારે છે. જો તમે **ભોજ**ને મારી નંખાવશો તો રૈયત તમારી સામે થશે. તમે કાઢી મૂકેલા આગલા સામંતો અને કારભારીઓ હજી હયાત છે, તેઓ પણ તેમની તરફેણમાં છે. તેઓ રૈયત તથા સેનાને તમારી સામે ઉશ્કેરી મૂકશે, અને કુંવરનો પક્ષ લઈ તમારી સામે થશે અને તમો ઉંડાં મૂળ ઘાલીને રાજ્યપાટે નિશ્ચિંત બેઠા છો, છતાં તમને ઉઠાડીને નગરજનો **ભોજ**ને રાજ્યાભિષેક કરશે. તેલમાં દીવેટ ડુબેલી હોય છે છતાં પવન તેને ઝટ હોલવી શકે છે. સ્થિતિ આમ છે, તો પછી આમ શા માટે કરવું ? **રામચંદ્ર** ત્રૈલોક્યના નાથ હતા, બ્રહ્મર્ષિ **વસિષ્ટ** જેવા રાજ્યાભિષેકનું મુહૂર્ત આપનારા હતા, છતાં તે મુહૂર્ત ફર્યું, **રામ** વન ગયા, **સીતા**નું હરણ થયું, તો પછી એ પેટભરા જોશીનું કહેવું કેમ સાચું ઠરશે ? માટે આવું અઘટિત કાર્ય કરવા આગમચ શું કરવા યોગ્ય અને શું કરવા યોગ્ય નથી!, તેનો તમારે ઉંડો વિચાર કરવો જોઇએ છે. "

**વત્સરાજ**નુ આવું બોલવું સાંભળી, **મુંજ** ક્રોધાયમાન થયો. તેણે કરડાકીથી કહ્યું:—" હે **વત્સ** ! સામંતે ચક્રવર્તી સાથે કેવી રીતે વર્તવું તે તું હજી જાણતો નથી. તારે તો મારા મતને મળતા થવું જોઇએ, પણ તું તો મારો ગુરૂ બની ઉલટો મને શીખામણ આપે છે, એ શું ? સ્વામીનું કહેવું

જે સેવક કરતો નથી તે સેવકના નામને યોગ્ય નથી, તે તો માત્ર બકરીના ગળાંનાં સ્તન પેઠે કેવળ નકામો છે. ”

મુંજનું આવું બોલવું સાંભળી, વત્સરાજ ધાસ્તીથી ધ્રુજ્યો. તેણે મનમાં વિચાર્યું કે, આ બેવકુફ રાજાને જેટલી શીખામણ આપણે આપીશું તેટલી બધીયે પાણીમાં જશે. જેટલું સારૂં કહીશું એટલું નઠારૂં લાગશે. આજે ખરાની દુનિયા રહી નથી. હશે, બનવા કાળ હશે તેમાં તો ફરક પણ પડનાર નથી. જો ભોજ ઉગરવાનો હશે તો ઉગરશે જ. માટે હાલ તો એ જેમ કહે તેમ જ હાજી હા કરવામાં સાર છે. “ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ ” એનો કાળ એમ આવ્યો હશે તો તે કોણ અટકાવી શકનાર છે.

પછી લાચારીએ વત્સરાજ, તેમ કરવા. મુંજને વચન આપી ત્યાંથી ચાલતો થયો અને ઘટતી તૈયારી કરી. પછી તે, સંધ્યાકાલનો સમય થવા આવ્યો હતો તે વેળા રથ જોડાવી પાઠશાળા આગળ ગયો અને મુખ્ય પંડિતને બહાર બોલાવ્યો; અને તેને જયન્તને બોલાવવા કહ્યું. અને જયન્ત આવ્યો એટલે અભ્યાસાદિ વિષે તેને કેટલાક પ્રશ્નો પૂછી વિદાય કર્યો. પછી તેણે ભોજને તેડાવ્યો. પરંતુ ભોજ પોતાને એકલાને જ બોલાવેલો જોઇ ક્રોધથી આરડ્યોઃ—“ હે પાપી ! મુખ્ય રાજકુમારને રાત્રી વેળા રાજભુવન બહાર લઇ જવા એકલો બોલાવનાર તું કોણ છે ? ” ત્યારે વત્સરાજે રાજાની આજ્ઞાથી તેને ભુવનેશ્વરી તેડી જવાનો હોવાનું કહ્યું. એટલે ભોજ મુંગો મુંગો રથમાં બેઠો. પછી વત્સરાજે રથ મારી મૂક્યો. રથમાં બેઠે ભેઠે ભોજે વહેમ પડતાં જરા ગડબડ કરી, એટલે વત્સરાજે તેને ભય બતાવવા તરવાર કાઢી; હથિયાર વગર ભોજ નાઇલાજ હતો.

રસ્તામાં પ્રજાજનોએ તેને મારતે રથે લઈ જવાતો દીઠો. એટલે ભોજને મારી નાંખવા વત્સરાજ લઇ જાય છે, એવી વાત આખા શહેરમાં વાયુને વેગે પ્રસરી ગઇ. દાસીના મુખથી તે વાત સાંભળતાં ભોજની માતા સાવિત્રી નેત્રો ઉપર બે હાથ મૂકી, હાહાકાર કરી, રૂદન અને વિલાપ કરવા લાગીઃ—

“ રે પુત્ર ! તારી આ નાંની અવસ્થામાં આવી દશા ? હે પુત્ર ! તારી ખાતર મેં જે કાંઈ ઉપવાસો કર્યાં અને વ્રતનિયમો પાળ્યા તે સર્વ શું



રાજા ભોજની શાળાનો મહેરાબ.

પૃષ્ઠ. ૨૬, ભોજ રાજાનું જીવનવૃત્તાંત.

અફળ ગયા ? દિશાઓ પણ શૂન્ય હૃદયવાળી થઇ છે ? શું જોશીનું વચન અસત્ય થશે ? જાણે એક દાસીપુત્ર હોય તેમ શું તેનો શિરચ્છેદ થશે ? અરે રે ! જોશીડા ! તું જ એનો વેરી નીવડયો. ! જો તેં એનું એવું એવું ઉજ્જવલ અને ચોકકસ ભવિષ્ય ભાખ્યું ન હત તો આ પીડા હાલ તરત તો ન જ આવત. અરે પાપી મુંજ ! તને આ શું સૂઝ્યું ? અરે તું એનો કાકો નહિ પણ આગલા ભવનો કોઈ વેરી છે ! કાકા થઇને અરેરે ! તેં રાજ્યલોભે નિર્દયતાથી તેને મારી નાંખવા વન મોકલ્યો છે !"

આ પ્રમાણે તેણે ઘણું ઘણું કલ્પાંત કર્યું. મહેલમાં નાનાથી મોટાં બધાં રડવા લાગ્યાં અને પ્રચંડ કોલાહલ મચાવ્યો. શોકના માર્યા કોઇએ અન્નજલ પણ લીધું નહિં. પ્રજાજનોએ હડતાલ પાડી. કોઇએ પોતાના ઘરમાં દીવો સરખોય ન કર્યો. આ પાસ સામંતો "આ શું," "આ શું," એમ બોલતા હુંકારા કરી, ઉંચા ઉછળ્યા અને હસ્તિશાલા, ઉષ્ટ્રશાલા, વાજિ-શાલા અને રથશાલામાં પેસી, મુંજના પક્ષના સર્વ સૈનિકો અને પરિવારને હણ્યા. ત્યાંથી તેઓ રાજભવનના કિલ્લામાં પેઠા અને ભેરી, પટહ, ડિંડિમ, ઘંટા આદિના નિનાદથી પ્રચંડ ધ્વનિ ગજાવ્યો, અને રાજવંશીઓ, રાજ-સેવકો, આદિના પ્રાણનાં બલિદાન લીધાં. પરંતુ આ બધાની, રાજા મુંજ ઉપર, મુદ્દલ અસર થઇ નહિ. તે તો પોતાના એકાંત ભુવનમાં ભોજને હણી આવનારા વત્સરાજની રાહ જોતો બેઠો રહ્યો.

બીજી પાસ વત્સરાજ જ્યાં મનુષ્યપ્રાણીની મુદ્દલ વસ્તી ન હતી, અને માત્ર જંગલી પ્રાણીઓના ભયંકર શબ્દો સંભળાતા હતા એવા અતિ ભયંકર વનમાં ભોજને લઈ ગયો. તે વેળા પશ્ચિમ સમુદ્રમાં સૂર્ય ઝબકોળા ખાતો હતો. ભુવનેશ્વરીના મંદિર પાસે પહોંચતાં રથમાંથી વત્સરાજે ઉતરી, ભોજને ઉતાર્યો. પછી હાથમાં ઉઘાડી તરવાર લઇ, વત્સરાજ મંત્રી બોલ્યોઃ—"હે ભોજ ! હે સેવકોનું દૈવત ! તારા કાકા મુંજે કોઇ બ્રાહ્મણે તારા ઉદયનું ભવિષ્ય ભાખ્યાથી તને આટલી નાની વયમાં રાજપાટના લોભથી મારી નાંખવા મને આજ્ઞા કરી છે, માટે હવે તું મરવા તૈયાર થા અને તારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી લે."

મંત્રીના આવા શબ્દો સાંભળીને ભોજ ઠંડે પેટે પ્રભુ ઉપર વિશ્વાસ રાખી બોલ્યોઃ—“જે જગન્નિયંતા ઇશ્વરે મને ઉત્પન્ન કરી, નવ માસ મારી માતાના ઉદરમાં રાખી, મારી રક્ષા કરી છે, જેણે મને નાનપણથી મોટો કર્યો છે, તે શું હવે આ દશામાં મને નિરાધાર મૂકી દેશે? જે બનાવને આપણે બનશે એમ જાણી શકય માનીએ છીએ તેને તે સર્વ-શક્તિમાન ઇશ્વર પળમાં વરણછેરણ કરી નાંખે છે. જે વ્યતિકર આપણે અશકય ધારીએ છીએ તેને તે શકય કરે છે.

“આમ હોવાથી વિધાત્રાના લેખ કાંઇ મારા કાકાથી અથવા તારાથી પણ ફેરવી શકાવાના નથી. અરે મંત્રી વત્સરાજ! મારૂં મૃત્યુ હમણાં હશે તો તેમાં કોઇ ફેર પડવાનો નથી, અને હમણાં નહિ હોય તો તું મને મારી શકનાર પણ નથી. મારા ભાગ્યમાં આવી રીતે મરવાનું લખ્યું હશે, અને તેમાં તું નિમિત્ત થવાનો હોઇશ. તેમાં તારો જરા પણ અપરાધ નથી. તું રાજ્યસેવક છે. સેવક તેનું નામ કે જે પોતાના ધણીનું નિમકહલાલ કરે. લંકાપતિ રાવણ જે ઘણો જ બલવાન હતો તેનો નાશ કરવા વાસ્તે જ રામચંદ્રજીએ વનવાસ લીધો અને ત્યાંથી દુષ્ટ રાવણ પવિત્ર અને સાધ્વી સીતા માતાનું હરણ કરી ગયો. આ બહાને તે રામના હાથે નાશ પામ્યો. મારૂં મૃત્યુ આ બહાને તારે હાથે સરજાયું હશે તો તે ફરી શકનાર નથી જ; વળી બલિ જે મહાબલવાન દાનેશ્વરી રાજા હતો તેને વામનજીએ પાતાળમાં પેસાડ્યો, ધરાને ધ્રુજાવનારા, કૃષ્ણની સહાયતાવાળા પાંડવોને તેર તેર વર્ષ વન ભટકવું પડયું, કૃષ્ણના વંશના વૃષ્ણિઓ ઘસેલા મુસળના ઉગેલા ઘાસ વડે આપસ આપસમાં કપાઇ હણાયા. નલ જેવા પુણ્યશ્લોક રાજાને રાજ્યપાટ ત્યાગી ગુપ્ત વાસ સેવવો પડ્યો. જ્યાં મોટા મોટાની આવી સ્થિતિ કાલબલથી થઇ ત્યાં મારા જેવા પામર બાલકની શી ગતિ? પરંતુ એ વાત તું યાદ રાખજે કે પ્રભુ જલને સ્થાને સ્થલ કરે છે, અને ધૂળના ગોટે ગોટ ઉડાડે છે, મેરૂપર્વતને તૃણવત વજ્રપ્રહારથી ભેદે છે, અગ્નિને શીતલ કરે છે અને હિમને અગ્નિમય બનાવે છે; જે પ્રભુની આવી દુર્લલિત લીલા છે તેમને મારા નમસ્કાર હો! હે વત્સરાજ! તું મારા કાકાની આજ્ઞાનો અમલ બેલાશક કર. પરંતુ હું મરણસમયે એક પત્ર લખી આપું છું, તે તું મારા કાકાની પાસે જાય અને મારો સંદેશો માગે ત્યારે આપજે.”

પછી **ભોજે** એક પત્ર લખવાનો વિચાર કર્યો. પરંતુ તે વેળા જંગલમાં લખવાનું સાહિત્ય તે ક્યાંથી હોય? **ભોજે** એથી ન ગુંચવાતાં વડનું એક પાંદડું લીધું અને તેનું પુટક બનાવ્યું. પછી પોતાની ડાબી જાંઘ ઉપર છૂરીથી કાપ મૂકી લોહી કાઢી પેલું પુટક ભર્યું. તેવડે પછી બીજા પાંદડા ઉપર એક શ્લોક લખ્યો અને **વત્સરાજ**ને તે સોંપ્યો. **વત્સરાજે** એ શ્લોક વાંચ્યો કે તરત જ તેના હાથમાંથી તરવાર પડી ગઇ.

તે પ્રસંગે **વત્સરાજ**ના ભાઇએ **ભોજ**નું તેજથી લખલખારા મારતું મુખ અવલોકી, મનમાં વિચાર કર્યો:—"અહાહા! ખરેખર એક ધર્મ જ ખરો મિત્ર છે, કારણ મરણસમયે તે જ સાથે આવે છે; બાકી સર્વ શરીર સાથે વિલાઇ જાય છે. માતા, પિતા, ભાર્યા, પુત્ર, મિત્ર, જ્ઞાતિબંધુઓ સર્વે અહીં જ રહે છે. જો તે ધર્મહીન હોય છે તો બલવાન પણ તે વેળા અશક્ત, ધનવાન પણ નિર્ધન, વિદ્યાવાન પણ મૂર્ખ સમાન થઇ જાય છે. અહાહા કેવી કાલની ગતિ છે?"

વત્સરાજના મનમાં પણ તીવ્ર વૈરાગ્ય સ્ફુર્યો અને **ભોજ**ની સામે હાથ જોડી, આ પ્રમાણે બોલ્યો:—"હે મહારાજ! તમારી આવી વિદ્વત્તા જોઇને તમને મારવા વાસ્તે મારો હાથ ઉપડતો નથી, મને ક્ષમા કરો. મારે પણ એક દિવસ મરવું તો છે જ. માટે તમારા ખુનનો જવાબ ધર્મરાજા આગળ હું શો આપીશ?"

ફરીથી તે **ભોજ**ને પગે લાગી બોલ્યો:—"અરેરે, ધિક્કાર છે! મને કે, મુઠ્ઠીભર અન્નને માટે આપના જેવા વિદ્વાન રાજકુંવરને મારવાને માટે હું આ વનમાં લઇ આવ્યો. હવે આપ મારે ઘેર ચાલો. રાત પડી ગઈ છે, એટલે અંધારાને લીધે આપણને કોઇ દેખશે નહિ. મારા ઘરના એક એકાંત ઓરડામાં હું આપને સંતાડી રાખીશ. હું મનુષ્યની હુબહુ આકૃતિ બનાવવાની કૃત્રિમ વિદ્યા જાણું છું. તેના બલે, શોભતાં કુંડલવાળું, સુંદર કાન્તિવાળું, મીંચેલાં નેત્રવાળું, તમારા જેવું એક મોઢું બનાવી મુંજને આપીશ."

**ભોજે** કહ્યું:—"મંત્રીરાજ! તમારે હવે હર્ષશોક કાંઇ પણ ન કરવો. મારા પ્રારબ્ધમાં એવું જ લખ્યું હશે."

**વત્સરાજે** કાંઈ પણ જવાબ ન આપતાં **ભોજને** પાછો રથમાં બેસાડયો અને છૂપી રીતે પોતાને ઘેર લાવી, એક ભોંયરામાં સંતાડયો. આ વાતની પોતાના ઘરના માણસો સુદ્ધાંને ખબર પડવા ન દીધી. આયુષ્ય હોય છે તો માનવી વાઘના મુખમાંથી પણ બચી જાય છે. તેમ હાલ તરત **ભોજ** બચી ગયો. અને 'અણી ચૂકયો સો વર્ષ જીવે' એ ન્યાયે દીર્ઘ કાલ જીવવા પામ્યો.

પછી **ભોજનું** કાપેલું માથું રાજાને શી રીતે દેખાડવું તે વિષે વિચાર કરી, **વત્સરાજે** **ભોજના** મસ્તકની હુબહુ નકલ રાતોરાત તૈયાર કરી; પછી બકરાના લોહીમાં તે માથું તરબોળ કર્યું અને તે **મુંજની** પાસે લઇ ગયો, અને કહ્યું:— "હે શ્રીમાન્ નૃપતિ! તમે જે આજ્ઞા આપી હતી તે મેં પાર પાડી છે; અને **ભોજનું** આ માથું આપને અર્પણ કરૂં છું."

એટલે તેની સામું જોઈ, **મુંજે** તે **ભોજનું** જ માથું છે એમ વર્તી, તેને ઠેકાણે કરવા શીખ દીધી. પછી એકલા પડતાં **મુંજે** **વત્સરાજને** પૂછયું:—"હે **વત્સરાજ**! **ભોજે** તેની ઉપર તેં ખડ્ગનો પ્રહાર કર્યો ત્યારે મને કહેવાનું તને કાંઈ કહ્યું હતું?"

તેના ઉત્તરમાં મંત્રીએ **ભોજનો** પત્ર રાજાના હાથમાં આપ્યો. રાજાએ તે લીધો અને **વત્સરાજને** વિદાય કર્યો. પછી તેણે રાણીને એ પત્ર વાંચવા આપ્યું. તેણે દીવા આગળ તે ઉકેલ્યો. તેમાં આ વચન લખેલું હતું:—

**मांधाता च महीपतिः कृतयुगेऽलंकारभूतो गतः ।**
**सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः ॥**
**अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते ।**
**नैकेनापि समं गता वसुमती मुञ्ज त्वया यास्यति ॥**

ભાવાર્થ—**સત્યયુગ**( કૃતયુગ )માં આ પૃથ્વીમાં શૃંગારરૂપ **માંધાતા** જેવો ચક્રવર્તી મહીપતિ પણ આ પૃથ્વીને મૂકીને ચાલ્યો ગયો છે. વિશાળ

સમુદ્ર ઉપર સેતુ ( પાજ–પુલ ) બાંધનારા તથા દશાનન ( દશમુખવાળા ) રાવણના અન્તક કાલરૂપ થનારા શ્રી રામચંદ્રજી પણ કયાં છે ? હે ભૂપતિ ! વળી દ્વાપર યુગમાંના રાજા યુધિષ્ઠિર જેવા અનેક ભૂપતિઓ ( રાજાઓ ) પણ સ્વર્ગે સીધાર્યા છે. જો તેમાંના એકની સાથે પણ આ પૃથ્વી ગઇ નથી તો હે મુંજ ! શું તે તારી સાથે સ્વર્ગ પર્યંત આવશે ? ”

આ શ્લોકનું રહસ્ય સમજતાં વેંત જ શય્યામાંથી મુંજ મૂર્છિત થઇ હેઠો પડ્યો. થોડી વારે રાણીના કોમલ કરના સ્પર્શથી તે શુદ્ધિમાં આવ્યો ત્યારે, “ હાય ભોજ ! હાય બાલક ! તું કયાં ગયો ? હે દેવી ! પુત્રનો ઘાત કરનાર કૃતઘ્નીને તમારા પવિત્ર હાથનો સ્પર્શ કરતાં નહી. ” આ પ્રમાણે તેના મોંઢામાંથી શબ્દો નીકળવા લાગ્યા. તે ટીટોડાની પેઠે છાતી-ફાટ રૂદન કરવા લાગ્યો. ભોજ કેવો અને કેટલો ચતુર હતો તે તે હમણાં જ સમજ્યો. હમેશાં મનુષ્યની કીંમત તેની ગેરહાજરીમાં જણાય છે, તેમ ભોજની કીમત મુંજને તેને હણાયલો જાણ્યા પછી લાગી. મંત્રી અને રાજસેવકોએ તેને શાંત પાડવાના ઘણા ઘણા ઉપાયો કર્યા. પણ તે શાંત ન જ પડ્યો. ભોજને વિષે ખરેખરી લાગણી તેના દિલમાં હમણાં ઉભરાઇ આવી, તેના અનેક ગુણો સાંભર્યા અને શોકથી અન્ન-પાણીનો ત્યાગ કીધો.

આ પ્રમાણે તેના ત્રણ દહાડા ખાધા પીધા વગર નીકળી ગયા. પછી તેણે કેટલાક કર્મઠ બ્રાહ્મણોને બોલાવ્યા અને તેમને પૂછ્યું:— “ મેં પુત્રનો ઘાત કર્યો છે માટે તેનું જે પ્રાયશ્ચિત્ત હોય તે કહો. ” તેઓએ તેને “ એકદમ અગ્નિમાં પ્રવેશ કરો ” એવી સલાહ આપી. એટલે રાજાએ અગ્નિપ્રવેશનો પોતાનો નિશ્ચય સર્વે સામન્તો અને અને નગર-જનોને જણાવ્યો. જૂનો પ્રધાન બુદ્ધિસાગર હવે શું કરવું તેના વિચારમાં નિમગ્ન થયો હતો ત્યાં વત્સરાજે મુંજના અગ્નિપ્રવેશની વાર્તા સાંભળી, તેને ઘેર જઇ પહોંચ્યો અને તેને એકાન્તમાં કહ્યું:—“ હે તાત ! મેં ભોજરાજનું રક્ષણ કરેલું છે. તમે રસ્તો બતાવો તેમ આ વાત હું પ્રકટ કરૂં. મુંજ આગળ એ ભરમ ફોડવાની આ અનુકૂલ સંધિ છે, માટે તમે કહો તેમ કરૂં. ”

તે પછી તેના રક્ષણનો સઘળોયે પ્રકાર બુદ્ધિસાગરે તેને કહ્યો. અને તેની સાથે એક ગુપ્ત સંકેત રચી, તેને ત્યાંથી વિદાય કર્યો.

આમ બન્યા પછી ઠરાવેલે દિવસે યોગ્ય મુહૂર્તમાં હાથમાં હાથીદાંતના દંડવાળો, વિશાળ જટાધારી, સ્ફટિકનાં કુંડલોથી શોભતા કર્ણવાળો, ધોળું રેશમી પીતાબંધ ધરનારો, જાણે સાક્ષાત્ ચંદ્રયુક્ત શંકર હોય તેવો દીસતો, એક કાપાલિક રાજસભામાં આવ્યો. તેને મંત્રીએ પૂછ્યું:—" હે યોગીન્દ્ર ! કયાંથી આવો છો ? તમારો કયાં નિવાસ છે ? હે કાપાલિક ! તારી પાસે શો ચમત્કાર છે ? શું કોઇ ખાસ ઔષધિ તારી કને છે ? "

એટલે યોગી બોલ્યો:–હે મંત્રી ! હરેક દેશ, હરેક ભવન અમારૂં ભિક્ષાનું સ્થળ છે. હરેક નદી કે તલાવનું જલ એ અમારૂં જલસ્થાન છે, ' શિવ, શિવ ' નો ઉચ્ચાર, એ અમારૂં તત્વરહસ્ય છે. તો પછી અમારે અન્ય વિભવની કે અન્ય સ્થળની શી અગત્ય છે ? અમે તો સકલ ભૂમિ ઉપર વિચરીએ છીએ. સર્પદંશ, વિષપ્રયોગ, રોગ, શસ્ત્રાદિથી થયલો વધ, અરે, કાળથી થયલા મૃત્યુનો પણ ઉપાય અમારી પાસે છે. " ત્યારે રાજાએ તેને પગે લાગી ભોજને જીવતો કરવા આજીજી કરી.

પછી યોગીની પ્રેરણા અનુસાર મંત્રીએ સ્મશાનભૂમિમાં એક મંડપ તૈયાર કરાવ્યો ને વચમાં અગ્નિનો કુંડ બંધાવ્યો. પ્રથમના પ્રધાન બુદ્ધિસાગર સાથે વત્સરાજ મંત્રીએ ગોઠવણ કરી રાખી હતી તે પ્રમાણે બુદ્ધિસાગર જ પંડે ત્યાં યોગીના વેષમાં હાજર થયો. હોમહવનની બધી સામગ્રી સંગાવેલી હતી, અને વખત રાતનો રાખ્યો હતો. ભોજને રાત્રે ગુપ્ત વેશે નદીકીનારે સ્મશાનભૂમિમાં લઈ જઈ સંતાડી રાખ્યો હતો. ત્યાંથી યોગીનો હવન ચાલતાં એક શિષ્ય ભોજને તે સ્થળે લઈ આવ્યો અને ખુબીથી હાજર કર્યો. અને યોગીરાજે ભોજને જીવાડ્યો એવા સમાચાર નગરમાં પ્રસર્યા.

તેને સજીવન દેખતાં રાજા મુંજની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં. ભોજે તેના મનનું સમાધાન ઘટતી રીતે કર્યું. પછી મુંજે હાથી ઉપર તેને બેસાડી, ભેરી, મૃદંગ, શરણાઈ, આદિ ઘોષવાદ્યોના રણકાર સાથે, છત્રચામરાદિના રાજવિભવ સાથે તેમ જ બન્દીજનોના સ્તુતિનાદો સાથે તેને નગરમાં આણ્યો.

પેલા યોગીરાજ તો કોઇ કળી ન શકે તેમ ત્યાંથી यः पलायति स जीवति કરી ગયા તે દેખાયા જ નહીં.

પછી **મુંજે** બીજે દિવસે શુભ મુહૂર્તમાં **ભોજ**ને ઉત્તમ વસ્ત્રાભૂષણ પહેરાવી, રાજ્યસભામાં આણ્યો. અહા હા! દૈવની ગતિ ખરેખર વિચિત્ર જ છે, કારણ—

**मारितो राज्यलोभेन पितृव्येन वनांतरे ।**
**दैवेन रक्षितस्तत्र भाग्येनाप स्वकं धनं ॥**

રાજ્યના લોભથી કાકાએ વનમાં મરાવ્યો છતાં દૈવે તેને ઉગાર્યો અને પિતાપિતામહની સંપત્તિ અપાવી.

**ભોજ** જીવતા થવાની ખબર આખા શહેરમાં પ્રસરતાં લોકોએ હર્ષોત્સવ ઉજવ્યો અને **મુંજે ભોજ**ને પાટવી કુંવરના સ્થાનનો અભિષેક કરાવ્યો; અને કુશલતાથી રાજ્યવહીવટ ચલાવવા માંડયો.*

**મુંજ**રાજ તે પછી **તિલંગાના**ના રાજા **તૈલિપદેવ** સાથેના યુદ્ધના પરિણામે કેવી શોચકારક અને અધમ સ્થિતિ ભોગવી મરણ પામ્યો, એ ઉપર વર્ણવેલા **મુંજચરિત**ના પ્રસંગથી સ્પષ્ટ છે. આ વિગ્રહ વેળા **ભોજ** ક્યાં હતો અને શું કરતો હતો? તે કેમ પોતાના કાકા **મુંજ**ની વહારે ન ધાયો? એ વિષે કાંઈ સાધાર ઇતિહાસ જાણ્યામાં નથી આવ્યો. માત્ર એટલું જ ઇતિહાસ કહે છે કે **મુંજ**ને મારનારા **તૈલિપ** દેવ ઉપર **ભોજ**ને મર્ણ પર્યંત વૈર હતું, અને તેની સામે ચઢાઇ પણ કરી હતી. અસ્તુ.

---

* એવી દંતકથા લોકમાં પ્રચલિત છે અને **ભોજપ્રબન્ધ** તેને ટેકો આપે છે કે, **મુંજે ભોજ**ને રાજ્યગાદીનો અભિષેક કરી, પોતાના પુત્રાને યથાયોગ્ય રાજ્યભાગ આપી, **પાટણ** પાસેના **મોઢેરા**ની સમીપ આવેલા **ધર્મારણ્ય**માં પુત્રવધના પાપના નિવારણને અર્થે તપ આદરી, વનનિવાસ સેવ્યો. અને તેની પટ્ટરાણીઓ પણ તેની સાથે ગઈ હતી અને તેનો કુમાર **જયન્ત ભોજ**નો સામંત થઈ રહ્યો હતો. પરંતુ **પ્રબંધચિંતામણિ**ના કર્તા **શ્રી મેરૂતુંગાચાર્ય** અને અન્ય ગ્રંથકર્તાઓ તેમ જ ઇતિહાસ આ દન્તકથાને નિરાધાર ઠરાવે છે; જે **મુંજ**ના જીવનચરિતના પ્રસંગથી જણાશે.

**મુંજ**ની આવી અધમ અવદશા થયા પછી પ્રતાપી **ભોજ**ને સામંતોએ **માલવદેવ**ની સ્થાપિત, **માળવાની પ્રાચીન** ગાદી ઉપર ઉજ્જયિનીમાં રાજ્યાભિષેક પૂર્ણ ઉત્સાહ અને વિભવથી કર્યો. આ જ, એટલે કે સને ૧૦૨૫–૧૦૭૫ ના, આરસામાં ગુજરાતની **અણુહિલપુર પાટણ**ની ગાદી ઉપર **ચૌલુક્ય** વંશનો રાજા પહેલો **ભીમદેવ** રાજ્ય કરતો હતો. તેની અને **ભોજ**ની વચ્ચે નિરંતર સંધિવિગ્રહની શરતો ચાલ્યાં જ કરી હતી, અને આખરે **ભોજ**નું અવસાન પણ એવા એક વિગ્રહના પરિણામે થયું; જે વાર્તા આગળ આવશે.

**ભોજ** શાણો, વિચારશીલ અને વિદ્યાવિલાસી હતો; **મુંજ** ઉપર પાઠવેલો તેનો શ્લોક જ તે કહી આપે છે. તેના મનમાં, એમ કહેવાય છે કે श्रियश्च चलतां निजे चेतसि चिन्तयन् केल्लालल्लोलं निजं जीवितं च લક્ષ્મીના અચળપણાનો પોતાના ચિત્તમાં નિરંતર વિચાર કરવો અને પોતાનું જીવન પણ સમુદ્રના હિલોરા ખાતા તરંગોની પેઠે નાશવંત છે, એવી ભાવના તેના હૃદયમાં દૃઢ જામી હતી. તે નિત્ય બ્રાહ્મ મુહૂર્તમાં શય્યામાંથી ઉઠતી વેળા સાવધાનતાથી આ ભાવનાનું ચિંતન કરતો. પછી દંતધાવનાદિથી પરવારી સ્નાનપૂજાદિથી નિવૃત્ત થતો. પછી યાચકોને બોલાવી, દાન દેતો. તેના દાનશૂરપણાનો અને વિદ્યાવિલાસનો સુગંધ સમસ્ત **ભારતવર્ષ**માં એટલો બધો બહેંકતો કે વિદ્વાનો અને પંડિતો દૂર દૂરથી આવી, મધુર પુષ્પવૃંદ ઉપર જામતા અને ગુંજાગુંજ કરી રહેતા ભ્રમરો પેરે, તેના દરબારમાં આવતા, અને **ધારા** નગરમાં તેનો ઉદાર આશ્રય મેળવી, સુખચેન મહાણતા હતા. **ભોજ** પોતે કવિતા કરી જાણતો હતો તેમ જ રસજ્ઞ અને મર્મજ્ઞ પણ હતો.

તેને પોતાના રાજ્યપ્રદેશના લોક વિદ્યાપાત્ર થાય, એ જોવાની હોંસ અતિશય ઉત્કટ હતી. કહેવાય છે કે એક સમયે તે વાઘનો શિકાર કરતો જંગલમાં ઘણો જ દૂર અને અફરાટો નીકળી ગયો; તે ઘણો થાકી ગયો હતો; અને માર્ગ શોધવા માટે તેને ભારે વિટંબના પડી. એટલામાં એક ખેડુતનો છોકરો સામો મળ્યો. તેને **ભોજે ધારાનગરી** કીયે માર્ગે, કેટલે દૂર છે, એવો પ્રશ્ન કર્યો. એટલે ખેડુત બોલ્યો:—

**इतो धाराऽस्ति धारेश सार्धयोजनमायता ।**
**दक्षिणस्यां स्थिता भाति दक्षमार्गेण गम्यताम् ॥**

હે રાજેંદ્ર ! હે ધારાધિપતિ ! ધારાનગરી તો આ પાસે રહી, અહીંથી તેનું છેટું અડધો યોજન એટલે ૭ કોસ લાંબુ છે, તે દક્ષિણ દિશામાં આવેલી જણાય છે; માટે દક્ષ સીધા સોંસરા માર્ગે ચાલ્યા જાઓ.

એ છોકરાનો આવો વિનય અને બુદ્ધિ જોઇ, ભોજના મનમાં પોતાના રાજ્યપ્રદેશના લોકને વિદ્યાવાન કરવા તેનો દૃઢ આગ્રહ બંધાયો. આ આગ્રહથી જ તેણે પાટનગરી ધારામાં એવો ઢંઢેરો ફેરાવ્યો કે,

**ये विद्वाः पत्तनेषु स्वयमिह कुशला वाच्यमेतेषु नास्ति**
**ये केचिद्वर्णमालामपि विदुरमलं लेखनं वा लिखेयुः ।**
**ते स्वैरं स्वे ललाटे सुतिलकमनिशं धारयेयुः स्वयोग्यम्**
**ये मूर्खा वारयेयुः प्रतिदिनमभितः काकिणी चैव देया ॥**

જેઓ અમારા નગરમાં વિદ્વાન છે અને જેઓ પોતાની વિદ્યાના બળે કુશલતાથી જીવન નિર્વાહ ચલાવે છે, તેમને તો અમારી તરફથી કાંઈ આજ્ઞા કરવા જેવું રહેતું નથી, જેઓ વર્ણમાલા પણ અચોખ્ખી લખે છે વા લખવાનું શિખે છે, તેમણે પોતપોતાના વર્ણને યોગ્ય સુંદર તિલક પોતાના કપાળમાં કરીને ફરવું. પરંતુ જેઓ મૂર્ખાં છે, તેમને એવું તિલક પણ ન કરવાની અમારી આજ્ઞા છે. આથી તેઓ મૂર્ખ છે, એમ પ્રજા ઓળખી શકે. છતાં જો તેઓ તિલક કરીને દરરોજ શહેરમાં ચારે કોર ફરશે, તો તેની પાસેથી કોડી કોડી કર લેવાશે.

તેણે આવી આજ્ઞા સાથે નગરમાં પાઠશાલાદિ અભ્યાસનાં સ્થળોની યોજના કરી. વળી તેનો મંત્રીઓને તથા દંડધરોને એવો આદેશ હતો કે,

**विप्रोऽपि यो भवेन्मूर्खः स पुराद्बहिरस्तु मे ।**
**कुम्भकारोऽपि यो विद्वान्स तिष्ठतु पुरे मम ॥**

જો કોઇ બ્રાહ્મણ હોય છતાં મૂર્ખ હોય તો તે ભલે મારા નગરની બહાર રહે, પણ કુંભાર હોય છતાં વિદ્વાન હોય તો તેણે નગરમાં રહેવું.

તેના આવા વિદ્યાભ્યાસંગથી તેમ જ વિદ્યાપોષણના કાર્યથી, જેમ વિક્રમના દરબારમાં ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલ ભટ્ટ ઘટખર્પર, કાલિદાસ, વરાહમિહિર અને વરરુચિ, એ નવ કવિરત્નો સુવિખ્યાત હતાં, એમ કહેવાય છે, તેમ સરસ્વતીના આશ્રય રૂપ ભોજ રાજાના દરબારમાં ભવભૂતિ, બાણ, દણ્ડિ, વરરુચિ, મયૂર, રેફણ, હરિ, શંકર, કલિંગ, વિનાયક, મદન, કોકિલ, તારેન્દ્ર, કર્પુર, કાલિદાસ, અને વિનોદ, એ સોળ કવિરત્નો વિરાજતાં હતાં. ઉપરાંત બીજા વળી નવસો કવિ પંડિતો હતા, એવી દંતકથા છે. તેમના ગાનથી ભોજની કીર્તિ દેશાંતરમાં ઉજ્જવલ થઇ હતી. ભોજ જે કાંઈ સમસ્યાપૂર્તિ પૂછતો તે આ કવિઓ પૂરતા અને અન્ય રાજ્યદરબાર અને દેશાવરમાંથી વિદ્યાવિજય અર્થે આવેલા પંડિતોને મહાત કરતા હતા. શામળ કવિ ભોજને 'પંડિતોના મોસાળ'ની ઉપમા આપે છે તે યોગ્ય જ છે. સત્ર પંડિતોમાં તેનો પરમ પ્રિય મિત્ર કવિ કાલિદાસ અગ્ર સ્થાને હતો. પરિણામે કાલિદાસ અને ભોજને ગાઢ પ્રતિ બંધાઈ હતી અને તેનાં દૃષ્ટાંતો બીજા ભાગોમાં આપેલી વાર્તાઓમાં અંકાયલાં છે.

ભોજનો વિદ્યાપોષણનો આ ગુણ તેના દાનધર્મને અંગે વિશેષ પ્રકાશ પામ્યો હતો. તેને એવી ટેવ હતી કે કોઇ પણ મનુષ્ય નવો શ્લોક રચીને આવે કે તેને સવા લાખ મોહોર આપવી. જો કોષાધિકારી તેની સવા લાખની ચીઠ્ઠી ન શીકારે તો પાછી બીજી ચીઠ્ઠી અઢી લાખની લખવી; અને તેય ન શીકારાય તો પાંચ લાખની લખવી. આથી તેનું નામ 'બમણ ભોજ' પડયું હતું. તેની આવી દાનશૂરતાનો લાભ પાત્ર તેમ જ અપાત્ર જનો પણ લેતા. બ્રાહ્મણો ઉપરાંત બંદીજનો, ગાયકો, માગણો વગેરે પણ તેનાં દાન મેળવવા ચૂકતા નહીં.

કવિ શામળ આનું તાદૃશ ચિત્ર આમ વર્ણવે છેઃ—

**નવું કવિત્ત કરી લાવે જેહ, પામે લાખ સવાયો તેહ.**
**ભંડારથી યાચિક પાછો ફરે, તો હુકમ લાખ અઢીનો કરે.**
**એવા પુણ્યનાં કરે નિત કામ, બમણ ભોજ પડાવ્યું નામ.**

વિધવિધનાં વાજાં વાજંત, બંદીજન બોહો જશ બોલંત.
નર્તકી નાચે આઠે પોહોર; જય જય શબ્દ બોલે તે ઠોર.
દુંદુભિના ડમકારા થાય; નિર્ઘોષ નાદ નિશાણે ધાય.
હાસગીત કથારસ હોય; અંતરિક્ષથી સુરીનર જોય.
પહેલું નામ ભોજ મન ચડું, બમણુ ભોજ પુણ્યેથી પડું.
માઘ પંડિત મન ગમતાં માન, કાલિદાસ સરખા પરધાન.
માત કાલિ પરસન જેહુને, આશિષ દે એહવી તેહુને.
પંડિત કેરો એ મોસાલ, વિખાણી જન ઉપર વાહાલ.
કલ્પતરૂ વર કલિજુગ વિષે, ભારે નહી ભોજ ભડ પખે.
મહારાજ રાજ ભોજ ભડ ભૂપ, કંદ્રપના સરખું છે રૂપ.
અવનવો આપે હોઈ ઈન્દ્ર, નવ લખ તારામાં જેમ ચંદ્ર.
સૂર ઉગે આપે શત ગાય, પછે ભૂમિથો મેલે પાગ.
દંત ધાવન કરી દે દાન, મહીપત દે મંગણને માન.
પછે નાહી દેવતાર્ચન કરે, હેમ મોહોર થાલી માંહે ભરે.
નૌતમ વિપ્ર કો આવે જેહ, પામે દાન સવાયાં તેહ.
દાન પુણ્યનો નવ લહુ પાર, સહુ સુખી છે વરણ અઢાર.

તેના આવા લખલૂટ દાનધર્મથી કહેવાય છે કે તેના એક કોષાધિકારીને ભય લાગ્યો કે, રાજા આવાં અવિચારી અને અનર્ગલ દાનોથી કદાચિત્ દરિદ્રિ થઈ જશે; તો આપણી શી સ્થિતિ થશે. તેથી એક વેળા એક યાચકને તેના સામાન્ય શ્લોકના પાઠમાં સવા લાખ મોહોર આપવાની ચીઠ્ઠી ભોજે તેની ઉપર લખી આપી, ત્યારે પેલા કોષાધિકારીએ તે સ્વીકારી નહીં અને ઉલટું એક પત્ર લખી આપ્યું કે आपदर्थे धनं रक्षेत् આપત્તિકાળને માટે ધનનું રક્ષણ શાણા માણસે કરવું જોઇએ. ભોજ તેના આવા ઉપદેશથી ચીઢાયો અને અને ચીઠ્ઠી પાછી ફર્યાથી બીજી ચીઠ્ઠી અઢી લાખ મોહોરની લખી આપી, અને સાથે પત્રમાં બીજું

ચરણ ઉત્તર રૂપે લખી મોકલ્યું:—श्रीमतः कुत आपदः—શ્રીમંતોને તે વળી ક્યાંથી આપત્તિ આવવાની હતી.? કોષાધિકારીનું મન આ જવાબથી બીલકુલ માન્યું નહીં, એટલે પેલા યાચકને પાછો કાઢયો અને ફરી લખ્યું કે, कदापि कुपितो दैवः ! કદાચિત્ દૈવ–ભાગ્ય રોષે ભરાશે તો. તેના આ વચનથી ભોજ અતિશય ચીઢાયો અને અઢી લાખને મોહોરને બદલે પાંચ લાખ મોહોરની ચીઠ્ઠી લખી, અને સામું જણાંવ્યું કે, समूलं च विनश्यति हे मूर्ख ! જો દૈવ કોપશે તો પછી તારી કે મારી રાખી સંપત્તિ રહેવાની નથી પણ સમૂળગી જ નાશ પામશે. માટે જીવ કેમ કચવાવે છે ? કોષાધિકારીને લાગ્યું કે આમ નાહક વાદ કરવામાં સવા લાખ મોહોર બચાવા જતાં ઉલટી પાંચ લાખ મોહોર આપવી પડી. માટે હવે તો આને મોહોર આપ્યે જ સિદ્ધિ છે. આવો વિચાર કરી, તેણે પેલા યાચકને મોહોર આપી.

વળી કહેવાય છે કે, તેના એક પ્રધાન મતિસાગરે ભોજની દાનવૃત્તિનો લાભ લેતાં યાચકોને અટકાવવા, તેના દરબારમાં એકપાઠી (એક જ વાર શ્લોક સાંભળતાં જ મોંઢે કરી લેનારો), દ્વિપાઠી (બે વાર શ્લોક કાને પડતાં મોંઢે કરનારો), ત્રિપાઠી, અને ધનપાઠી, એવા પંડિતો ક્રમે હારબંધ બેસાડવાની ગોઠવણ કરી રાખી હતી. અને જ્યારે કોઈ યાચક આવી એક નવો શ્લોક પોતે રચ્યો છે, એમ કહી તે બોલતો કે તે શ્લોક સાંભળી એકપાઠી તરત જ બોલી જતો. પછી તે દ્વિપાઠી, પછી ત્રિપાઠી અને પછી ધનપાઠી અનુક્રમે બોલી જતા; અને તેથી એમ ઠરતું કે, તેનો શ્લોક નવો નથી પણ જૂનો અને બીજાઓએ મુખે કરેલો છે. આમ થતાં પેલો યાચક ઉલટો ઝાંખવાણો પડી, નિરાશ થઇ, ઠાલી હાથે પાછો જતો. મતિસાગરની આ યુક્તિ ચબરાક પંડિત કાલિદાસના સમજવામાં આવી અને તે એના માથાનો મળ્યો. તેણે આ શ્લોક સભામાં આપી, એક પંડિતને સભામાં મોકલ્યો. તેણે તે વાંચી સંભળાવ્યો:—

> **देव त्वं भोजराज त्रिभुवनविजयी धार्मिकः सत्यवादी**
> **पित्रा ते मे गृहीता नवनवतियुता रत्नकोट्यो मदीयाः ।**
> **तांस्त्वं मे देही राजन् सकलबुधजनैर्ज्ञायते वृत्तमेतत्**
> **त्वं वा जानासि नो वा नवकृतिरथ चेल्लक्षमेकं ददस्व ॥**

હે દેવ ભોજરાજ! તેં ત્રણ ભુવન ઉપર વિજય મેળવ્યો છે; તું ધર્મનિષ્ઠ છે, તું સત્યવાદી છે, તારા પિતાએ મારી પાસેથી ૯૯ લાખ રત્નો લીધાં છે. તે, હે રાજ! તું મને પાછાં આપ. તારી સભાના સકલ વિદ્વાનો એ વાત જાણે છે. (કારણ તેઓ હું આ શ્લોક બોલીશ એટલે એક લાખ મોહર મને મળતી અટકાવવા મારા શ્લોકને જૂનો ઠરાવતા તે બોલી જશે, એટલે તેઓની જાણ પૂરવાર થશે.) તું યે જાણતો હોઇશ પણ કદાચિત્ ન જાણતો હોઉં, તો અર્થાત્ કોઇ પંડિત તેનો પાઠ ન બોલે અને પોતાનું અજાણપણું જણાવે, એટલે જો એ વાત કોઇના જાણ્યામાં નથી એમ જણાય તો, તો પછી આ શ્લોકને નવીન કૃતિ સમજીને, ૯૯ લાખ રત્નને બદલે તારી પ્રતિજ્ઞા પ્રમાણે એક લાખ મોહોર તો આપ!

પેલો એકપાઠી પંડિત તો આ શ્લોક સાંભળી ડઘાઇ જ ગયો. તેને એમ લાગ્યું કે જો આ શ્લોક બોલી તે નવીન ન હોવાનું હું સાબીત કરીશ તો રાજાને એક લાખને બદલે ૯૯ લાખ મોહોરો આપવી પડશે. અને ઉલટી બલા વળગશે; માટે માટે મૌન ધરવું જ યોગ્ય છે. આમ વિચાર કરી, તેણે એ શ્લોક ઉચ્ચાર્યો નહીં, એટલે દ્વિપાઠીને તેના બે વારના પાઠને અભાવે મુંગા જ રહેવું પડયું. તે પ્રમાણે ત્રિપાઠી, અને ધનપાઠી તો પુનરાવર્તનના અભાવે બોલી શકે એમ ન હતું જ. આથી પેલા પંડિતનો શ્લોક નવો ઠર્યો અને રાજાએ તેને લાખ મોહોર આપવાની આજ્ઞા ફરમાવી.

આખરે પ્રધાનની આવી અનેક યુકિતઓ રાજાના જાણવામાં આવતાં પ્રધાન મતિસાગરને તેણે ખુબ ઠપકો આપ્યો, ત્યારે તેણે પુનઃ કહ્યું:— "હે રાજન્! તમારી પાસે આટલી સંપત્તિ છે, તો દૂર દૂરના કવિઓ તમારી પાસે લળતા આવે છે. જે રાજાઓનો ભંડાર બળવાન્ અર્થાત જોરદાર છે, તે જ વિજયી નીવડે છે. બીજાઓ વિજય મેળવી શકતા નથી. કહ્યું છે કે,

**स जयी कोशनिचयो यस्य तस्यास्ति मेदिनी ।**
**कोषो यस्य सदुर्धर्षो दुर्गं यस्य स दुर्जयः ॥**

જેનો ભંડાર ભરપૂર છે તે વિજયી રાજાને અધીન મેદિન થાય છે; જેનો ભંડાર અખૂટ છે, તેનો કીલ્લો પણ જિતવો અતિશય કઠિન થઇ પડે છે.

તેના આવા વચનથી ભોજે કોપે ભરાઇ કહ્યું:—"હે કોષાધિકારી! પુરૂષે સંગ્રહેલી જે લક્ષ્મી દાન અને ઉપભોગથી રહિત છે અને જે સંબંધીઓ અને સ્નેહીમિત્રાદિના પણ ઉપભોગમાં આવતી નથી, તે ખરી રીતે લક્ષ્મી નથી પણ અલક્ષ્મી જ છે. માટે હે મંત્રી! તું જો મારૂં અને તારૂં બન્નેનુંયે શ્રેય ઇચ્છતો હોય તો તારે દાન કરતાં મને અટકાવવો નહીં. તને આજથી મારી એવી આજ્ઞા છે કે,

**लक्षं महाकवेर्देयं तदर्धं विबुधस्य च ।**
**देयं ग्रामैकमर्धस्य तस्याप्यर्धं तदर्थिनः ॥**

મહાકવિને એક લાખ મોહોર આપવી, વિદ્વાન્ પંડિતને તેનાથી અર્ધી એટલે અર્ધો લાખ મોહોર આપવી, અર્ધ–પંડિતને એક ગામ, અને તેથી પણ અર્ધ પંડિતને અડધું ગામ આપવું.

વળી તેને ઉપદેશ આપતાં ભોજે કહ્યું:—"હે મંત્રી! તારે એ જાણવું જોઇએ કે લોકોને કાંઇ ધનનો સંગ્રહ કરનારો વહાલો લાગતો નથી. જો તેમ હોત તો કૃપણો સર્વત્ર પૂજાત. પરંતુ કૃપણ નહી, પણ દાતા જ તેમને પ્રિય લાગે છે. કારણ તું જો કે, સઘળા લોકો વરસાદના આવવાની જ રાહ જુએ છે, પણ જલના નિધિ સમુદ્રના આવવાની રાહ જોતા નથી. વળી જો કે સમુદ્ર જલનો સંગ્રહ કરવા તત્પર છે ત્યારે તેને ઠેઠ ઉંડા રસાતલ પર્યંત જવું પડયું છે, અને જલ દેનારો મેઘ સઘળા ભુવન ઉપર ગાજી રહ્યો છે. આવી જ સ્થિતિ ધનવાન દાતા અને ધની કૃપણની છે. માટે હે પ્રધાન! તારા જેવા પ્રેતપ્રાય (પ્રેતની માફક બીજાએ નાંખેલા બલિનું ભક્ષણ કરનારા) સેવકોની સાંકડા મનની સલાહ પ્રમાણે હું મારૂં દાનકર્મ કદીયે ઓછું નહીં જ કરૂં. સૂર્ય આથમ્યા અગાઉ યાચકોને જે ધન આપ્યું તે મારૂં ખરૂં, પરંતુ સૂર્ય આથમ્યા પછી અવશેષ રહેલું ધન કોનું થશે, તે હું જાણતો નથી.

ભોજને આવા દાનધર્મથી ધીરેધીરે કંઈક અભિમાન આવ્યું હતું, એમ કવિઓ કહે છે, અને તે કુદરતી છે. કહેવાય છે કે ભોજના મનમાં એવો ગ્રહ આખરે બંધાયો કે, મેં બલિ રાજા, કર્ણ અને પરદુઃખભંજન વિક્રમાદિત્યથી પણ વધીને દાનધર્મ સબળ અંશે સાચવ્યો છે, અને હું સર્વોપરી દાનેશ્વરી છું! પરંતુ તે સુપાત્ર હોવાથી તેનું આવું અભિમાન વધતું દૈવે જ સવેલા અટકાવ્યું. તેને આવો અતિ ગર્વ થતાં એક દિવસે જુના પ્રધાને વિક્રમ-રાજાની ધર્મવાહિકા આણી બતાવી. તેમાં વિક્રમે આઠ કરોડ સોનૈયાની તથા મોતીની દશ તુલાઓ, મદ ઝરતા પચાશ હાથી, દશ હજાર ઘોડા, સો ચતુર વારાંગનાઓ, આદિનો જે દંડ પાંડુ દેશના રાજા પાસેથી આણેલો તે વેતાલ ભટ્ટને અર્પણ કર્યા જણાવેલું હતું. આ ઉપરાંત વિક્રમનાં અદ્ભુત દાનોના પ્રસંગો પણ તેમાં વર્ણવેલા હતા. પ્રધાને ભોજ સમક્ષ આ ધર્મવાહિકા વાંચી, અને વિક્રમની ઉદારતા, પરદુઃખભજન, આદિ અદ્ભુત ગુણો જાણી ભોજનો સર્વ ગર્વ જ ગળી ગયો, અને એ ધર્મ-વાહિકાને પૂજા કરી, પાછી બત્રીસ પુતળીવાળા દિવ્ય સિંહાસન ઉપર પધરાવી.

ગુર્જર કવિ શામળ ભટ્ટ તેના ગુણ ગાતાં કહે છેઃ—

પવિત્ર દેશ પૂરવ વિષે ધારાનગર શુભ ધામ;
રાજ્ય કરે તિહાં રાજવી નરવર ભોજ નૃપ નામ. ૩૧
મહાભક્ત મહારાજનો, કામ સમાને રૂપ;
અવિદ્યા એકે નહી, અરણવ અકલ અનૂપ. ૩૨
દાન, માન, સનમાન શુભ, ગાન તાન ગુણનિધ;
ભોજ ભાંણુ ભલપણતણો: વાસવવત રીધસિધ. ૩૩
મુલક મુલકથી માગણાં આવે અધિક ઉમેદ;
આશા પૂરે અધિપતિ વાચા પાલે વેદ. ૩૪

સવા લાખ દે સહજમાં, કરે કોટિધા કામ;
બમણુ ભોજ બહુ પરાક્રમી, નવે ખંડમાં નામ. ૩૫
કીરત જિતી કરણતણી, આસન જિત્યું ઇંદ્ર;
શોભાવ્યો સતવાદિઈ જેમ તારામાં ચંદ્ર. ૩૬
સત્ય જિત્યું હરિચંદ્રનું, જિત્યું અરજુન બાણ;
જિત્યું જશ જુધિષ્ટર તણું, પંચે કર્યું પ્રમાણ. ૩૭
દાન જિત્યું બલિરાયનું, ખરી વાતનો ખોજ;
જશ વાધ્યું બુદ્ધિએ થયો ભરતખંડમાં ભોજ. ૩૮
આપ્ય, આપ્ય ને આપ્ય કહે, અહુર નિશ, આઠું જામ;
ઉંચ, નીચ, અજાણને દે સવાલાખ દામ. ૩૯
પરીક્ષા કરે નિત્ય ન્યાયની, નિત્ય નિત્ય આપે લાખ. ૪૦
નિરણ થાઇ નદી નીરનો, ખગ તારા ગણાય;
દાન દીધાં જે ભોજ નૃપ, અકલિત નવી કલાય. ૪૧
વર્ણ અઢાર વાસો વસે, લાઠ કરે સહુ લોક;
કો કેને દુભે નહી, સુપનામાં નહીં શોક. ૪૨
પનરસે પંડિત મલે, શાસ્ત્રવાદિ શત શોલ,
સત્તરસે જયોતિક સહુ, કરે નિત્ય કલ્લોલ. ૪૩
ચર્ચા થાઇ ચતુર્ભુજ તણી, નારાયણ ઉપર નેહ;
અઢાર ભાર દાને સદા માગ્યા વરસે મેહ. ૪૪
ઇન્દ્રપુરી આકારનું ધારા કીધું ધીર;
પ્રતાપ વાધ્યો પુરંદર તણો નામ વધારણ વીર. ૪૫
સપુત એ શાર્દુલનો, મુંજ તણો ભત્રીજ;
દીપક દશ કોટી દાનનો, બુદ્ધિસાગરનું બીજ. ૪૬

(મડાપચીસી.)

આમ કેવળ વિદ્યાવિનોદ અને દાનકર્મમાં જ તેણે પોતાનું જીવન વિતાડ્યું ન હતું. તે શુદ્ધ રાજબીજ હોવાથી, રાજાને યોગ્ય, શૌર્ય, વીર્યપ્રકાશ, સાહસ, રણોત્સાહ, રાજ્યનીતિનિપુણતા આદિ વિવિધ રાજવી ગુણો પણ તેનામાં જ્વલંત હતા. તેનાં સામુદ્રિક ચિન્હો જ તેના ચક્રવર્તી-પદના ભવિષ્યને પ્રકટ કરતાં હતાં; અને એવા પ્રકાશનથી તો બાલ્યાવસ્થામાં મુંજ તરફની આપત્તિ તેને શિરે આવી હતી, એ જાણવામાં આવ્યું જ છે.

ભોજ રાજ્યપદે આરૂઢ થયો તે પછી, તે અને ગુજરાતના રાજા પહેલા ભીમદેવ, એ બેને એમ લાગ્યું કે, જો માળવા અને ગુજરાત વચ્ચે સંધિવિગ્રહના કોલકરાર થાય, તો પરસ્પર જે લાંબા સમયનો વૈરાગ્નિ છે તે શમે અને કંઇક શાન્તિ પણ રહે. આથી એવા કરાર કરવાનો પત્ર-વ્યવહાર પરસ્પરના દરબારો વચ્ચે ચાલ્યો. તેમાં પ્રત્યેકના તરફથી સીધી રીતે તેમ જ મુદ્દાસર શરતો જણાવવાને બદલે, જાણે વિદ્યાવિજય અને બુદ્ધિચાતુર્ય દાખવવાં હોય તેવા પ્રકારે લખાપટી ચાલી. તેમાં મુસદ્દીઓને બદલે પંડિતોએ મુખ્ય ભાગ લીધો. આ વિદ્યાપ્રદર્શનના યુદ્ધમાં, તો ભીમદેવનો વિજય થયો છે, એમ તેનાં લખાણોથી સમજાય છે. તેની માત્ર એક જ વાનગી અહીં આપણે જોઇશું:—

સંધિવિગ્રહની અગત્ય જણાવનારો એક પત્ર ભીમદેવે માળવે મોકલ્યો; ત્યારે ભોજે તેના ઉત્તરમાં લખાવી મોકલ્યું:—"ક્ષણ માત્રમાં ગજેન્દ્રના કુંભસ્થલને માત્ર પંજાના એક જ પ્રહારથી ચીરનાર, પ્રતાપી કેસરીસિંહને મૃગલાં સાથે કશો વિરોધ નથી તેમ સંધિ પણ નથી; અર્થાત્, મારા કેસરીસિંહના (ભોજ) જેવો તું (ભીમદેવ ગજેન્દ્ર) પ્રતાપી નથી; તને હણવાને હું સર્વથી સમર્થ છું, તો તારા પ્રધાનો જે (મૃગલાં પેરે) જીવદયા પાળનારાં (જૈન) શાકાહારી વાણીઆ છે, તેથી તારૂં રાજ્ય લઇ લેવું, એ મારે મન કાંઈ મોટી વાત નથી. મની કનેથી મારી કૃપા છે ત્યાં સુધી જ તે ટકેલું છે, એમ જાણજે; તેને સંધિના કરારથી ટકાવવાનાં નાહક ફાંફાં શા માટે મારે છે!"

આનો ઉત્તર **ભીમદેવે** ક્રોધે ભરાઇ આવો વળાવ્યો:—“ આંધળા (ધૃતરાષ્ટ્ર) રાજાના સો પુત્રોના કાળરૂપ **ભીમને** દૈવે નીપજાવ્યો અને તેણે એ સર્વનો સામટો ભૂકો કર્યો. એવા **ભીમ** આગળ તું તે પંડિતો રૂપી ચક્ષુવાળો શી ગણતીમાં ! ચંદ્રવંશી યાદવકૂલના અંધક( રાજા )ની શાખામાં ઉત્પન્ન થવાથી તારૂં જ્ઞાનરૂપી નેત્ર ફૂટયું છે, એટલે મિથ્યા અહંકારથી તું તારૂં સામર્થ્ય જેમ સમજી શકતો નથી તેમ તારા પ્રતિસ્પર્ધિનું પણ બરોબર કળી શકતો નથી. આમ બે પ્રકારે જે અંધ છે તેવો તું અમારી કૃપા વડે જ માત્ર ટકી શકયો છે. તારા જેવા સેંકડો પગતળે ક્યાંય વાટી નાંખ્યા તો તારી તે શી ગુંજાશ છે?”

આ ઉત્તર જૈન વિદ્વાન્ **ગોવિંદાચાર્યની** પ્રેરણાથી **ભીમે** લખાવ્યો હતો. આ ગાથા વાંચી, **ભોજે** ગુજરાતની વિદ્વત્તાનો પરિચય થતાં માથું ખંજવાળ્યું અને શેરને માથે સવાશેર પાકયો છે, એમ સમજી, પોતાની ચતુરાઇના ગર્વનો ત્યાગ કર્યો.

તેઓ વચ્ચે આમ સંધિવિગ્રહની શરતોની લખાપટીનો વાણીવિલાસ ચાલતો હતો, તેવામાં ગુજરાતમાં ભારે દુકાળ પડ્યો અને અન્ન તથા ઘાસની અછતથી પ્રજા સંતાપ અને સંકટથી હેરાન હેરાન થઈ રહી. આ વિકટ તકનો લાભ લઇ, **ભોજે** ગુજરાત ઉપર સ્વારી કરવાની સઘળી તૈયારી કરી. **ભીમદેવે**, તેની ખબર પડતાં પોતાના નીતિનિપુણ નાગર મંત્રી ડામર( દામોદર )ને દંડ આદિ આપી, કોઈ પણ પ્રકારે **ભોજ** સાથે સંધિ કરવાની સૂચના કરી, તેના દરબારમાં મોકલ્યો.

નાગર ડામર મુસદ્દીગિરીમાં ઘણો જ હુશીયાર હતો. તેણે ગુજરાતનું નીચું ન દેખાય અને હેતુ સધાય એવા વિચારે કામ લેવા ધાર્યું. તે માળવે **ભોજને** મળવા ગયો. અને તે એવી તકે **ભોજ** સમક્ષ જઈ પહોંચ્યો કે જે વેળા તે ક્ષૌરકર્મથી નિવૃત્ત થઇ, હજામ પાસે તેલમર્દન કરાવતો હતો. **ભોજે** ડામરને આવતો જોઈ કરડાકીમાં કહ્યું:—“ આજ કાલ **ભીમલો** ( પોતાના હજામનું એ જ નામ **ભીમદેવને** હલકું લગાડવા રાખ્યું હતું ) બહુ કામમાં રોકાયો લાગે છે. ” આ વાક્યનો મર્મ સમજી,

ડામર પણ તેવા જ મર્મભેર બોલ્યોઃ–"પરંતુ હે રાજન્! ભીમલે (અર્થાત્ ભીમદેવે) તો ઘણા રાજાઓનાં માથાં મૂડ્યાં છે. (તેમને તાબે કર્યાં છે.) ફક્ત હવે એક જ (તું) રાજા બાકી રહ્યો છે. અને તેનુંયે માથું મુડવા તેણે પળાલેલું તો છે, એટલે તે હવે મુંડશે."

ભોજ રાજા તેનાં આવાં માર્મિક પરંતુ સાહસિક વચનથી ઘણો જ આશ્ચર્યચકિત થયો, સામો ક્રોધે ભરાયો અને નિશાનડંકા વગડાવી, ગુજરાત ઉપર સ્વારી કરવાનો ઢંઢેરો સમગ્ર રાજ્યમાં ફેરવ્યો. બંદીજનોએ તેની સ્તુતિનાં તથા અન્ય હરીફ રાજાઓ કરતાં તેની શ્રેષ્ઠતાનાં વચનોની ગાથાઓ ગાવા માંડી અને રાજા તથા સામંતોને પાણી પૂરાં ચઢાવ્યાં. વળી તેના સમસ્ત પ્રતિસ્પર્ધી રાજાઓની વિડમ્બના(મશ્કરી)નાં ચિત્રોવાળા પડદાઓ ખુલ્લા કરી, સેનાનીઓના શૌર્યને ઉશ્કેરવા નાટકો, પણ ભજવવા માંડ્યાં. એક પ્રસંગે, એમાંનું તિલંગાનાના સામંત રાજા તૈલિપ દેવની વિડમ્બનાનું નાટક ભજવાનું હતું, તેમાં એક ચિત્ર એવું હતું કે તૈલિપ દેવ ભોજ રાજાના કેદખાનામાં પડ્યો છે, અને બીજો નવો આવેલો કેદી રાજા ક્રોધથી તેને સૂતો ઉઠાડે છે. તે વેળા તૈલિપ બોલે છે કે "હું તો આ જગ્યાએ મારા વંશજો સહિત ઘણાં વર્ષોથી પડ્યો છું, માટે તને આજકાલ નવા આવેલાને હું મારી જગ્યા નહીં આપું."

આવું હાસ્યજનક ચિત્ર દેખાડાતું જોઇ, ડામરના મનમાં ગુજરાત ઉપર સ્વારી લઈ જવા ચીઢાયલા ભોજને તિલંગાનાના તૈલિપદેવ ઉપર સ્વારી લઇ જવા સારૂ પ્રેરવાને, અને મૂળ લક્ષ્ય ચૂકાવવાને બુટ્ટો ઉઠયો અને તે બોલ્યોઃ–"આ સંપૂર્ણ રસભર નાટક પ્રશંસાપાત્ર છે; ઘણું સારૂ તેમ જ ઉત્તેજક પણ છે; પરંતુ માલવીઓનું શૌર્ય ઉશ્કેરવાને માત્ર એક જ દશ્યની ખોટ તેમાં છે, અને તે એ કે તેમાં શુળીએ પરોવેલું મુંજરાજનું (ભોજના કાકાનું) માથું જોઇએ."

ડામરના આ મર્મભેદી વચનથી માળવીઓનો પીત્તો અતિશય ઉછળ્યો. એટલામાં અગાઉથી જ ડામરે તિલંગાનાના રાજા તૈલિપદેવને ભોજ સામે સ્વારી લઇ આવવાને પ્રતિનિધિ દ્વારા ઉશ્કેર્યો હતો, તેની

સ્વારીની તૈયારીના સમાચાર કેટલાક દૂતો તે જ ઘડીએ રંગમંડપમાં લઇ આવ્યા. આવી સંધિ જોઇ, **ભીમ**દેવ તરફનો એક બનાવટી પત્ર લઈ, અગાઉની ગોઠવણ પ્રમાણે એક ચાર પણ ત્યાં આવ્યો. તે પત્ર દ્વારા **ભીમ**દેવે કહાવેલું હતું કે “ હે **ભોજ** ! હું તારા **માળ**વાના **ભોગપુર** સુધી સ્વારી લઈ હું આવ્યો છું, માટે લડવાની હામ હોય તો સામો થા, નહીં તર હું કહું તેવા કરાર કર ” **ભોજ** આમ બે પાસથી પોતાને શિરે હુમલાની આફ્ત આવેલી સમજતાં અને પોતાના સૈન્યનું વલણ **મુંજ**નું વેર લેવા **તૈલિપ**દેવને હરાવવાનું જણાતાં, **ડામર** દ્વારા **ભીમ**દેવે કહાવ્યા તેવા કરાર કર્યા અને એવા કરારપત્ર સાથે **ડામર**ને હાથિણી ઉપર બેસાડી સીરપાવ સાથે **પાટણ** મોકલ્યો. આમ નાગર **ડામર** મુસદ્દીગીરી કરી, **પાટણ** આવ્યો. બીજી પાસ **ભીમ**દેવની સંધિની વાત જાણી, પોતે એકલો પડતાં **તૈલિપ**દેવ પણ પાછો હઠ્યો, અને **ભોજ** તત્કાલ તો હુમલાની ફીકરથી મુક્ત થયો.

આ સર્વ ચિંતાથી મુક્ત થયા પછી **ભોજે** ઉજ્જયિની શહેર જૂનું પુરાણું થઈ ગયાથી, નવા રક્ષણના બંદોબસ્તવાળું **ધારા**નગર બંધાવ્યું. તેની ઉત્પત્તિ વિષે કહેવાય છે કે, **મ**હાભારતમાંની, **અર્જુ**ને કરેલા **રાધા**વેધની કથા સાંભળી, **ભોજે** એ વેધની વિદ્યા સાધી. પછી તેનો મહોત્સવ ઉજવ્યો. સર્વ નગરજનોએ તે પ્રસંગે પૂર ઉમંગ–ઉત્સાહ દાખવ્યા. માત્ર એક દરજી અને ઘાંચીએ તેની ઉજવણી સંબંધમાં કાંઈ પણ ન કર્યું. આથી રાજા **ભોજે** તેમને દરબારમાં બોલાવી ભારે ધમકી સાથે ઠપકો દીધો, ત્યારે તેઓએ કહ્યું:—“ હે **ભોજ** ! તમે રાધાવેધ કર્યો તેમાં એવડો તે શો મોર માર્યો છે ? અમારા જેવો અસાધારણ વેધ તમે જાણતા હોત તો અમે તમારા રાધાવેધનો ઉત્સવ ઉજવત. ” **ભોજે** તેમના વેધ દેખડાવવા કહેતાં, પેલો ઘાચી પોતાના સાતમા માળની અટારીએ તેલના વાસણ સાથે ચઢ્યો અને ત્યાંથી સીફતબંધ ભોંય ઉપરની બરણી ઝીણી ધારે તેલથી ભરી. છતાં તેલનું એક પણ ટીપું કે છાંટો આડો અવળો ન પડ્યો. પછી પેલા દરજીએ ભોંય ઉપર દોરો ઉંચા મુખવાળો કરી ગોઠવ્યો અને ઉભાં ઉભાં તે ઉપર સોય એવી સફાઇથી ફેંકી કે સોય દોરામાં

આબાદ પરોવાઈ ગઈ. **ભોજ** રાજા તેમનાં લક્ષ્યસંધાનથી પ્રસન્ન થયો. તે પછી **રાધાવેધની** ખુશાલીમાં **ભોજે ધારા નગરી** બંધાવી.

વળી તેની અદ્‌ભુત ઉત્પત્તિ સંબંધમાં આ એક બીજી દંતકથા પ્રચલિત છેઃ—

પૂર્વે ઉજ્જયિની નગરીમાં આકાશગમનમાં કુશલ વૈતાલ નામનો એક મહા વિદ્વાન અને ચમત્કારી દૈવી પુરૂષ રહેતો હતો. (કદાચ જે સ્મશાન નિવાસી અને પિશાચ આદિ મેલાં સત્ત્વોનો અધિપતિ ગણાય છે તે હશે.) એક સમયે કાશ્મીરથી આવી ઉજ્જયિનીમાં રહેલી **રાધા** નામની અતિ રૂપવતી વેશ્યામાં તે લપટાયો, અને તેના મોહથી તે તેનો 'જી લબ્બે' થઇ રહ્યો, એટલું જ નહીં પણ પોતાનું સર્વસ્વ તેને આપી બેઠો અને તેનો નચવ્યો નાચવા લાગ્યો. તે અરસામાં **સિંહલ** દેશની **લંકાપુરીમાં લંકાપુરીની** દિવ્ય અદ્‌ભુત રચનાનું ચિત્ર મળે છે, એમ **ભોજ** રાજાની જાણમાં આવ્યું. પરંતુ સિંહલ દેશમાં જવા માટે દિવ્ય શકિત જોઇએ; અને તે શક્તિ **વૈતાલમાં** હતી. **ભોજને લંકાપુરીના** જેવી જ પોતાની પાટનગરીની રચના કરવાની ઉત્સુકતા અતિશય થઇ આવી હતી, તેથી સમગ્ર ઉજ્જયિની નગરીમાં તેણે એવો પડો વજડાવ્યો કે, જે કોઈ **લંકાપુરી** જઈ, તેની રચનાનું ચિત્ર લઇ આવે, તેને મોં માગી બક્ષીસ રાજા આપશે. **રાધા** વેશ્યાએ વીર **વૈતાલને** દાસ બનાવ્યો હતો, તેથી તેને **સિંહલ** દેશ મોકલ્યો અને તેણે એ ચિત્ર આણ્યું. પછી **રાધાએ** તે ચિત્ર રાજા **ભોજને** નજર કર્યું. રાજાએ **રાધાને** બક્ષીસ માગવા કહેતાં પોતે સર્વસંપન્ન હોવાથી માત્ર પોતાનું નામ અમર રાખવું, એવી માગણી કરી. તેથી તેણે પોતાના પાટનગરનું નામ **રાધા** ઉપરથી ઉલટાવી **ધારા નગરી** પાડવાનું વચન આપ્યું અને ધારાનગરી બંધાઇ રહી, ત્યારે **ભોજે** તેને એ નામ આપ્યું. આ **ધારાનગરીની** રચનામાં તેનો કેટલોક કાળ નીકળી ગયો.

તેના આ નગરની રચના તેમ જ તેની સૈન્ય સંપત્તિ આદિ વિષે **શામળ** કવિ કહે છેઃ—

**દેશ માલવ શુભ ધારા ગામ, ભોજરાજ નરપતનું નામ;**
**વારૂ નગરમાં વરણ અઢાર, સત્ય ધરમ રૂડો આચાર.**
**ગરૂઆ ગજ મહેમત માતંગ, અશ્વ અબલખ અતિ ઉજ્જવલ અંગ;**
**ધવલ ધોરી, રઢીયાળા રથ, શુભ કામે રાજા સમરથ.**
**પાયક ઘણા પુંઠે પરવરે, રતનજડિત છત્ર જ તે કરે;**
**નહી નગર ધારા સમતોલ, ચોચો ઘડ ચોબારી પોલ.**
**એકસો દશ દરવાજા વલી, બારી બત્રીસ ભાતે ભલી;**
**પરાં પંચાણૂ પત્તર વાટ, નવા રહેંટ પાણીના ઘાટ.**
**બસેં બાર કુવા વાવડી, પુરણ રહેંટ પુંઠલ પાવડી;**
**ફૂલી વાડી વનફળ ફુલાં, ભાર અઢાર મહીપર મલાં.**
**એવી નગર તણી શોભાય, કનક સિંહાસન બેઠો રાય.**

વળી ભોજને જૂની ઉજ્જયિનીમાંથી પરદુઃખભંજન વિક્રમાદિત્યનું જે દિવ્ય સિંહાસન પ્રાપ્ત થયું હતું તે તેણે ધારાનગરીની આ બ્રહ્મસભામાં પધરાવ્યું હતું. તે વિષે કવિ શામળ કહે છેઃ—

**પાછળ જડિત્ર પૂતળી, પૂરણ વિશ ને બાર. ૫૬૬**
**સાક્ષાત્કાર કંચન તણું, જડિતરત્ન અમૂલ;**
**વર્તુલ આકાર તો તેહનો, જેવું કમલનું ફુલ. ૫૬૭**
**ફરતું ગજ બતરીશનું અતુલ્ય તેજ અપાર;**
**હાથ હાથ છેટે પુતળી શણગાર સહિત તે સાર. ૫૬૮**
**વાજાં તેહના હાથમાં વસ્ત્ર વિવેકે અંગ;**
**શોભા કોણ કહી શકે, રાજસ રૂડો રંગ. ૫૬૯**
**પંચ દંડ તેને જડયા, પુંઠલ શોભા પત્ર;**
**સ્ફટિક મણિ હીરે જડયું, શીર સોહાવ્યું છત્ર. ૫૭૦**

આ સિંહાસન ઉપર ભોજે આરૂઢ થવા બત્રીસ વાર પ્રયત્ન કર્યા; પરંતુ પુતળીઓએ તેથી અનર્થ થવાનું ભવિષ્ય ભાખતાં ભોજે તેની પૂજા કરવા ધાર્યું અને તે ઉપર વિક્રમની ધર્મવાહિકા પધરાવી.

ભોજ રાજા જાતે કવિ હતો, તેથી તેણે પ્રાચીન પદ્ધતિને અનુસરીને એક કવિસમાજ બાંધ્યો હતો. તેણે દેશાવરથી દાન લેવા આવતા પંડિતોની પંડિતાઈ અને કવિઓની કાવ્યશક્તિની પરીક્ષા માટે એક સભાગૃહ બંધાવરાવ્યું. એ સભાગૃહને સોળ થાંભલા હતા, ચાર દ્વાર હતાં અને દરેક દ્વાર ઉપર બબ્બે મદમત્ત હાથણીઓ રાખી હતી. એ સભાગૃહની લગોલગ જ વિધિ પ્રમાણે રાજા ભોજનું એક આરામવિનોદાર્થે કેલિગૃહ હતું. આ સભાગૃહના મધ્ય ભાગમાં એક મંડપ હતો. વચલા ચાર સ્તંભોની મધ્યે એક હાથ ઉંચી વિશાળ વેદી હતી. અને તેની મણિમય ભૂમિ હતી. તે ઉપર એક રાજપીઠ હતી. આ પીઠની ઉત્તર દિશામાં સંસ્કૃત ભાષામાં નિપુણ પંડિતો અને કવિઓનું સ્થાનક હતું, અને ત્યાં તેઓ હારબંધ યોગ્ય નિર્ણિત પદે વિરાજતા. જે પંડિત બહુ ભાષાઓમાં અધિક નિપુણ હોય, તે અગ્ર સ્થાને બેસે; તેની પછી પ્રવીણ પંડિતો અને તે પછી વેદવિદ્યામાં પારંગત જનો બેસે; તે પછી પૌરાણિકો, તે પછી વૈદ્યો બેસે; તે પછી જોશીઓ અને તે પછી બીજી વિદ્યાઓના પંડિતો બેસે; આવો બ્રહ્મસભાનો પ્રાચીન નિયમ અહીં પણ જળવાય એવો પાકો બંદોબસ્ત તેણે કીધો હતો. રાજ્યાસનની પૂર્વ દિશામાં પ્રાકૃત ભાષાના પંડિતો, તે પછી નટો, નર્તકો, ગાયનવાદીઓ, વાગ્જીવકો, આદિ લોક બેસતા. પશ્ચિમ દિશામાં અપભ્રંશ ભાષાના પંડિતો, તેમની પછી ચિત્રકારો, મણિમાણિક્યના શૃંગારકો, પટવા, આદિ કલાવાન્ કીસબીઓ બેસતા. દક્ષિણ દિશામાં ભૂતભાષાના કવિઓ, સર્પશાસ્ત્રીઓ, મલ્લો, આદિ બેસતા.

સર્વ પોતપોતાનાં નિયત સ્થાને બેઠા પછી, કાવ્યગોષ્ઠી ચાલતી અને આગંતુક વિદ્વાન્, કલાવાન આદિની પરીક્ષા લેવાતી. તે પછી યોગ્ય જનોને તેમની યોગ્યતા મુજબ દાન દેવાતાં. દેશદેશાન્તરથી આવેલા કવિઓનો સત્કાર અહીં થતો.

કહેવાય છે કે પૂર્વે ઉજ્જયિની(વિશાલા)માં **વિક્રમાદિત્યના** રાજ્યકાલમાં કાવ્યશાસ્ત્રોના જ્ઞાતાઓની પરીક્ષાને અર્થે એક આવી બ્રહ્મસભા સ્થપાઈ હતી અને પરીક્ષામાં ઉત્તીર્ણ થયલાઓના વિજયપ્રકાશનને અર્થે એક બ્રહ્મરથ પણ રાખેલો હતો, અને આ સભામાં,

**इह कालिदासमेण्ठावत्रामररूपसूरभारवयः ।**
**हरिचन्द्रचन्द्रगुप्तौ परीक्षिताविह विशालायाम् ॥**

અહીં **કાલિદાસ, મેણ્ડ, અમર, રૂપ સૂર, ભારવી,** હરિચન્દ્ર, અને **ચન્દ્રગુપ્તની** પરીક્ષા થઇ હતી. તે જ પ્રમાણે કહેવાય છે કે **પાટલીપુત્રની** બ્રહ્મસભામાં ઉપવર્ષ, **વર્ષ, પાણિની,** પિંગલ, **વ્યાડી, વરરૂચિ,** અને **પાતંજલિ** આદિએ પોતપોતાનાં શાસ્ત્રના રચનાર તરીકે પદવી મેળવી હતી. રાજા **ભોજની** આ કવિસભા કંઇક પૂર્વની બ્રહ્મસભાના માત્ર અનુકરણ રૂપ હતી.

આ પ્રમાણે અનુપમ ધારાનગરી વસાવી, તેમાં શાન્તિથી તેણે રાજ્ય ચલાવવા માંડ્યું. દરમ્યાન તેના સાંભળવામાં આવ્યું કે, **ભીમદેવ સિંધુરાજ** ઉપર ચઢાઇ લઈ **સિંધ** દેશ ગયો છે. આથી **ભોજને** ગુજરાત ઉપર સ્વારી કરવાનો ખરો લાગ જણાયો, અને ઘટતી સઘળી લશ્કરી તૈયારીઓ તાબડતોબ કરવાના લખોટાઓ સર્વ સામંતાદિને રાજ્યનાં મુખ્ય મુખ્ય સ્થળોએ મોકલ્યા. એટલામાં **કુલચંદ્ર** નામનો એક દિગંબર ટેલીઓ બ્રાહ્મણની પેરે એક ગાથા બોલતો પ્રાતઃકાળે દેવડીએ આવ્યો.† રાજાના પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું કે, મેં શૌર્યરૂપી ખડ્ગ ધારણ કરી, દિગમ્બર વેષે ભ્રમણ કરી, મારો આખોયે ભવ એળે કાઢયો છે. મેં સુંદરીસુખ સ્વપ્ને પણ જોયું નથી. જેમ એક હાથીના કુંભસ્થળમાં મદ માઇ શકતો નથી, તેમ મારૂં સામર્થ્ય પણ એવું અદ્ભુત છે કે, હું આવતી દીપોત્સવી પૂર્વે કોઇ રાજાને ગૌડ દેશ સહિત દક્ષિણ દેશનો રાજા બનાવી શકું. પરંતુ એક અનુપમ સુંદરી એ રાજાએ મને મેળવી આપવી જોઇએ. તેનું આવું પરાક્રમ સાંભળી, **ભોજે** તેને સેનાપતિપદ આપ્યું અને **ગુજરાતનો**

---

† આ વાર્તા સવિસ્તર પ્રસ્તુત સંગ્રહમાં ભાગ ૫ મા માં આવવાની છે, માટે અહીં તેની વિગત આપી નથી.

રાજા **ભીમ**દેવ **સિંધ** ગયાથી સંધિ જોઈ, તે જિતવા તેને મોકલ્યો. ફુલચંદ્ર સૈન્ય સાથે **ગુજરાત** ગયો. **ભીમ**ના નગરરક્ષક સૈન્યને તેણે હરાવી, રાજ્યધાની **અણહિલપુર પાટણ** જિત્યું અને ઉલટી સમજથી **માળવા**નું નાણું (કોડી) ત્યાં દટાવ્યું. પછી તે **ધારાનગરી** આવ્યો અને દરબારમાં **ભોજ**ને પોતાનું પરાક્રમ સંભળાવી, ગુજરાતનું ચલણ હલકું પાડી, ત્યાં કોડી-દટાવ્યાની તથા જયપત્ર લખાવ્યાની વાર્તા રસભર કહી. **ભોજ** તે સાંભળી ખિન્ન થયો. તેણે ફુલચંદ્રને ક્રોધથી કહ્યુંઃ "અયે દિગમ્બર ! આખરે તું ટેલીયો તે ટેલીયો જ. ખરેખર તું કમ અકલી જ છે. હે મૂર્ખ ! તેં ત્યાં કોડીને બદલે અંગારા કેમ ન દટાવ્યા ! તેં આપણા દેશમાં ખંડણી પેટે ગુજરાતનો રાજા ગુજરાતનું નાણું આપવા આવે, એવો બંદોબસ્ત કેમ ન કર્યો ! આ તો તેં ઉલટું કીધું. હવે **માળવા**નું નાણું ગુજરાતમાં જવાનું."

(**માળવા**નો ઇતિહાસ જોતાં આખરે થયું પણ તેમ જ જણાય છે. **સિદ્ધ-રાજે ભોજ** પછીના **માળવા**ના રાજા **નરવર્મા** અને **યશોવર્મા**ને હરાવી, **માળવા**ની સંપત્તિ ગુજરાતમાં આણ્યાનો પ્રસંગ ઇતિહાસમાં નોંધાયલો છે.)

કહેવાય છે કે, તે પછી આ દિગમ્બર ફુલચંદ્રે **ભોજ** રાજાની પુત્રી સાથે ગાંધર્વ લગ્ન કીધાં અને **ભોજે** પછી તેને પોતાની પુત્રી અર્પણ કરી હતી.

પેલો **ડામર** પ્રતિનિધિ અવરનવર **માળવા** અને ગુજરાત વચ્ચે સંધિવિગ્રહના કામમાં આંટાફેરી કર્યાં કરતો હતો. તે **માળવે** જતો ત્યારે **ભીમ**દેવની સભાનાં પરાક્રમ, ઔદાર્ય, આદિનાં અદ્ભુત વર્ણન કરી, **ભોજ**રાજને આશ્ચર્યચકિત કરતો અને ગુજરાત આવતો ત્યારે **ભીમ**દેવને **ભોજ**રાજનાં અસાધારણ લક્ષણોના વર્ણનથી મોહમુગ્ધ કરતો. આમ તેણે પોતાનો પગદંડો બન્નેય રાજ્યમાં ઉંડો જમાવ્યો હતો.

કહેવાય છે કે, એક વેળા **ભીમ**દેવને **ભોજ**ની સભા જોવાની ઉત્કટ ઇચ્છા થઈ. એટલે તેણે **ડામર**ની ગોઠવણ પ્રમાણે ગુજરાતના પાટનગર **પાટણ**થી તે ઠેઠ **માળવા**ની **ધારા** નગરી સુધીના માર્ગમાં પાણીપંથી

સાંઢણીઓ અને કાઠિયાવાડી ઘોડીઓ દર દશદશ કોસને છેટે ચોક્કસ થાણાંએ મૂકી દીધી. **ભીમ**દેવ અતિ સાહસિક હતો, તેથી તેણે આ સાહસ કેદ પકડાવાના જોખમે પણ ખેડયું. પછી તેણે **ડામર**ના માણસનો વેષ લીધો અને હાથમાં છાબ લઇ, **ભોજ**ની સભામાં જઇ ઉભો. **ભોજ**રાજાને પણ **ભીમ**દેવની સભામાં જવાની તેવી જ ઉત્સુકતા હતી. **ડામર** તે જાણતો હતો. તેથી જેવો **ભીમ**દેવ વેષ પાલટી, છાબ લઇ દરબારમાં આવી ઉભો કે, તરત જ વાર્તાનો પ્રસંગ કાઢી, ડામર તેની તરફ આંગળી કરી બોલ્યોઃ- "આ જ આકૃતિ, આ જ વર્ણ, આ જ રૂપ, આ જ વય; જાણે સાક્ષાત્ ગુજરાતનો ગજેંદ્ર **ભીમ** જ. માત્ર ફેર એટલો કે તે રાજા અને આ ગરીબ, આ કાચ ને તે ચિંતામણિ."

ચતુર **ભોજ**રાજે તેની ઉપર દૃષ્ટિ ફેરવી, તો તેનાં અંગોએ ઉત્તમ સામુદ્રિક ચિન્હો સ્પષ્ટ તરવરતાં નીરખ્યાં અને લાગ્યું કે, બેશક તે ગરીબ છાબવાળો નથી; પણ **ભીમ**દેવ જ તે રૂપે અહીં આવેલો હોવો જોઇએ.

તેની ચેષ્ટા ઉપચેષ્ટા જોતાં જ તેમ જ સંશયગ્રસ્ત મન નિરખતાં, **ડામર** ચેત્યો અને છાબવાળાને ત્યાંથી પલાયન કરી જવાને ચેતવવા તેને ઉદ્દેશી બોલ્યોઃ- "રાજાને ભેટ કરવા જે વસ્તુ તમે લાવવાના હતા તે લઇ આવવાનો આ જ વખત બરોબર અનુકૂળ છે, માટે તે ઝટ લઇ આવી તેઓને સમર્પો."

તત્કાલ પેલો છાબવાળો—**ભીમ**દેવ ત્યાંથી અદૃશ્ય થયો. તેટલામાં **ડામરે** રાજા **ભોજ**નું મન બીજામાં રોકવા પેલો છાબવાળો જે અમૂલ્ય વસ્તુ ભેટ આપવા માગતો હતો તેનું રસીલું વર્ણન કરવા માંડ્યું. આ પાસ **ભોજ** એ વસ્તુ હમણાંજ છાબવાળો લાવશે, એટલે તેને પકડી લઇશ અને **ભીમ** મારે હાથ આવશે, એવી આશામાં ને આશામાં કેટલીક વાર થોભ્યો. પરંતુ છાબવાળો ગયો તે આવ્યો જ નહીં. આખરે **ડામરે** ભરમ ફોડી, તેને કહ્યું:—"હે રાજન્! એ જ ગુજરાતના મહારાજા **ભીમ**દેવ!" **ભોજે** આશ્ચર્યચકિત થઈ, તેને પકડવા લશ્કરીઓ તાબડતોબ દોડાવ્યા. ત્યારે ડામરે કહ્યુંઃ-"હે રાજન્! તમારા સર્વ પ્રયત્નો નિષ્ફળ છે. ઘડીમાં ચાર ચાર ગાઉ ચાલે એવી સાંઢણીઓ દશ દશ કોસ છેટે અહીંથી

તે ઠેઠ **પાટણ** સુધી રાખેલી છે. એટલે **ભીમ**દેવજી અત્યારે તો ઘણે દૂર નીકળી પણ ગયા હશે. એટલે તમારા પ્રયાસો માત્ર ફાંફાં જેવા જ છે." આ વાત જાણી, **ભોજે** સોનેરી તક ગુમાવ્યા માટે હાથ ઘસ્યા.

આ પ્રમાણે ગુજરાતના રાજા **ભીમ**દેવ અને **ભોજ** રાજાની વચ્ચે તેમના સમગ્ર રાજ્ય અમલ દરમ્યાન વૈર અને સંધિવિગ્રહની ઘટના ચાલ્યા જ કરી અને લાગ આવ્યે તેમાંનો કોઈ પણ સામો દાવ લેવા અને હરીફને મહાત કરવા ચૂકતો નહીં.

**ભીમ**દેવની પેઠે **ઢાહલ** (હાલના તિપેરા) દેશનો રાજા **કર્ણ** પણ **ભોજ**નો કટ્ટો પ્રતિસ્પર્ધી હતો. તે પણ **ભીમ**દેવની પેઠે સંધિવિગ્રહની ભાંગફોડ કરવા અવરનવર તેના દરબારમાં પોતાનો પ્રતિનિધિ રાખતો અને સમય આવ્યે કોઇ વેળા **માળવા** ઉપર ચઢી આવતો તો કોઇ વેળા **માળવા**ની સ્વારી આગળ નમી પણ પડતો. આખરે કર્ણરાજે જીવ ઉપર આવી, અતિશય સાહસ આદરી, **ભોજ** રાજને જિતવાનો છેવટનો નિશ્ચય કરી, **ભીમ**દેવ સાથે મૈત્રીના કરાર કર્યા અને અર્ધોઅર્ધ માળવા તેને ભાગમાં આપવાની શરત કરી. વળી **કર્ણ**રાજ ધ્વજારોપણ વિધિ કરી, **ભોજ**ના રાજ્ય ઉપર ચઢી આવ્યો. સામેથી **ભીમ**દેવ પણ સ્વારી લઇ ધસ્યો.

આમ બન્ને પાસથી હલ્લાઓ આવતાં, **ભોજ** ગભરાયો અને મંત્રમુગ્ધ સર્પની પેઠે તેનું અહંકાર રૂપી વિષ સત્વર ઉતરી ગયું. **ભીમે** તો તત્કાળ **માળવા**ના ઘાટમાર્ગ રોકી લીધા અને પોતાના સંધિવિગ્રહક **ડામર**ને **ભોજ**ની સ્થિતિ જાણવા મોકલ્યો. ડામરને તેની આખર અવસ્થા લાગી, તેથી તેણે નીચેની ગાથા **ભીમ**દેવને મોકલી આપીઃ—

**અમ્બય ફલં સુપક્કં, બિણ્ટં સિઢિલં, સમુબ્ભડો પવનો;**
**સાહા મિલ્હણુ સીલા, ન યાણીમો કજ્જ પરિણામો.**
**(કેરી પાકી અતિશે, દીઠું શિથિલું હિંચે પવન જોરે;**
**શાખા પણ છે ઉડળી, જાણું પરિણામ ન આવશે શું'યે !)**

આંબાનું ફળ પૂરું પાકી ગયું છે, તેનું દીટું પણ શિથિલ થયું છે, તેને પવન હિંચાવી રહ્યો છે, તેની શાખા પણ ડડળી ગઇ છે, એટલે તેનું શું પરિણામ આવશે, તે હું જાણી શકતો નથી.

આવી અર્થભરી ગાથા સાંભળી, ભીમદેવ સ્તબ્ધ જ થયો, અને પોતે પરાક્રમી હોવાથી મરણોન્મુખ ભોજરાજને અંતકાળે ન સતાવવો, એમ ધારી થોડોક સમય થોભ્યો.

આ પાસ ભોજરાજને પરલોકપ્રયાણ કરવાની ત્વરા થઇ, એટલે તેણે સ્નેહીઓને બોલાવી, રાજ્યવ્યવસ્થા વિષે યોજના કરી, પુષ્કળ દાન દીધાં અને મરણ પછી પોતાની શબવાહિની(ઠાઠડી)માંથી હાથ ખુલ્લા લટકતા રાખવાની સૂચના કરી. એમ કરવાનો તેનો હેતુ એ હતો કે, જ્યારે હું જગતમાં આવ્યો ત્યારે બંધ મુઠીએ આવી, તેમાંના ભરમથી મેં જગતને છેતર્યું. પરંતુ હવે તો ખાલી હાથે જવાનું છે. અહીંનું સર્વ, જેને મમતાથી હું મારૂં મારૂં માનતો તે એમનું એમ જ અહીં છોડી જાઉં છું, તેમ મેં દુનીઆમાં કરેલાં કૃત્યો પણ ખુલ્લાં છે, એટલે મારી કરણીનો ભરમ પણ ખુલ્લો થયો છે. એથી ખુલ્લા હાથે જઈ, જગતને દેખાડવું કે સઘળું અહીંનું અહીં રહેવા દઇ, ઉલટો ભરમ ગુમાવી, સર્વને મારી પેઠે જ પ્રભુને દરબાર જવાનું છે. આથી લોકમાં એવી કહેવત પ્રચલિત છે કે 'આવ્યા ત્યારે બાંધી મુઠીએ અને ચાલ્યા ત્યારે ઉઘાડી મુઠીએ' વળી તે સર્વને બોધ દેવા બોલ્યો:—

**કસુ કરૂ રે પુત્ર કલત્ર ધિક મુ કરૂ રે કર રૂણ વાડી;**
**એકલા આઇવો, એકલા જાઇવો, હાથ પગ બે જાડી.**

શું કરૂં ! આ પુત્ર, કલત્ર, અરેરે વાડી વિસ્તાર વગેરે મારે અહીં છોડીને એકલા પરલોક જવું પડે છે. ધિક્કાર છે સઘળા વિભવને. હું જેમ એકલો આવ્યો હતો તેમ મારે હાથ ને પગ બન્ને ખંખેરી( જાડી )ને એકલા જવું પડે છે.

ભોજ રાજાના મરણની વાત જાણતાં, કર્ણ રાજા કાંગરા કિલ્લા તોડી, નગરમાં પેઠો અને તેની સઘળી સંપત્તિ લૂંટી. ભીમદેવે ડામરને કાં તો શરત મુજબ માળવાનું અર્ધું રાજ્ય કે કાં તો કર્ણનું માથું લાવવા આજ્ઞા કરી. ડામરે સંધિથી ભીમદેવને માળવાનાં દેવાલયોની સંપત્તિ અપાવી અને સમાધાન કીધું.

આ પ્રમાણે વિદ્યાવિલાસી, દાનશૂર અને "પંડિતનું મોસાળ" ગણાતો પ્રતાપી ભોજરાજ સ્વર્ગે સીધાવ્યો અને તેની સંપત્તિ તો અહીં રહી, પરંતુ તેની ઉજ્જવલ કીર્તિનો સુગંધ સર્વ દેશાન્તરમાં પસરી રહ્યો અને સૈકાંઓ થયાં છતાં તે અદ્યાપિ સતત ટકી રહ્યો છે.

તેના રાજસભાના વિદ્યાવિનોદો અને દાનકર્મના પ્રસંગો વાર્તાઓમાં અંકિત થયા છે અને સર્વ કોઇ તે વાંચી, ઉચિત આનંદ મેળવે છે.

---

## ભોજનું નિત્ય પ્રાતઃસ્મરણ.

निजकरनिकरसमृद्धया धवलय भुवनानि पार्वण शशाङ्क ।

सुचिरं हन्त न सहते हतविधिरिह सुस्थितं किमपि ॥

હે પૂર્ણિમાના (સંપૂર્ણ કલાવાળા) શશાંક (ચન્દ્ર)! તાર કર (કિરણ) ના સમૂહથી આ સઘળાં ભુવનોને ઉજ્જવલ કર, (હે રાજન્! તારા હાથે સંપાદન કરેલી સમૃદ્ધિથી દરિદ્રિઓનો દરિદ્રતારૂપી અંધકાર દૂર કર) કારણ દૈવનો એ સ્વભાવ છે કે તે કોઇને પણ લાંબા સમય સુધી સારી સ્થિતિવાળું જોઇ શકતું નથી; અર્થાત્ કોઇની સારી સ્થિતિ સહન કરવી, એ એનો સ્વભાવ જ નથી.

अयमवसरः सरस्ते सलिलैरुपकर्तुमार्थिनामनिशम् ।

इदमपि सुलभं चाम्भो भवति पुरा जलधाराभ्युदये ॥

હે સરોવર! યાચક લોક ઉપર તારા મિષ્ટ સલિલથી નિરંતર ઉપકાર કરવાનો આ જ ખરો અવસર તારે માટે છે. કારણ હાલ મેઘવૃષ્ટિથી તારામાં જલ ભરેલું હોવાથી તે આપવું સુલભ છે. (પણ ઉન્હાળામાં તે સૂકાતાં બિન્દુ પણ આપવું દુર્લભ થશે.)

---

# કવિવર કાલિદાસની કથા*.

## ( ૧ )

**पुरा कवीनां गणनाप्रसंगे कनिष्ठिकाधिष्ठितकालिदासाः ।**
**अद्यापि तत्तुल्यकवेरभावादनामिका सार्थवती बभूव ॥**

સરસ્વતીનો લાડીલો, અમર યશઃશરીરવાળો, કવિકુલગુરૂ, કાલિદાસ, જેની ઉચ્ચ પ્રતિભા, પ્રસન્ન અને ગંભીર પદવાળી વાણી, મધુર રસથી નિગળતી મંજરીઓના જેવી આલ્હાદક સુ–ઉક્તિઓ અને પ્રાસાદિક કાવ્યશક્તિનો પરિચય, સેંકડો વર્ષ થયાં છતાં જનસમાજ અદ્યાપિ પર્યંત મંત્રમુગ્ધની તલ્લીનતાથી કરી રહ્યો છે અને તે કરવામાં જીવનની સાર્થકતા સમજે છે, તેનો કોઈ સમોવડીઓ કવિ, કવિઓની ગણાનાના પ્રસંગે પૂર્વે જડ્યો ન હતો, અદ્યાપિ પણ મળ્યો નથી, તેથી કનિષ્ઠિકા-ટચલી આંગળી જોડેની બીજી આંગળીનું નામ અનામિકા–નામ વિનાની સાર્થ થયું છે, એમ કહેવાય છે.

પંડિત ગોવર્ધનાચાર્ય પણ એ યોગ્ય કહે છે કે,

**साकूतमधुरकोमलविलासिनीकण्ठकूजितप्राये ।**
**शिक्षासमयेऽपि मुदे रतलीलाकालिदासोक्ती ॥**

માત્ર બે જ વસ્તુઓ, પ્રેમલીલા અને કાલિદાસની કવિતા શિક્ષાના સમયે પણ હૃદયને આનંદ આપે છે; કારણ તે બન્ને બહુશ; અભિપ્રાયભર્યાં, મધુર, કોમલ, તેમ જ વિલાસિનીના કોયલ જેવા કંઠ સમાન અહ્લાદક છે.

ભરતખંડના શણગાર રૂપ, આવા ઉત્તમ કવિના જન્મસમય, જન્મસ્થાન, માતપિતા, જીવનવ્યવહાર, આદિ જાણવાનાં સાધનો મુખ્યત્વે દંતકથાઓ જ છે, એ શું ઓછી શોચ કરવા જેવી બાબત છે ! કેટલાક વિદ્વાનો કાલિદાસ લંકાના રાજા કુમારદાસના (ઇ. સા. ૬ ઠ્ઠો સૈકો) સમયમાં થયાનું અને ત્યાં જ રહ્યાનું કહે છે, તો કેટલાક તે ધારાનગરી

---

* સ્વ. પંડિત ભાઉ દાજીના કાલિદાસના નિબંધને આધારે આ કથાનો મુખ્ય ભાગ લખેલો છે.

વસાવનારા **પરમાર** વંશી **ભોજ** રાજાના સમયમાં થઈ ગયાનું અને ત્યાં જ જીવન ( અગીઆરમો સૈકો ) નિર્ગમ્યાનું કહે છે, તો કેટલાક નવ કવિ-રત્નોના વૃત્તાંતોમાં † શ્રદ્ધા રાખનારાઓ તેમને ઉજ્જયિની નગરીના સ્થાપક અને સંવતપ્રવર્તક, **વિક્રમાદિત્યના** સમયમાં ( ઇ. સ. પૂર્વે ૧ લો સૈકો ) થયાનું જણાવે છે; તો કેટલાકો ઇ. સ. પૂર્વે ૮ મા ૯ મા સૈકામાં થયાનું સૂચવે છે. વળી જેમ **કાલિદાસ** નામધારી કવિઓ ત્રણચાર થયા છે તેમ **વિક્રમ** અને **ભોજ**નાં નામ ધરનારા રાજાઓ પણ ત્રણેક થયા છે. એટલે કીયો **કાલિદાસ** કીયા **ભોજ**ના કે કીયા **વિક્રમ**ના સમયમાં થયો, એનો નિર્ણય આલેખવો, એ પુરાણતત્ત્વવિદોનું કાર્ય છે. દંતકથા તેમ જ **પ્રબંધચિંતામણિ** અને **ભોજપ્રબંધ**, તે **મુંજ**ના ભત્રીજા **ભોજ**ના સમયમાં ( ઇ. સ. ૧૧ મા સૈકામાં ) થયાનું જણાવે છે, જો કે તે સમંજસ નથી જણાતું. સામાન્ય વાચકો માટે આ પ્રશ્નની ચર્ચા પ્રાસંગિક નથી. એટલે તે પડતી મૂકી વિશેષ આધારભૂત લાગતી દંતકથાને આધારે અહીં કાલિદાસની સારગર્ભ કથા આપેલી છે.

વળી કાલિદાસના જન્મસ્થાન વિષે પણ વિશેષ તર્કો થયા છે. પરંતુ **કાશ્મીર**ને તેનું જન્મસ્થાન ગણવું અને **માળવા**ને તેમના જીવન-વ્યવહારનો પ્રદેશ લેખવો, એ તેની કૃતિઓના અવલોકનથી વિશેષ સંગત લાગે છે. તેનાં માતપિતા, વિદ્યાપ્રાપ્તિ અને પત્નીપ્રાપ્તિના સંબંધમાં પણ અનેક તર્કો ચાલે છે. તે જાતિએ ગૌડ સારસ્વત બ્રાહ્મણ હતો. તેનાં માતપિતા તેની બાલ્યાવસ્થામાં મરણ પામ્યાં હતાં. તે ઉમરે પૂગ્યો ત્યાં સુધી તે પર્યંત અભણ હતો અને પાછળથી દેવી કાલિકાના પ્રસાદથી તેને સર્વ વિદ્યાઓ ઉપસ્થિત થઇ હતી, એવી દંતકથા છે. પરંતુ તેના ગ્રંથો વિવિધ દર્શનો, ધર્મશાસ્ત્રો, અને વિદ્યાઓના તેના માર્મિક જ્ઞાનની સાક્ષી પૂરે છે. અને તે ઉપરથી તેનો અભ્યાસ ઉંડો હોવાનું સમજાય છે. તે

---

† धन्वंतरीक्षपणकोऽमरसिंहशंकु–वेताल भट्टघटखर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां । रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલ ભટ્ટ, ઘટખર્પર, કાલિદાસ, વરાહમિહિર અને વરરૂચિ એ નવ રત્નો વિક્રમની રાજસભાનાં હતાં.

ધર્મે શિવમાર્ગી હતો, એમ, જો કે તેનાં નાટકોની નાન્દીથી જણાય છે, છતાં તે સાંકડા મતનો શૈવી ન હતો. તેને થયલી વિદ્યાપ્રાપ્તિનો પ્રસંગ નીચેની એક દંતકથામાં વર્ણવાયલો છેઃ—

કહેવાય છે તેમ ધારાનગરના એક ગૌડ સારસ્વત જ્ઞાતિના વરરૂચિ નામના વિદ્વાન ગૃહસ્થ, શ્રીમંતને રૂપવતી અને ગુણવતી એકની એક પ્રિયંગુમંજરી નામે પુત્રી હતી. કેટલાક તેનું નામ કમલા હતું, એમ કહે છે. કમલા જાતે વિદુષી તેમ જ રસિક હતી. તેના પિતાના પુરોહિતનો પુત્ર બાલસ્નેહને લીધે આકર્ષાઈ, કમલાને પરણવા માગતો હતો. પરંતુ કમલાની ઉચ્ચ કુળવાળા, વિશેષ વિદ્વાન્ અને રસાભિજ્ઞ પુરૂષ સાથે લગ્ન કરવાની ઉત્કટ અભિલાષા હતી, એટલે તેણે પુરોહિતના પુત્રને પરણાવી ના પાડી. આથી હતાશ થયલા પુરોહિતપુત્રે તેના પિતાની વતી કમલા માટે વર શોધવા જવાની તક મળતાં દેશાન્તરમાં ભટકી, ક્યાંકથી ગૌડ સારસ્વત બ્રાહ્મણ જ્ઞાતિના, કાલિદાસ નામના એક મૂર્ખ યુવાનને મુદ્દામ હેતુસર પકડી આણ્યો અને યુક્તિથી કમલાને તેની સાથે પરણાવી. સસરાએ કાલિદાસને ઘરજમાઈ કરી રાખ્યો. પહેલી મિલનના પ્રસંગની રાત્રિએ અંતઃપુરમાં કમલા ગઇ, ત્યારે કાલિદાસ તેને તો કેવલ મૂઢ જણાયો અને કોઈ રીતે રસિક કે શોખની વૃત્તિનો ઉદ્ગમ જ તેનામાં ન દેખાયો; પણ ઉલટો બુદ્ધિનો બાદલો અને સંભાષણ કરવાને પણ અસમર્થ લાગ્યો. આથી કમલા અતિશય ખિન્ન થઈ, પોતાના હતભાગ્યને નિંદવા લાગી. અને રસિક, અને વિદ્યાવિલાસમય જીવન ગાળવાની પોતાની સઘળીયે આશા અને અભિલાષા આમ સમૂળી ધૂળમાં મળી, એમ સમજાતાં મનમાં ભારે શોચ કરવા લાગી. પરંતુ તે કુલીન હોવાથી કોઈ ઉપાયે તેને સુધારવાના વિચારથી તરત તો કંઈ ન બોલી. આમ કેટલાક દિવસ વહ્યા. આ પાસ કાલિદાસ પોતાની પામરસ્થિતિ સમજ્યો, પરંતુ આ મુશ્કેલી વટાવવાના ઉપાય સંબંધમાં લાચાર હતો. પોતે વિદ્યાવાન્ ન હતો તેમ વાણીની ચાતુરી પણ પોતાનામાં ન હતી, તેનું ભાન થતાં અતિશય ખિન્ન થયો અને પોતાનું જીવન અકારૂં લાગ્યું. ઘરમાં સર્વ તેની મુર્ખાઇની મશ્કરી કરતાં. તેનો સાળા તેને ટોળમાં પ્રશ્ન કરતો કે अस्ति कश्चिद् वाग्विशेषः

તારામાં કોઈ ચાતુરીવાળી વાણી છે ખરી ! આનો ઉત્તર કાલિદાસ વાળી ન શકતો અને અમુંઝાતો.

કમલાએ પછી, કાલિકાની ઉપાસના તેની પાસે કરાવવાનો વિચાર કર્યો અને સબીજ નવાર્ણવ મંત્ર શીખવ્યો. કાલિદાસે એકાગ્ર ચિત્તથી, સંપૂર્ણ તપશ્ચર્યાથી દિવસો પર્યંત દેવીની આરાધના કરી અને દેવી કાલિકાએ પરમ પ્રસન્ન થઈ, તેને વરદાન આપ્યું કે "તારી વિદ્યાનો મહિમા ચિરંજીવ થશે અને તને સર્વે વિદ્યાઓ તાત્કાલિક જ ઉપસ્થિત થશે."

આમ દેવીનું વરદાન પામી, કાલિદાસ સાયંકાલે કમળાના ઉદ્યાનમાં પાછો આવતો હતો, ત્યાં તેણે એકાએક કમલાને એક સખીને નીચેનો પ્રશ્ન પૂછતી સાંભળી:—

**आनेलस्यागमो नास्ति द्विपदो नैव दृश्यते ।**
**सरोमध्यगतं पद्मं कम्पते केन हेतुना ॥**

અહીં પવનનો ઝપાટો તો આવતો જણાતો નથી, તેમ બેપગું (માણુસ) પણ સરોવરમાં સ્નાન કરતું હોય એમ જણાતું નથી, છતાં સામેના સરોવર મધ્યેનું કમલ હિલી રહ્યું છે. તો હે સખી ! એ કમલ શાથી હિલતું હશે. ?

કાલિદાસે આ પ્રશ્ન સાંભળતાં, દેવીના પ્રસાદથી તરત જ ઉત્તર વાળ્યો કે:—

**पावकोच्छिष्टवर्णाभः शर्वरीकृतबन्धनः ।**
**मोक्षं न लभते कान्ते कम्पते तेन हेतुना ॥**

હે કાન્તા ! અગ્નિથી બળતાં અવશેષ રહેલા કોલસાના વર્ણનો, રાત્રિને લીધે સૂર્યનાં કિરણને અભાવે બંધાઇ પડેલો, અને કમલની પાંદડીઓ વચ્ચે, વિલીન થયલો, બે પગો નહી પણ છ પગો, ભમરો મુક્તિ મેળવી શકતો નથી, તેથી જ એ કમલ હિલી રહ્યું છે.

કમલાએ કોઈ પુરૂષનો પરિચિત અવાજ સાંભળ્યો. પોતે કામાતુર હતી, એટલે ઉપલા શ્લોકનો બીજો આવો અર્થ તેને સમજાયો: શંકરના

ત્રીજા નેત્રના અગ્નિથી જેનો વર્ણ ઉચ્છિષ્ટ થયો છે, અને રાત્રિ એ જેનું બંધન છે, એવો કામદેવ તારાથી હજુ મુકત થયો નથી, તેથી તારૂં હૃદય-કમલ કંપે છે. આવો ભાવપૂર્ણ દ્વિઅર્થ સમજતાં તે આશ્ચર્યચકિત થઈ. પછી જ્યાંથી એ અવાજ આવ્યો હતો તે તરફ જોયું તો પોતાના કાન્ત કાલિદાસને દીઠો અને દેવી કાલિકાનો તે પરમ પ્રસાદ પામ્યો છે, એ જાણી અતિશય હર્ષ પામી, અને પોતે આવેશમાં કરેલા કોઇ પણ અનાદર માટે તેની માફી માગી. કાલિદાસ અને કમલાએ તે પછી સુખ-ચેનમાં દિવસ નિર્ગમ્યા.

પછી કાલિદાસે તેના સાળાએ अस्ति कश्चिद् वाग्विशेषः એવા ટોળ-વિનોદમાં પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર વાળી, તેનું માન ખંડન કરવાને આ ચારે પદથી શરૂ થતાં ચાર મહાકાવ્યો રચ્યાં. પહેલા अस्ति પદ ઉપરથી अस्त्युत्तरस्यां दिशि देवतात्मा એ ચરણથી શરૂ થતું કુમાર-સંભવ કાવ્ય રચ્યું અને શ્રી શંકર તથા પાર્વતીનો પ્રેમપ્રસંગ વર્ણવ્યો. વળી બીજા પદ ઉપરથી कश्चित्कान्ताविरहगुरुणा એ ચરણથી શરૂ થતું ખંડ કાવ્ય મેઘદૂત રચ્યું અને શાપથી વિરહવેદના વેઠતા યક્ષનો વિરહપ્રસંગ વર્ણવ્યો. પછી वाग् શબ્દથી શરૂ થતું वागर्थाविव संपृक्तौ—એ ચરણથી શરૂ થતું રઘુવંશ નામનું મહા–કાવ્ય લખી, રામચંદ્રના પૂર્વજોનો મહિમા વર્ણવ્યો અને ચોથા विशेषः શબ્દથી ઋતુસંહાર નામનું એક રસિક કાવ્ય લખ્યું.

કવિ કાલિદાસે આ ઉપરાંત માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય અને શાકુન્તલ, એ ત્રણ નાટકો લખ્યાં છે. કાલિદાસ સમર્થ વિદ્વાન્ હતો. તેનું સૃષ્ટિનું અવલોકન અને જનસમાજનો અનુભવ અનહદ હતાં. તે સ્વભાવે નમ્ર, રસિક અને વિલાસી હતો. સ્ત્રીઓ પ્રત્યે તેને અત્યંત આદર હતો અને તેમનું ગૌરવ જાળવવાની ચિવટભરી વૃત્તિ હતી. તેની કવિતા ઉચ્ચ પ્રકારની અને તે સાથે સરળ, સુરસવતી અને અને બોધક છે. 'ઉપમા તો કાલિદાસની' એવો કાવ્યજ્ઞોનો મત છે.

તેના જીવન સંબંધમાં એક એવી દંતકથા પ્રચલિત છે કે, તે અતિ શૃંગારી અને વ્યભિચારી હતો. પણ તેનાં કાવ્યોમાં શૃંગાર રસ શુદ્ધ

અને ઉજ્જવલ ભાવનાવાળો છે, એમ તેની મેઘદૂત, શાકુન્તલ, વિક્રમોર્વશીય આદિ સંમાન્ય કૃતિઓથી સિદ્ધ થયલું છે. તેણે પોતાની કૃતિઓમાં વ્યભિચારને ખુલ્લી રીતે વખોડેલો છે, અને ઉન્નત દાંપત્યને જ વખાણેલું છે. આવા પુરૂષને સપ્રમાણ પુરાવાના અભાવે વ્યભિચારી કહી નિંદવો, એ ઉત્તમ કાવ્યશક્તિની નિંદા કરવા બરોબર છે.

જેમ બાદશાહ અકબર અને બીરબલ સાથેના વિદ્યાવિલાસના અને બુદ્ધિ ચાતુરીના પ્રસંગો મશહૂર છે તેમ રાજા ભોજ અને કાલિદાસના પણ એવા પ્રસંગો સુવિખ્યાત છે.

---

**सरस्वती स्थिता वक्त्रे लक्ष्मीः करसरोरुहे ।**
**कीर्तिः किं कुपिता राजन् येन देशान्तरं गता ॥**

હે રાજન્! સરસ્વતી તારા મોંઢામાં રહેલી છે; લક્ષ્મી તારા કરકમલમાં વસેલી છે; પરંતુ તારી કીર્તિ દેશ દેશાન્તરમાં ભટકે છે, તેથી શું તે તારી ઉપર કોપાયમાન થઇ છે?

---

**वक्त्राम्भोजं सरस्वत्यधिवसति सदाशोण एवाधरस्ते ।**
**बाहुः काकुत्स्थवीर्यस्मृतिकरणपटुर्दक्षिणोऽसौ समुद्रः ॥**
**वाहिन्यः पार्श्वमेता क्षणमपि भवतो नैव मुञ्चन्त्यभीक्ष्णम् ।**
**स्वच्छेऽन्त र्मानसेऽस्मिन्कथमवनिपते तेऽम्बुपानाभिलाषः ॥**

તારા મુખારવિંદમાં સરસ્વતી (નદી) સદા વસેલી છે, તારા અધર સદા આરક્ત હોય છે, તારા હાથ કાકુત્સ્થ રામનાં પરાક્રમનું સ્મરણ કરવનામાં કુશલ છે અને દક્ષિણ સમુદ્ર રૂપ છે, વાહિની નદીઓ તારા પાર્શ્વ ભાગે હોઇને ક્ષણમાત્ર પણ તને છોડતી નથી. આમ તું સર્વત્ર જલમય હોવા છતાં હે ભૂપતિ! તારા સ્વચ્છ મનમાં ઉદકપ્રાશન માટે અભિલાષા કેમ ઉત્પન્ન થાય છે.?

---

# કાલિદાસને વિદ્યા અને વનિતાની પ્રાપ્તિ.*

## ( ૨ )

ગૌડ બંગાલાના એક રાજ્યપ્રદેશનો સત્યવાન નામે રાજા હતો. (કેટલાક ખુદ્દ વિક્રમાદિત્યને જ આ કથા લાગુ પાડે છે.) તે ધર્મશીલ, દાતા, માની, શૂરવીર અને પ્રતાપી હતો. તે વેળાની રાજ્યરીતિ પ્રમાણે તેને અનેક રાણીઓ હતી; છતાં શાન્તિપૂર્વક તેના રણવાસનો સંસારવ્યવહાર દીપતો હતો. સત્યવાનને કોઇ પુત્રની સંતતિ, તે મોટી વયનો થવા આવ્યો છતાં અને તેણે તેમ જ રાણીઓએ અનેક વ્રતનિયમો આતુર

---

* કવિ કાલિદાસને વિદ્યાદેવી પ્રસન્ન થવા સંબંધમાં જે અનેક દંતકથાઓ પ્રચલિત છે, તેમાંની આ એક બીજી કથા છે. પરંતુ ઘણાંક કારણોએ તે માન્ય કરવા યોગ્ય લાગતી નથી. પ્રથમ તો કાલિદાસ જેવો, અનેક વિદ્યાઓમાં પારંગત પ્રાસાદિક કવિ લગ્નસમય પર્યંત એટલે કે લગભગ પંદર સોળથી પણ વધુ વર્ષની વય પર્યંત કેવળ મૂર્ખ-જડ જ હતો, અને અચાનક મહાપંડિત બન્યો, એ સહસા માન્યામાં આવતું નથી, જો કે તે અશક્ય નથી. વળી કાશ્મીરનો વતની અને તેય કહેવાય છે તેમ મૂર્ખ બ્રાહ્મણ બંગાળાના એક ભાગના રાજાની એકની એક શાણી વિદુષી રાજકુમારી સાથે છલથી પરણે, એ સંભવિત લાગતું નથી. વળી એકની એક રાજકુંવરીનો પતિ થવા છતાં અન્ય રાજ્યદરબારમાં તેને ઉદરનિર્વાહ અર્થે રહેવું પડે, એ પણ તેટલું જ ઘટિત જણાતું નથી. તેમ એક પ્રધાનપુત્ર, રાજાથી પણ નહીં ડરીને, આમ મૂર્ખ વરને વરવા એક ભણેલી કુંવરી અને તેના પિતા બન્નેને નિરાંતે છેતરે, એ પણ મનાતું નથી. તે ગમે તે હો, છતાં લોકમાં આ દંતકથા અતિશય પ્રચલિત હોવાથી જ અહીં આપેલી છે. તેમાંથી વાચકે યોગ્ય લાગે તે બોધ ગ્રહણ કરી લેવો. આ સિવાય બીજી કેટલીએક દંતકથાઓ કાલિદાસના સંબંધમાં પ્રચલિત છે, પરંતુ તે ઘણુંખરું ગપાષ્ટક કહી શકાય એવી છે.

સંયમથી પાળ્યા છતાં થઇ ન હતી. માત્ર પટ્ટરાણી સાવિત્રીને ચંપકલતિકા નામની એક જ, સુવર્ણની પુતળી અને મોરેલા ચંપલાના છોડ જેવી રાજકુંવરી હતી. તે રૂપે મનોહર અને નિઃશંક રમણીપદને યોગ્ય રમણીય હતી. રાજાની એકની એક પુત્રી હોઇને તે અતિશય લાડકોડમાં ઉછરી હતી, તેથી જો કે, તે ચતુર અને શાણી હતી, છતાં તેને પોતાના ઉચ્ચ રાજકુલનું અભિમાન અતિશય હતું. રાજાએ તેને પુત્રવત્ ઉછેરી હતી અને તેને વિદ્યા, કલા અને ચાતુર્ય શીખવવા આચાર્ય મણિશર્મા નામે એક પ્રખર પંડિતની રાજવંશી પાઠશાળામાં પ્રધાનની ખાસ દેખરેખ હેઠળ મૂકી હતી. તે જમાનામાં પ્રધાન, નગરશેઠ આદિ મુખ્ય મુખ્ય નગરજનોના પુત્રો અને પુત્રીઓ રાજવંશીની સંતતિ સાથે એક જ પાઠશાળામાં સાથે સાથે શિક્ષણ લેતાં હતાં. આ જ પ્રણાલિને અનુસરીને સત્યવાનના પાટનગરની મુખ્ય પાઠશાળામાં રાજકુંવરી ચંપકલતિકા સાથે પ્રધાન વસંતસેનનો પુત્ર ચૂડામણિ જે લગભગ તેના જેટલી જ વયનો અને સુંદર હતો તે વિદ્યા શીખતો હતો. પ્રધાન વસંતસેન અને રાજા સત્યવાન વચ્ચે નિકટ મૈત્રી જેમ બંધાઈ હતી તેમ પ્રધાનપુત્ર ચૂડામણિ અને ચંપકલતિકા વચ્ચે પણ ગાઢ મૈત્રી રચાઈ. પાઠશાળામાં બન્ને સાથે ભણતાં, રાજમહેલમાં પણ ઘટિત દિનચર્યા લગભગ સાથે જ આચરતાં. આમ બન્નેનો પરિચય વધ્યો જતો હતો અને મન પણ મળતાં હતાં. તે બન્ને લગભગ બારેક વર્ષની વયનાં થયાં, તે અરસામાં પ્રેમપાઠના અભ્યાસી, પ્રધાનપુત્ર ચૂડામણિએ એક દિવસ સંપૂર્ણ મન મળતાં, ચંપકલતિકાને પૂરા ભાવથી આવો પ્રશ્ન કર્યો:—

"હે સખી ચંપકલતિકા! તારૂં મન મારી સાથે મળ્યું છે; આપણને અન્યોન્યનો સહવાસ અતિ નિકટ થયો છે; તેથી ભવિષ્યમાં વિખૂટાં પડવું, એ આપણ બન્નેમાંથી કોઇનેયે પાલવે તેમ નથી. તો હું તને આ પ્રશ્ન પૂછું છું; તેં તારા ભવિષ્યનો કોઈ વિચાર કર્યો છે? શું તું, તારે લગ્ન કરવાનો સમય આવે ત્યારે મારી સાથે લગ્ન નહીં કરે? આપણ જેવાં હાલ ચંદ્રચકોરી પેરે રહીએ છીએ તેમ શું મોટી થયે મારી જ સાથે સદાયે રહેવાનું વિશેષ પસંદ નહીં કરે? મેં તો મારા મનથી લગ્ન કરૂં તો તારી

સાથે જ કરવાં, એવો નિશ્ચય કર્યો જ છે. તારો શો નિશ્ચય છે, તે શું તું મને નહીં જણાવે? તારા પિતા તારા વરની શોધ કરાવે ત્યારે, શું તું તેવી શોધ નહીં કરવાનું તારી માતા દ્વારા તેમને જણાવી, મને જ પસંદ કરવાનો આગ્રહ નહીં કરે?"

રાજકુંવરીને રૂપ, અને કુલનું સ્વાભાવિક અભિમાન હતું. રસિક સંસ્કૃત સાહિત્યના માર્મિક વાચનથી તેની સંસારસુખની અને વિદ્યારસિક જીવનની અભિલાષા ઉચ્ચ કોટિની થઇ હતી. તેને મન પ્રધાન અને પ્રધાનપુત્ર એ ઉભય રાજ્યસેવક જ હતા અને તેની ઇચ્છા પોતાના પિતાના કુલથી પણ અધિક ઉચ્ચ કુલવાળા, શૂરવીર, પરંતુ વિદ્યાવાન્ અને કલારસિક રાજકુમાર સાથે પરણવાની હતી. તેથી તેને પ્રધાનપુત્રની માગણી બેહુદી અને અપમાનકારક લાગી. એટલે આવેશમાં આવી જઈ, તેણે એકદમ પ્રધાનપુત્ર ચૂડામણિને ઝાટકી કાઢયો. આથી ચૂડામણિને ઘણું જ લાગી આવ્યું. તે ટુંકી બુદ્ધિનો અને ઉતાવળીયો હતો, તેથી આવો કડવો ઘુંટડો તેનાથી ગળી ન શકાયો અને તેના અછકલા પેટનું પાણી ઉછળ્યું. એટલે તેને કેટલાંએક તુચ્છ વચનો પણ કહ્યાં અને બોલ્યો:—

"હે રાજકુંવરી! તું શા ઉપર આટલું બધું અભિમાન રાખે છે? આખરે તો તારી મુંડી મારા જ હાથમાં છે, એ તું શું ભૂલી જાય છે? મારા પિતા તારા પિતાના નિકટ મિત્ર હોવાથી તારે માટે વર શોધવાનું તેમને કહેશે, ત્યારે તે કામ હું જ માથે લઈશ અને તે વેળા કોઇ અતિ મૂર્ખ અને દરિદ્રિ ધણી તારે માથે ન મારૂં અને તારી બધીયે અભિલાષા ધૂળમાં ન મેળવું, તો મારૂં નામ ચૂડામણિ નહીં! તારો ગર્વ તોડું ત્યારે જ હું ખરો,'

ત્યારે ચંપકલતિકા બોલી:—"હે તુચ્છ અછકલા પ્રધાનપુત્ર! તું શું મારા ભાગ્યવિભવને રોકવાનો હતો? પ્રત્યેક પ્રાણીનું ભાગ્ય પ્રભુ સિવાય અન્ય કોઈ જાણી શકતો નથી, તેમ તેના પ્રવાહને રોકી પણ શકતો નથી. સારો વા નરસો પતિ મળવો, એ દૈવાધીન છે. મારા ભાગ્યમાં શું છે અને શું થવાનું છે, તે તારા જેવો પામર છોકરો કેમ સમજી શકવાનો છે?"

આ પ્રમાણે બન્ને વચ્ચે કેટલોક ગરમાગરમ વાદવિવાદ ચાલ્યા પછી, બન્ને છૂટાં પડ્યાં. રાજકુંવરી ચંપકલતિકા સરલ સ્વભાવની હતી. એટલે તે તો આ પ્રસંગનો વિવાદ અને કટુતા વિસરી ગઈ. પરંતુ કુટિલ પ્રધાન-પુત્ર ચૂડામણિના હૃદયમાં તો તે શલ્ય પેરે ભોંકાઇ રહ્યાં. અને જેમ પેટમાં ગળેલી સોય શરીરનાં પુટોને ભેદીને બહાર આવે છે ત્યાં સૂધી સતાવ્યાં જ કરે છે, તેમ પોતાનો નિશ્ચય પાર ઉતરવા પર્યંત એ અપમાન તેને સદા તીવ્રતાથી સાલ્યાં જ કર્યું.

આ પ્રસંગને બે એક વર્ષો વીતતાં અને રાજકુંવરીનો યથાયોગ્ય કન્યાકાલ આવતાં, રાજા સત્યવાને તેને યોગ્ય વર સાથે વરાવવાની ચિંતાથી પ્રધાન વસંતસેન સાથે તે વિષે વિચાર કર્યો. પ્રધાને આખરે ચંપક-લતિકા માટે એક કુલવાન, ગુણવાન્ અને રૂપવાન્, પરંતુ ઘરજમાઈ થઇ રહે એવો, એક રાજકુમાર શોધવા મુસાફરીએ જવું, એમ નક્કી ઠર્યું. એટલે પ્રધાને રાજાની આજ્ઞા માથે ચઢાવી, વરશોધની મુસાફરી માટે યોગ્ય તૈયારીઓ કરવા માંડી. તેનો ચકોર પુત્ર ચૂડામણિ તે સમજ્યો અને લાગ સાધી, પિતાને તેમની મુસાફરીનું કારણ પૂછ્યું. પ્રધાને પોતાને રાજકુંવરી ચંપકલતિકા પરણવા યોગ્ય થયલી હોવાથી તેને માટે કુલીન, પરંતુ ઘરજમાઇ થઇ રહે એવો, વર શોધવા જવા રાજાની આજ્ઞા થયાનું અને પ્રવાસ લાંબા સમય પર્યંત ખેડવાનું જણાવ્યું. ચૂડામણિ પૂર્વે રાજકુંવરીએ અપમાનનો દીધેલો તીવ્ર દંશ કાંઈ વિસર્યો ન હતો. એટલે પોતે જ તે કાર્ય પૂરતી કુટિલતાથી બજાવવા જવાની પોતાની ઇચ્છા અને આતુરતા દાખવી, છતાં વસંતસેને તેને દાદ ન દીધી, ત્યારે તેણે યુક્તિથી કહ્યું:—

"હે પિતાજી! હમણાં હમણામાં રાજ્યનો મામલો બહુ જ ગુંચવણભર્યો થતો જાય છે, તેનો ખ્યાલ શું તમને રહ્યો નથી? રાજા, વાજાં અને માંક-ડાંનો વિશ્વાસ, દૂર રહી, કરવો, એ સારૂં નથી, પણ ઉલટું આત્મઘાત વહોરવા જેવું છે. તેઓ તો પ્રેરક જ્યાંસુધી પાસે હોય ત્યાં સુધી જ તેના કબજામાં રહેવાનાં, અહીંના ખટપટી, કારસ્થાની મુસદ્દીઓ તમારી લાંબા સમયની ગેર-હાજરીનો લાભ લેવા નહીં ચૂકે અને સુકાન ફેરવી નાંખશે, અને તમે પાછા

ફરશો એટલામાં તો તેણે તમારી બાજી એવી પાલટી નાંખી હશે કે તમારે હાથ તેની કુંચી નહીં રહે, એ તમારા જેવા વિચક્ષણના વિચારમાં રહ્યું નથી. માટે રાજાજીની પાસેથી આમ કટાકટીના સમયે તમારે ખસવું, એ કોઇ રીતે યોગ્ય નથી. કદાચિત્ તમારા કોઇ દ્વેષી હરીફની પ્રેરણાથી જ આવું અલ્પ કાર્ય તમને સોંપાયું હશે અને તમે તેના ભોગ બન્યા છો. તેથી મારી સલાહ તમને છે કે, તમારે જવાનું માંડી વાળવું તમે રાજાજીને સમજાવો તો હું તમારૂં કાર્ય કુશળતાથી પાર પાડીશ. વળી રાજકુંવરીને અને મારે બાલપણનો સ્નેહસંબંધ છે, તેથી એને કેવો વર પસંદ પડશે, તે હું સારી રીતે જાણું છું. એટલે મેં પસંદ કરી આણેલો વર તે સ્વીકારશે. અને તેની પ્રીતિ ઉલટી આપણી ઉપર વધશે, તેથી 'એક પંથ અને દો કાજ સરશે.' "

પિતાને આમ અષ્ટંપષ્ટં સમજાવી, ચૂડામણિએ ધાર્યો હેતુ પાર પાડવા રાજા પાસે તેને મોકલ્યો અને પોતાને વરપસંદગી માટે જવા દેવાની સંમતિ મેળવી. પ્રધાને રાજાની પાસેથી તેના પ્રવાસ માટે જરૂરી વાટખર્ચી, વાહન, રસાલો આદિની ગોઠવણ કરવાનો પરવાનો મેળવ્યો, તથા અન્ય રાજારજવાડાઓ ઉપર ભલામણપત્રો લખાવી લીધાં. પછી શુભ મુહૂર્ત જોઇ, ચૂડામણિને તેણે વર શોધવાના કાર્ય અર્થે પ્રવાસે મોકલ્યો, અને સાવધતાથી કાર્ય સાધવા ઘટતી શીખ દીધી.

તેના ગયા પછી ચંપકલતિકાને પ્રધાનપુત્ર પોતાને માટે વર શોધવા મુસાફરીએ ગયાના સમાચાર દાસી દ્વારા મળ્યા. પરંતુ એ ભલી અને અલ્લડ સ્વભાવની રાજકુંવરીના સ્મરણમાંથી તેની સાથેનો પૂર્વે પડેલો અપમાનનો પ્રસંગ ખસી ગયો હતો. એટલે તે તો ઉત્સુકતાથી યોગ્ય પતિની માર્ગપ્રતીક્ષા જ કરવા લાગી. આ પાસ, વૈરવૃત્તિવાળો કુટિલ ચૂડામણિ, રાજબીજને બદલે કોઇ મૂર્ખ જડને શોધવાની જ ઇચ્છાથી ઠામ ઠામ ફર્યો. તેણે શહેર અને નગરોને બદલે ગામડાં આદિ ઘણાં સ્થળો ઢુંઢ્યાં, અનેક ઠામે પેરવીઓ કરી, પણ કેટલાક વખત સુધી તેને કોઈ ધારેલો જડ મળી આવ્યો નહીં. એક દિવસ

તે કોઇ એક ગામથી દૂર જંગલમાં મૂર્ખની તલાસ કરતો ફરતો હતો, તેવામાં એક કુવાકાંઠે ઉગેલા ઝાડ ઉપર તેની અચાનક દૃષ્ટિ ઠરી. જોતાં તે ઝાડની ડાળના નમતા ભાગ ઉપર બેસી, થડ સાથેના તેના ભાગને કાપતો એક જુવાન જણાયો. તેને એમ લાગ્યું કે, ખરેખર મારે જેવો જોઇએ છીએ તેવો જ આ મૂર્ખ મને દૈવે જ મેળવી આપ્યો છે. ઇશ્વરની લીલા ગહન છે. આટઆટલું ભટક્યો તોયે જે ન મળ્યો, તે આમ આજે સહસા મળી આવ્યો. આખરે મારી મનસા પાર પડવાનો સમય આવ્યો ખરો.

પછી તેણે પેલા જુવાનને બેચાર હાંક મારી કહ્યું:—" તારા જેવો બીજો કયો મૂર્ખ આ દુનીઆમાં હશે કે જે બેસવાની જ ડાળને કાપે! અલ્યા! તને એટલુંયે ભાન નથી કે ડાળ કપાશે તો તું કાં તો હેઠો પડીશ, અગર કુવામાં ગબડી પ્રભુને ઘેર સીધાવીશ "

ત્યારે પેલો જુવાન બરાડ્યોઃ—" અરે ભાઇ! તું તારે રસ્તે ચાલ્યો જા. તારે મારી શી પંચાત! હું શું કાંઇ અમસ્તો ડાળ કાપતો હોઇશ? હું ચઢતાં શું ઝાડ ઉપર ચઢ્યો તો ખરો, પરંતુ હવે હેઠા કેમ ઉતરવું તેની મને સમજ પડતી નથી, એટલે ડાળ કાપ્યે જ સિદ્ધિ છે. કારણ ડાળ કપાયાની સાથે જ હું પણ હેઠો આવીશ."

તેના આવા વચનથી ચૂડામણિને લાગ્યું કે, ખરેખર આ ખરો મૂર્ખ છે. પછી પોતાના માણસની મદદથી તેને ઝાડથી હેઠો ઉતાર્યો અને પોતાને મુકામે લઈ ગયો. તેની સારી બરદાસ કરી સંતોષ્યો. પછી તેને એકાંતમાં બોલાવી, તેની જાતભાત, નામઠામ, માબાપની ઓળખ, વતન, વણજ, આદિ વિષે અનેક પ્રશ્નો કર્યા. ત્યારે તેણે કહ્યું:—" મારૂં નામ લોક કાળીઓ કહે છે; હું જાતનો તો છું સારસ્વત બ્રાહ્મણ; પરંતુ ધંધો લીધો છે ઢોરાં ચારવાનો. મારાં માબાપ નાનો મૂકીને જ મરી ગયાં છે. જેમ તેમ કરતાં હું સગાંવહાલાંને ઘેર ઉછરીપાછરી મોટો થયો. અને કોઈની ગાયો ચારી, રડ્યુંખડ્યું કામકાજ કરી, રઝળીરખડી મારૂં પેટીયું ફૂટી કાઢું છું. મારે ગામમાં ઘર નથી અને સીમમાં ખેતર નથી,

તેમ હું એ અક્ષર ઉકેલીયે જાણતો નથી, એટલે મારો કોઈ ધડો કરતું નથી અને સઘળા મૂર્ખ મૂર્ખ કહી મારી ચેષ્ટાળી કરે છે. તેથી કેટલીક વેળા આખોયે દહાડો આમ જંગલમાં ભટકી, ફળ ખાઈ, વહેળાનું પાણી પી, દી વીતાડું છું."

આથી પ્રધાનપુત્રને પોતાનો હેતુ પાર પડવાની વિશેષ ખાત્રી થઇ. પછી તેણે એને એમ સમજાવ્યો કે "તને શી રીતે મેં જંગલમાંથી પકડી આણ્યો છે, તારાં માબાપ કોણ છે અને તું ધંધોધાપો શો કરે છે, તેની વિગત કોઇ પૂછે તો જણાવવી નહીં. માત્ર તારે તારૂં નામ કાલિદાસ છે, એટલું જ કહેવું. તે સિવાય તારે મૌન ધરવું અને કોઈ વિશેષ સતાવે તો જરૂર પડે તને પૂછનારને મારો હવાલો આપવો. તેના બદલામાં તને હું એક સારી રાજકન્યા પરણાવીશ."

પેલા જુવાનને મન તો ગામડીઅણ રોંચી અને રાજકુંવરીયે સરખી હતી. પણ દેખાદેખી પરણવાનું કોને ન ગમે. એટલે તેણે તેમ કરવા હા પાડી. પછી ચૂડામણિએ તેને અચ્છી રીતે નવડાવી, સારો પહેરવેશ અને અલંકાર સજાવ્યાં, તથા કેટલાક દિવસ સુધી મોટા માણસો સાથે કેવા વિનયવિવેકથી વર્તવું, કેવી અદબ રાખવી, ખાવુંપીવું અને પહેરવું ઓઢવું પણ કેવી સફાઇથી, વગેરે સઘળીયે મોટા ઘરને છાજતી રીતભાત શીખવી.

આમ પોપટજી તૈયાર થયો, એટલે તેને તે પોતાની સાથે નગર લઇ ગયો અને રાજા સત્યવાનને યોગ્ય વર આણ્યાના, તથા તેમાં પોતાને ભરે શ્રમ પડ્યાના સમાચાર કહાવ્યા. રાજા, પ્રધાન અને નગરલોક બહુ પ્રસન્ન થયા અને વિવાહનું શુભ મુહૂર્ત નક્કી થયું. રાજાની આજ્ઞાથી અને તેમાંયે એકની એક રાજકુંવરી પ્રત્યેના પ્રેમથી સર્વેયે—શ્રીમંતથી રંક પર્યંત સર્વેયે માંગલિક ઉત્સવ ઉજવવા માંડ્યો. રાજાએ નિયત કરેલા સમયે પેલા કાળીઆને હવે કાલિદાસને ભર દરબારમાં બોલાવ્યો અને ઘટતું માન આપ્યું. તાજીમતવાજ થયા પછી રાજા સત્યવાને કેટલાક પ્રશ્નો તેને કર્યા. પરંતુ પ્રધાનપુત્રે પાણી વહેવા પહેલાં પાળ બાંધવાની નીતિ

વિચારી, તે ઓછાબોલો અને શરમાળ હોવાની ચેતવણી આપી હતી. એટલે પઢાવેલા પાઠ પ્રમાણે તેણે એના મત ઉત્તર વાળ્યા, તેથી રાજાએ સંતોષ ધર્યો. અને રાજ્યસભા બરખાસ્ત થઇ.

બાદ યોગ્ય મુહૂર્તે પૂરતા રાજવંશી ઠાઠમાઠ સાથે ચંપકલતિકા અને કાલિદાસનાં લગ્ન થયાં, અને બક્ષીસો વગેરે વહેંચાયાં. બન્ને વર-વધૂ યોગ્ય વયનાં હોવાથી તેમનું રાત્રિમિલન પણ આ પ્રસંગે જ ઠરાવ્યું હતું. એટલે યોગ્ય સમયે, પૂરતી રાજવંશી, ભોગવિભવની વિવિધ મૂલ્યવતી સામગ્રીઓથી શણગારેલા મહેલમાં કાલિદાસને જવાની અને થોડુંક જ અચાલ્યું બોલવાની સૂચના પ્રધાનપુત્રે કરી. તે બીચારાએ કદી પણ શ્રીમંતનું ઘર અંદરથી જોયલું જ નહીં તો મેહેલ તો ક્યાંથી જોયો હોય. તો પછી સુંદર ગાલીચા, ઝગઝગાટ મારતાં ઝુમરો, બેંહેક બેંહેક મારતા વીંજણા, વિભવની સામગ્રીઓ, અને સુગંધી દ્રવ્યો, મનહર ચિત્રો, આકર્ષક પલંગ, મોટાં મોટાં અને નરમ મશરૂનાં ગાદલાં, વગેરેથી શણગારોથી શણગારેલા રાજવંશી શયનમંદિરનો ખ્યાલ તેને ક્યાંથી જ હોય. પરંતુ તેને પ્રધાનપુત્રે ત્યાં કેમ વર્તવું તે પ્રથમથી શીખવ્યું હતું, એટલે આ સર્વ જોતાં જો કે તેને તાજુબી તો થઇ ખરી, પરંતુ તે દેખાડી શક્યો નહીં. પણ શેઠની શીખામણ ઝાંપા સુધી તેમ રાજકુંવરીના આવવાની વાટ જ ન જોતાં, પરભાર્યો પલંગમાં જઇ પડ્યો અને આખા જન્મારામાં કદીયે સૂતો નહીં હોય તેમ ઘસઘસાટ કુંભકર્ણ પેરે ઉંઘી ગયો.

આ પાસ રાજકુંવરી અનેક મનોરથો કરતી, વિવિધ વિલાસના વિચારોને તરંગ પેરે નચાવતી, વિવિધ ભોગસામગ્રીઓ દાસી સાથે ઉચકાવી, પૂરા દમામ સાથે તે સ્થળે આવી. દાસીઓને વિદાય કરી, તે પલંગ પાસે ગઇ, તો પોતાના પતિને ઉંઘતો દીઠો. “ પ્રથમ ગ્રાસે મક્ષિકા ” નો અનુભવ થતાં તરત જ તેનું મન ખિન્ન થયું અને આશા છિન્ન થતી લાગી. પરંતુ તેથી નાસીપાસ ન થતાં, તેણે ટોળમાં પોતાની સાથે આણેલા સુંદર થાળમાંથી સુગંધી પુષ્પો અને માળાના મૃદુ પ્રહાર

તેને કર્યાં. તોયે તે જાગ્યો જ નહીં, ત્યારે ગુલાબ આદિ સુગંધી પદાર્થોથી મિશ્રિત શીતલ જલ તેની ઉપર આસ્તેથી છાંટયું; છતાંયે તે ચસ્યો નહીં; પણ ઉલટું પાસું બદલી, ઘોરવા મંડ્યો. એટલે રાજકું-વરીને પોતાના પતિની મૂર્ખતા વિષે કંઇક અંદેશો આવ્યો. પણ તેથી નિરાશ ન થતાં તેણે મૃદુ કોમળ કરથી તેને જાગૃત કીધો, એટલે તે સફાળો પથારીમાં બેઠો થયો અને એકદમ પલંગથી હેઠો ઉતરી, બે હાથ જોડી, તેના સુંદર પલંગમાં સૂઈ જવા માટે આજીજી સાથે ક્ષમા માગવા મંડ્યો. આથી ચંપકલતિકા ડઘાઇ જ ગઈ અને તેની પૂર્ણ ખાત્રી થઇ કે "ખરેખર ચૂડામણિએ વેર વાળ્યું, અને મારે માથે જંગલી રોઝ જેવો મૂર્ખ ધણી માર્યો." પછી પતિની કુલીનતા, વર્તન આદિ તપાસવા તેણે શયનમંદિરના કેટલાક ભાગમાં તેને ફેરવ્યો અને વિવિધ સુંદર, આકર્ષક સામગ્રીઓ દેખાડી, પરંતુ તેથી એના મનની કોઈ પણ રૂચિ ન સમજાઈ. પછી કુદરતના હુબહુ ચિતાર આપનારાં રમણીય ચિત્રો દેખાડ્યાં અને તે કોનાં હશે, એવા પ્રશ્નો કર્યા. છતાં પણ તે તેની ખુબી પીછાણતો ન જણાયો. પરંતુ તે માત્ર સ્થૂલ પદાર્થો કે પ્રાણીઓનો જમેલો હોવાનું કહેવા લાગ્યો. એટલે તેની મૂર્ખાઇ વિષે કુંવરીની પૂરેપૂરી ખાત્રી થઈ. તરત જ તેનું ઉચ્ચ કુલનું અભિમાન તરી આવ્યું અને મનમાં ક્રોધે વાસ કીધો. તેની વિદ્યા પણ જાણે ત્યાંથી વિદાય થઈ હોય, અને કુલીનતા પણ પરવારી હોય, તેમ તેણે અવિવેકને પૂર છૂટ આપી, અને આવેશમાં ફાવે તેવાં ક્રોધભર્યાં નિંદાવચનો પતિને તેમ જ પ્રધાનપુત્રને ઉદ્દેશીને ઉચ્ચારવા લાગી. પંરતુ પેલો રોઝ જેવો કાલિદાસ તો તેમાંનું કાંઇ પણ ન સમજ્યો. માત્ર તેને ગુસ્સે થયલી સમજી, હરેક પેરે કાલા-વાલા કરવા મંડ્યો અને પ્રધાનપુત્રની શીખવણીથી તેમ જ દાસીની સૂચના અણસમજમાં પોતે મેહેલમાં આવી, પલંગમાં સૂતો તે માટે ક્ષમા માગવા લાગ્યો. તેમ તેમ ચંપકલતિકાના ક્રોધની જ્વાળા તેનાં સર્વ અંગોમાંથી ભભુકી ઉઠી અને બોલી:—

"હે મૂર્ખ જડ! તું અહીં કયાંથી આવ્યો? મારે કર્મે કયાંથી લાગ્યો! તારે જવું હોય ત્યાં ચાલ્યો જા. હે ભૂત ભાઈ! હું તને કાંઇ મારો

ધણી ગણવાની નથી. હું મારૂં લાગ્યું ભોગવી લઇશ. હે ગમાર! અહીંથી મુંગોમુંગો તરત જ નીકળી જા, નહીં તો દાસીને હાથે તારી બૂરી વલે કરાવીશ."

રાજકુંવરીએ આવાં અનેક તિરસ્કારનાં વચનો કહ્યાં, ત્યારે મૂર્ખા ભાઇના મન ઉપર કંઇક અસર થઇ અને પૂર્વ કર્મની પ્રેરણાથી બોલ્યોઃ—"હે બાઈ! હું મૂર્ખ શાથી રહ્યો? અને તું ભણી કેમ?"

ત્યારે કુંવરી બોલીઃ—"તારે કર્મે તું મૂર્ખ રહ્યો, એમાં પૂછે છે શું? પ્રભુને તેં બીલકુલ ભજ્યા નહીં અને પાટી ઉપર ધૂળ ન નાંખી, રાતો-માતો થઇ ફર્યો, તેમાં તું મૂર્ખ રહ્યો."

મૂર્ખે સામો પ્રશ્ન કર્યોઃ—"પ્રભુ ક્યાં રહેતો હશે? હે બાઇ! તું કૃપા કરી મને ત્યાં લઈ જઇશ? હું તેનું ભજન કરૂં તો તે શું મને પાટી ઉપર ધૂળ નાંખવા દેશે?"

એટલે કન્યાએ અતિશય ગુસ્સે ભરાઈ કહ્યુંઃ—"મેર મૂર્ખ! તને આટલીયે અક્કલ નથી. પ્રભુ શું એમ રખડતો પડ્યો છે? છતાં તારૂં નશીબ અજમાવા જા પેલા દુધસાગર તળાવને કાંઠે અને કાલિકા માતાને ભજ."

ત્યારે મૂર્ખે પૂછ્યુંઃ—"હે બાઈ! મને મહેરબાની કરીને કહે કે મારે તેનું ભજન શું બોલીને કરવું?"

એટલે રાજકુંવરીને કાલિકા માતા ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી, તેથી બન્નેના સુભાગ્યે એવો વિચાર સ્ફૂર્યો કે "કદાચિત્ મારૂં ભાગ્ય ઉજળું હોય અને આના કર્મે જો વિદ્યા લખી હોય તો સારાં વાનાં પણ થાય. માટે મારા આચાર્ય મણિશર્માને વિનવી જોઉં, અને જો તે સરસ્વતીની ઉપાસનાનો મંત્ર આને શીખવે તો કદાચ કલ્યાણ પણ થાય."

આવા વિચાર સાથે તેને એવો પણ દયાનો વિચાર થયો કે "કુટિલ દુષ્ટ પ્રધાનપુત્ર ચૂડામણિએ આને મારે માથે માર્યો, તેમાં આ બિચારાનો શો દોષ કાઢું? એ તો માત્ર અણસમજુ હથીઆર રૂપ થયો છે. તેને રસ્તે પાડું, પછી જેવું ભાગ્ય."

આમ વિચાર કરી તેણે પેલા મૂર્ખને તે રાત તો પલંગમાં સૂઈ રહેવા કહ્યું અને પોતે બીજા ઓરડામાં ચાલી ગઇ અને એક ઢોલીઆ ઉપર પડી પડી વિચારનાં કોકડાં ગુંચવતી ઉકેલતી અધકચરી નિદ્રા લીધી.

બીજે દિને સવાર પડતાં દાસી સાથે પેલા મૂર્ખને મહેલ બહાર નહીં નીકળવા તેમ કોઈ જોડે વાચચિત પણ નહીં કરવા ફરમાવ્યું. અને તેના ઓરડામાં જ તેને માટે ખાવાપીવાનો સઘળો બંદોબસ્ત કીધો. પછી પોતે કોઇ નિમિત્ત કાઢી આચાર્ય મણિશર્માને પોતાને મેહેલ બોલાવ્યા. આચાર્ય મણિશર્મા પૂરેપૂરા શ્રદ્ધાળુ, અને દેવીભક્ત હતા. તેમની સલાહ રાજકુંવરીએ લીધી. મણિશર્મા ભલો, દયાળુ અને શાણો હતો; તેમ તે જોશી પણ હતો. તેથી તેણે જોશ જોઇ, રાજકુંવરીને નિરાશ નહીં થવા અને ભાગ્યમાં લખેલો પતિ સ્વીકારવા સમજાવી. પછી તેણે સરસ્વતીના દેવીની ઉપાસનાનો મંત્ર બીજ સાથે તેને ઉતારી આપ્યો અને તે પેલા મૂર્ખને ગોખાવવા સૂચના કરી, ત્યાંથી સીધાવ્યો. ચંપકલતિકાએ પછી પેલા મૂર્ખને પોતાની પાસે બેસાડી, મહામહા મહેનતે પેલો મંત્ર ગોખાવવો શરૂ કર્યો. ચાર પાંચ દહાડા થતાં તેને મોઢે એ મંત્ર થયો. એટલે તેણે આચાર્યની સલાહ પ્રમાણે, મૂર્ખને દુધસાગરને કાંઠે કાલિકા માતાના દેવળમાં જવા અને ત્યાં સરોવરમાં સ્નાન કરી, ભીંને કપડે એક પગે ખડા રહી, એકચિત્તથી દેવીના મંત્રનું રટણ જ કર્યાં કરવા, અને દેવીનાં દર્શન થયે ચોક્કસ માગણી કરવા પ્રેર્યો.

આમ ચંપકલતિકાની પ્રેરણાથી મૂર્ખ કાલિદાસ એકલો દેવીને મંદિરે પરવર્યો અને સૂચના અનુસાર સ્નાન કરી ભીંને કપડે, દેવીના દેવળના ગર્ભાગારમાં જઇ ઉભો. અને એક પગે ઉભાં ઉભાં એકાગ્ર ચિત્તથી સબીજ મંત્રનું રટણ કીધું. મૂળે તો તે જડ અને એકમાર્ગી હતો જ, અને તેમાં રાજકુંવરીએ કરેલા અપમાનથી તેને જબરી ચટ લાગી હતી, અને પૂર્વ જન્મના સંસ્કારથી ભાગ્ય ઉઘડવાનું સરજાયલું હતું, એટલે તેણે મનને, એવું તો એકાગ્ર કીધું કે, બહેરાના કાન આગળ શંખ ફુંકે તેમ તેની આગળ કંઇ પણ ગરબડ થતી તોયે તેનું લક્ષ ખેંચાતું જ નહીં. આમ

લાગલાગટ વગર ખાધે પીધે, વગર થાકયે ત્રણ દિવસ પર્યંત દેવી કાલિકાના મંદિરમાં સરસ્વતીની ઉપાસના તેણે કરી.

આથી સુભાગ્યે 'ભોળાનો ભગવાન્' છે તેમ કૃપાળુ સરસ્વતી દેવી કાલિદાસની મૂર્તિ દ્વારા પ્રત્યક્ષ થયાં અને તેને "વરદાન માગ," "વરદાન માગ," એવાં કૃપાળુ વચન કહ્યાં. ત્યારે તેણે ચંપકલતિકાએ ગોખાવ્યા પ્રમાણે "મારી જિહ્વાએ તમે વસો," એવું વરદાન નિશાનીથી માગ્યું. સરસ્વતીએ "ભલે એમ થશે" એમ કહી બીજું વરદાન માગવા કહ્યું, ત્યારે તેણે "સંકટ સમયે તમારે સહાય થવું," એવું બીજું વરદાન માગી લીધું. દેવીએ "તથાસ્તુ" કહ્યું અને તે ઉપરાંત બોલ્યાં કે "તું મારો સાચો ભકત હોવાથી, તારો દિગંતમાં વિજય થશે અને મારા સેવક તરીકેની તારી ખ્યાતિ ચિરંજીવ થશે." આટલું કહી દેવી ત્યાંથી અંતર્ધાન થયાં.

તરત જ આંખ ખોલતાં કાલિદાસને જાણે નવીન જ સૃષ્ટિમાં પોતાનો અચાનક અવતાર થયો હોય તેમ લાગ્યું. જેમ આદિકવિ વાલ્મિકી મુનિને સરસ્વતી પ્રસન્ન થતાં વ્યાધને હિંસા કરતો જોઈ, પહેલો શ્લોકબદ્ધ આદેશ સ્ફુર્યો હતો, તેમ કાલિદાસે પણ પ્રસંગને યોગ્ય એક પ્રાસાદિક શ્લોક ઉચ્ચાર્યો. તે શ્લોક કીયો હતો અને કેવા સંજોગમાં ઉચ્ચાર્યો હતો, તે નીચેની ઘટનાથી જણાશે.

બીજી પાસ રાજકુંવરી ચંપકલતિકા ભારે વિચારમાં પડી હતી અને મણિશર્માનાં વચનમાં શ્રદ્ધા રાખી, દેવીના સ્તવનથી શું પરિણામ આવશે તેની વાટ જોતી ચિંતામાં દિવસ વીતાડતી હતી. તેને ચોથે દિવસે ચટપટી થતાં સહજ દેવી કાલિકાને મંદિર જવાની ઉર્મિ થઇ આવી. તેથી વાહન જોડાવી, દાસીવર્ગ સાથે ત્યાં સંધ્યાકાલ થવાના થોડાક સમય પહેલાં જઈ પહોંચી. ત્યાં તેણે દુધસાગરમાં સ્નાન કર્યું, પૂજાનો થાળ લીધો અને દેવી સન્મુખ ઉભી રહી. ત્યાં જેને તેણે મૂર્ખ ગણી કાઢયો હતો એ કાલિદાસને ધ્યાનમાં મગ્ન થઇ, દેવીનું રટણ કરતો ઉભેલો જોયો. તેને કાંઈ અડચણ ન આવે તેમ દેવીની, વિધિસર પૂજા કરી, તે બહાર

આવી, થોડુંક ફરી, વિનોદચેષ્ટા કરી. એટલામાં સામે સરોવરમાં કમલને હીલોરા ખાતું જોયું. એટલે સહસા તેણે પોતાની સખી કુસુમલતિકાને પ્રશ્ન કીધો:—

**अनिलस्यागमो नास्ति द्विपदो नैव दृश्यते ।**
**सरोमध्यगतं पद्मं कंपितं केन हेतुना ॥**

હે સખી! પવનનો ઝપાટો આવતો તો જણાતો નથી, તેમ કોઈ મનુષ્ય પણ ત્યાં જણાતો નથી, છતાં સરોવરની મધ્યે રહેલું પેલું કમળ હીલોરા ખાય છે, તેનું શું કારણ હશે વારૂ ?

સખી કુસુમલતિકા આના સંદેહનું નિવારણ થાય, એવો ઉત્તર આપી ન શકી. પરંતુ ધ્યાનમગ્ન કાલિદાસના મુખમાંથી તત્કાળ ઉપર જણાવ્યું તેમ, નીચેનો શ્લોકબદ્ધ ઉત્તર નીકળી ગયો:—

**पावकोच्छिन्नवर्णाभः शर्वरीकृतबन्धनः ।**
**षट्पदोऽत्र विलीनोऽस्ति कम्पते तेन हेतुना ॥**

અગ્નિથી બળી રહેલા કોલસાના વર્ણ જેવો શ્યામ, રાત્રિ પડી જવાથી સૂર્યનાં કિરણો અભાવે કમલ બીડાઇ જવાથી (તેમાં) બંધાઇ ગયેલો, ભમરો અહીં તેની પાંદડીઓની વચ્ચે વિલીન થયો છે, તે કારણે એ કમલ હીલોરા ખાય છે.

આવા પ્રાસાદિક ઉત્તર સાંભળી, રાજકુંવરી ચંપકલતિકા અતિશય પ્રસન્ન થઇ. તેને અચૂક ખાત્રી થઇ કે, દેવી કાલિકાના પ્રતાપે મારૂં અને મારા પતિ કાલિદાસનું ભાગ્ય ઉઘડ્યું. તરત જ ત્વરાથી તે મંદિરમાં દોડી અને માતાજીને તેમ જ પતિ કાલિદાસને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. કાલિદાસે તેને હાથ ઝાલી ઉભી કરી. તેની આભારની વૃત્તિએ તેમ હવે વિદ્વાન્ પતિના સમાગમથી મળનારા વિનોદસુખની ભવ્ય કલ્પનાએ તેને કેવળ દિઙ્મૂઢ જ બનાવી, તેથી કેટલાક સમય સુધી તે પોતાનો હર્ષ અને આભાર દાખવી શકી જ નહીં. આવેશનો પહેલો ઉભરો શાંત પડતાં તેણે માતાજીને પુનઃ નમન કીધું અને નિર્ભર સ્તુતિ કરી. પછી પોતે ક્રોધમાં અને અભિમાનના આવેશમાં કહેલાં અવિચારી વચનો માટે પતિ

કાલિદાસની ક્ષમા માગી. કાલિદાસે દેવીના પ્રસાદથી આ સર્વ પ્રકાર બન્યાનું જણાવી, મનમાં કાંઇ ન લાવવા સમજાવી. પછી તે શાન્ત થઈ, એટલે કાલિદાસે કાલિકા દેવીનો ઉત્સવ ઉજવવાની ગોઠવણુ કરવાની ઇચ્છા દર્શાવી. પરંતુ તે વેળા રાત્રિ પડી ગયાથી બીજે દિવસે ઉત્સવ ઉજવવાનું ઠરાવી, બન્ને જણાં, સખી અને દાસી સહવર્તમાન નગરમાં પૂર આનંદથી પાછાં ફર્યાં.

મહેલે પહોંચ્યા પછી કાલિદાસની પ્રેરણાથી કુંવરીએ પ્રધાનપુત્ર ચૂડામણિને રતોવઇ બોલાવરાવ્યો. તે બિચારાએ સ્વાર્થ ન સરવાથી રાજકુંવરીનું ભાગ્ય બગાડવા મન કરતાં શું તો કીધું, પરંતુ પાછીથી રાજાજી શી શિક્ષા કરશે, કુંવરી કેવી વલે કરાવશે, તેનો જબરો ભય તેના હૃદયમાં પેઠો હતો, તેથી રાજકુંવરીના મેહેલમાં શું બને છે તે જાણવા મથન કર્યું હતું. પણ તે દેવી કાલિકાના પ્રતાપથી કાલિદાસને બુદ્ધિ પ્રાપ્ત થયાની વાતથી અજાણ રહ્યો હતો. આથી રાજકુંવરી ચંદ્રલતિકાનું તેડું આવતાં તે ઘણો જ થરથર્યો અને યમને ધામ જાણે જવાનું હોય ત્યાં જવાનો નિશ્ચય કીધો. પંરતુ તે આશાવંત થયો કે, કદચિત્ ઉચ્ચ કુલવાળી ચંપકલતિકા જો હું તેને પગે પડી વિનવીશ તો મારૂં અછકલાપણું માફ કરશે. આવી આશામાં તે થરથરતો ચંપકલતિકાના મેહેલે ગયો. તો ત્યાં નવીન અને અદ્ભુત ચમત્કાર તેણે જોયો. કાલિદાસ અને રાજકુંવરી ચંપકલતિકા એક આસને બેસી, વિનોદટોળ કરતાં તેની નજરે પડ્યાં. એટલે તેને હૃદયમાં હામ આવી, અનેક કાંઇ પણ બોલ્યાચાલ્યા વિના તેમને પગે લાગલો જ પડ્યો. ત્વરાથી કાલિદાસે એક સખીને તેને ઉડાડવા પ્રેરણા કરી, અને સામો ચૂડામણિનો આભાર માનતાં કહ્યું:–

“હે પ્રિય સખા ! જે કંઇ થઈ ગયું છે તેમાં તારે કાંઇ પણ શોચ ન કરવો. આમાં તું તો એક નિમિત્ત માત્ર હતો. દૈવની ઇચ્છા જ આવી હશે. સહુનું ભાગ્ય સહુની પાસે છે. તે કાંઈ વેચ્યું વેચાતું નથી, કે ખરીધું ખરીદાતું નથી. માત્ર ભાગ્ય ઉપર છવાયલો પટાંતર ખસી ગયો અને પૂર્વનાં કર્મે જ અમો બન્ને દંપતી થયાં છીએ, તેમ જ આટલી વિટં-

બના વેઠયા પછી દેવીના પ્રસાદથી સુખમય જીવન ગાળવા અમે સરજાયલાં હોઈશું, તેથી અમારાં ભાગ્યે આ કાર્ય કરવા તને આમ પ્રેર્યો. અનિષ્ટમાંથી પણ ઇષ્ટની સિદ્ધિ થાય છે, તેમ થયું છે, અને કાંચન અને મણિનો, દુધ અને સાકરનો શુભ સંયોગ થયો છે. હે મિત્ર ! દેવી ચંપકલતિકાની અનુમતિથી આજથી રાજ્યનો એક ઉચ્ચ અધિકાર તને મળશે, એવી વ્યવસ્થા રાજાજીની સાથે કરીશું."

પ્રધાનપુત્ર ચૂડામણિએ તો સ્વપ્ને પણ જેની આશા રાખેલી નહીં એવી ઉત્તમ કૃપાનો અનુભવ ચંપકલતિકાએ કરાવ્યો જાણી, આભારથી ગદ્ગદિત કંઠે ત્યાં રોઇ જ પડ્યો. ચંપકલતિકાએ પૂર્વના સ્નેહનું સ્મરણ કરાવી, ગઈ ગુજરી ભૂલી જવા કહ્યું અને પૂરા સન્માન સાથે તેને ઘેર મોકલ્યો.

બીજે દિવસે પ્રભાતમાં જ રાજા સત્યવાનને સર્વ ઘટનાની જાણ થઇ અને ચંપકલતિકાના લગ્નના આનંદ નિમિત્તે દેવી કાલિકાનો મહોત્સવ હરેક પ્રજાજને ઉજવવાનો ઢંઢેરો નગરમાં વજડાવ્યો. પછી સહુ નગરલોક પૂરતા આનંદ અને વિભવથી દેવી કાલિકાના મંદિરે યોગ્ય વાહનાદિ સાજવારી સાથે સીધાર્યાં. ત્યાં તેઓએ પૂર ઉમંગથી ઉત્સવ ઉજવ્યો. પછી સર્વ નગરમાં પાછાં ફર્યાં.

બાદ કેટલોક સમય ત્યાં વીતાડી, કાલિદાસ રાજા પાસેથી વિદાયગીરી લઇ. દેશદેશાન્તર ફર્યો અને ઉત્તમ પ્રતિભાશક્તિથી કવિ અને નાટયકાર તરીકે સુપ્રસિદ્ધ થયો. અંતે તે ભોજરાજાના દરબારમાં આવી વસ્યો અને ત્યાં વિવિધ પ્રસંગોએ તેના દરબારનું માન, દેશાન્તરના પંડિતોને પોતાની અપૂર્વ કાવ્યશક્તિથી હરાવી, ઉત્કૃષ્ટ તરીકે જાળવ્યું. તેના એવા પ્રસંગોમાંથી કેટલાક વિશેષ રસિક અને ઉપયોગી પ્રસંગો સાથેની વાર્તાઓમાં અંકિત થયલા છે. **इति शम् ।**


ભાગ ૧ લો
**સંપૂર્ણ.**

## કીયું જીવ્યું સફલ ?



કૉપીરાઈટ ] રાજાને જોતા.. જ લોચન બંધ કર્યા. પૃષ્ઠ ૧૭૭.

ચિત્રકાર:-રા. રવિશંકર રાવળ

# ભોજ અને કાલિદાસ.

## ભાગ ૨ જો

### કવિ કાલિદાસના વિવિધ પ્રસંગો.

### વાર્તા ૧ લી–'કીયું જીવ્યું સફલ ?'

(ગોવિંદરાજ પંડિતનો ભોજને દાનધર્મનો બોધ.)

ભોજ રાજા રાજ્યપાટે બેઠો તે પછી, કેટલાક સમય સુધી દાન-ધર્મનો તેનો અભિનિવેશ (આગ્રહી રાગ) બંધાયો ન હતો, અને કોષરક્ષક રૂપી સર્પો તેના એવા સ્વાભાવિક રાગને પ્રકટવા દેતા પણ ન હતા. આવા અરસામાં એક સમયે પ્રભાતમાં ધારા નગરના એક સુંદર, સુગંધમય, અને મનહર ક્રીડાવનમાં તે એકલો લટાર મારતો હતો તે વેળા એક વિપ્ર તેના જોવામાં આવ્યો. વિપ્રે પણ તેને જોયો. પરંતુ તેણે રાજાને જોતાં વેંત જ લોચન બંધ કર્યાં અને મીંચેલાં નેત્રે, આડા મુખે, તેની પાસેથી ઉતાવળા ઉતાવળા પસાર થવા માંડયું. એટલે રાજાએ તેને આવા અવિવેક માટે પ્રશ્ન કર્યોઃ—

"હે દ્વિજ ! તું મને જુએ છે, છતાં 'સ્વસ્તિ !' એટલું પણ બોલ-વાની દરકાર કરતો નથી; એટલું જ નહીં પણ ઉલટો મીંચેલી આંખે ચાલ્યો જાય છે અને મારૂં અપમાન ખામુખા કરે છે, તેનું શું કારણ ?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યોઃ—"હે દેવ ! તમારામાં પાત્ર–અપાત્ર મનુષ્ય પરખવાનો વિવેક નથી. તમારે મન બ્રાહ્મણેય સરખો અને ગોવાળ પણ સરખો છે; પરંતુ એટલું સારૂં છે કે, તમે વૈષ્ણવ છો, એટલે બ્રાહ્મણોને તમારી તરફના કોઈ ઉપદ્રવનો ભય છે નહીં. નહિતર, અમારે ભીતિના માર્યા પણ તમને નમસ્કાર કરવા પડે. તમે કોઇને કશું દાન આપતા પણ નથી, તમારામાં એટલો વિનય પણ નથી. તો પછી તમને આશીર્વાદ આપ-વાનું અમારે પ્રયોજન જ શું રહ્યું ? તમારે તો રંકની દરિદ્રતા અને ધના-

હ્રદયની કૃપણતા સરખી જ છે. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે, કૃપણનું મોં બાળ્ય. नामातिकृपणस्य च आयुःकामो न गृह्णीयात् જીવવાની કામનાવાળાએ અતિ કૃપણનું નામ ન લેવું, તેમ સવારના પહોરમાં કૃપણનું મુખ પણ ન જોવું. જો જોઇએ તો તેથી, ઉલટું મળનારા લાભની હાનિ થાય. હે દેવ ! આથી મેં તમને જોતાં વેંત જ મારાં લોચન મીંચ્યાં. વળી કહ્યું છે કે જે મનુષ્યની કૃપા નિષ્ફલ છે તેનો કોપ પણ નિરર્થક છે; પ્રજા એવા રાજાને ઇચ્છતી નથી. એ તો સત્ય છે કે,

**अप्रगल्भस्य या विद्या कृपणस्य च यद्धनम् ।**
**यच्च बाहुबलं भीरोर्व्यर्थमेतत्त्रयं भुवि ॥**

જે ધીટ નથી તેની વિદ્યા, જે કૃપણ છે તેનું ધન, અને જે બીકણ છે તેનું બાહુબલ, એ ત્રણ વસ્તુઓ દુનીઆમાં તેને તેમ જ અન્યને નિરર્થક, નકામી છે.

"હે રાજન્ ! મારા વૃદ્ધ પિતાએ કાશીવાસ કરવા જતાં મને એવી શિખામણ આપી છે કે—

"હે પુત્ર ! જો તારૂં હ્રદય વિનયવિવેકવાળું હોય તો સ્વપ્ને પણ તારે સચિવથી જિતાયલા અને યુવતિજનોને વશ થયલા રાજાનાં ચરણ સેવવાં નહીં. પુત્ર ! સમસ્ત પાતકોમાં બે પાપ મોટાં છે, એક તો નઠારા પ્રધાનવાળો રાજા અને બીજું એવા રાજાનો આશ્રય. જે રાજા પોતે અવિવેકી હોઇને ગુણવાનોની વાત સાંભળતાં આડું જોતો હોય, અને જેના દરબારમાં ખલલોકનું જોર વિશેષ હોય, તેને ત્યાં સજ્જનોને માનનો અવસર જ કયાંથી મળે ? રાજા સંપત્તિ વિનાનો હોય, પરંતુ તે સેવકની કદર જાણતો હોય તો શાણા મનુષ્યે તેની સેવા જીવન પર્યંત કરવી, એ યોગ્ય છે. કારણ કાલાન્તરે પણ તેનું ભાગ્ય ઉઘડતાં, તે સેવકના જીવનને સફલ કરી શકશે."

"હે દેવ ! પૂર્વે ઘણાયે રાજાઓ થઈ ગયા છે, પરંતુ જેઓ દાતા ન હતા તેમની કીર્તિ કોઇએ ગાતું નથી. પરંતુ કર્ણ, શિબિ અને વિક્રમ આદિ રાજાઓ તથા દધિચિ મુનિ દાનના પ્રતાપથી આ લોકને શોભાવી, દિવ્ય લોક પ્રાપ્ત કરી ગયા છે.

"વળી હે રાજન્ !

**देहे पातिनि का रक्षा यशो रक्ष्यमपातवत् ।**
**नरः पतितकायोऽपि यशःकायेन जीवति ॥**

"જે, જળવાને, પડવાને—મરવાને જ સરજાયેલ છે, એવા દેહની રક્ષા શી ? ખરી રીતે યશ પડવાના—નાશ પામવાના ગુણવાળો ન હોવાથી તેનું જ રક્ષણ શાણા પુરૂષે કરવું જોઇએ. કારણ કાયાથી જૂદા થયા છતાં પણ મનુષ્ય યશરૂપી કાયાથી, દીર્ઘ કાલ પર્યંત જીવતો રહે છે, અર્થાત્ તેની નામના ચિરકાલ ટકી રહે છે. "કીર્તિ કેરાં કોટડાં પાડ્યાં નહીં પડંત," એ સર્વથા સત્ય છે.

"મનુષ્ય પંડિત હો, વા મૂર્ખ હો, બલવાન્ પણ હો, વા દુર્બલ હો, સર્વ સમૃદ્ધિવાન્-ઈશ્વર હો વા દરિદ્રિ હો, પરંતુ મૃત્યુને મન તો તે બન્ને સરખા જ છે, અર્થાત્ મૃત્યુ સમય આવ્યે આનેય ખાય છે તેમ તેનેય છોડતું નથી. હરેક ક્ષણે આયુષ્ય ક્ષીણ થતું જાય છે, અને દેહ અનિત્ય છે, માટે અનાશવંતી કીર્તિ રળાય તો રળી લે.

"વળી હે રાજન્ !

**जीवितं तदपि जीवितमध्ये**
**गण्यते सुकृतिभिः किमु पुंसाम् ।**
**ज्ञानविक्रमकलाकुललज्जा-**
**त्यागभोगरहितं विफलं यत् ॥**

"પુરૂષોનું જે જીવતર જ્ઞાનથી, પરાક્રમથી, કલાથી, કુલની લજ્જા-મર્યાદાથી, ત્યાગ-દાનથી, અને ભોગ-ઉપભોગથી રહિત છે, તે જીવતરને શું સારી કૃતિવાળા સજ્જનો જીવતર ગણે છે ? ના. તે તો ખરે નિષ્ફલ જ છે."

રાજા **ભોજ** આ વિદ્વાનનાં આવાં વચન સાંભળી, જાણે અમૃતના સ્નાનથી નાહ્યો હોય, પરમાત્માનો અનુભવ થયો હોય, તેમ આનંદમાં તલ્લીન થયો, અને તેનાં લોચનમાંથી હર્ષનાં અશ્રુ સરી પડ્યાં. પછી તેણે વિપ્રને કહ્યું:—

"હે દ્વિજવર! પ્રિય વચન કહેનારા લોક આ જગતમાં સુલભ છે, પરંતુ અપ્રિય છતાં હિતકર વચન કહેનારા તેમ જ સાંભળનારા બન્નેય દુર્લભ છે. સામાન્ય રીતે જેઓ સમજુ પંડિત હોય છે તે પારકાના હિતની ઇચ્છા કરનારા હોતા નથી; તેમ જેઓ પારકાના હિતની ઇચ્છા કરનારા હોય છે તે સમજુ પંડિત હોતા નથી. જેમ સ્વાદિષ્ટ છતાં હિત–આરોગ્ય સાધનારૂં ઔષધ દુર્લભ છે, તેમ મિત્ર છતાં વિદ્વાન્ હોય અને હિતકર પરંતુ કટુ હોય તેવું વચન કહેતો હોય, એવો મનુષ્ય દુર્લભ છે."

આ પ્રમાણે વિપ્ર પ્રત્યે અનેક યોગ્ય વચન દ્વારા પોતાની ઉપકારની લાગણી દર્શાવી, ભોજે છેવટે તેને કહ્યું:—"હે વિપ્ર! તમને હું પ્રસન્નતાથી લાખ ટકા દાન આપું છું. કૃપા કરી, તમારૂં નામ કહેશો?"

આયુષ્યની વૃદ્ધિ ઇચ્છનારા મનુષ્યે પોતાનું, પોતાના ગુરૂનું, જ્યેષ્ઠ પુત્ર અને કલત્રનું પણ નામ ન લેવું, એવા શાસ્ત્રના નિયમને અનુસરીને એ વિપ્રે "ગોવિંદ" એ ત્રણ અક્ષર ભૂમિ ઉપર લખ્યા.

એથી રાજા વિશેષ પ્રસન્ન થયો અને કહ્યું:—"હે દ્વિજ! તમને હું નિત્ય સભાપ્રવેશનો અધિકાર આપું છું. તમને કોઇ પણ મનુષ્ય સભામાં આવતાં રોકી શકશે નહીં. ઉપરાંત પંડિતોને તેમ જ કવિઓને તથા દુઃખીઆઓને પણ મારી સભામાં વિનોદ અને આશ્રય અર્થે લાવવાનો અધિકાર આપું છું, અને તમારે તેનું ન્યાયપૂર્ણ રીતિએ પાલન કરવું."

———

## વાર્તા ૨ જી—માન તો કલાને નહીં કે કુલીનતાને ?

એક દિવસ દાનશાલી રાજા **ભોજ**ની બ્રહ્મસભા માટે કલિંગ દેશથી એક કવિ આવ્યો. તેણે સભાનાં દ્વાર આગળ પ્રવેશ કરવાને ઘણાએ આંટા ખાધા; પરંતુ 'વાડ વિના વેલો ન ચઢે,' એ કહેતી પ્રમાણે કોઇ પંડિતે તેને આગળ કરી, રાજાનાં દર્શન કરાવ્યાં નહીં, તો તેને દાન તો ક્યાંથી અપાવે ? એ બિચારો પોતાની પાસેની સુખડી પણ ખૂટતી જતી હતી, તેથી શું કરવું તેની ચિંતામાં ફરતો ફરતો એક દિવસ નગરની બહાર નીકળી પડ્યો. તેવામાં અકસ્માત્ મૃગયા માટે રાજા **ભોજ** નગર બહાર નીકળ્યો; એટલે તેનો લાભ લઇ પેલો પંડિત આ શ્લોક બોલ્યોઃ—

**दृष्टे भोजराजेन्द्रे गलन्ति त्रीणी तत्क्षणात् ।**
**शत्रोः शस्त्रं, कवेः कष्टं, गर्विणो गर्वमेव च ॥**

હે **ભોજ**રાજ ! તને જોતાં ત્રણ વસ્તુ તરત જ ગળી જાય છેઃ— શત્રુનું શસ્ત્ર, કવિનું કષ્ટ અને ગર્વિષ્ટનો ગર્વ.

**ભોજે** તેને આ નવા શ્લોક માટે એક લાખ મોહોર આપવાનું કોષ-રક્ષકને ફરમાવ્યું. તેટલામાં એક બીજા ગોવાળીઆને પૂરી છટા અને આલાપ સાથે સંગીત ગાતો સાંભળી, **ભોજે** પાંચ લાખ ટંકા આપ-વાની આજ્ઞા કરી. આથી ઇર્ષ્યાળુ થયલા પેલા બ્રાહ્મણને લાગ્યું કે, " હું વિદ્વાન્ હોવા છતાં મને એક લાખ અને આ ગમાર ગોવાળને લગાર આરડવા માટે પાંચ લાખ ! ! ખરે જ રાજા અવિવેકી અને વિદ્યાની કદર કરવાવાળો નથી ! "

તે આવો વિચાર કરી, રાજાને ચાનક આપવા ચીડાઇ, તેના હાથના કમળને ડપકો દેતો હોય તેમ એક અન્યોક્તિ બોલ્યોઃ—

" હે કમલ ! તારામાં જે ગુણો છે તે પ્રકાશમાં આવતા નથી, એટલે કે સઉના જાણ્યામાં આવતા નથી. પરંતુ તારામાં જે શોભા વસેલી છે તેનો ઉપભોગ મધુપો–(૧ ભમરાઓ અને ૨ મદ્ય પીનારા)–અવિવેકી જનો લે છે, અને ઉત્તમ જનો લઇ શકતા નથી. "

તરત જ રાજા તેના ચીઢવાટનું કારણ સમજ્યો અને તેને કહ્યું:—

**प्रभुभिः पूज्यते विप्र ! कलैव न कुलीनता।**
**कलावान्मान्यते मूर्ध्नि सत्सु देवेषु शम्भुना॥**

હે વિપ્ર ! સમર્થ લોકો તો કલાને જ પૂજે છે, કાંઇ કુલીનતાને પૂજતા નથી. તું જ જોને કે, દેવોમાં અનેક દેવ ઉત્તમ હોવા છતાં શંભુ કલાવાન( ચંદ્ર )ને જ મસ્તકે ધારણ કરે છે.

---

## વાર્તા ૩ જી–દાતારી દાન કરે અને ભઠીયારી પેટ કૂટે

એક સમયે ભોજ રાજા નિત્યના નિયમ અનુસાર દાનકર્મથી પરવારી, સભામાં વિનોદવાર્તા કરતો હતો, તેવામાં કલિંગ દેશથી પાંચ કવિઓ ત્યાં આવ્યા. તેમને જોતાં ભોજની મુખમુદ્રા કંઇક વિલક્ષણ થઇ. કારણ તે જ વેળા તેને એવો વિચાર આવ્યો કે "અરેરે ! આજે તો મારે જેટલું ધન દાન માટે આપવાનું હતું તેટલું તો હું આપી ચૂક્યો છું. એટલે મારે વિશેષ દાનની જોગવાઈ કરવી પડશે."

પેલા પાંચ કવિઓમાંનો એક ચતુર કવિ તેનો આ ભાવ ચેતી ગયો અને કમલને ઉદ્દેશી એક અન્યોક્તિ બોલ્યો:—

**किं कुप्यसि कस्मैचन सौरभसाराय कुप्य निजमधुने।**
**यस्यकृते शतपत्र ! प्रतिपत्रं तेऽद्य मृग्यते भ्रमरैः॥**

"હે સો પાંખડીવાળા કમલ ! તારો મધુર ગંધ-જગતના સઘળા સુગંધોના સાર રૂપ છે, અને તેને લઇને જ તારી હરેક પાંખડી ઉપર ભ્રમરો ભમ્યાં કરે છે. તેથી નવા ભમરાઓ તેનો લાભ લેવાને આવ્યા, તેમાં તું શા માટે આમ કોપ કરે છે ? એથી કાંઈ તારો સહજ સુગંધ ખૂટવાનો નથી."

તરત જ રાજાની મુખમુદ્રા પ્રસન્ન થઇ, એટલે કવિએ ફરીથી તેને કહ્યું:—"હે રાજન્! કૃપણ માણસ લક્ષ્મીને આપી કે ભોગવી શકતો નથી. પણ માત્ર હાથમાં પંપાળીને જ મનમાં મકલાય છે. પરંતુ જે પુરૂષઃ—

**याचितो यः प्रहृष्येत दत्वा च प्रीतिमान् भवेत्।**
**तं दृष्ट्वाप्यथवा श्रुत्वा नरः स्वर्गमवाप्नुयात्॥**

"પોતાની પાસે યાચના કરવામાં આવતાં, જે પુરૂષ વિશેષ હર્ષ પામે છે અને માગેલું આપી પ્રસન્ન થાય છે, એવા પુરૂષનું દર્શન કરવાથી અથવા તો તેના વચનનું પણ શ્રવણ કરવાથી મનુષ્ય સ્વર્ગ પામે છે."

તે કવિનું આવું વચન સાંભળી, રાજા **ભોજે** સર્વ તેને પાંચ લાખ ટંકા આપ્યા.

પછી **ભોજ** પોતાના ભુવનમાં જતો હતો ત્યારે, જાણે તે ભૂમિ ઉપરનો એક મોટા સરોવરનો સેતુ હોય તેમ તેને ઉદ્દેશીને પેલો કવિ ફરીથી બોલ્યો:—"જે સરોવરમાં ઘડાઓ ખાલી હોવાથી ભરાવાને આવે છે અને ભરાયલા ઘડાઓ ખાલી થવાને ઉપર પાછા જાય છે, છતાં એ ઘડાઓની જેના માર્ગમાં ભીડ થતી નથી, તે જ સરોવર ઉત્તમ કહેવાય છે; અર્થાત્ હે રાજન્! ગરીબ બ્રાહ્મણો દાન લેવા જેના દરબારમાં ઠઠબંધ આવતા જ જાય છે, છતાં વિના ભીડે તત્કાલ દાન લઈ ગૃહે પરવરે છે, તે જ ખરો રાજા છે."

તેના આવા વચનથી **ભોજે** પુનઃ પ્રસન્ન થઇ, તેને એક લાખ ટંકા આપ્યા. એટલે પેલા **ગોવિંદરાજ** પંડિતને ઇર્ષ્યાથી ક્રોધ ચઢ્યો. કહેવત છે કે:—

**"બલ્લાં, કુત્તાં, બામણાં, સાંઢાં ને સુતારાં;**
**આયપત થોડું ને વેર ઘણાં તે છઠ્ઠાં ચુનારાં."**

આ કહેવત ખરી કરી આપતાં, પેલા **ગોવિંદરાજ** પંડિતની મુખ-મુદ્રા ક્રોધાળુ થઇ અને મનમાં બડબડ્યો. તરત જ પેલો ચતુર કવિ ચેત્યો અને **ભોજ**રાજાને તે જણાવવાના મિષે સરોવરને ઉદ્દેશીને એક બીજી અન્યોક્તિ બોલ્યો:—

"હે શુભ માર્ગમાં આવેલા સરોવર ! જો તારી કૂખ( પેટાં )માં મગર વાસ કરી રહ્યો ન હોત તો તેં કોની કોની તૃષા છીપાવી ન હત ? અર્થાત્ સર્વ તૃષાતુરને તું નિરંતર તારા મીઠા જલથી સંતોષ્યાં જ કરત, તેમ તારી પાળ ઉપર ઉતરી તારૂં જલ પીવા કોણ આવ્યું ન હત ? અર્થાત્ સર્વેય આવત. પરંતુ ઇર્ષ્યાળુ પંડિત રૂપી મગરના ભયથી તેઓ તારો લાભ લેઈ શકતા નથી."

ભોજ તરત જ સમજ્યો કે, ગોવિંદરાજ રૂપી મગર મારી બ્રહ્મસભામાં હોવાથી, તે વિદ્વાન્ પંડિતોને દાન લેવા આવતાં અનેક બાધાઓ કરે છે. એટલે તેણે ગોવિંદરાજને આજ્ઞા કરી કે, "હે પંડિતજી ! હવેથી, મારી બ્રહ્મસભામાં વિદ્વાનોને દાન અર્થે લાવવાનો જે અધિકાર તમને મેં આપ્યો હતો તે હું પાછો લઇ લઉં છું. અલબત્ત તમારે સભામાં નિત્ય આવવું ખરૂં, પણ કોઈની તરફ ઇર્ષ્યા કે ભુંડાશ દાખવવી નહીં."

પછી તેણે મુખ્ય મંત્રીને બોલાવરાવ્યો અને આજ્ઞા ફરમાવી કે "હે મંત્રીઃ—

**विप्रोऽपि यो भवेन्मूर्खः सपुराद्बहिरस्तु मे ।**
**कुम्भकारोऽपि यो विद्वान् स तु तिष्ठतु पुरे मम ॥**

કોઇ ધનાર્થી બ્રાહ્મણ હોય પણ જો તે મૂર્ખ હોય તો તેને મારા નગરની બહાર રહેવા દેવો. પરંતુ કુંભાર હોવા છતાંયે વિદ્વાન હોય તો તેને મારા નગરમાં સત્કાર સાથે આણવો."

તે દિવસથી ધારા નગરમાં કોઈ પણ મૂર્ખને રહેવાનો નિવાસ મળતો નહીં, એટલું જ નહીં પણ કોઇ વિદ્વાનને અર્થે તેવા નિવાસની જરૂર પડે તો મૂર્ખને ઘર ખાલી કરવાની ફરજ પાડવામાં આવતી હતી.

---

## વાર્તા ૪ થી–કાલિદાસનું બ્રહ્મસભામાં આગમન

ઉપરનો પ્રસંગ બન્યા પછી, એક દિવસે ભોજ રાજા બ્રહ્મસભામાં સિંહાસને વિરાજ્યો હતો અને પંડિતો સમસ્યાપૂર્તિ તેમ જ વિનોદગોષ્ટી કરવામાં રોકાયા હતા, તેવામાં સેવકે આવી, નીચા નમી, પ્રણામ સાથે 'શંકર' કવિ દ્વારમાં પધારેલો હોવાનો સંદેશો કહ્યો. એને પ્રવેશ કરાવવાની આજ્ઞા મળતાં કવિ અંદર આવ્યો. પરંતુ અંદર આવતાં તેણે રાજાના કુશલ પ્રશ્નની રાહ પણ ન જોતાં એકદમ પત્રવાળો જમણો હાથ ઉંચો કરી કહ્યું:–

"હે રાજન્! તમારૂં કલ્યાણ થાઓ. શંકર કવિનો આ પત્ર સ્વીકારો."

**રાજા:**—"હે શંકર કવિ! તમારા આ પત્રમાં શું છે?"

**શંકર:**—"હે રાજન્! એક શ્લોક છે."

**રાજા:**—"હે વિપ્ર! કોને ઉદ્દેશીને તમે આ શ્લોક રચેલો છે?"

**કવિ:**—"ભોજ રાજા! તમારા સંબંધમાં જ એ શ્લોક રચેલો છે."

**રાજા:**—"ત્યારે હે વિપ્ર! તે બોલો જોઇએ."

**કવિ:**—"હે રાજન્! હું બોલું છું, પરંતુ મારો સ્વર કોમલ હોવાથી, આ કમળ સરખાં સુંદર નેત્રવાળી દાસીઓ ચમરના ઝપાટા નાંખે છે, તેથી તેમનાં હાથનાં કંકણની ઘુઘરીઓના થતા રણરણકારમાં તે દબાઇ જાય છે, માટે તેમને જરા વાર ચમર ઢોળતાં વારો."

તરત જ ભોજે તેમને ચમર ઢોળતાં અટકાવી.

પછી શંકર કવિ બોલ્યો:–"હે ભોજરાજ! જાણે ત્રણ લોકને શ્વેત–ધોળું જ કરવા ધારતો હોય તેમ તારો યશ (તે હમેશ શ્વેત જ ગણાય છે તેથી) જેમ જેમ દિન પર દિન વધતો જાય છે, અર્થાત્ સર્વત્ર ધોળાશ પ્રસારતો જાય છે, તેમ તેમ મારૂં હૃદય દુ:ખાતું જાય છે; કારણ કે એથી રખેને મારી પ્રિયતમ પત્નીના કાળા બલ્લક વાળ પણ ધોળા થઇ જશે કે શું એવી ભીતિ મને અહર્નિશ રહ્યાં કરે છે."

રાજા ભોજે તેના આવા પ્રસાદપૂર્ણ વચનથી પરમ પ્રસન્ન થઇ, બાર લાખ ટંકા અપાવ્યા.

પછી તરત કોઈ નિમિત્તે રાજા અંતઃપુરમાં સીધાર્યો. એટલે ઇર્ષ્યાળુ પંડિતો કચવાતા માંહોમાંહે બરબડ્યાઃ–"અહોહો! રાજાની મૂર્ખાઇ કેવી છે? અરેરે! આવા ગોળ અને ખોળને, મોતી અને કાચને, સાકર અને સુરાખારના ગાંગડાને એક હારે ગણનારા રાજાનાં ચરણ સેવવામાં શો સાર છે? આપણા જેવા વેદવેદાંતમાં પારંગત, અને શાસ્ત્રોમાં નિપુણ, અને તેય નિત્યના આશ્રિત પંડિતોને જ્યારે તેણે એક વાર એક લાખ ટંકા જ આપ્યા છે તે જ માફ, ત્યારે આ મૂર્ખ, ખુશામતીઆ અને ગામડીઆ **શંકર** કવિને એકે તડાકે બાર લાખ ટંકા આપ્યા! અહાહા કેવી એની પ્રગલ્ભતા!"

આવો બરબડાટ તેઓ કરતા હતા તેવામાં, દૂરથી કોલાહલ થતો સંભળાયો અને એક નવો વિદ્વાન્ સભામાં દાખલ થયો. તેણે કનક અને અને મણિનાં કુંડલો કાને ધર્યાં હતાં; દિવ્ય વસ્ત્ર પહેર્યાં હતાં; જાણે કોઇ રાજકુંવર હોય તેમ તેનાં અંગો કસ્તુરી આદિ સુગંધી દ્રવ્યોથી બહેંકી રહ્યાં હતાં. તેની તાજાં પુષ્પોની માળા સર્વનું ધ્યાન આકર્ષતી હતી. જાણે સાક્ષાત્ વિલાસની મૂર્તિ હોય, કવિતા દેવી જાણે તેના શરીર દ્વારા પ્રકટી હોય, જાણે શૃંગાર રસનો ઝરો હોય, રે જાણે સાક્ષાત્ **મહેંદ્ર** પૃથ્વી ઉપર ઉતરી આવ્યો હોય, તેમ સભાને કૌતુક પમાડતાં તે પંડિતે સભામાં દાખલ થઇ, સર્વ પંડિતોને પ્રણામ કર્યા અને વિનય રૂપી વશીકરણથી તેમનાં મન એકદમ જિતી લીધાં. તે ઉપરાંત તેમને વિશેષ પ્રસન્ન કરવાને તેણે દરેકને પાનની પટ્ટી આપી અને તેમના ઇર્ષ્યાગ્નિને શાંત કર્યો. પછી તે યોગ્ય આસને વિરાજ્યો અને **ભોજ** રાજા ક્યાં સીધાર્યા છે, એમ પૂછ્યું. પંડિતોએ તેને **ભોજ** અંતઃપુરમાં સીધાર્યા હોવાનું કહ્યું. એટલે તે શાંત થઇ બેઠો.

દરમ્યાન તે ચતુર પંડિત અન્ય પંડિતોની ચેષ્ટાથી તરત જ સમજી ગયો કે '**શંકર** કવિને રાજાએ બાર લાખ ટંકા દાનમાં આપ્યા છે, તેથી તેઓ કુદરતી રીતે કચવાયલા છે.' એટલે ખુબીથી તેમના મનનું સમાધાન કરતો તે બોલ્યોઃ—"હે પંડિતો! તમારે રજ પણ કચવાટ ધરવો ઘટતો

નથી. તમારા કરતાં તેનું મૂલ્ય બહુ મોટું છે, એમ લેખીને કાંઈ રાજાએ તેને એટલું ભારે દાન આપ્યું નથી. પણ **શંકર** કવિને બાર લાખ ટંકા આપવામાં રાજાનો અભિપ્રાય જૂદો જ છે. તેનું પૂજન કરતી વેળા રાજાને **શંકર** નામથી દ્વાદશ જ્યોતિર્લિંગ રૂપે આર્યાવર્તમાં વસતા શંકર–રૂદ્રનું સ્મરણ થયું. એટલે બાર શંકરને ઉદ્દેશીને તેને બાર લાખ ટંકા આપ્યા છે."

આ ખુલાસાથી પંડિતોના મનનું કંઇક સમાધાન થયું અને તેના બુદ્ધિ-ચમત્કારથી પ્રસન્ન થયા. તરત જ હજુરીઆએ અંતઃપુરમાં જઈ, રાજા **ભોજ**ને એક નવા અદ્ભુત કવિના આગમનની ખબર આપી. રાજા સભામાં પધારતાં, **મહેશ** જેવા શોભતા પેલા પંડિતને જોઇ વિસ્મય પામ્યો. એ સિંહાસને વિરાજ્યો એટલે પછી આ નવા પંડિતે તેને આશીર્વાદ આપ્યો. પછી **ભોજે** સભા વિસર્જન કરી, અને તેને પોતાના રાજભુવનની અગાસીમાં લઇ ગયો, ત્યાં ઘટતો આવકાર અને અલંકારાદિ આપી પૂછ્યું:—

"હે પંડિતજી ! આપના નામથી શોભવાનું સૌભાગ્ય કીયા અક્ષરોને પ્રાપ્ત થયું છે ! આપના અહીં આવ્યાથી કીયા દેશના સજ્જનો વિરહથી દુઃખી થયા છે ?"

ત્યારે કવિએ નામ ન લેવાના શાસ્ત્રનિયમ પ્રમાણે નામ ન ઉચ્ચા-રતાં, **ભોજ**ના હાથમાં "કાલિદાસ" એ ચાર અક્ષરો લખ્યા. કાલિદાસનું નામ દેશાન્તરમાં પ્રસિદ્ધ તો થયું હતું જ, અને **ભોજ**ની બ્રહ્મસભા તેના નામથી વાકેફ પણ હતી. તેથી તે વાંચતાં વેંત જ **ભોજ** આસનેથી ઉઠયો અને કાલિદાસને પૂર્ણ પ્રેમથી ભેટયો. પછી બન્ને જણ વાર્તાવિનોદ કરવા મંડ્યા. **ભોજે** તે વેળા સંધ્યાકાળ થતી હોવાથી તેનું વર્ણન કરવા કહેતાં, કાલિદાસ બોલ્યો:—

**व्यसनिन इव विद्या क्षीयते पङ्कजश्रीः**
**गुणिन इव विदेशे दैन्यमायान्ति भृङ्गाः ।**
**कुनृपतिरिव लोकं पीडयत्यन्धकारो**
**धनमिव कृपणस्य व्यर्थतामेति चक्षुः ॥**

જાણે વ્યસની લોકોની વિદ્યા ક્ષીણ થતી હોય તેમ અત્યારે કમળની શોભા (સૂર્યકિરણો જતાં રહેતાં હોવાથી) ક્ષીણતા પામે છે; પરદેશમાં ગુણવાન્ લોકો દીન થાય છે તેમ ભમરાઓ પણ પોતાનાં કમળ બીડાવાથી અન્યત્ર જવું પડશે, એવા શોકથી દીન થતા જાય છે; જેમ દુષ્ટ રાજા લોક–પ્રજાને પીડે છે તેમ અન્ધારાએ પણ સર્વને પીડવાનું શરૂ કર્યું છે, અને જેમ કૃપણનું ધન વાપર્યા વિના વ્યર્થ જાય છે તેમ આંખનું તેજ પણ અંધકારને લીધે કાંઈ ન દેખાતાં વ્યર્થ જાય છે.

રાજા ભોજે તેના આવા સુંદર વર્ણનથી પ્રસન્નતા દેખાડી, અને કંઇક દાન દેવા ઉત્સુકતા જણાવી. એટલે તેને વારતાં કાલિદાસે કહ્યું:–

"જ્યાં સુધી પુરૂષોમાં પરસ્પર મિત્રભાવ જામ્યો નથી હોતો ત્યાં સુધી સત્કારાદિનો ઉપચાર—વિનયવિવેક કરવો આવશ્યક છે. પરંતુ મિત્રભાવ જામ્યા પછી જો એવો ઉપચાર કરવામાં આવે છે તો તે દંભનું રૂપ લે છે.

"તેમ હે રાજન્! જે પંડે સારો કવિ છે તે જ અન્ય ઉત્કૃષ્ટ કવિના શબ્દોની સુંદર રચના પરખી શકે છે; અન્ય તે પરખવા સમર્થ નથી; કારણ વાંજણી હોય તે ગર્ભિણીને ગર્ભાવસ્થામાં શી શી વેદનાઓ વેઠવી પડે છે તે ક્યાંથી સમજે!

"વળી હે નૃપતિ! જે પુરૂષ ઉત્કૃષ્ટ કવિનાં કાવ્યની દિવ્ય રચના પરખી શકે છે તેણે, જાણે સંપૂર્ણ સુવર્ણથી ભરેલી, સકલ પૃથ્વી તેને આપી છે, એમ જ સમજવું જોઇએ. કારણ દાતા દુર્લભ નથી, પણ એવા પરીક્ષકો જ દુર્લભ છે."

આ પ્રમાણે વિનોદ કરી, કાલિદાસ પોતાને સ્થાનકે ગયો. પછી નિત્ય નિત્ય રાજા ભોજ તેને પોતાના અંતઃપુરમાં બોલાવતો અને વિવિધ વિનોદગોષ્ટી કરતો. આમ થતાં બન્ને વચ્ચે પરમ ગાઢ પ્રીતિભાવ અને મૈત્રી જામ્યાં.

---

## વાર્તા ૫ મી—કાલિદાસનું અપૂર્વ બુદ્ધિચાતુર્ય-૧

ઇર્ષ્યાળુ પંડિતોએ એક દિવસે લાગ મળતાં ભોજના કાન કાલિદાસની લંપટતા વિષે ભંભેર્યા. કેવળ નિર્દોષ તો પરમાત્મા જ છે; બાકી પ્રત્યેક પ્રાણી કોઇ ને કોઈ દોષને પાત્ર તો હોવાનો, પછી તે વત્તે કે ઓછે અંશે. તેમ કાલિદાસ પણ દોષપાત્ર હશે. પરંતુ તેની ઉપર રાજાની ગાઢ પ્રીતિ થતી જોઇને, પંડિતોની આંખમાં શનિશ્ચર આવ્યા હતા. તેથી તેઓ કોઇ ને કોઇ રીતે એનું માનખંડન થયલું જોવા આતુર હતા. પ્રથમ તો તેમણે તેનો સંગ ત્યાગ્યો. પછી એક વેળા બ્રહ્મસભામાં રાજા બેઠો હતો અને કાલિદાસ આવ્યો ન હતો, એ તકનો લાભ લઇને તેના સંગનો ત્યાગ કરવા તેને ઉશ્કેર્યો. આથી રાજા ખિન્ન થયો. તે જ સમયે અચાનક કાલિદાસ બ્રહ્મસભામાં આવ્યો અને ચકોર દૃષ્ટિથી રાજાનું મન ખિન્ન થયલું જાણી, તેનું સમાધાન કરતાં બોલ્યો:—

"હે રાજન્! કામદેવના ધનુષ્યનો માર વાગવાનો પ્રસંગ આવતાં, મનુષ્યને તો વશે કે કવશે પણ તેને અધીન થવું પડે છે. કેમકે કામદેવને બાળી નાંખનારા, ત્રિભુવનના સ્વામી શંકરનું પણ પ્રસંગ આવ્યે અર્ધું પુરૂષાતન રહ્યું છે; કારણ તેઓને પણ અર્ધનારીશ્વર—અર્ધા દેહે નર અને અર્ધા દેહે નારી રૂપ થવું પડયું છે, તો પામર મનુષ્ય તે તેની આગળ શી વિસાતમાં ?"

ભોજ તેના આ ખુલાસાથી કંઇક પ્રસન્ન થયો. પછી તેના મનની વિશેષ પ્રસન્નના માટે સભામાં કાલિદાસે વાગ્વિનોદ ચલાવ્યો. દરમ્યાન યોગ્ય પ્રસંગ નીકળતાં, પોતાનું અપૂર્વ અને નૈસર્ગિક બુદ્ધિચાતુર્ય દાખવતાં કાલિદાસે ભોજના યશની સ્તુતિ નીચેના શ્લોકથી કરી:—

> **महाराज! श्रीमन्! जगति यशसा ते धवलिते**
> **पयः पारावारं परमपुरुषोऽयं मृगयते।**
> **कपर्दी कैलासं [illegible]मं कुलिशभृत्**
> **कलानाथं राहुः कमलभवनो हंसमधुना॥**

"હે મહારાજ ! હે શ્રીમન્ ભોજ ! તારા યશે સમસ્ત જગતને એવું તો ધવલ–ધોળું ધોળું કરી મૂકયું છે કે, ખાસ ધોળાશ માટે જ જગતમાં પંકાતા, અને એથી જ ઝટ્ટ ઓળખાઈ આવતા, સઘળા પદાર્થો હવે ભિન્ન વર્ણના જણાતા નથી, અર્થાત્ તેમને ખોળી કાઢવાની મુશ્કેલી ઘણી જ વધી પડી છે; અને તેથી જ પરમ પુરૂષ વિષ્ણુ પોતાના નિવાસ-સ્થાન ક્ષીરસાગરને ગોતતા અહીં તહીં ફરે છે. તેમ કપર્દી–સદાશિવ પોતાનો શ્વેત કૈલાસ ગિરિ ઢુંઢતા ફરે છે; વળી વજ્રધારી ઈન્દ્ર પોતાના વાહન શ્વેત ઐરાવત હાથીને શોધતો ફરે છે, છતાં એ સર્વસમર્થ દેવોને પોતાની ઇષ્ટ શ્વેત વસ્તુ સહસા સાંપડતી નથી. વળી રાહુ ગ્રહણ માટે કલાનાથ ચંદ્રને શોધે છે અને કમલયોની બ્રહ્મા પોતાના શ્વેત વાહન હંસને ખોળતા ફરે છે. હે રાજન્! આવી આવી મુશ્કેલીઓ ભલભલાને પોતપોતાની વહાલી શ્વેત વસ્તુઓ શોધવામાં પડે છે, એવી તારા યશની સર્વત્ર વ્યાપેલી ધોળાશની ખુબી છે. અર્થાત્ તારો યશ સ્વર્ગ લોક પર્યંત પ્રસર્યો છે.

"વળી, હે રાજન્! વિશેષ નવાઇની એક વાત મારે તને કહેવાની છે," એમ કહીને કાલિદાસ આ એક બીજો શ્લોક બોલ્યો:–

**नीरक्षीरे गृहीत्वा निखिलखगततीर्याति नालीकजन्मा**
**तक्रं धृत्वा तु सर्वानटाति जलनिधींश्चक्रपाणिमुकुन्दः।**
**सर्वानुत्तुङ्गशैलान्दहाति पशुपतिः फालनेत्रेण पश्य-**
**न्व्याप्ता त्वत्कीर्तिकान्तिस्त्रिजगति नृपते भोजराज क्षितीन्द्र !॥**

"હે નરપતિ! હે પૃથ્વીના ઈંદ્ર રૂપ ભોજરાજ! તારી કીર્તિ રૂપી કાન્તિ, અર્થાત્ યશ રૂપી શ્વેત પટલ ત્રણ લોકમાં સંપૂર્ણ પ્રસરેલું હોવાથી અર્થાત્ સર્વત્ર ધોળાશ જ જામી ગયલી હોવાથી, વિષ્ણુના નાભિકમલના દંડમાંથી જન્મેલા બ્રહ્મા પોતાનો વાહન હંસ જે શ્વેત રંગને લીધે અન્ય પક્ષીઓથી તરત જ પરખી શકાય એવો હતો તે તારા યશની ધોળાશથી ઢંકાઇ જવાને લીધે શોધ્યો પણ જડતો નથી, તેથી દૂધ અને પાણી એક વાસણમાં ભેગાં કરીને અહીં તહીં ફરવા નીકળી પડ્યા છે અને

જે તે પક્ષી આગળ તે વાસણ ધરીને દૂધ અને પાણી છૂટાં કરવાની શકિત તેનામાં છે કે નહીં, તે તપાસી જુએ છે. વળી વિષ્ણુને પોતાનો શ્વેત રંગવાળો **ક્ષીર સમુદ્ર** કયાં છે તે શોધવાની ફીકર પડી છે, અને તેથી હાથમાં છાશનું વાસણ લઈ, સર્વે સમુદ્રો ઉપર ફરવા લાગ્યા છે અને છાશ નાંખી પ્રત્યેકને તપાસે છે, કે જેથી જો તે ક્ષીર( દુધ )સમુદ્ર હોય તો છાશ પડતાં તે બાઝી જાય, અર્થાત્ તેના દુધરૂપ જલનું દહીં થાય અને ઝટ તે પરખી શકાય. વળી પશુપતિ **શંકર**ને પોતાનો નિવાસપર્વત શ્વેતરંગી કૈલાસ જડતો નથી, તેથી ત્રીજું નેત્ર ઉઘાડી મોટા મોટા પર્વતોને તાવી જુએ છે, જેથી તેમનો રૂપાનો કૈલાસ પર્વત જો તે હોય તો ત્રીજા નેત્રના અગ્નિના સ્પર્શથી તરત ઓગળવા માંડે, એટલે ઝટ માલમ પડી આવે.

**विद्वद्राजशिखामणे तुलयितुं धाता त्वदीयं यशः**
**कैलासं च निरीक्ष्य तत्र लघुतां निक्षिप्तवान्पूर्तये ।**
**उक्षाणं तदुपर्युमासहचरं तन्मूर्ध्नि गङ्गाजलम् ।**
**तस्याग्रे फणिपुंगवं तदुपरि स्फारं सुधादीधितिम् ॥**

"વળી હે **ભોજ**રાજ ! હે વિદ્વાન્ રાજાઓના શિરોમણિ ! તારો યશ અતિશય, અરે સર્વથી પણ વિશેષ, વજનદાર હોવાની વાર્તા સાંભળી, **બ્રહ્મા**જીને તે કેટલો વજનદાર છે, એ તોળી જોવાની આતુર ઇચ્છા થઇ. એટલે તેમણે એક પલ્લામાં કૈલાસ પર્વતને અને બીજા પલ્લામાં તારા યશને મૂકયો, તો કૈલાસ પર્વતવાળું પલ્લું ઘણા જ ઓછા વજનવાળું થયું અને તે ઉંચે ગયું. એટલે બન્ને પલ્લાંનો સરખો તોલ કરવાને ખૂટતા તોલ પેટે **શંકર**ના વાહન નંદિકેશ્વરને ( પોઠીઓ ) તે ઉપર મૂકયો. છતાં યે તે પલ્લું હેઠું ન જ બેઠું, ત્યારે **પાર્વતી** સાથે **સદાશિવ**ને તેમાં મૂકયા! છતાં યે તે પલ્લું હેઠું ન જ બેઠું! ત્યારે તે ઉપર ગંગાજલને મૂકયું ! તો યે પલ્લું ન જ નમ્યું; એટલે તેથી ખૂટતા વિશેષ વજન માટે નાગોના પતિ **શેષ**ને અને તેથી વધુ ખૂટતું વજન પૂરૂં કરવા માટે અમૃતના ભંડાર **ચંદ્ર**ને મૂકયો ! છતાં યે તે સઘળાં વજનો તારા યશની બરોબર ન જ થયાં તે ન જ થયાં ! એવો, હે **ભોજ**રાજ ! તારો યશ અતુલ છે.

વળી હે ભોજ ! તારા દાનધર્મની અપૂર્વ મહત્તા વિષે, ખરેજ એક મારે નવાઈની વાત કહું. એક દિવસે કામધેનુના વાછડાનો એક ગોવાળ સ્વર્ગમાંથી ભૂમિ ઉપર ઉતરતો હતો, તેને જોઈ, નારદજીએ પૂછયું:–"હે ભાઇ ગોવાળ ! સ્વર્ગમાં દેવોની જ નહી પણ ત્રિભુવનના લોકનીયે સર્વ કામનાઓ પૂરી પાડનારી વસ્તુઓ હોવા છતાં તને એવી કઇ વસ્તુની ઊણપ લાગી કે, જેથી તું તે લેવાને પૃથ્વી ઉપર ઉતરે છે."

ત્યારે તેણે કહ્યું:– "હે દેવમુનિ ! આપણી કામધેનુના વાછડા માટે ઘાસની જરૂર છે અને તે લેવાને ભૂતલ ઉપર મારે જવું પડે છે."

નારદે પાછું પૂછયું:—"હે મૂર્ખ ! તું તો ટુંકી બુદ્ધિવાળો ગોવાળીઓ તે ગોવાળીઓ જ રહ્યો. શું સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ, એ ત્રણે લોકના દેવ અને મનુષ્યની પણ વાંછના પૂરી પાડનારી, કામધેનુમાં એટલુંયે દુધ ખૂટી ગયું કે જેથી તેના વાછડાનું પોષણ કરવા જેટલું પણ મળતું નથી અને તેટલા માટે તારે ઘાસ લેવા ભૂતલ ઉપર જવું પડે છે?"

ત્યારે ગોવાળ ખડખડ હસ્યો અને બોલ્યો:—"હે નારદજી ! સ્વર્ગમાં શું બન્યું છે તે સંબંધી તમારૂં અજ્ઞાન જોઈ, મને બહુ હસવું આવે છે. શું તમે એટલુંયે જાણુતા નથી કે પૃથ્વી ઉપર ભોજ રાજાના, સર્વની કામના પૂરી પાડનારા, અગાધ દાનધર્મની વાર્તા સાંભળી, જેનો સૌની કામનાઓ પૂરવાનો ગર્વ કેવળ ગળી ગયો છે, એવી કામધેનુના આંચળમાંથી દુધ જ સુકાઈ ગયું છે; એટલે વાછડાને પણ તે પીવા મળતું નથી. એથી તેને માટે ઘાસની જરૂર જણાઇ છે, માટે હું તે લેવા પૃથ્વી ઉપર જાઉં છું."

ત્યારે નારદજી ઉલટા હસ્યા અને બોલ્યા:—"હે ગોવાળ ! ત્યારે તો તું ખરેખરો ગમાર જ છે. કારણ ખડની ભારી પૃથ્વી ઉપર લેવા જવાનો તારો શ્રમ ખરેખર નિષ્ફળ જ નીવડશે; શું તું એટલુંયે જાણતો નથી કે ભોજ રાજાના શત્રુઓ સઘળું ખડ ચાવી ગયા છે? એટલે ત્યાં કાંઇ ખડ રીઢું પડ્યું નથી કે તે ઝટ તારા હાથમાં આવશે." ‡

---

‡ स्वर्गाद्गोपाल ! कुत्र व्रजसि, सुरमुने ! भूतले कामधेनो-
वत्सस्यानेतुकामस्तृणचयमधुना मुग्धदुग्धं न तस्याः ।
श्रुत्वा श्री भोजराजप्रचुरवितरणं व्रीडशुष्कस्तना सा
व्यर्थो हि स्यात्प्रयासस्तदपि तदरिभिश्चर्वितं सर्वमुर्व्याम् ॥

હે વિભુ! હે ભોજરાજ! તું આ દેવી ધરિત્રી(પૃથ્વી)ને (તારા દાનધર્મ તેમ જ ક્ષાત્ર ધર્મથી) ટકાવી રહ્યો છે, તે પર્યંત તેને અન્ય કોઈ આધારની અપેક્ષા જ રહેતી નથી; ભલે તારા જીવન પર્યંત કૂર્મ–કૂર્માવતારમાં પૃથ્વીને પીઠે ઉંચી ટકાવી રાખનાર વિષ્ણુ રૂપ–કાચબો પૃથ્વી ટકાવવાનો ભાર કમી થયાથી પાતાલ ગંગામાં સુખેથી વિહરે; ભલે આદિવરાહ (વારાહ અવતારમાં મહાસાગરમાં ડુબેલી મેદિનીને દાઢ વડે ઉંચી કરી જલ બહાર કાઢનાર વિષ્ણુરૂપ વરાહ) હવે દાઢથી પૃથ્વી ઉંચકી રાખવાની અગત્ય ન રહેતાં પાતાલ ગંગાના તટે ઉગેલું ઘાસ ચર્યા કરે; ભલે કુંડલીદ્ર (શેષનાગ) પોતાની ફણાને અદ્ધર ને અદ્ધર રાખવાને બદલે શિથિલ કરે, અર્થાત્ આરામ આપે; ભલે દિશા રૂપી હાથિણી પાતાલ ગંગાનાં કમલના દાંડાના કોળીયા ભર્યા કરે; ભલે પર્વતો (ધરણીધર) છૂટા ફરે; ટુંકમાં પૃથ્વીને ટકાવવાની જેમને ચિંતા હતી, તે સર્વ, હે ભોજ! તારા જેવો ધરણીનો ઉદ્ધારક જીવે છે ત્યાં સુધી ચિંતામુક્ત થઈને સ્વેચ્છાથી ફરે. §

આવા પ્રકારનાં પ્રશંસા અને સ્તુતિભર્યાં તેમ જ પ્રાસાદિક ઉદ્ગારવાળાં કાવ્યોથી ભોજ રાજા કાલિદાસ ઉપર પરમ પ્રસન્ન થયો અને તેને ધનધાન્યાદિ સર્વ સંપત્તિ આપી, તેના નિવાસ માટે ધારાનગરીમ ઉત્તમ રીતે સોઈ કરી આપી, અને પોતાની બ્રહ્મસભામાં અગ્ર પદે સ્થાપ્યો.

---

§ कूर्मः पातालगङ्गापयसि विहरतां तत्तटीरूढमुस्तामादत्ता-
मादिपोत्री शिथिलयतु फणामण्डलं कुण्डलीन्द्रः ।
दिङ्मातङ्गा मृणाली कवलकलनां कुर्वतां पर्वतेन्द्राः
सर्वे स्वैरं चरन्तु त्वयि वहति विभो भोज देवीं धरित्रीम् ॥

## વાર્તા ૬ ઠ્ઠી–કાલિદાસનું બુદ્ધિચાતુર્ય–૨

એક સમયે ધારા નગરના ભુવનેશ્વરી માતાના મંદિરમાં કેટલાક શ્રુતિ-સ્મૃતિમાં પારંગત થયલા વિદ્વાનો યાચના અર્થે આવી, ઉતર્યા હતા. તેમની ઇચ્છા કોઇ નવીન શ્લોક બનાવી, ભોજ રાજાના દરબારમાં જઈ, એક લાખ મોહોર મેળવી, દરિદ્રતા શમાવવાની હતી. તેઓએ ત્યાં કેટલાક દિવસ પછી ભુવનેશ્વરી માતાના પ્રસાદથી કવિત્વવાળો નવીન શ્લોક બનાવવાનો વિચાર કર્યો, અને બુદ્ધિને બહુ કસી, ત્યારે એ વેદિઆઓમાંના એકને નીચેનું ચરણ સ્ફુર્યું:–

'**भोजनं देहि राजेन्द्र** હે રાજેન્દ્ર! અમને ભોજનની સામગ્રી તું આપ.'

વળી બીજાને આ બીજું ચરણ સૂઝયું:–"**घृतसूपसमान्वितम्** । એ ભોજન, ઘી અને દાળ સહિત મળવું જોઇએ."

આમ બે ચરણો તો બે જણને સૂઝયાં; પરંતુ છેવટનાં બે ચરણો બહુ બહુ મથન કીધું પણ કોઇને સૂઝયાં નહીં. એટલામાં દૈવયોગે માતાજીની પૂજા કરી, કાલિદાસ મંદિરમાંથી બહાર આવ્યો. તે ચકોર દૃષ્ટિથી બ્રાહ્મણોની મુશ્કેલી પામી ગયો. પેલા બ્રાહ્મણો આ કાલિદાસ પંડિત છે, એમ જાણવામાં આવતાં તેને વિનવતાં બોલ્યા:—

"હે પંડિતરાજ! અમે સમગ્ર વેદવેદાંત જાણીએ છીએ, છતાં અમારા જેવા વેદપાઠીઓને ભોજ કેમ કંઈ દાન આપતો નથી? તેને શ્લોક અને કાવ્યની આવી લગની કેમ લાગી છે? તમારા જેવા પંડિતો છે તો તેઓ અમારૂં પોષણ કરે છે, અને અમારૂં જીવન ચાલે છે, નહી તો અમારી શી ગતિ થાય? હે કવિવર! આજે અમારી ઇચ્છા છે કે જો રાજા ભોજ અમને એક લાખ મોહોર આપે તો અમારી ભાવટ ભાગે અને "બાઇ! બાઇ! ચારણી ઇસકે ઘેર" તેની પેઠે ઘેર ઘેર ભીખ માગતાં ફરવાની કડાકૂટનો પણ સદાને માટે અંત આવી જાય. આ માટે અમે એક નવીન શ્લોક બનાવવા બેઠા છીએ અને અમને મહા મહા મહેનતે બે ચરણો તો સૂઝયાં છે, પરંતુ બહુ બહુયે વિચાર કરીએ છીએ, છતાં છેવટનાં બે

ચરણો તો સૂઝતાં જ નથી. માટે હે પંડિતજી! અમને તે રચી આપો તો મોટી કૃપા. તેમ થતાં અમો તેની બ્રહ્મસભામાં જઇ એક લાખ મોહોર મેળવવા ભાગ્યશાલી થઇએ."

તે સાંભળી કાલિદાસ તરત જ બોલ્યો:—

**माहिषं च शरच्चन्द्रचन्द्रिकाधवलं दधि ॥**

"શરદ્ ઋતુના ચંદ્રની ચંદ્રિકાના જેવું, ભેંસના દૂધનું ધોળું, ખડબાંવાળું દહીં પણ આપો."

આ પ્રમાણે નવો શ્લોક તૈયાર થતાં પેલા વેદીયા બ્રાહ્મણો હર્ષાલુ થતા બીજે દિને ભોજ રાજાના દરબારમાં ગયા અને દ્વારપાળને કહ્યું:— "અમો નવી કવિતા કરીને અહીં આવ્યા છીએ, માટે રાજાનાં દર્શન અમને કરાવ."

દ્વારપાળ તેમને દ્વાર આગળ ઉભા રહેવાનું કહી અંદર ગયો અને નીચો નમી, મુજરો કરતાં કૌતુકથી હસતાં હસતાં બોલ્યો:— "હે રાજન્! ચોળા જેવા (પીળચટ્ટા અર્થાત્ મલિન) દાંતવાળા, કેડે હાથ ટેકવી ઉભેલા, શ્લોકના શત્રુઓ (મૂર્ખો) જેવા, વેદીયા બ્રાહ્મણો દ્વારે ઉભા છે અને નવી કવિતા આપને સંભળાવવાની ઇચ્છા દર્શાવે છે! માટે આપ કહો તો તેમને અંદર બોલાવી લાવું."

'લાવ,' એવી આજ્ઞા થતાં તરત જ દ્વારપાલ તેમને અંદર લાવ્યો. પછી તે પાંચે જણે ઘટતાં આશીર્વચન ભોજને કહ્યાં; પછી પેલો શ્લોક ઉચ્ચાર્યો. કાવ્યરસિક રાજા ઝટ્ટ સમજી ગયો કે જેણે પૂર્વાર્ધ આવું શુષ્ક અને કેવળ શાબ્દિક રચ્યું છે, તેનાથી તો કદિ આવું પ્રાસાદિક ઉત્તરાર્ધ રચી શકાય જ નહીં; માટે અવશ્ય બીજા કોઈ કવિનું અને તે કાલિદાસનું જ રચેલું હોવું જોઇએ. આથી તેણે બ્રાહ્મણોને કહ્યું:—"હે વેદીયા બ્રાહ્મણો! आकृतिर्गुणान्कथयति–એ ન્યાયે મને સમજાય છે તેમ આ આખો શ્લોક તમારો નથી, એમ તમારી મોંકલા કહે છે. જેણે આ શ્લોકનું પૂર્વાર્ધ રચેલું છે તેના મુખમાંથી, કદિ પણ આવું કવિત્વવાળું ઉત્તરાર્ધ નિકળે જ નહીં. તેથી હું તો મારે જે આપવાનું છે તે ઉત્તરાર્ધનું જ કંઇક આપીશ, પૂર્વાર્ધનું આપવાનો નથી."

આમ કહી, તેણે લાખ મોહોરો તેમને આપી. વેદીયાઓ તે લઇને રાજી થતા અને કાલિદાસને અશિષ દેતા, કાલિકાના મંદિરે પાછા ગયા.

તેમના ગયા પછી રાજા ભોજે કાલિદાસને પૂછ્યું:–"હે સન્મિત્ર કવિ! આ શ્લોકનું ઉત્તરાર્ધ શું તેં રચ્યું નથી!"

ત્યારે કાલિદાસ બોલ્યો:–"જેમ રસિક માણુસ જ કોમલાંગીનાં નયનની તીક્ષ્ણતા સમજી શકે છે, તેમ કાવ્યાનુભવનો રસિક પુરૂષ જ કવિતાની મધુરતા અને લિજ્જત પરખી શકે છે. તેથી હે રાજન્! તમે રસિક હોવાથી જ આ કવિ કૃતિ કોની છે, એ સમજી શકયા છો."

એટલે ભોજે કહ્યું:–"હે મહા કવિ! તું સાચું કહે છે. કાવ્ય રૂપી અમૃતફળમાં ભારતી સરસ્વતીનો અપૂર્વ રસ ભરેલો છે. જો કે સઘળાઓ એ રસને ચાખી શકે ખરા, પરંતુ તેના સ્વાદની મીઠાશ તો કેવળ કવિ જ સમજી શકે છે. સમસ્ત જગતના પદાર્થોનો ઊંડો વિચાર કરતાં કરતાં માત્ર ત્રણ જ પદાર્થો મારા હૃદયમાં વસ્યા:–(૧) શેરડીમાંથી થયલા પદાર્થો; (૨) કવિઓની મતિ અને (૩) મુગ્ધ રમણીઓનાં નેત્રકમલના પલકારા."

આ પ્રમાણે વિનોદઆનંદ કરીને તે દિવસે ભોજ અને કાલિદાસ છૂટા પડ્યા.

---

## વાર્તા ૭ મી–બે હોય ત્યાં ત્રીજાએ ન જવું

એક દિવસે ભોજરાજા પોતાની પટ્ટરાણી લીલાવતીનાં મહેલમાં અચાનક ધાતો ધાતો ગયો તો, ત્યાં રાણીને અને તેની સખી માલતીને એકાંતમાં કંઇક વાતો કરતાં બેઠેલાં દીઠાં. વગર વિચારે તેને એકાએક ત્યાં આવેલો જોઈ, લીલાવતીથી માલતી ને મોંઢે સહસા બોલાઈ જવાયું:–"આવા મૂર્ખ?"

આ સાંભળી, રાજા ત્યાંથી વિચારભુવનમાં ચાલ્યો ગયો અને ત્યાં મન સાથે વિચાર કરવા લાગ્યોઃ—"હું જ્યાં સુધી કાંઈ પણ મૂર્ખાઈ ભર્યું કાર્ય કરૂં નહિ ત્યાં સુધી લીલાવતી કદી પણ મને આવો અપશબ્દ કહે જ નહિ. માટે હું ધારૂં છું કે આજે મેં કાંઇક મૂર્ખાઇનું કામ કર્યું છે ખરૂં."

પરંતુ મૂર્ખાઇનું એવું તે પોતે કયું કામ કર્યું હશે તેનું, કાંઈ સ્ફુરણ તેને થયું નહિ. તેમ કંઈ પણ ચેન પણ પડયું નહીં. એટલે તેણે બ્રહ્મસભા ભરવાનો વિચાર કર્યો અને પંડિતોને સભામાં આવવાનાં નિમંત્રણ મોકલ્યાં.

પછી યોગ્ય સમય થતાં ભોજ ત્યાં સિંહાસન ઉપર જઇ બેઠો. અને જેમ જેમ પંડિત એક પછી એક સભામાં આવતો ગયો તેમ તેમ તેને રાજા "આવો મૂર્ખ!" એવું વચન કહેવા લાગ્યો. પોતાને મૂર્ખ કહેવામાં રાજાનો શો હેતુ છે, તે જાણતા ન હોવાથી પંડિતો આશ્ચર્ય પામતા, પરંતુ માનમર્યાદા ખાતર ગુપચુપ પોતાને આસને બેસી જતા. સૌની પાછળ કવિ કાલિદાસ આવ્યો. તેને પણ રાજાએ તે પ્રમાણે જ "આવો મૂર્ખ!" એવું વચન સંભળાવ્યું. એટલે કાલિદાસે તો તરત જ સામો પ્રશ્ન પૂછ્યોઃ—

**खादन्न गच्छामि हसन्न जल्पे**
**गतं न शोचामि कृतं न मन्ये ।**
**द्वाभ्यां तृतीयो न भवामि राजन्!**
**किं कारणं भोज! भवामि मूर्खः ॥**

ભાવાર્થ—"હું કાંઈ ખાતો ખાતો રસ્તે જતો નથી; તેમ ખીખી હસતો હસતો હું બોલતો પણ નથી, વળી ગઈ ગુજરીનો હું શોક ગણ કરતો નથી, તેમ હું કરેલા કાર્યની આપવડાઇ લેતો નથી અને બે જણ (વાત કરતા) હોય તો ત્યાં હે રાજન્! હું ત્રીજો થયો પણ નથી. (આ પાંચેમાંથી મૂર્ખાઇનું એકે કાર્ય મેં કર્યું નથી,) છતાં હે ભોજ! હું મૂર્ખ લેખાઉં તેનું કાંઇ કારણ?"

આથી રાજા તરત મનમાં સમજ્યો કે, રાણી લીલાવતી અને તેની સખી માલતી એ બે જણાં એકાન્તમાં ખાનગી વાત કરતાં હતાં ત્યાં હું ગયો, તેથી હું મૂર્ખ ગણાયો. એ ખરૂં છે કે "બે જણ વાત કરે જ્યાં છાની ત્યાં ઉભા નવ રહીએ જી."

ભોજે પછી કાલિદાસને ઉપર બનેલી સવિસ્તર હકીકત કહી.

---

## વાર્તા ૮ મી—ખાડો ખોદે તે પડે

(ધનંજય અને કવિ કાલિદાસ)

ભોજરાજાનો એવો એક સામાન્ય નિયમ હતો, કે બ્રહ્મસભા ભરાય તે વેળા કોઈ પંડિત અથવા સામાન્ય જન પણ નવો શ્લોક કરી લાવે તો તેને એક લાખ મોહોર આપવી. તેના આ નિયમથી પોષાતા કવિઓની પ્રશંસાથી તેની કીર્ત્તિનો સુંગધ દેશદેશ પમર્યો.

એક દિવસે ઈર્ષ્યાખોર ધનંજય કવિએ નીચેનો એક શ્લોક લઈ, ભોજની બ્રહ્મસભામાં જવા પોતાના એક શિષ્યને પ્રેરણા કરીઃ—

**अपशब्दशतं माघे भारवौ च शतत्रयं ।**
**कालिदासे न गण्यन्ते नैक एव धनंजये ॥**

ભાવાર્થ—માઘના કાવ્યમાં એકસો અપશબ્દ (વ્યાકરણથી દૂષિત શબ્દ) છે, ભારવીનાં કાવ્યમાં ત્રણસો અને કાલિદાસના કાવ્યમાં કેટલા અપશબ્દ છે તેની તો ગણત્રી જ નથી થઈ શકતી; પરંતુ ધનંજયની કવિતામાં એક પણ અપશબ્દ નથી.

રસ્તામાં આ શિષ્યને જતો કાલિદાસે જોયો. શિષ્યના હાથમાં કાગળ જોતાં ચકોર કાલિદાસે તેને પૂછ્યુંઃ—"તું કોણ છું? કયાંથી આવ્યો છું? ક્યાં જાઉં છું?"

તેના ઉત્તરમાં પેલા શિષ્યે કહ્યું:—“ હું ધનંજય કવિનો શિષ્ય છું. તેમણે રચેલો આ નવીન શ્લોક લઈને મહારાજા ભોજની બ્રહ્મસભામાં એક લાખ મોહોર લેવા જાઉં છું. ”

કાલિદાસે જોવા માગતાં તે શ્લોક પેલા શિષ્યે તેને આપ્યો. તે કાલિદાસને ઓળખતો ન હતો, એટલે તેણે ભોળે ભાવે તેને આપ્યો. તે વાંચતાં, કાલિદાસને તેમાં પોતાની નિંદા અને બદગોઈ જણાઇ. પરંતુ પેલો શિષ્ય તે કળી ન જાય તેમ ધીમેથી તેને કહ્યું:—“ હે ભાઇ ! તારા ગુરૂએ શ્લોક તો ઘણો જ સારો રચ્યો છે, પણ તેમાં શરતચૂકથી પહેલા અક્ષરમાં માત્ર એક કાનો જ લખવો રહી ગયો છે. માટે તે જો તું જરા લખવા દે, તો રાજાને આ શ્લોક બહુ જ પસંદ પડશે. નહીં તો તારા ગુરૂનો હેતુ માર્યો જશે અને વગોવાશે તે જૂદું. ”

પેલા ભોળા શિષ્યે ગુરૂનું ભલું ઇચ્છી, બે હાથ જોડી કહ્યું:—“ હે મહારાજ! જો તમે તે કાનો કાઢી આપશો તો મારી ઉપર અને મારા ગુરૂની ઉપર આપનો મોટો ઉપકાર થશે. ”

કાલિદાસને તો એટલું જ જોઈતું હતું. એટલે તેણે પહેલા જ अपशब्द શબ્દના પહેલા અક્ષર अ ની પાસે માત્ર એક કાનો કાઢયો, અને ‘ आपशब्द, ’ એમ કર્યું. પરંતુ તેથી તો શ્લોકનો બધો અર્થ અને હેતુ જ ઉલટી ગયો.

પછી તે શિષ્યે ભોજરાજાની સભામાં આવીને કહ્યું:—“ હે ગો-બ્રાહ્મણપ્રતિપાલ, રાજન્ ! આ નવો શ્લોક મારા ગુરૂ ધનંજય કવિએ આપને મોકલ્યો છે. ”

રાજાએ કહ્યું:—“ વાંચ, જોઇએ એ કેવો શ્લોક છે ? ”

પેલા શિષ્યે નીચે પ્રમાણે શ્લોક વાંચ્યો:—

**आपशब्दशतं माघे भारवौ च शतत्रयं ॥**
**कालिदासे न गण्यंते एक एव धनंजये ॥ १ ॥**

ભાવાર્થ—**આપ** એટલે પાણી એનાં સો નામ **માઘ** કવિના કાવ્યમાં મળી આવે છે. અને ત્રણુસો **ભારવી**ના કાવ્યમાંથી મળે છે અને **કાલિદાસ**ના કાવ્યમાં કેટલાં આવે છે તેની તો ગણત્રી જ નથી; અર્થાત્ તેનો શબ્દ-ભંડાર વિપુલ છે. પરંતુ **ધનંજય** કવિને તો એક જ શબ્દ (એટલે 'આપ') ની ખબર છે, તે સિવાય બીજાં નામ જાણતો નથી. અર્થાત્ તેનું શબ્દ-જ્ઞાન અતિ અલ્પ છે.

આ શ્લોક સાંભળીને **ભોજ** રાજા પરમ વિસ્મય પામ્યો અને બધા પંડિતો **ધનંજય** કવિની મશ્કરી કરવા લાગ્યા. પેલો શિષ્ય બિચારો શરમાઇને ત્યાંથી વિદાય જ થયો. ઘેર જઇને તેણે પોતાના ગુરૂને રસ્તામાં તથા સભામાં બનેલી બધીયે વાત કહી સંભળાવી. ત્યારે રસ્તામાં મળનાર મનુષ્ય કવિ **કાલિદાસ** જ હતો એવી **ધનંજય** કવિની ખાત્રી થઇ અને શરમાઈ જઈ **ધારા** નગરમાંથી નીકળી બીજે દેશ જઇ રહ્યો. પછી **કાલિદાસે ભોજ**ને આ સર્વ વૃત્તાંત નિવેદન કર્યો, એટલે તેણે કવિને ધન્યવાદ આપ્યો.

આમ **કાલિદાસ**ને હલકો પાડવા જતાં પોતે હલકો પડ્યો એટલું જ નહીં પણ **ભોજ**નો દરબાર છોડીને પોતાને અન્ય દરબારમાં ધકકેલા ખાવા જવું પડયું. એ ખરૂં જ છે કે " ખાડો ખોદે તે પડે "

---

## વાર્તા ૯ મી 'રાવણુ' નહી પણ 'રાભણુ' !!

**ભોજ**રાજાની બ્રહ્મસભામાં **વિષ્ણુશર્મા** નામનો એક પંડિત હતો. લોભ રૂપી પિશાચ અને ઇર્ષ્યા રૂપી ડાકણના ભોગ થયલા કેટલાક બ્રાહ્મણો જેમ અન્યોન્યનો મિથ્યા દ્વેષ કરે છે તેમ **વિષ્ણુશર્મા કાલિદાસ**નો દ્વેષ કરતો હતો. અને કોઇ પણ રીતે **કાલિદાસ** ઉપર વેર લેવા ઇચ્છતો હતો. એક દિવસે **ધારા** નગરમાં ભવ્ય દેખાવનો પણ અવિદ્વાન એક બ્રાહ્મણ આવ્યો. તે **વિષ્ણુશર્મા**ને ત્યાં, તેને **ભોજ**નો પ્રિયપાત્ર ગણી, અતિથિ તરીકે ઉતર્યો. ત્યાં અલ્પ સમય રહ્યા પછી તેણે કાલાવાલા સાથે, **ભોજ**ની પાસેથી ધન અપાવવાને કહ્યું:—

"મહારાજ! મારામાં કોઇ વિદ્યા કે કળા નથી. હું એક ગરીબ બ્રાહ્મણ છું. માટે કોઇ ઉપાય કરી, મને રાજા ભોજ પાસેથી દ્રવ્યની સહાય અપાવશો, તો મારી ઉપર આપનો પરમ ઉપકાર થશે. અને મારી ભવની ભાવટ ભાગશે."

એ બ્રાહ્મણનાં આવાં દીન વચન સાંભળી, વિષ્ણુશર્માને દયા આવી. પણ તે લાચાર હતો. કારણ અજ્ઞ બ્રાહ્મણને સભામાં નહી આવવાની આજ્ઞા ફરમાવનાર રાજાને સમજાવવા પોતે અસમર્થ છે એમ લાગ્યું, પરંતુ તે જ વખતે તેને પોતાનું અને કાલિદાસનું વેર યાદ આવ્યું. અને તરત જ એક યુક્તિ તેને બરોબર સૂઝી. એટલે તેણે પેલા બ્રાહ્મણને કહ્યું:—

"તને કાંઈ પણ વિદ્યા આવડતી નથી, તેથી તારાથી રાજસભામાં જઈ પૂરો એક શ્લોક પણ ઉચ્ચારાય તેમ નથી, તો પછી પંડિતો સાથે વાદ-વિવાદ કરી શકાય કે શાસ્ત્રાર્થમાં ઉતરી શકાય, એમ તો છે જ નહિ. પરંતુ તને એક યુક્તિ હું દેખાડું છું; તે પ્રમાણે તું કરીશ તો તારૂં કામ સિદ્ધ થશે. તારે સાધુનો વેષ લઇ ભુવનેશ્વરી માતાના મંદિરમાં જઇ બેસવું. તારી સેવામાં ચાર શિષ્યો રહેશે. તેઓ આવતા જતા માણસોને તું કાલિદાસનો ગુરૂ છે, એમ કહેશે. પણ તારે તો કોઇની સાથે કાંઇ બોલવું જ નહિ; કારણ કે માણસની પરીક્ષા તેના બોલવા ઉપરથી તરત થાય છે. એટલે તારે તો મૌન જ ધારણ કરી રહેવું."

પેલો બ્રાહ્મણ ઘણું સારૂ કહી, તેનો ઉપકાર માનતો એક સાધુનો વેષ લઇ, ભુવનેશ્વરીના મંદિરમાં બેઠો. વિષ્ણુશર્માએ ચાર વિશ્વાસુ માણસોને તેના શિષ્ય તરીકે તેની તેહેનાતમાં રહેવા મૂકયાં. દર્શન કરવા આવનાર લોકો પૂછતા કે એ કોણ છે, ત્યારે પેલા ચેલાઓ નિરાંતે જવાબ આપતા કે "કાલિદાસના ગુરૂ આવ્યા છે."

આ વાત આખા નગરમાં તરત ફેલાઇ ગઇ. કાલિદાસને કાને તે વાત આવતાં તેણે તપાસ કરી, તો વિષ્ણુશર્માનું તે કારસ્થાન છે, એમ તેને જણાયું. અને હવે પોતાનો ગુરૂ થઇ આવેલાની લાજ કેમ રાખવી, તેનો

વિચાર કરવા માંડયો. દરમ્યાન રાજાને કાને વાત જતાં રાજાએ કાલિદાસને પૂછ્યું:–"કાલિદાસ! તારા ગુરૂજી પધાર્યા છે, તેમની પાસે તું ક્યારે જાય છે?"

કાલિદાસે અજાણપણું ન બતાવતાં પૂરતી ઠાવકાશથી ઉત્તર દીધો:–"મહારાજ! મારા ગુરૂજી પધારે અને તેમનાં દર્શન કરવા હું ન જાઉં, એ બને જ કેમ?"

પછી તે જ રાત્રે કાલિદાસ પેલા વેષધારી ગુરૂ પાસે ગયો, અને "મારે મારા ગુરૂજી સાથે કાંઇ વાત કરવી છે, માટે તમે અહિંથી દૂર જાઓ," એમ કહી, પેલા શિષ્યોને તેણે બહાર કાઢયા. પછી કાલિદાસે એકાંત મળતાં તે બ્રાહ્મણને કહ્યું:–"અરે બ્રાહ્મણ! તું મારા ગુરૂનું નામ તો ધારણ કરીને બેઠો છે, પણ તેનું ફળ કેવું નિપજશે તેનો તેં કાંઇ વિચાર કર્યો છે?"

'કાલિદાસ મારી સામે આવીને બેઠો છે તો તે કોણ જાણે શું યે કરશે,' એવો ભય મનમાં સજ્જડ ઉત્પન્ન થવાથી હાથ જોડીને, આજીજી કરતો પેલો બ્રાહ્મણ બોલ્યો:–"મહારાજ! આ બધું મેં પેલા વિષ્ણુશર્માની શિખવણીથી કીધું છે. તેની મેં મદદ માંગી, એટલે તેણે મને આ ઠેકાણે લાવીને બેસાડયો છે. આ માણસો પણ તેના જ છે. હવે મારી લાજ રાખવી, એ તમારે હાથ છે."

પેલા બ્રાહ્મણને ગભરાયલો જોઇ, દયા આવતાં કાલિદાસે કહ્યું:—"હે વિપ્ર! આ બધું તેં પૈસા પેદા કરવા વાસ્તે કર્યું હતું કેમ? પરંતુ કાંઈ ફીકર નહિ. હું તને પૈસો અપાવીશ. પરંતુ હવે તારે હું કહું તે એક કામ કરવાનું છે. રાજા જ્યારે તને બોલાવવા મોકલે ત્યારે તારે બ્રહ્મ-સભામાં આવવું. પણ ત્યાં કાંઇ તને પ્રશ્ન કરે ત્યારે તારે મારી તરફ આંગળી કરવી, બીજું તારે કાંઇ પણ બોલવું નહિ."

આમ કહી, કાલિદાસ ત્યાંથી ચાલ્યો ગયો. બીજે દહાડે રાજાએ પાલખી મોકલી, કાલિદાસના ગુરૂને બ્રહ્મસભામાં બોલાવી મંગાવ્યા. કાલિ-દાસનો ગુરૂ કહેવાયો, એટલે તેને સિંહાસન ઉપર બેસાડવો જ જોઇએ,

એ વિચારથી રાજાએ સન્મુખ એક સિંહાસન મગાવી, તે ઉપર એમને પધરાવ્યા. પછી નમસ્કાર કર્યાં અને રાજાએ કાલિદાસને કહ્યુંઃ—" તારા ગુરૂજી સાથે મારે કાંઈ પણ ભાષણ કરવું, એવી મારી મરજી છે. "

કાલિદાસે ઉત્તર આપ્યોઃ—" એ ઘણા જ આનંદની વાર્તા છે. તેઓ સમર્થ છે! પરંતુ તેઓ જે કાંઈ બોલે છે તે ઘણું જ ટુંકું અને તેય મર્મમ. "

રાજાએ પેલા વેષધારી ગુરૂને કહ્યુંઃ—" મહારાજ! લંકાધીશ જે દશાનન, તેને કોઇ ' રાવણ ' કહે છે અને કોઈ ' રાવન ' કહે છે, ત્યારે તેનું ખરૂં શું નામ ? "

રાજાનો આવો પ્રશ્ન સાંભળી, પોતે બ્રહ્મસભા કોઈ દહાડે જોઈ ન હતી તેમ જ રાજા સાથે કોઈ દહાડે તેણે વાતો પણ કરી ન હતી, તેથી તે બ્રાહ્મણ તો બિચારો ગભરાઇ જ ગયો. અને અગાઉની સૂચના પ્રમાણે કાલિદાસ તરફ આંગળી કરવી ભૂલી જઈ, એકદમ " રા...રાભણ " એવું બોલી ઉઠ્યો.

તેના આવા શબ્દો સાંભળી, બ્રહ્મસભાના સર્વ સભાસદો વિસ્મય પામ્યા અને કાલિદાસનો ગુરૂ આવો મૂર્ખ હશે, એમ બોલી ઉઠયા. રાજાએ તે ' રાભણ ' કેમ બોલ્યો તેનો ખુલાસો માગ્યો. બીજું શું બોલવું તે તેને ન સૂઝવાથી તેણે હવે કાલિદાસ તરફ આંગળી દેખાડી. તે જોઇને કાલિદાસે તુરત આ પ્રમાણે શ્લોક કહ્યોઃ—

**भकारः कुंभकर्णे च भकारश्च बिभीषणे ॥**
**तयोर्ज्येष्ठे कुलश्रेष्ठे भकारः किं न विद्यते ॥**

ભાવાર્થ—કુંભકર્ણના નામમાં ભકાર છે અને બિભીષણના નામમાં પણ ભકાર છે, ત્યારે એ બેઉથી જે મોટો ભાઈ તેના નામમાં પણ ભકાર કેમ ન હોવો જોઇએ ? માટે તેનું નામ ' રાવણ ' કે ' રાવન ' નહીં પણ ' રાભણ ' હોવું જોઇએ, એવો મારા ગુરૂજીનો અભિપ્રાય છે.

આવો ચમત્કારિક ખુલાસો સાંભળી, રાજા પ્રસન્ન થયો અને કાલિદાસના ગુરૂને એક લાખ ટંકા આપ્યા. કવિ કાલિદાસ આગળ પોતાની યુક્તિ ન ફાવી અને પોતે સામો બન્યો, એ જાણી, વિષ્ણુશર્મા મનમાં શરમાઈ ગયો, અને તે દિવસથી કાલિદાસનો કેડો મૂકયો.

---

## વાર્તા ૧૦ મી–અગ્નિ પણ ચંદન જેવો શીતલ !

( પ્રતિવ્રતપણાનો પ્રભાવ )

એક વેળા ભોજરાજા ધારાનગરમાં પોતાનો વેષ પાલટી, નગર–ચર્ચા જોતો ફરતો હતો. તેવામાં તે એક બ્રાહ્મણના ઘર આગળ આવી પહોંચ્યો. ત્યાં તેણે એક અપૂર્વ ચમત્કાર દીઠો. એક બ્રાહ્મણી પતિવ્રતા સ્ત્રીના ખોળામાં માથું મૂકી તેનો પતિ શાન્તિથી નિદ્રા લેતો હતો. એવામાં તેનો બાળક પુત્ર ઉંઘમાંથી જાગૃત થઈ, હાંફળો ફાંફળો બની, અંગારાથી ભારેલી શઘડી આગળ દોડ્યો અને તેમાં અચાનક પડ્યો. માતાએ તેને તેમાં પડતો જોયો, છતાં ઉઠવાથી કે હાલવાથી પતિ ઉંઘમાંથી જાગૃત થશે, એ ભયથી તેને પકડવા દોડી નહીં. પરંતુ યજ્ઞદેવ અગ્નિની સ્તુતિ કરીઃ—

"હે અગ્નિ દેવ ! તું સર્વનાં કર્મોનો સાક્ષી છું; તું સર્વના ધર્મ-કર્તવ્યથી પણ વાકેફ છું. હું હાલ પતિધર્મને અંગે પરાધીન હોઇને મારો પુત્ર તારામાં ઝંપલાવે છે, છતાં અટકાવી શકતી નથી. માટે મારા પુત્ર ઉપર એટલો અનુગ્રહ કર અને તેને બાળતો નહીં !"

આથી તે છોકરો જો કે અગ્નિમાં પડ્યો છતાં હસવા લાગ્યો. તેની માતા એક પતિવ્રતા સ્ત્રી હતી તેથી તેને ખાત્રી જ હતી કે અગ્નિનારાયણ તેને કાંઇ આંચ આવવા નહીં દે, એટલે તે નચિંત બેસી રહી, અને ધ્યાન-મગ્ન થઈ. તરત જ તેનો પતિ જાગ્યો અને સતીએ અગ્નિમાંથી પુત્રને ઉચકી લીધો. તેને કાંઇ પણ આંચ આવી ન હતી.

આવો નવાઇ જેવો ચમત્કાર જોઇ, રાજા પાછો પોતાના મહેલમાં આવ્યો. બીજે દિવસે સભામાં પંડિતોને તેણે આ પ્રમાણે પ્રશ્ન કર્યો:—

**हुताशनश्चंदनपङ्कशीतलः**

"હે પંડિતો ! આ એક શ્લોકનું ચોથું ચરણ છે, માટે એનાં પ્રથમનાં ત્રણ ચરણ કહો."

બધા પંડિતો મુંગા રહ્યા. પણ કાલિદાસને દેવી સરસ્વતી હાજરા-હજુર હોવાથી અગમ વસ્તુની ગમ તેને હતી, તેથી દેવીનું ધ્યાન ધર્યું અને તરત જ આખાયે પ્રસંગની સ્ફુરણા તેને થઇ. એટલે નીચેનો શ્લોક બોલી સમશ્યા પૂરી કરી:—

**सुतं पतन्तं प्रसमीक्ष्य पावके।**
**न बोधयामास पतिं पतिव्रता।**
**तदाभवत्तत्पतिभक्तिगौरवा-**
**हुताशनश्चंदनपङ्कशीतलः ॥ १ ॥**

ભાવાર્થ—પોતાનો પુત્ર અગ્નિમાં પડતો હતો તે નજરે જોયા છતાં પણ તે પતિવ્રતા સ્ત્રીએ પોતાના નિદ્રાલુ પતિને જગાડ્યો નહીં (અર્થાત્ નચિંત રહી, ઉંઘવા દીધો) તે વેળા તેની પતિ પ્રત્યેની ભક્તિના ગૌરવને લીધે અગ્નિ ચંદનના પંક જેવો શીતલ થઇ ગયો; અર્થાત્ એ સતીના પુત્રને કોઇ રીતે પોતાની ગરમીની આંચ આવવા દીધી નહીં.

આ પ્રમાણે કાલિદાસનો શ્લોક સાંભળી, ભોજરાજા મનમાં વિચારવા લાગ્યો, કે આ ચમત્કાર મેં એકલાએ જ દીઠો હતો અને મારા શિવાય બીજા કોઇને એ વિષે ખબર પણ નથી, તે છતાં કાલિદાસે એ બરોબર કહી સંભળાવ્યો, માટે એ કોઈ શ્રેષ્ટ પુરૂષ છે.

આવું મનમાં વિચારી, તેને દૃઢ ભેટયો, અને પછી યોગ્ય શરપાવ આપી, બ્રહ્મસભા બરખાસ્ત કરી, પોતાના મહેલમાં પરવર્યો.

---

# વાર્તા ૧૧ મી–અદેખાનું મોં બાળ્ય

## ( કાલિદાસનો મત્સ્યાહાર )

ભોજના રાજ્યદરબારમાં કાલિદાસનાં માનમરતબો દિન પર દિન વધતાં જતાં જોઈ, ઈર્ષ્યાનાં ઘર જેવા પંડિતોથી તે ખમાયું નહીં. તેથી તેઓએ તેનાં હરેક પ્રકારે છિદ્ર શોધવા માંડ્યાં અને રાજા ભોજના કાન ભંભેરવા બનતું કરવા ચૂકતા પણ નહી. એવામાં, કેટલાક કહે છે તેમ કાલિદાસ બંગાલાનો વતની હોઈને બ્રાહ્મણ હોવા છતાં ત્યાંના રીવાજ પ્રમાણે મત્સ્ય ખાતો હશે અને તે માટે પાસેની નદીમાંથી સ્નાન કરી પાછા ફરતાં, ક્વચિત્ મત્સ્ય પકડી લાવતો હશે.

એક પંડિતે તે જોયું; એટલે કાલિદાસને વગોવવાની વાત હાથમાં આવતાં એક દિવસે ભોજરાજાને તેણે કહ્યું:—"મહારાજ! આપણી સભામાં કાલિદાસ જેવો બીજો કોઈ પણ સર્વમાન્ય પંડિત નથી, એ માટે અમે ખરેખર અભિમાન લઈએ છીએ. પરંતુ તે બ્રાહ્મણ છે, છતાં મત્સ્યાહાર કરે છે, એ શું આપણી સભાની માનહાનિ કરનારૂં નથી ?"

પેલા પંડિતના આવા શબ્દોથી આશ્ચર્ય પામી રાજાએ કહ્યું:– "અભક્ષ્યાભક્ષ્ય રૂપી અધર્મનું આવું કામ કાલિદાસના હાથે કદી પણ થાય જ નહિં."

ત્યારે બીજા પંડિતો જે કાલિદાસનો દ્વેષ કરતા હતા તેમણે આ વાતને ટેકો આપતાં કહ્યું:–"તે વેશ્યાલંપટ હોવાથી આચારનો વિવેક તદ્દન વિસર્યો છે. એક વેળા આપને તેનો પ્રત્યક્ષ દાખલો દેખાડીશું ! ત્યારે જ તે આપ સાચી માનશો."

પછી પેલા પંડિતોએ કાલિદાસની પાછળ છૂપા જાસુસો રાખ્યા. આ વાતની ખબર કાલિદાસને પડતાં, તેણે વિચાર્યું કે આ લોકો મારે વિષે નાના પ્રકારની વાતો રાજાને જઈને સમજાવે છે, તેથી તેઓને એક દિવસ બરોબર શિક્ષા તો કરાવવી જ જોઇએ. આમ વિચારી, બીજે દિવસે જ તે નદીમાં નહાવા ગયો. ત્યાં એક મોટું મત્સ્ય પકડી, કપડાની

અંદર વિંટાળી લીધું. આ દૃશ્ય પેલા પંડિતોના જાસુસોએ દીઠું અને તેમણે જઈને પંડિતોને કહ્યું. પંડિતોને તો એટલું જ જોઈતું હતું. એટલે આવો આબાદ લાગ આવતાં તેઓ તરત જ રાજા પાસે જઈ બોલ્યાઃ—

"હે રાજન્! અમારૂં કથન સત્ય દાખવવાનો પ્રસંગ આવ્યો છે. અત્યારે જ કાલિદાસ નદી ઉપરથી નાહીને પેલી વેશ્યાને ઘેર જાય છે, ત્યાંથી પરભાર્યો તેને આપણી બ્રહ્મસભામાં બોલાવી મંગાવો, અને પછી જુઓ કે તેની પાસે મચ્છ છે કે નહિ? તેણે હમણાં જ એક મત્સ્ય પકડી કપડામાં વિંટાળી રાખ્યું છે. માટે એમાં દગો ન થાય એવા બંદોબસ્ત સાથે કાલિદાસને અત્રે બોલાવો. એટલે અમે કહીએ છીએ તે વાત સાચી છે કે જુઠી, તે તરત જ મહારાજાને જણાઈ આવશે."

ભોજરાજાએ મનમાં વિચાર કર્યો કે આ વાત જો સત્ય ઠરશે તો તે ઘણું જ ખરાબ થશે. પરંતુ પોતાનો પક્ષપાત જણાય નહી તે માટે પેલા પંડિતોને તેણે કહ્યુંઃ—"તમે કહો છો એટલી ચોકસી કરવાની જરૂર છે ખરી, પણ જો તે વાત ખોટી જણાઈ તો તમને બધાને હું દેશપાર કરીશ. આ શરત જો તમે કબૂલ કરતા હો તો હું કાલિદાસને અહીં બોલાવી મંગાવું."

પેલા પંડિતોની તો ખાત્રી જ હતી, તેથી તેમણે તેમ કરવા કબુલ કર્યું. રાજાએ તરત જ કોટવાલને હુકમ કર્યોઃ– "કાલિદાસ નદીથી નહાઇને પાછો ફરે છે તેને કોઈની સાથે પણ વાત ન કરવા દેતાં તેની સાથે જે કાંઇ સામાન હોય તે સુદ્ધાં અહીં પરભાર્યો લઈ આવો."

આવો હુકમ થતાં જ નદી ઉપરથી પાછા ફરતા કાલિદાસને કોટવાળે રાજા આવીનો ઉભો કર્યો તે વેળા કાલિદાસની બગલમાં કપડામાં વિંટાળેલું પેલું મત્સ્ય હતું. તે જોઇ રાજાએ તેને પૂછ્યુંઃ—

રાજાઃ—**कक्षे किम्,** ( હે કાલિદાસ ! તારી બગલમાં આ શું છે ! )

કાલિદાસઃ—**मम पुस्तकम्,** ( હે રાજન્ ! એ તો મારૂં પુસ્તક છે. )

રાજાઃ—**किमुदकम् !** ( તો હે કવિ ! તેમાંથી આ પાણી કેમ ટપ ટપ થાય છે ! )

કાલિદાસઃ—**काव्येषु सारोकदम्,** (હે રાજન્! તમારા પ્રશ્નથી મને નવાઇ લાગે છે. એ તો કાવ્યોમાં જે રસવતો સાર છે, તે જ આમ પાણી રૂપે ટપકે છે.)

રાજાઃ—**गंधः किम्,** (તો હે કવિ! આવો તેમાંથી વાસ કેમ આવે છે!)

કાલિદાસઃ—**ननु रामरावणवधात् संग्रामगंधोत्कटः** (રામરાવણુના મહા ઘોર રણુસંગ્રામમાં અસંખ્ય જનો મરી ગયા છે, તેને અંગે એના રસની સખ્ત વાસ આવે છે.)

રાજાઃ—**जीवः किम्** (જો તમે જ હોય તો તેમાં જીવતું આ શું હાલે છે!)

કાલિદાસઃ—**मम घोरमंत्रलिखितं संजीवनं पुस्तकम्** (મારો દેવીનો ઘોર મંત્ર લખ્યો છે, તેથી સંજીવન વિદ્યાવાળું મારૂં પુસ્તક છે.)

રાજાઃ—**पुच्छः किम्!** (તો એને પૂછડી જેવું કેમ દેખાય છે?)

કાલિદાસઃ—**खलु ताडपत्रलिखितम्,** (હે રાજન્! આ પુસ્તક તાડના પાંદડા ઉપર લખ્યું છે તેથી.)

રાજાઃ— **हा हा गुणाढ्यो भवान्,** (વાહવા કવિ કાલિદાસ! તમે તો ખરેખર મોટા ગુણવાન છો!)

**कक्षे किं? मम पुस्तकं, किमुदकं? काव्येषु सारोदकम्**
**गंधः किं? ननुरामरावणवधात्संग्रामगंधोत्कटः ।**
**जीवः किं? मम घोरमंत्रलिखितं संजीवनं पुस्तकम्**
**पुच्छः किं? खलु ताडपत्रलिखितं हा हा गुणाढ्यो भवान् ॥**

આમ કહેતાંની સાથેજ કાલિદાસની બગલમાંથી કપડામાં લપટેલું મત્સ્ય રાજાએ ખેંચી કાઢ્યું. પરંતુ ઉઘાડીને જુએ છે તો મહાકાલિના પ્રસાદથી તે મત્સ્યને બદલે તાડના પાંદડા ઉપર લખેલું રામાયણનું એક પુસ્તક બધાને દેખાયું. આ જોઇ પંડિતો તો બિચારા આભા જ બની ગયા. પછી રાજાએ પંડિતો સાથે થયલી બધી વાતચીત કાલિદાસને કહી સંભળાવી. પછી કોટવાળને હુકમ કર્યો કે અને આ બધા પંડિતોનાં ઘરબાર જપ્ત કરી તેમને દેશપાર કરી દો.

આવો હુકમ સાંભળી, કાલિદાસે રાજાને વિજ્ઞપ્તિ કરીઃ-" હે મહારાજ! એમાં એમનો કોઇ દોષ નથી. તેઓ ઇર્ષ્યારૂપી પિશાચિનીના ભમાવ્યા ભમ્યા હતા. વળી હે રાજન્! જેમ દેશમાં ચાર સારા માણસો હોય છે તેમ નરસા પણ હોય છે. પરંતુ મોટા માણસે તો બધાની ઉપર સરખી નજર રાખવી જોઇએ છે. જેમ વડ અને બીજાં વૃક્ષ પોતાના પોષણ કરનારને તેમ ડાળીઓ વગેરે છેદી નાશ કરનારને પણ સરખી છાયા આપે છે, તેમ આપ અમારા વૃક્ષ છો અને અમે આપની છાયા નીચે બેઠા છીએ. માટે આ બધા પંડિતો ઉપર આપે કૃપા કરવી ઘટે છે અને તેમનો અપરાધ ક્ષમા કરવો જોઇએ છે."

કાલિદાસના આ વચનથી રાજાએ તેમને માફી બક્ષીને કહ્યુંઃ-" હે ! કવિઓમાં શ્રેષ્ઠ, મહાન્ કાલિદાસ ! ભલમનસાઇમાં તારી બરોબરી કરવાને આ દુનિયામાં કોઇ પણ શક્તિવાન નથી. કારણ કે જેઓ તારો દ્વેષ કરે છે તેમની ઉપર પણ તું ઉલટો ઉપકાર કરે છે. તને સહસ્ર કોટી ધન્યવાદ છે !"

બધા પંડિતો પણ કાલિદાસનાં વખાણ તેની આવી ઉદારતા માટે કરવા લાગ્યા. અને કાલિદાસ પોતાની એન સાચવ્યા માટે શ્રી મહા-કાલિની સ્તુતિ કરતો રાજાની આજ્ઞા લઇને પોતાને ઘેર ગયો.

---

## વાર્તા ૧૨ મી-કાલિદાસને ફાંસીની શિક્ષા

કાલિદાસ ઉપરથી એક વખતે કેટલાંક કારણુસર ભોજ રાજાની કૃપા ઉતરી ગઈ. રાજાની કૃપા કોઈ વ્યક્તિ ઉપર ઝાઝો વખત રહે તેમાં જ નવાઇ છે. તેમના કાચા કાન, ખુશામતીયા અને દ્વેષીલા હજુરીઆઓ અને કારભારીઓ આદિ ગરજાઉઓથી ન ભંભેરાય, તેમાં જ નવાઇ છે. તે પ્રમાણે પ્રસંગવશાત્ ભોજે ગુસ્સે થતાં મારાઓને હુકમ કર્યોઃ—" આ અધમ કાલિદાસને જંગલમાં લઇ જઈ મારી નાંખો."

એટલે મારાઓ કાલિદાસને જંગલમાં ઊચકી ગયા. અને તેને રાજાની આજ્ઞા કહી સંભળાવી. આ ભયંકર શબ્દો સાંભળી, કાલિદાસે મન સાથે વિચાર કર્યો:—"મેં રાજાનો કાંઇ અપરાધ કર્યો નથી, છતાં રાજાએ મને છેવટની મોતની શિક્ષા કરી. પણ તે તો થવાનું હતું ને થયું. અને હવે પણ થવા કાળ હશે તે તો થશે જ. પણ બનતાં સુધી મારે મારો જીવ બચાવવો જોઇએ. માટે આ મારાઓને સમજાવું અને જો એ લોકો કાંઇ સમજે, તો જ હું જીવતો રહી શકીશ."

પછી મનમાં ઇષ્ટ દેવી **શ્રી મહા**કાલિનું સ્મરણ કરી, તેણે મારાઓને કહ્યું:–"મેં રાજાનો કાંઈ જીવ જેવો અપરાધ કર્યો નથી, છતાં તેણે મને મોતની આજ્ઞા કીધી છે. છતાંયે મને જીવતદાન આપવું, એ અત્યારે તમારા હાથમાં છે."

પેલા મારાઓ જેઓ કાલિદાસને ઓળખતા ન હતા તેઓ અંદર અંદર વિચાર કરવા લાગ્યા:–"આ બિચારા બ્રાહ્મણે રાજાનો કાંઇ પણ અપરાધ કર્યો નથી, છતાં રાજાએ મૂર્ખાઇથી એને મારી નાંખવાની આપણને આજ્ઞા કરી છે. એને પેટ ખાતર મારતાં આપણને નાહક બ્રહ્મહત્યા કોટે વળગશે, તેથી જો આપણે એને જીવતો મૂકી દઇએ અને રાજાને કહીએ કે અમે એને મારી નાંખ્યો તો કાંઈ વાંધો જ ન આવે. એથી કોઇ પાપ લાગવાના બદલામાં ઉલટું આપણને કંઇક પુણ્ય થશે."

આવો વિચાર કરીને તેમણે કાલિદાસને કહ્યું:–"ભાઈ! અમે તને છોડી તો દઈએ. પણ જો તું નગરમાં પાછો આવે અથવા તું જીવતો છે એવી રાજાને જાણ પડવા દે તો, અમારા દહાડા જ ભરાઇ જાય. રાજા અમને અમારા કુટુંબ સુદ્ધાં ઘાણીમાં ઘાલી પીલી નાંખે તેનો કાંઈ તેં વિચાર કર્યો?"

કાલિદાસે કહ્યું:—"હું મારો વેષ બદલીને દૂર દેશાવરમાં ફરવા નીકળી જઇશ અને મારૂં નામ કોઇને પણ નહિ જાણવા દઉં. તમારે એ ભય રાખવો નહિ. વળી મને છોડી દીધાથી તરસાળે તમને લાભ થશે. તમે જાણતા તો હશો જ કે મારૂં નામ કાલિદાસ છે અને અનેક વાર

મને દેશવટો નાહક દીધા છતાં માન સાથે પાછો બોલાવ્યો છે. તેથી એ ચંચળ વૃત્તિનો રાજા અત્યારે આવેશનો માર્યો મને મરાવે છે, પરંતુ પાછો ગરજ પડતાં તમને બોલાવી ઠપકો આપશે. તેથી જો હું જીવતો હોઇશ અને મારો દિ ઉઘડશે તો તમને યોગ્ય બદલો અપાવીશ. ”

આ સાંભળી, મારાઓએ કાલિદાસને, તેની સુવર્ણ મુદ્રિકા લઇ છોડી દીધો, અને રાજાની પાસે જઇને કહ્યું:–“મહારાજની આજ્ઞા પ્રમાણે અમે પેલા બ્રાહ્મણને અઘોર જંગલમાં લઇ જઇને મારી નાંખ્યો.”

બીજી તરફથી કાલિદાસ પોતાનો વેષ તેમ જ નામ બદલીને દૂર દેશાવર નીકળી ગયો. સમય જતે કાલિદાસે ભવિષ્ય ભાખ્યું હતું તેમ આવેશ ઉતરતાં રાજાને વખતોવખત તેની ગરજ પડવા લાગી. પ્રથમ તો રાજાએ તેના વગર ચલાવી લેવા માંડ્યું. પણ જ્યારે એને તેની ઘણી જ ગરજ પડવા માંડી ત્યારે પોતાના અવિચારી કામ માટે શોક અને પશ્ચાત્તાપ થવા લાગ્યા. રાજાને પોતાનું રાજકાજ પણ કાંઇ સૂઝવા માંડ્યું નહીં. અને કાલિદાસને યાદ કરી કરીને વારે ઘડીએ તે પોતાનો જીવ બાળવા લાગ્યો.

એવામાં એક દિવસ રાજાને વિચાર સૂઝયો કે, કાલિદાસનું સંરક્ષણ કરનારી, શ્રી મહાકાલિ સમર્થ છે, તો મારાઓના શા ભાર છે કે, તેને મારી નાંખે ! કાલિદાસ મુઓ તો નહીં જ હોય. માટે મારાઓને બોલાવી તેમને ખરી હકીકત પૂછવી જોઇએ. આવો વિચાર કરી, પેલા મારાઓને બોલાવીને પૂછ્યું:—“જે બ્રાહ્મણને તમે થોડાક મહિના ઉપર મારી આજ્ઞાથી મારી નાંખવા લઇ ગયા હતા તેને મારી નાંખ્યો કે તેનું શું કર્યું છે ? તે તમે મને ખરેખરૂં કહી દો.”

આ સાંભળી પેલા મારાઓ તો બિચારા ગભરાયા કે રખેને રાજાને પેલો જીવતો છે, એવી ખબર પડી હોય ! આવી શંકાથી તેઓ વધારે ગભરાયા. છતાં ખરી વાત ન જ કહેવાના નિશ્ચયથી તેઓ બોલ્યા:–“અન્નદાતાની આજ્ઞાથી અમે ઉલટા તો શી રીતે ચાલી શકીએ ! અન્નદાતાની આજ્ઞા પ્રમાણે અમે તે જ વખતે તેને જંગલમાં લઇ જઇને તેનો વધ કર્યો છે.”

પોતાના પહેલા વચનથી તેઓને ગુંચવાયલા જોઈ, રાજાને વેહેમ પડ્યો હતો એથી વિશેષ ચોકકસાઇ માટે તેણે મક્કમ અવાજે પૂછ્યું:— “પણ તમે કોનો વધ કરવા ગયા હતા તેની કાંઈ તમને ખબર છે? એ તો કવિવર કાલિદાસ હતો. એની ઉપર શ્રી મહાકાલિદેવીના ચારે હાથ છે. તેથી એને મારવાને કોઈ પણ સમર્થ નથી. માટે તમે ખરૂં બોલો. તમને અભયવચન આપું છું. ખરૂં કહેશો તો હું તમને કાંઇ પણ ઇજા નહી કરૂં ”

મારાઓએ જ્યારે કાલિદાસનું નામ સાંભળ્યું અને રાજાએ તેમને અભયવચન આપ્યું ત્યારે તેમણે કાલિદાસને કેવી શરતે જીવતો છોડી દીધો હતો તે રાજાને અથેતિ કહી દીધું. આ સાંભળી, રાજાના હર્ષનો પાર ન રહ્યો. પછી મારાઓને રાજાએ ઇનામ આપી ત્યાંથી જવાની રજા દીધી.

પછી જાસુસોને બોલાવી, કાલિદાસની શોધ દેશાવરમાં કરવા આજ્ઞા આપી. જાસુસો દેશદેશાવર બધે ઠેકાણે ફરી વળ્યા, પણ કયાંથીયે કાલિદાસનો પત્તો ન લાગ્યો. આખરે રાજાએ મતિસાગર પ્રધાનની પ્રેરણાથી એક યુક્તિ કરી. તેણે એવો ઢંઢેરો ફેરવ્યો કે જે કોઇ વિદ્વાન કે પંડિત ગમે તે નવો શ્લોક લાવશે તેને રાજા તરફથી એક લાખ મોહોર ઇનામમાં મળશે. આ વાત એક કાનેથી બીજે કાન પ્રસરતાં પ્રસરતાં દેશેદેશ પ્રસરી ગઇ. મતિસાગરે આ તરફ એક યુક્તિ કરી રાખી. તેણે બ્રહ્મસભામાં એકપાઠી, દ્વિપાઠી, ત્રિપાઠી, ઘનપાઠી વગેરે પંડિતોને અનુક્રમે ગોઠવી મૂક્યા. (એકપાઠી એટલે જેને એક વખત શ્લોક આદિ સાંભળતાં તે યાદ રહી જાય તે. દ્વિપાઠી એટલે બે વખત સાંભળતાં જેને યાદ રહી જાય તે. ઇત્યાદિ). આથી જેવો કોઇ મનુષ્ય નવો શ્લોક રચી લાવ્યાનું કહેતો કે પ્રધાન તેને એ શ્લોક સભામાં બોલવાનું કહેતો. તે નવો શ્લોક બોલી દેખાડતો, કે તરત તે એકપાઠી ઉઠીને બોલતો. તેનું બોલવું સાંભળી, દ્વિપાઠી બે વખત સાંભળતો એટલે યાદ રહેતું, એટલે તે બોલી જતો. આ પ્રમાણે સભાનો દરેકે દરેક પંડિત તે બોલી જતો આમ તેનો નવો

બનાવેલો કહેવાતો શ્લોક અનેકને મોંઢે હોવાનું જણાતાં જૂનો ઠરતો અને પેલા વિદ્વાનને નિરાશ થઇને પાછાં જવું પડતું.

એવામાં એક દિવસે એવો બનાવ બન્યો કે, જે ગામમાં કાલિદાસ જઈ રહ્યો હતો તે જ ગામનો એક બ્રાહ્મણ લાખ મોહોરની આશામાં નવો શ્લોક તૈયાર કરીને દડમજલ ખેડતો ધારા નગર ગયો. પણ ત્યાંથી ઉપરની હિકમતથી નિરાશ થઇને પાછો આવ્યો. કાલિદાસ સાથે તેને આ ગામમાં પ્રસંગ પડ્યો હતો, પણ તે જ સુપ્રસિદ્ધ કવિ કાલિદાસ છે, એમ તે જાણતો ન હતો. ધારા નગરથી પાછા આવ્યા પછી પેલા બ્રાહ્મણે કાલિદાસને ભોજની બ્રહ્મસભાની બધી વાત જણવાતાં કહ્યું:—“ ભાઈ! શું કહું ? હું ખરેખરો નવો શ્લોક તૈયાર કરીને લઈ ગયો, પણ ભોજ રાજાની કચેરીમાં તે જૂનો ઠર્યો ! અને ધારા નગર સુધી જવા આવવાનો મને ફેરો પડ્યો તો પડ્યો પણ ત્યાં જઇને અપમાન પામ્યો, તે વળી નફામાં ! ”

કાલિદાસ મનમાં સમજી ગયો કે, રાજાએ મને શોધી કાઢવાને આ યુક્તિ લડાવી છે, માટે હવે કોઇ હિકમતથી મારે પ્રકટ થવું જોઇએ. પછી તેણે પેલા બ્રાહ્મણને કહ્યું:—“હું તને એક નવો શ્લોક રચી આપું છું, તે લઈને જો તું રાજા આગળ જઇશ તો તે તને લાખ મોહોર જરૂર બક્ષીસ આપશે. ”

બ્રાહ્મણે કાલિદાસનો બનાવેલો એ શ્લોક લીધો અને ધારા નગર ગયો. રાજસભામાં પોતે નવો શ્લોક આણ્યો છે, એમ જાહેર કરી ઉભો રહ્યો. રાજાની આજ્ઞા થતાં જ તેણે આ પ્રમાણે વાંચ્યું:—

**देवस्त्वं भोजराज त्रिभुवनविदितो धार्मिकः सत्यवादी ।**
**पित्रा ते मे गृहीता नवनवतियुता रत्नकोट्यो मदीयाः ॥**
**तांस्त्वं मे देहि राजन् सकलबुधजनैर्ज्ञायते वृत्तमेतत् ।**
**त्वं वा जानासि नो वा नवकृतिरथचेल्लक्षमेकं ददस्व ॥**

હે ભોજરાજા ! તું સાક્ષાત્ દેવ છું, ધાર્મિક અને સત્યવાદી છું, તું ત્રણે લોકમાં પ્રસિદ્ધ છું. તેથી હું કહું છું કે તારા બાપે મારી પાસેથી

જે નવ્વાણું લાખ રત્ન લીધાં હતાં તે તારે મને પાછા આપવાં જોઇએ. આ વૃત્તાંત તારી સભાના સકલ વિદ્વાન્ લોકો જાણે છે. (કારણ એક જણ નવો શ્લોક બોલતાં બીજાઓ અનુક્રમે તેને બોલી જઈ જૂનો ઠરાવે છે તેમ મારો શ્લોક જૂનો ઠરતાં મારૂં લહેણું પણ સાબીત થશે.) પણ જો કદી ન જાણતા હોય, તેમ તું પણ જાણતો ન હોય, તો પછી આ શ્લોકને નવા તરીકે ગણીને પણ મને એક લાખ મોહોર આપ.

આ શ્લોક સાંભળી, પેલા એકપાઠી, દ્વિપાઠી, ત્રિપાઠી વગેરે કોઇ પણ પંડિતો કાંઈ જ બોલ્યા નહિ. કારણ તે બોલીને તેઓ જો આ શ્લોક જૂનો છે, એમ ઠરાવે તો એ કવિનાં ૯૯ લાખ રત્ન ભોજ રાજાના બાપ પાસે લહેણાં છે એમ ઠરે; જ્યારે શ્લોક નવો જ છે એમ ઠરાવતાં માત્ર એક લાખ મોહોરે જ છૂટકો થાય, એમ જાણી બધા ચૂપ રહ્યા.

આ શ્લોક સાંભળી, ભોજ રાજાના મનમાં જૂદો જ વિચાર થતો હતોઃ—"આટલા બધા નવા શ્લોક લઇ લઇને મારી પાસે આવી ગયા, પણ તેમાંનો કોઈ પણ કવિ લાખ મોહોર મેળવી ન ગયો. પણ આ માણસ તો આજે તે લેશે જ. આ શ્લોક ખચિત જ કાલિદાસનો કરેલો હોવો જોઇએ, એમ મને લાગે છે, કારણ એમાં કાંઇક પરિચતતા તેમ જ શઠતાનો જે ગંધ આવે છે, તે એના વિના બીજો કોઇ અનુભવાવે નહીં. માટે ખરે જ આ બ્રાહ્મણને કાલિદાસ મળેલો હોવો જોઇએ. આમ વિચારી, ભોજે પેલા બ્રાહ્મણને પૂછ્યું:—"કહો મહારાજ ! તમને કવિવર કાલિદાસ પંડિત કયાં મળ્યા હતા, ? અને હમણાં તે કયાં છે ?"

પેલા બ્રાહ્મણે, પોતાને ખરી હકીકત પ્રકટ કરવાની જ હતી, એટલે વિના સંકોચે જવાબ આપ્યોઃ—"હે મહારાજાધિરાજ ! આપની પાસે પ્રથમ હું એક શ્લોક લઇને આવ્યો હતો પણ આ બ્રહ્મસભામાં તે જૂનો ઠર્યો. એટલે હું નિરાશ થઇને પાછો મારે ગામ ગયો. ત્યાં મારે કાલિદાસ સાથે પહેલાંનો પરિચય પડ્યો હતો, તેથી તેની પાસે મેં આપની બ્રહ્મસભામાં હાલમાં પ્રવર્તી રહેલી શઠતાની વાત કરી. એટલે તેણે મને આ શ્લોક કરી આપ્યો. અને તે શ્લોક લઇને હું અત્રે આવ્યો છું. પંડિત કાલિદાસજી ગોદાવરીને કાંઠે પૈઠણ શહેરમાં રહ્યો છે."

રાજાએ તેને એક લાખ મોહોર તથા વસ્ત્રાલંકાર આપીને ખુશી કર્યો. પછી ભોજ રાજાએ પોતાના પ્રધાનોને જામદારખાનામાંથી ભેટ લઇ, પેઠણુ મોકલ્યા અને તેઓ ત્યાં જઇ પૂરા માન સાથે કાલિદાસને ધારા નગર લઇ આવ્યા. ભોજે સામૈયું કરી, તેનો ભારે આદરસત્કાર કર્યો અને બનેલું સર્વ ભૂલી જવા કહ્યું. પછી તેને પૂર્વના ઉચ્ચ પ્રતિષ્ઠાવાળા પદે સ્થાપ્યો અને આનંદવિનોદથી તેના સહવાસમાં પૂર્વની પેઠે સમય પાછો વીતાડવા લાગ્યો.

---

## વાર્તા ૧૩ મી–સ્ત્રીચરિત્રની અગમતા

એક સમયે ધારા નગરમાં ગુપ્ત વેષ ધારણ કરી, રાજા ભોજ નગરચર્યા જોવા ભર બપ્પોરે નીકળ્યો. તે સહસા ફરતો ફરતો એક વૃદ્ધ બ્રાહ્મણના ઘર આગળ અટક્યો. ત્યાં તેણે એક આશ્ચર્યકારક દૃશ્ય જોયું. તે દિવસે પેલા વૃદ્ધ બ્રાહ્મણના પિતાનું સંવત્સરી હતું. તેથી તેણે શ્રાદ્ધ સાર્યું, વૈશ્વદેવ કર્યો અને 'વાયસ'–કાગડાને આપવાનો બલિ કાઢયો. પછી પાણીનું પવાલું લઈ, ઘરને ઓટલે આવ્યો અને ત્યાં આગળ જલથી ભૂમિ સ્વચ્છ કરી, તે ઉપર પેલો બલિ મૂકયો. અને તાબોટા પાડી વાયસને બોલાવ્યા ( અર્થાત્ કાગવાશ કરી ). તરત 'કાકા,' 'કાકા,' કરતા કાગડા ત્યાં એકઠા થયા. તેમના આવા કઠોર કાકારવ–ઉચ્ચાર–થી પેલા વૃદ્ધ વિપ્રની, કોમલ અંતકરણવાળી ( ? ), તરતની પરણેલી યુવતી પત્નીએ પોતાના હૃદયમાં સખ્ત આઘાત થયો હોય તેમ થરથરાટ દાખવ્યો અને પતિને વળગી પડીને બોલીઃ–"હે નાથ ! નાથ ! મારૂં રક્ષણ કરો ! આ કાગડા કેવી કઠોર વાણી બોલે છે ! એ વાણી મારાથી તો મુદ્દલ સહન થઇ શકતી નથી." આમ બોલી તે બેભાન થઇ હેઠી પડવા જતી હતી ત્યાં પેલા વૃદ્ધે તેને ઝીલી લીધી.

તેની આવી નાજુકાઈ જોઈ, રાજા ઘણો જ વિસ્મય પામ્યો. પેલા વૃદ્ધ વિપ્રે "હે સાધુચરિતવાળી પ્રિયા ! હું તારી પાસે ઉભો છું, પછી

તારે શા માટે ભય ધરવો જોઇએ ?" વગેરે મીઠાં અમૃત વચનોથી તેને શાંત કરી.

આ દૃશ્ય જોઈ, થોડી વાર થોભી, રાજા ત્યાંથી વિસ્મય પામતો વિચારભુવનમાં આવ્યો. તેને વિચાર થયો કે "નિશ્ચે આ સ્ત્રી દુરાચરણવાળી હોવી જોઇએ. અને ભયનો ખોટો ડોળ કરીને બીચારા વૃદ્ધ પતિના મનમાં પોતાનું પતિવ્રતાપણું ઠસાવવાની યુક્તિ રચેલી હોવી જોઇએ. તે ખચિત રાતે કોઇ પુરૂષ સાથે જારકર્મ કરતી હશે. वृद्धस्य भार्या करदीपिकैव—જેમ આંધળાના હાથની દીવડી પરને માટે તેમ વૃદ્ધની ભાર્યા છે. માટે મારે ગુપ્ત રહી તેની રાત્રિચર્યા નીરખવી જોઇએ."

આવો વિચાર કરી, રાત પડતાં અંધારપછેડો ઓઢી, ભોજ રાજાએ પેલી દુરાચણી હોવાની શંકાવાળી સ્ત્રીના ઘર આગળ આંટાફેરી મારવા માંડી. એમ કરતાં મધ્ય રાત્રિ થઈ, એટલે પેલી સ્ત્રીએ પોતાના શયનગૃહમાં ઝાંઝરનો ઝણકારો કર્યો; પણ પેલો થાકેલો વૃદ્ધ પતિ જાગતો હોવાની નિશાની જરા પણ ન દેખાઇ. એટલે તેણે પોતાનાં કેટલાંક ઘરેણાં ઉતારી, પેટીમાં મૂક્યાં, તેમ જ પકવાન્ન પણ તેમાં લીધાં. પછી કપડાં બદલ્યાં અને સૂઈ રહેવાને બદલે પેલી પેટી લઇ બહાર નીકળી. તેની સાથે એક વેશ્યા સખી પણ હતી. અને તેના હાથમાં માંસાદિ ખોરાકની એક પોટલી હતી. તે બન્ને જેવી બહાર નીકળી કે તે ચેતે નહી તેમ રાજા અંધારપછેડો ઓઢી તેમની પાછળ પાછળ ચાલ્યો.

ઘરની શેરી છોડી, પેલી દુરાચરણી સ્ત્રી નર્મદા નદી તરફ વળી. નદી આવતાં તેણે કાછડો વાળ્યો અને પેટી લઈ, પાણીમાં ઝંપલાવા તૈયાર થઇ. એટલે તેની સખીએ પેલી ખોરાકની પોટલી છોડી, કાંઠે સૂતેલા મગરોને માંસ આદિ ખોરાક નાંખી સંતોષ્યા, જેથી નદીમાં પેલી સ્ત્રી પડતાં તેઓ તેને ખાઈ જવા જલમાં ધસી સતાવે નહીં. આ પેરવી સધાઇ કે તરત જ પેલી દુરાચરણી સ્ત્રીએ નદીમાં ઝંપલાવ્યું અને રાજા પણ તેની પાછળ જ પડયો. બન્ને જણાં પૂરી સીફતથી દમોદમ એક એકની પાછળ તરતાં નદી પાર તરી સામે કાંઠે પહોંચ્યાં.

ત્યાંથી પેલી દુરાચરણી સ્ત્રી, ખીલા ઉપર પડી રહેવાનો દેખાવ કરી, ભોળા લોકને છેતરનારા એક જોગીના ઝુંપડા તરફ ચાલી. રાજા પણ તેની પાછળ ગયો. એ સ્ત્રીએ ઝુપડામાં જઇ, પોતાની સાથે જે ખાવાનું આણ્યું હતું તે પેલા જોગીને ખવરાવ્યું, અને શૃંગાર આદિ સજ્યા. પછી તે બન્નેએ કેટલોક વખત સાથે ગાળ્યો. પછી પાછલી રાત થઈ, એટલે તે નદી તરફ પાછી ફરી.

આ બધું રાજાના જોવામાં આવ્યું, અને તે તેણીના પહેલાં કિનારે આવી ઉભો. પેલી સ્ત્રીને આનો કાંઇ સણસારો પણ આવ્યો નહીં. તે વેળા નદીના ઉપરવાડેના ભાગમાં પુષ્કળ વર્ષાદ વરસ્યાથી બન્ને કાંઠે પાણી ઉછળતાં વહેતાં હતાં; છતાં કાંઇ પણ ડર વિના એ સ્ત્રીએ પાછું નદીમાં ઝંપલાવ્યું. રાજા પણ પાકો તરવૈયો હતો, એટલે તેણે પણ તેની પાછળ ઝોકાવ્યું. અને બન્ને જણ નદી તરી નગરને કાંઠે પાછાં ઉતર્યાં.

રાજા પેલી સ્ત્રીથી ઉતાવળે પગલે ચાલી મેહેલમાં આવ્યો અને કપડાં બદલી ગુપચુપ સુઇ ગયો. અને એ સ્ત્રી પણ સખી સાથે પોતાને ઘેર ગઇ, અને નિદ્રાવશ થઈ. તેના વૃદ્ધ પતિને તેના આવા અયુક્ત અને છાના આચરણની બીલકૂલ ખબર જ ન પડી.

રાજા આ બધું ચરિત્ર જોઈ, અતિશય વિસ્મય પામ્યો અને પ્રભાત પડવાની રાહ જોઇ રહ્યો. પ્રભાત થતાં રાજાએ ઉઠી, પ્રથમ પોતાનો નિત્યનિયમ કર્યો. પછી વિચારભુવનમાં ગયો. ત્યાં થોડી વારે કાલિદાસ આવ્યો. તેને જોઇ રાજા બોલ્યોઃ—"હે કવિ! એક નવાઇભિર્યો બનાવ સાંભળ !

**दिवा काकरुताद्भीता**

દિવસે કાગડાના કાકા શબ્દોથી ભયભીત થઈ."

આ વચન સાંભળી, દેવી કાલિકાના પ્રસાદથી કાલિદાસને પ્રેરણા થઈ આવી અને તેણે ઉત્તરમાં કહ્યુંઃ—

**रात्रौ तरति नर्मदाम्**

"પણ નવાઈ તો એ છે કે હે રાજન્! એ બીકણ ગણાતી સ્ત્રી રાત્રે રાત્રે નર્મદા તરીને સામે પારે જાય છે."

ભોજને તેના આવા આબાદ ઉત્તરથી નવાઇ લાગી, પરંતુ તે ન જણાવતાં પાછો બોલ્યોઃ—

" પણ હે કવિ !

**तत्र संति जले ग्राहाः ।**

ત્યાં મગરો ઘણા હોય છે. "

કાલિદાસે તુરત જવાબ આપ્યોઃ—

**मर्मज्ञा सैव सुंदरी ॥**

" પરંતુ એ મગરોથી કેમ બચી જવું તેનું રહસ્ય પણ એ જ સુંદરી જાણે છે. "

કાલિદાસની આવી અદ્દ્ભુત શક્તિ જોઇને રાજા આશ્ચર્ય પામ્યો. અને રાતની જે વાત પોતાના સિવાય બીજો કોઇ જાણતો ન હતો તે કાલિદાસ જાણી શક્યો, તેમ જ પોતે એવું એક વાક્ય પણ બોલ્યો ન હતો કે તેમાંથી કાંઇ પણ રહસ્ય સમજી શકાય, છતાં સર્વ ઘટના તે સમજી શક્યો; તેથી તેને માટે એને ભારે પ્રીતિની લાગણી થઇ.

પછી તે વ્યભિચારી સ્ત્રીને ભોજે દરબારમાં બોલાવી, તેના બધા પુરાવા તેને બતાવી, યથાન્યાય શિક્ષા કરી અને કાલિદાસને સીરપાવ આપ્યો.

---

## વાર્તા ૧૪ મી–કાલિદાસની સમયસૂચકતા

ધારા નગરમાં એક ઘણી જ ચતુર, રૂપાળી, અને નવયુવતી વિલાસવતી નામની વેશ્યા રહેતી હતી. તેને ત્યાં કાલિદાસ જતો હતો. અને તે બન્નેને એવો ગાઢ સ્નેહ હતો કે, રાજાની ધૃતરાજીના પ્રસંગે દેશવટો મળતાં કાલિદાસ તેને ત્યાં જ છૂપાઇ રહેતો. અને તેને જ ત્યાં ભોજ રાજાને પણ છૂપી રીતે જવાની આદત પડી હતી. પેલી વેશ્યા મહાચતુર હતી, તેથી પોતાના ઘરમાં ભોજ રાજાને અને કાલિદાસને કોઇ દિવસે એકઠા મળવા દેતી નહિ, જોકે બન્ને એકબીજાના અવરજવરની વાત જાણતા

હતા ખરા. તેમાંથી કાલિદાસે ભોજના આવવાની કનવાર ન કરી, પણ ભોજે તે વિષે બાતમી મેળવવા ઘણાક પ્રયત્નો કર્યા. કાલિદાસ ત્યાં હમેશ આવતો હતો, છતાં જ્યારે ભોજ રાજા તેને પકડી ન શક્યો, ત્યારે તેણે એને પકડવાની એક યુક્તિ શોધી અને તે પ્રમાણે એક દિવસે રાજાએ પેલી વેશ્યાને કહ્યું:—

"હે વિલાસવતી ! હવે જ્યારે કાલિદાસ તારી પાસે આવે ત્યારે તારે તેને એમ કહેવું કે, જો તું મુંડન કરાવીને અહિં આવે તો જ હું તારે વશ થાઉં અને ભોજરાજાને મારે ત્યાં આવતો હું બંધ કરૂં."

વેશ્યાએ રાજાને પ્રસન્ન કરવા ખાતર તેવી રીતે કરવા કબુલ કર્યું.

પછી બીજે દહાડે જ્યારે કાલિદાસ આવ્યો, ત્યારે વેશ્યાએ રાજાના શીખવ્યા પ્રમાણે તેને કહ્યું. કાલિદાસ મનમાં તરત સમજી ગયો કે, આ કામ રાજાનું છે; પણ રાજાને મારે બનાવવો જોઈએ. આવો નિશ્ચય કરી, તેણે અમાવાસ્યા હોવા છતાં મુંડન કરાવ્યું. પછી વેશ્યાને પોતાનું મુંડન કરાવેલું મોઢું દેખાડીને કહ્યું:—"તારા વચન ખાતર મેં આજે અમાવાસ્યા હોવા છતાં મુંડન કરાવ્યું છે. તો તારે મારા બોલ ખાતર આજે વખતસર ભોજ રાજા આવે ત્યારે રીસાઇ બેસવું. અને રાજા જ્યારે તને મનામણાં પટામણાં કરે ત્યારે તારે રાજાની પાસે તારી આગળ પંચમ રાગ (ગધેડાના ભુંકવાના જેવો સૂર) કઢાવવો અને પછી જ તેનું મન રંજન કરવું."

આમ કહી, કાલિદાસ ત્યાં જ બીજા ઓરડામાં સંતાઈ રહ્યો. થોડી વાર પછી રાજા આવ્યો. તે વખતે પેલી વેશ્યા રીસાઈ બેઠી. રાજાએ તેમ કરવાનું કારણ પૂછ્યું. પણ તેણે જવાબ જ ન આપ્યો. એટલે રાજાએ તેને મનાવવા માંડી. આખરે તે વેશ્યાએ કહ્યું:–"હે રાજાજી ! જો તમે પંચમ રાગનો સૂર કાઢો, અને નૃત્ય કરો તો જ મારા જીવને નિરાંત વળે."

રાજા વિષયાંધ હતો તેથી મનમાં વિચારવા લાગ્યો:–"અહીંયાં મને કોણ જોનારૂં છે ! એટલે મેં પંચમ રાગનો સૂર કાઢયો છે, એ વાતની ખબર કોઇને પણ પડવાની નથી."

આમ વિચારી, રાજાએ પૂરા આલાપ સાથે પંચમ રાગ છેડ્યો; એટલે પેલી વેશ્યાએ રાજાને નાચરંગ, ગાયન વગેરેથી ખુશી કરી રવાના કર્યો. તેના ગયા પછી કાલિદાસ પણ ત્યાંથી જતો રહ્યો.

પછી બીજે દિવસે રાજા અને કાલિદાસ રાજભુવનમાં એકાંતમાં મળ્યા ત્યારે તેને માથું તથા દાઢી મુંડાવેલો જોઈ, રાજાએ મજા કરતાં પૂછ્યું:—

**कालिदास ! कविश्रेष्ठः ते पर्वणि किं मुंडनम् ।**

હે કાલિદાસ! તું બધા કવિઓમાં શ્રેષ્ઠ છું, એટલે લોકાચાર તો જાણું છું, છતાં તેં કાલે અમાવાસ્યાની પર્વણીને દિવસે વિધિ ઉલ્લંઘી મુંડન કેમ કરાવ્યું છે?"

કાલિદાસે તરત જ જવાબ દીધો:—

**गायतीव खरो राजा तत्र पर्वणि मुंडनम् ॥**

"રાજાએ જ્યાં ગર્દભના સૂરે ગાયન કર્યું ત્યાં જ પર્વણી હોવા છતાં મેં મુંડન કરાવ્યું!"

રાજા અને કાલિદાસ પરસ્પર આ બે વાકયોનો અર્થ સમજ્યા અને કંઇ પણ વિશેષ ન બોલતાં મુંગા રહ્યા. કાલિદાસની અક્કલથી ભોજ રાજા આશ્ચર્ય પામ્યો. પછી કેટલોક વિનોદ કરી બન્ને જણ છૂટા પડ્યા.

---

## વાર્તા ૧૫ મી–વહેમનો ભોગ અને પ્રીતિનો સંયોગ

એક સમયે રાજા ભોજે બ્રહ્મસભામાં સિંહાસને વિરાજી દૃષ્ટિ ફેરવી. ત્યાં સઘળા પંડિતો હતા છતાં કાલિદાસ નહીં હોવાથી તેને સભા જ નિસ્તેજ લાગી. અને કાલિદાસનું ચિંતન તેને થયું. એટલામાં સામેથી તે આવતો જણાયો, એટલે ભોજને પરમ હર્ષ થયો. પરંતુ તે ક્ષણે ભટકબોલા પંડિતોનું એવું બોલવું થયું, કે "આ પેલો વેશ્યાલંપટ આવે!" આવા તુચ્છકારભર્યાં વચનનો સણસારો કાને આવતાં ભોજનું મન ઘણું ખિન્ન થયું. તરત જ સીતા નામની પંડિતા તેની ખિન્નતાનું કારણ સમજી ગઈ અને મન મનાવવા બોલી:—

"હે રાજન્! ગુણવાન્ પુરૂષમાં દોષ હોય તોયે ગુણ ઉપર જ પ્રીતિ ધરાવનારા સત્પુરૂષો તેની ઉપર તેના દોષ માટે ક્રોધે ભરાતા નથી તેમ ખિન્ન પણ થતા નથી. જુઓ ચંદ્રમાં કલંક છે તોયે લોકો પ્રેમથી જ તેની સામે ટીકી ટીકીને જોઈ રહે છે."

આ વચનથી રાજાનું મન કંઈક માન્યું, છતાં ખટકો તો રહી ગયો. તેથી કાલિદાસ સભામાં પધાર્યો છતાં તેને હમેશના જેટલો આદર ન આપ્યો. ચકોર કાલિદાસ તેના સંકોચનું કારણ સમજ્યો. એટલે સભામાં રાખેલી ન્યાય દેવીના હાથની તુલાને ઉદ્દેશીને નીચેની અન્યોક્તિ બોલ્યો:—

"હે તુલા! તને માપ (પ્રમાણ) માપવાનો અધિકાર મળ્યો છે, તેથી તારે કોઈ રીતે ગર્વ ધરવો ઘટતો નથી. કારણ તું જે ભારે (ખમ) (ગુરૂતા–ગૌરવ ધરાવનારો) હોય છે તેને નીચો (હેઠો) પાડે છે અને જે હલકો (લઘુતાવાળો) હોય તેને બહુ જ ઉંચો ચઢાવે છે!"

તે આવી અર્થભરી અન્યોક્તિ બોલ્યો, છતાં રાજાના મુખ ઉપર કોઈ પ્રસન્નતા તેના જોવામાં ન આવી. એટલે તેણે ગર્વથી કહ્યું:–

"જે મનુષ્ય સર્વત્ર–સર્વ દેશોમાં જવાની ગતિ ધરાવે છે તેને કદાચ દેશ છોડવો પડે તો 'મારો દેશ' એવી આસક્તિથી શા માટે ખેદ ધરવો? એ તો કાયર પુરૂષો જ 'આ મારા બાપનો કુવો' છે, તેથી તેને છોડી બીજા કુવાનું પાણી કેમ પીવાય, એવા વિચારથી તેનું પાણી ખારૂં હોય તોયે કાયરતાથી પીયાં જાય છે. પરંતુ જેનામાં શક્તિ છે, તે તો અન્ય કુવાનું પાણી મીઠું હોય તો તે લઈ આવી પીએ છે, તેમ સ્વદેશનો ત્યાગ અપમાન અને માનભંગ થવાથી કરવો પડે તો તે ઝટ કરે છે; પણ 'કયાં જઈશ?' 'શું કરીશ?' એવા દીન વિચારથી બીલકુલ અમુંઝાતો નથી."

કાલિદાસે આવું ગર્વભર્યું અને બેપરવાઈ સૂચવનારૂં વચન ઉચ્ચાર્યું, છતાં રાજાએ તે લેખવ્યું જ નહીં. એટલે પોતાની અવજ્ઞા ભર સભામાં થઈ એમ સમજી, આત્મસંમાન જાળવવાને તે સભામાંથી કાંઈ પણ બોલ્યા કે ચાલ્યા સિવાય એકદમ નીકળી ગયો. કહેવત છે કે "ફૂટેલું મોતી લાખ

ચોપડ્યા છતાં સંધાય જ નહીં," અને "ભાગ્યો કાચ આખો ન થાય," તેમ જ્યાં વહેમે સંચાર કર્યો, જ્યાં મન ભેદાયું, ત્યાં કિંચિત્ અવજ્ઞાથી પણ પ્રેમ અને મન તૂટવાનાં. અને એ તૂટેલા પ્રેમ અને મનને સાંધવાને તો પૂર્વના વહેમનો સમૂળગો વિનાશ સિવાય અન્ય કોઈ પણ સાધન સમર્થ નથી જ.

બીજી પાસ ભોજ રાજા પણ લાંબા સમયનો સ્નેહ આમ અચાનક તૂટતાં અતિશય ખિન્ન થઇને રાજમંદિરે ગયો. ત્યાં અનેક મનરંજનનાં સાધનો અને સામગ્રી દાસીઓએ અને રાણી લીલાવતીએ આણ્યાં અને તેને પ્રસન્ન કરવા ઘણું ઘણુંયે મથન કીધું, છતાં તેની ગ્લાનિ ગઈ જ નહીં. ત્યારે રાણી લીલાવતી તેને એકાંતમાં લઈ ગઈ અને પેરે પેરે તેને ગ્લાનિનું કારણ પૂછ્યું. ત્યારે ભોજે કાલિદાસ ઉપરથી તેની લંપટતાને લીધે અને તેથી તેની થતી નિંદાને લીધે પોતાનું મન ઉઠયાની વાત કહી. એટલે ચતુર અને શાણી રાણી બોલી:—

"હે સુજ્ઞ પતિ! ડાહ્યા પુરૂષે કદી કોઈ સાથે સ્નેહ બાંધવો જ નહીં, એ ડહાપણની ઉત્તમ વાત છે. પરંતુ જો તે એક વાર બાંધ્યો તો પછી તેને ઠેઠ સુધી નિભાવવો, એ જ ઉત્તમ લક્ષણ છે. કારણ જે જન્મથી આંધળો છે તેને આંખનું તેજ ન હોવાથી જેટલો ખેદ થતો નથી તેટલો, રે, તેથી પણ વિશેષ, ખેદ જેને એક વખત આંખ હોય તેની આંખોનું તેજ હરાવાથી થાય છે.

"વળી કાલિદાસ દેવી ભારતીનો સાક્ષાત્ પુરૂષાવતાર છે. માટે સર્વ વિદ્વાનો કરતાં તેને વિશેષ માન આપવું જોઇએ. જગતમાં કેવળ નિર્દોષ તો પરબ્રહ્મ છે. વળી નિર્દોષને નિભાવવો એમાં કાંઈ મહત્તા નથી, પરંતુ દોષવાન્ હોવા છતાં તેના વિશિષ્ટ ગુણો તેમ જ સારી કૃતિઓની કદર કરવી, એમાં જ મનની ખરી મહત્તા અને ઉદારતા છે. જુઓ:—

"**दोषाकरोऽपि कुटिलोऽपि कलङ्कितोऽपि**
**मित्रावसानसमये विहितोदयोऽपि ।**
**चन्द्रस्तथापि हरवल्लभतामुपैति**
**नैवाश्रितेषु गुणदोषविचारणा स्यात् ॥**

" હે રાજન્ ! સૃષ્ટિની શોભા રૂપ **ચંદ્ર** દોષોની ખાણ રૂપ છે (૧ રાત્રિ કરનારો ૨ અને અવગુણુવાળો ) છતાં, વળી તે કુટિલ ( ૧ વાંકો અને ૨ આડા સ્વભાવવાળો ) છે છતાં, કલંકવાળો ( ૧ કાળી નિશાની-વાળો, ૨ અપકીર્તિવાળો ) છે છતાં, અને મિત્ર ( ૧ સૂર્ય અને ૨ સ્નેહી )ના અસ્ત થવાના ( અવનતિના ) સમયે ઉદય ( ઉન્નતિ ) પામવાના સ્વભાવ-વાળો છે છતાંયે, **હર–શંકર** પ્રીતિથી એવા **ચંદ્ર**ને ભાલ ઉપર ધારણ કરે છે; કારણ શાણા માણસો પોતાના આશ્રિતોના ગુણો કે દોષોનો વિચાર જ કરતા નથી.

" તેમ હે રાજન્ ! તમારે કાલિદાસના દોષો લક્ષમાં લેવા જોઈતા નથી. ચાહ્ય તો યે એ તમારો સ્નેહી અને આશ્રિત છે. "

રાજા **ભોજ**નું મન આ વચનથી પ્રસન્ન થયું અને **લી**લાવતી રાણીને કહ્યું:–" આવતી કાલે પૂરતા માન સાથે કાલિદાસની પ્રતિષ્ઠા હું બ્રહ્મસભામાં પુનઃ સ્થાપીશ. "

પછી બીજે દિવસે બ્રહ્મસભા મળતાં સર્વ પંડિતો, કળાવાનો, ગાયકો આદિ આવ્યા, પરંતુ કાલિદાસ ન આવ્યો, ત્યારે એક સેવકને તેને ઘેર મોકલ્યો અને સભામાં આવવા કહાવ્યું. કાલિદાસ આગલા દિવસનું અપમાન ભૂલ્યો ન હતો. પણ તેને વિચાર આવ્યો કે, " રાજા પ્રેમથી સભામાં જેને માન આપે તેને રાજાનાં વહાલાં થવા ઈચ્છતાં માણસો દૂર કાઢવાનો યત્ન કરે, એ સ્વાભાવિક છે. જો કે રાજાનું મન મારી ઉપર છે, તેથી દિવસે દિવસે તે મને વિશેષ માન આપે છે. છતાં મારા ઉત્કર્ષને સહન નહીં કરનારા કપટી લોકો મારી સાથે વૈર જગવવા સારૂ રાજાને સમજાવ્યાં અને ભરવ્યાં કરે છે. આવી સ્થિતિ છે, છતાં એ દુષ્ટ લોકોનાં મોઢાં હેઠાં પાડવા માટે મારે અવશ્ય સભામાં જવું જોઇએ. "

આવો વિચાર કરી, કાલિદાસ **ભોજ**ની બ્રહ્મસભામાં ગયો. રાજાએ તેનો પરમ આદરસત્કાર કર્યો. એટલે અન્ય દ્વેષી પંડિતોનાં મોઢાં લેવાયાં અને બાણ કવિએ જમણા હાથે આશીર્વાદ આપતાં કહ્યું:—

**भोजः कलाविद्रुद्रो वा कालिदासस्य माननात् ।**
**विबुधेषु कृतो राजा येन दोषाकरोऽप्यसौ ॥**

ભોજ રાજાએ કાલિદાસને માન આપ્યું તેથી ખરી રીતે એમ કહી શકાશે કે, જગતમાં જેમ એક રૂદ્ર-શંકર કલાના પરીક્ષક છે તેમ બીજો ભોજ પણ છે; કારણ તેમણે જ દોષાકર( ૧ એક ચંદ્રને અને ૨ બીજાએ દોષની ખાણ જેવા કાલિદાસ )ને વિબુધો( એક પક્ષે દેવતાઓ અને બીજે પક્ષે પંડિતો )માં રાજા બનાવેલો છે.

ભોજ રાજાના આ કૃત્યથી પંડિતોનો દ્વેષાગ્નિ વિશેષ પ્રજ્વલિત થયો; અને વહેમી તથા કાચા કાનના રાજાને હાથે કાલિદાસને ભવિષ્યમાં ઘણું સોસવું પડયું.

---

## વાર્તા ૧૬ મી-કાલિદાસ અને લીલાવતીનો પ્રસંગ

ભોજરાજાની સભાના ઈર્ષ્યાળુ અને દ્વેષી, સર્વે પંડિતોએ ઉપલી વાર્તામાં જણાવ્યા પ્રમાણે કાલિદાસના માનખંડનની યુક્તિ રચી, છતાં તેમાં તેઓ ન ફાવ્યા અને ઉલટું તેનું માન વધતું જોયું, તેથી તેઓનો દ્વેષાગ્નિ વિશેષ ઉત્તેજિત થયો. એ ખરૂં છે કે, વિષ તક્ષક(સર્પ)ના દાંતમાં જ રમે છે; માખીના મસ્તકમાં રહે છે, અને વિંછીની પુંછડીના કાંટામાં ઘૂમે છે, પરંતુ દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યનાં સર્વે અંગોમાં વિષ રહેલું છે, તેથી સર્વ વિષવાળાં પ્રાણીઓમાં દુર્જન સૌથી વિશેષ ભૂંડો છે અને તેના સંગમાં રહેલો સુધો માણસ તેના વિષનો ભોગ કયારે નહીં બને તે કહી શકાય એમ નથી. આવી સ્થિતિ ભોજની બ્રહ્મસભામાં કાલિદાસના સંબંધમાં થઈ હતી. જેમ જેમ રાજાનું માન તેની પ્રત્યે વધતું જતું હતું તેમ તેમ દ્વેષી પંડિતોનો ઈર્ષ્યાગ્નિ વધારે તેજદાર થતો જતો હતો, અને કાલિદાસને તેમાં હોમવાની તેમની દુષ્ટ બુદ્ધિ વિશેષ પ્રખર થતી જતી હતી.

આ કાર્ય માટે એક દિવસે તેઓ સઘળાએ એક સ્થળે ભેગા મળી, હવે શું કરવું તેનો વિચાર કર્યો. પછી તેમણે ભોજ રાજાની પાનદાની ઉઠાવનારી તરંગવતી દાસીને સોનું અને નાણું આપવાની ભારે લાલચથી વશવર્તી કીધી અને દરબારમાંથી કાલિદાસનું કાસળ હમેશને

માટે કાઢવાની કોઈ યુકિત રચવા તેને તત્પર કરી. પૈસો શું કરતો નથી ! ભલભલા તેના પાશમાં ફસે છે તો હલકી બુદ્ધિવાળી એક દાસી ફસાય તેમાં કાંઈ નવાઈ છે ? તાત્પર્ય એ કે, પેલી લોભી દાસી તરંગવતી તેમના પંઝામાં આબાદ ફસાઈ.

પંડિતોએ તેને કહ્યું:–"હે શાણી તરંગવતી ! તું અમારી દીકરી છું, તેથી તારે અમને મદદ કરવી જોઈએ છે. જેમ રાહુ ચન્દ્રની કાન્તિ તેમ પેલો કાલિદાસ અમારી કીર્તિ ગળી જાય છે. અમારામાંના કોઈ પણ પંડિત તેના જેટલી કલા ધરાવતો નથી. હે પુત્રિ ! જો રાજા તેને દેશાવર કાઢી મૂકે, એવી કોઈ સફલ યુકિત તું રચું તો તને અમે ખુશી કરીશું. તે અહીંથી ગયો એટલે અમારો પગ ભોજની સભામાં જામવાનો, અને અમારૂં માન વધવાનું અને તેમ થયું એટલે તારૂં અને અમારૂં કલ્યાણ સધાવાનું."

આમ કહીને એ તરંગવતીને તેનું મન ભરાય એવાં આભૂષણો તેમણે આપ્યાં. 'અધુરો ઘડો છલકાય' તેમ એ છાલકી તરંગવતીએ મન સાથે ગર્વથી વિચાર કર્યો:–"જેને બુદ્ધિ છે તે શું શું સાધવા સમર્થ નથી ?"

તે પછી ભોજના મનમાં કાલિદાસ વિષે કિલ્મિષ કેમ પેસાડવું તેનો લાગ શોધતાં શોધતાં, એક સમયે પ્રભાતની વેળાએ અનુકૂળ તક આવી, એટલે ભોજ રાજા પોતાની આગળથી જતો હતો તે વેળા સ્વપ્નામાં પડ્યાનો ડોળ કરી તરંગવતી બડબડી:–"હે સખા મદનમાલિની ! બળ્યું ! આ પેલો દુષ્ટાત્મા કાલિદાસ દાસીના વેષમાં અતં:પુરમાં દરરોજ છાનો-માનો આવે છે, એ તે રહ્યું ક્યાં સુધી ખમાય ?"

રાજાના કાને તે શબ્દો પાડવાનો જ તેનો હેતુ હતો. અને તે આબાદ સધાયો. રાજાએ તે શબ્દો સાંભળતાં તરંગવતીએ જાગૃતિમાં કે ઉંઘમાં તે ઉચ્ચાર્યા હતા, તેની ખાત્રી કરવાના વિચારથી તેને બૂમ મારી:— "હે તરંગવતી ! તું જાગે છે કે ઉંઘે છે ? તું શું બડબડે છે તેનું તને ભાન છે ખરૂં ?"

કહેવત છે કે ઉંઘતો બોલે પણ જાગતો ન બોલે, તેમ તરકટની ખાતર જ તેણે નિદ્રાનો ડોળ કર્યો હતો, એટલે તેણે કાંઈ ઉત્તર ન આપ્યો. ત્યારે **ભોજ**ના મનમાં સંશય થયોઃ—

"માણસ દિવસરાત્રિ જે પ્રકાર જુએ છે, તેની છાપ વા તેનો પડઘો ઘણું ખરૂં સ્વપ્નમાં પડે છે, માટે ખરે જ તેણે કાલિદાસને દાસીના વેષે અંતઃપુરમાં આવેલો જોયો હશે. નહિ તો પોતાનો રોટલો સદાને માટે ટળી જાય, એવું અયોગ્ય અને શિર જવાનો પ્રસંગ આવે એવું કટુ વચન તે બોલે નહીં. કોઈ અતિ મૂર્ખ હોય તે જ સોનાની જાળ પાણીમાં નાંખે. રાણી પણ સ્ત્રી જાત છે. વિલાસ અર્થે સ્ત્રી શું શું કરતી નથી? સંભવિત છે તેમ કદાચ શૃંગાર રસનો રસિયો કાલિદાસ મારા અંતઃપુરમાં છાનોમાનો આવતો હશે. સ્ત્રીનું ચરિત કોણ જાણી શકે એમ છે? માટે તેની ખાત્રી મારે કરવી જોઈએ."

આમ પોતાની રાણી **લીલાવતી** અને કાલિદાસના આડા સંબંધ વિષેની શંકાએ તેના મનમાં ઘર કર્યું. પરંતુ શંકા સબળ ન ઠરે ત્યાં સુધી કાંઈ પગલું ભરવું, એ પોતાના જેવા વિચક્ષણ ગણાતા રાજાને માટે અણઘટતું લાગ્યાથી તેણે એક અનુકૂળ તક સાધી. એક વેળા ભોજનનો સમય થવાથી **ભોજ** જમવા બેસતો હતો. સામે પાટલા ઉપર બેસી નિત્યના નિયમ પ્રમાણે નિર્દોષ ભાવથી કાલિદાસ વાગ્વિનોદ કરતો હતો, અને રાજાની પાસે **લીલાવતી** રાણી તેને આનંદથી જમાડવા બેઠી હતી. તે વેળા યોગ્ય સંધિ જણાતાં વહેમી **ભોજે** રાણીને કહ્યુંઃ—
"આજે મારી તબીયત ઠીક ન હોવાથી મારે હલકો ખોરાક ખાવો છે; માટે માંગની દાળ અને ભાત મંગાવો તો સારૂ."

**લી**લાવતીએ તરત માંગની દાળ અને ભાત રાજાને પીરસાવ્યાં. પછી પૂર આનંદમાં જાણે પોતે તે સ્વાદભેર ખાતો હોય તેવો ડોળ કરી, અચાનક કાલિદાસને પ્રશ્ન કર્યોઃ—

**मुद्गदाली गदव्याली कवीन्द्र वितुषा कथम्।**

"હે કવીન્દ્ર! રોગને મટાડનારી આ માંગની દાળ ફોતરાં વિનાની કેમ છે?"

કાલિદાસ અને લીલાવતીનો પ્રસંગ.



 લીલાવતી....જમાડતા બેઠી હતી. પૃષ્ઠ. ૧૨૬.

(ચિત્રકાર:-રા. રવિશંકર રાવળ.

Lakshmi Art, Byculla, Bombay.

થવા કાળ હતું તેમ, સરળ અને સુધા સ્વભાવના કાલિદાસને રાજાના વ્હેમાયલા મનનો અંદેશો ન આવ્યો, એટલે નિત્યના ટોળી અને વિનોદી સ્વભાવ પ્રમાણે તેણે તાત્કાલિક ઉત્તર આપ્યોઃ—

**अन्धोवल्लभसंयोगे जाता विगतकञ्चुकी ॥**

હે રાજન્! અન્ધસ્ (ભાત) રૂપ વલ્લભ(પતિ)નો સંયોગ (સમાગમ) થતાં માંગની દાળે છોડાં રૂપી પોતાની કાંચળી કાઢી નાંખી છે."

દેખીતી રીતે આ ઉત્તર નિર્દોષ અને સ્નેહી આગળ સ્વાભાવિક છૂટથી દેવાય તેવો સરલ પણ હતો. પરંતુ વહેમ રૂપી પિશાચે મનમાં એક વેળા ઘર કર્યું ત્યાં, દરરોજ જે વચન હસવામાં બોલાતું હોય અને જેથી ખોટું ન લાગતું હોય, તે વચનનો પણ ઉલટો અને માર્મિક અર્થ લેવાય છે, એવી મનુષ્યપ્રકૃતિ છે. કાલિદાસના ભાગ્યમાં સંકટ સહેવાનું અને રાજાની પ્રીતિ તૂટવાનું સરજાયલું હતું; એટલે તેને મિથ્યા કોણ કરે? એ ખરૂં છે કે

"ભલેને અરણ્યમાં ભટકો, પર્વતના શિખરે ચઢીને બેસો, કે ભર સમુદ્રની મધ્યે વહાણમાં ચઢીને રહો, કે ઉંડી ગુફામાં જઈ સંતાઈ પેસો, પરંતુ ભાગ્યમાં જે ભોગવવાનું હશે તે તે ક્ષણે અને તે સ્થલે ભોગવ્યા વિના છૂટકો નથી. ભાગ્યના ફટકાને કોઈ નિવારી શકે એમ નથી."

આમ હોવાથી કાલિદાસે ઉચ્ચારતાં તો શું ઉપરનું નિર્દોષ અને સ્વાભાવિક વચન ઉચ્ચાર્યું, પણ ભોજના વ્હેમાયલા મને તેનો ઉલટો જ અર્થ કર્યો અને અન્ધસ્ શબ્દથી કાલિદાસે પોતાને 'આંધળો—પોતાની આસપાસ શું બને છે તે નહીં સમજનારો દેખતી આંખે આંધળો બનેલો' હોવાનું વ્યંગ્ય સૂચન કીધું, એવો વ્હેમ આવ્યો. તે સાથે 'બળતામાં ઘી પડે' તેમ કાલિદાસના ઉપરના વિનોદી વચનની સાથે જ રાણી લીલાવતીને પણ હસવું આવ્યું. એટલે લીલાવતી અને કાલિદાસના આડા સંબંધનો રાજાનો વહેમ પાકો થયો, અને તે મનમાં બહુ બડબડ્યોઃ—

"ખરે જ કાલિદાસને અને મારી રાણીને આડો સ્નેહસંબંધ હશે. નહીં તો મારી પાસે રાણી ઉભી છે, છતાં આવું શૃંગારી અને

બીભત્સ વચન બોલવાની તેની હિમ્મત જ ચાલે નહીં. વળી રાણી પણ તેના એવા અયુક્ત વચનથી રજ પણ શરમાતી નથી પણ ઉલટી હસે છે. ખરે જ સ્ત્રીનું ચરિત જાણવા કોણ સમર્થ છે? એ ખરૂં કહ્યું છે કે,

अश्वप्लुतं वासवगार्जितं च
स्त्रीणां च चित्तं पुरुषस्य भाग्यम्।
अवर्षणं च चाप्यतिवर्षणं च
देवो न जानाति कुतो मनुष्यः ॥

"ઘોડાની ઠેંક, મેઘની ગર્જના, સ્ત્રીઓનું ચિત્ત, પુરૂષનું ભાગ્ય, અવૃષ્ટિ અને અતિવૃષ્ટિના ભવિષ્યને દેવ પણ જાણતો નથી તો પામર મનુષ્યો તે કયાંથી જાણી શકે?

"ત્યારે મારે હવે કાલિદાસનું શું કરવું? એ બ્રાહ્મણ છે; અને શાસ્ત્રો કહે છે કે ગમે તેવો દારૂણ અપરાધ બ્રાહ્મણે કર્યો હોય છતાં તેનો વધ તો કરવો જ નહીં. વળી તે સરસ્વતીનો અવતાર ગણાય છે. માટે તેનો વધ કરવાથી કાંઈ અનિષ્ટ નિપજે. માટે મારે તેને દેશવટો દેવો જોઈએ. કાંઈ છતી આંખે મારા અંતઃપુરમાં આવો ગોટાળો ચાલવા દેવાય નહીં અને આબરૂ ધૂળમાં મેળવવા દેવાય નહી."

આવો વિચાર મન સાથે કરી, તેણે કાલિદાસને કહ્યું:–"હે કવિ! તારે આજથી અમારા દેશમાં ઘડીભર પણ વસવું નહીં. તારા માલનો ઉચાળો ભરીને અહીંથી એકદમ ચાલ્યો જા. ઉભી આબરૂભેર જવામાં તારી અને અમારી શોભા છે, બહુ કહેવામાં સાર નથી. તારા જેવા બુદ્ધિશાલી મનુષ્યને કારણ સમજવાની વાર લાગે તેમ નથી; તારે મારી સાથે એક વચન પણ સામું ઉચ્ચારવું નહીં. મારે કોઈ ખુલાસો તારા મુખથી જોઈતો નથી. માટે અહીંથી અને મારા દેશમાંથી પણ મુંગો મુંગો ચાલતો થા."

કાલિદાસ મનમાં સમજ્યો કે "રાજા, વાજાં અને માંકડાંનો વિશ્વાસ ન કરવો," "વેશ્યા, લતા અને રાજા જે પાસે હોય તેની સાથે જ લપટાય છે" અર્થાત્ રાજા ખુશામતી હજુરીઆઓનો દોર્યો દોરાય છે;

માટે રાજાની મૈત્રીનો વિશ્વાસ ન કરવો, એવું નીતિવચન સ્પષ્ટ છે, છતાં ક્યાં મેં મૂર્ખાઈ કરી તેનામાં વિશ્વાસ મૂકયો? હશે, જે થયું તે ખરૂં.”

આવો વિચાર કરી, તેણે ભોજના રાજ્યપ્રદેશમાંથી ચાલી જવાનો વિચાર કર્યો, અને કંઈ પણ શબ્દ રાજાને કહ્યા વિના, પરભાર્યો વેગભેર પોતાની માનીતી વિલાસવતી વેશ્યાને ત્યાં વિદાય લેવા ગયો. ત્યાં જઈ વિદાય માગતાં તેણે કહ્યું:—

“હે વિલાસવતી! મને હવે દેશાવર જવાની રજા આપ. ભોજ મારી ઉપર કોપે ભરાયો છે. અરેરે! ભાગ્યનો ઘડનારો વિધિ જે અઘટિત હોય તેને ઘટાવે છે, અર્થાત્ ન બનવા જોગ હોય તે બનાવે છે અને સારી રીતે નિપજેલું કાર્ય હોય તેને દોદળું કરી વણસાડે છે. ખરે જ મનુષ્ય જે બાબતોનું કદિ પણ ચિંતન કરતો નથી હોતો તે બાબતોને દૈવ ઘડે છે. તેમ ભોજના દરબારમાં રહેલા ઈર્ષ્યાળુ પંડિતોના પ્રપંચથી મારે શિરે આપત્તિ આવી છે અને મને વેળાસર દેશાવર જવાની આજ્ઞા થઈ ચૂકી છે. ‘ઝાઝી કીડીઓ સાપને તાણે’ તેમ મારે થયું છે. અથવા કહો કે નબળી પણ ઘણી વસ્તુઓનો સંયોગ ભાર વિષમ થાય છે, તેમ થયું છે. ઘાસનું એક તણખલું હાથીની કોઈ વિસાતમાંયે નથી, પરંતુ તેવાં અસંખ્ય તણખલાંઓનું રાંઢવું ભલ ભલા હાથીનેય બાંધે છે. મારી પણ આવી સ્થિતિ થઈ છે. માટે મને ઝટ વિદાય દે. જે રાજા તત્ત્વનો વિચાર કરતો નથી અને સૌને એક લાકડીએ હાંકે છે તેના રાજ્યમાં રહેવામાં જીવ ગુમાવાનો વારો આવે છે.”

વિલાસવતી વેશ્યા જો કે હલકો ધંધો કરતી હતી, પરંતુ તે સજાત અને ગુણની પરીક્ષક હતી, તેનું પોત ઉંચી કોટીનું હતું. તેથી કાલિદાસને દિલાસો દેતાં બોલી:—

“હે પ્રિય કવિ કાલિદાસ! જેમ દર્પણ આગળ ધરતાં કોઈ ચીજનું પ્રતિબિંબ તરત જ પડે છે, તેમ એક સ્નેહીના સુખ કે દુઃખનો અનુભવ થતાં વેંત જ જેના મુખ ઉપર આનંદ કે શોકની છાયા પડે છે, તે જ તેનો ખરો મિત્ર છે. માટે હે પ્રિય! તમારા સુખે સુખી થઈ તો હવે

9

દુ:ખે દુ:ખનો અનુભવ કરવાનો લહાવો શું તમે મને નહીં લેવા ઘો ? તમે શું મને એવી સ્વાર્થી, માત્ર સુખની જ લોભી, જાણો છો ? મારો આટલો પરિચય થયા છતાં શું તમે મારૂં હૃદય વર્તી શકયા નથી ? ના, ના, એમ બને જં નહીં. મારે છતે તમારે રાજાનું કે એના દીધેલા પૈસાનું શું કામ છે ? વિના શંકાએ મારી ઝુંપડીમાં રહો. ધારા નગરની બહારના પરામાંના મારા બગીચામાં એક ભોંયરૂં છે, તેમાં તમે સુખેથી નિ:શંક રહેજો. તમારો કોઈ વાળ પણ વાંકો નહીં કરે. હું ત્યાં તમારે રહેવાનો સઘળોયે બંદોબસ્ત કરી દઉં છું. ભોજ રાજા બીજાનો ચઢાવ્યો ચઢયો છે. તેને તમારી જરૂર લાગશે એટલે તે પાછો તલપાપડ થશે અને તમને ખરેખર પાછા દરબારમાં બોલાવશે, ત્યારે જ એને જંપ વળશે. ”

આમ કહી, વિલાસવતીએ કાલિદાસને દેશાવર જતો અટકાવ્યો; અને નગરના પરામાંનાં પોતાના બગીચાના ભોંયરામાં રાખ્યો. કાલિદાસને ત્યાં રહેતાં ઘણા દિવસ વિત્યા; અને દરબારમાં કોઈ તે કળી ન શકયું.

બીજી પાસ કાલિદાસને તરછોડીને ભોજે કાઢી મૂકયો, એટલે રાણી લીલાવતીએ પણ પોત પ્રકાશ્યું અને હઠ લઈ કાલિદાસ જેવા પરમ મિત્રને અચાનક દેશવટો દીધા માટે ઠપકો આપતાં કહ્યું:—

“ હે રાજન્ ! તમારા જેવા સજ્જનની મૈત્રીનું શું આવું ફળ ? આવી ગાઢ મૈત્રી શું એક પલકારામાં તમે તોડી ? તમારૂં મન તરલ અને અવિશ્વાસુ છે. તમે આ ખરે જ અયોગ્ય કામ કર્યું છે અને તે માટે તમને નિશ્ચે પશ્ચાત્તાપ થશે જ. એ ખરૂં જ કહ્યું છે કે,

**इक्षोरग्रात्क्रमशः पर्वणि पर्वणि यथा रसविशेषः ।**
**तद्वत्सज्जनमैत्री विपरीतानां च विपरीता ॥**

“ હે મહારાજ ! શેલડીના અગ્ર ભાગથી જેમ નીચે ઉતરતાં પેરાઇએ પેરાઇએ ક્રમે ક્રમે વિશેષ રસ રહેલો હોય છે તેમ સજ્જન સાથેની મૈત્રી પણ અનુક્રમે સ્નેહ વધતાં વધતી જ જાય છે; પરંતુ જેમ શેલડીના થડથી ઉંચે ઉંચે ચઢતાં પેરાઈ પેરાઇનો રસ કમી થતો જાય છે તેમ દુર્જનની મૈત્રી લંબાતાં કમી જ થાય છે.

"હે રાજન્ ! શું એ સત્ય નથી કે શોક અને શત્રુના ભયથી રક્ષણ કરનાર, પ્રીતિ તથા વિશ્વાસના પરમ પાત્ર રૂપ, "**મિત્ર**" એ બે અક્ષરનું શબ્દરત્ન ઉત્પન્ન કરનાર વિધાતા ધન્ય છે.

"હે મહારાજ! કાલિદાસ તમને હર ઘડીએ સુખ અને દુઃખના પ્રસંગોએ તમારા મનનું સમાધાન કરી, તમારાં સુખદુઃખનો ભાગી થતો હતો, તેને તમે શા માટે દેશવટો દીધો ? મને તેનું ખરૂં કારણ કહો. નહીં તો હું મારા જીવની હત્યા કરીશ. નિશ્ચે કોઈ કુશંકાએ તમારા હૃદયમાં નિવાસ કર્યો છે. નહીં તો તમે કોઈ પ્રપંચીના પ્રપંચના ભોગ બનો નહીં, તેમ આવું સાહસનું કામ કરો પણ નહીં."

લીલાવતીનો આવો અતિ આગ્રહ જોઈ ભોજે કહ્યું:—"મને કોઇએ કહ્યું હતું કે કાલિદાસ દાસીને વેષે તારા અંતઃપુરમાં ઘણુંખરૂં આવે છે. આથી મારૂં મન તેની અને તારી પ્રત્યે શંકાશીલ થયું હતું. તેથી જાણી જોઇને મેં તાવનું નિમિત્ત કાઢયું અને ભોજન વેળા એણે તારી હાજરીમાં મર્યાદા છોડી, પેલું અતિ શૃંગારી વચન કહ્યું, અને તું સામી હસી. આવું દશ્ય મેં નજરોનજર જોયું, એટલે મારી શંકા પાકી થઈ. પરંતુ બ્રાહ્મણનો વધ ન કરવો, એ કારણે મેં તેને દેશવટો દીધો."

ભોજે આવો ખુલાસો કર્યો, એટલે લીલાવતી હસી અને બોલી:—"હે દેવ ! ખરેખર હું ભાગ્યશાલી છું, કે આપના જેવો ખુલ્લા દિલનો પતિ મને મળ્યો છે શું હું એવી ગમાર અને નિમકહરામ છું કે સુખચેનમાં મને નિરંતર રાખનાર આપના જેવા સત્પતિને ત્યાગી એવું દુષ્ટ કર્મ આચરૂં ? શું સુખરૂપી મીઠા જલના સરોવર સમાન મારા જીવનહારને છોડી, ગદલા પાણીના ખ્હોકળામાં આળોટું ? ના, ના. એ કદી બને જ નહીં. હે પ્રભુ ! તમે આ ખુલાસો સવેળા કર્યો, તેથી હું મારી જાતને ભાગ્યશાલી માનું છું. તમારી શંકાનું નિવારણ હું તત્કાળ અહીંયાં ને અહીંયાં જ કરી આપું છું. હું સતી છું કે અસતી છું, તેનું નિરાકરણ અત્યારે જ કર્યા વિના જો આપ અહીંથી જશો તો હું મારા પ્રાણનો ત્યાગ અવશ્ય કરીશ અને આપને સ્રીહત્યા લાગશે. શાસ્ત્રમાં દોષી (ગુનાહગાર) અને નિર્દોષી તપાસવાનાં જે દિવ્ય

( કસોટી કરવાનાં સાધનો ) કહ્યાં છે તે સઘળાં અત્યારે જ અહીં મંગાવો અને મારૂં નિર્દોષપણું નાણી જુઓ. "

લીલાવતીના આગ્રહને તાબે થઈ, ભોજે દિવ્ય રાખનાર અધિકારીને સઘળાં દિવ્ય સાથે સત્વર બોલાવી મંગાવ્યો. તેણે પહેલાં એક મોટો સાપ સામે ધર્યો; પછી તપાવેલો લોઢાનો ગોળો મૂક્યો. પછી ભોજે ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું અને નિયમ પ્રમાણે રાણીને કહ્યું:–" હે લીલાવતી ! તારૂં પાતિવ્રત્ય આ વસ્તુઓ ઉંચકી સિદ્ધ કર. જો તેમાં તું ડગી છું કે અપરાધી ઠરી છું તો આ બાણથી તારૂં માથું ધડથી જૂદું થશે, એ નિશ્ચે જાણજે. "

કોમળ ગાત્રવાળી, પરંતુ સતીત્વથી નિર્ભય અને ઝળહળતી લીલાવતી, તરત જ ઠંડે પાણીએ સ્નાન કરી, ભીને વસ્ત્રે સામી આવી ઉભી રહી, અને નમસ્કાર સાથે બોલી:–" હે સૂર્યનારાયણ ! તું સમસ્ત જગતનો સાક્ષી છું. તું સર્વ પ્રાણી માત્રનાં કર્મ જોઉં છું. જો મેં જાગૃતી અવસ્થામાં અથવા તો સ્વપ્ન દશામાં પણ, તેમ અર્ધ જાગૃત કે સુષુપ્તિદશામાં યે મારા પતિ ભોજ સિવાય અન્ય પુરૂષનું ચિંતન પણ કીધું ન હોય તો આ દિવ્યમાંથી મારો ઉદ્ધાર કરજે, અને મારૂં સતીત્વ વિશુદ્ધ ઠરાવજે. "

આમ કહી, તેણે તરત જ સાપને ગળે વિંટાળ્યો, છતાં તેના સતીત્વના પ્રભાવથી જાણે તે ફુલની માળા હોય તેમ વિના ઇજા કર્યે વિંટળાઈ રહ્યો. પછી સાપને હેઠો મૂકી, તપાવેલો લોઢાનો લાલચોળ ગોળો હાથમાં લઈ ઉછાળ્યો અને જાણે તે ફુલનો દડો હોય તેમ તેને તેથ કાંઈ પણ આંચ આવી નહીં.

આમ બે એ દિવ્યોથી લીલાવતી નિર્દોષ ઠરી, એટલે દિવ્ય રાખનાર પુરૂષ આજ્ઞા લઈ ત્યાંથી વિદાય થયો.

તરત ભોજને પોતાની ભૂલ અને સાહસકર્મનો અન્યાય સમજાયો, અતિશય પશ્ચાત્તાપ થયો, અને શરમિંદો પડી જઈ, નીચું જ જોઈ રહ્યો. પછી તેણે લીલાવતીની ક્ષમા માગી અને કુશંકા આણ્યા માટે, તેમ જ

## કાલિદાસ ને લીલાવતીનો પ્રસંગ.



કૉપીરાઇટ. ]  કોમળ ગાત્રવાળી લીલાવતી.......નમસ્કાર સાથે બોલી.  પૃષ્ઠ. ૧૩૨.

ચિત્રકાર:—રા. રવિશંકર રાવળ.

કાલિદાસ જેવા પરમ મિત્રને દેશવટો દીધા માટે, પોતાના જીવને હજારો ફીટકાર આપ્યા. રાણીએ તેના મનનું સાંત્વન કર્યું; છતાં તેને કાંઈ કળ વળી જ નહીં. અને તે વારંવાર બોલવા લાગ્યો:—"અરેરે! મારૂં શાણપણ ક્યાં ગયું? રે મારી ગંભીરતા ક્યાં પરવારી? મારી ચતુરાઈ ક્યાં નાઠી? હવે લોકમાં ભોંઠા પડતાં મારી શી લાજ રહેશે? હે કરોડો કવિઓના શિરોમણિ રૂપ કાલિદાસ! હે મારા પ્રાણ સમાન મિત્ર! મેં મૂર્ખે તને ન સંભળાવવાનું વચન પણ સંભળાવ્યું. મારી વાણી પણ તે વેળા ન અટકી!"

તે રાત્રિ તો ભોજે રાણીએ અનેક સમાધાનભર્યાં વચનો કહ્યાં છતાં મહામહા મુશીબતે વિતાવી. સવાર પડતાં નિયમ પ્રમાણે બ્રહ્મસભા તેણે બોલાવી નહીં અને કેટલાક પંડિતોએ તેનું કારણ પૂછાવ્યું, ત્યારે ભોજ બોલ્યો:—"શું દિનકર જતાં રહેતાં દિવસની શોભા પણ હણાતી નથી? અને એવી હીણાયલી શોભા કંઈ આનંદ આપે છે ખરી? તેમ મારી બ્રહ્મસભાનો દિનકર કાલિદાસ દેશવટે જતાં તે પણ નિસ્તેજ થઈ છે. જેમ પતિના વિયોગથી પતિવ્રતા, અને ઇન્દ્ર વિના ઈંદ્રસભા શોભાહીન થાય છે તેમ કાલિદાસ વિના મારી સભાની શોભા સર્વથા હણાઈ છે. તેના વિના આજથી કોઈનો મુખથી કાવ્યવિનોદનાં વચન નહીં સાંભળવાનો મે નિશ્ચય કર્યો છે."

આ પ્રમાણે શોક અને ગ્લાનિમાં ભોજે કેટલાક દિવસ વિતાડ્યા. તેનો નિત્યનો હાસ્યવિનોદ અને કાવ્યચર્ચાનો રસ લગભગ ફટકી ગયો. દરમ્યાન અચાનક શરદ્ પૂર્ણિમાની રાત્રિએ પ્રથમ સુંદર ચંદ્રબિંબ ઉપર અને પછી લીલાવતીના મુખચંદ્ર ઉપર દૃષ્ટિ દરતાં તેના મુખમાંથી આ વચન નીકળ્યું:—

**तुलणं अणु अणुसरइ ग्लौ सो मुहचन्द्रस्स खु एदाए।**

આ ચંદ્ર આના (લીલાવતીના) મુખરૂપી ચંદ્રની તુલનાને ખરે જ પાછળ પાછળ અનુસરતો આવે છે.

પછી સવારે નિત્યકર્મથી પરવારી, તેણે બ્રહ્મસભા બોલાવી. ઓચિંતું જ સભામાં આવવાનું નિમંત્રણ આવતાં પંડિતો વિસ્મય પામ્યા.

અને ખરે જ કાંઈ વિઘ્ન માથે આવ્યું ખરૂં, નહીં તો કાલિદાસની ગેરહાજરીમાં સભા નહીં બોલાવવાનો અડગ નિશ્ચય કીધા છતાં રાજા સભા બોલાવે નહીં, એવો વિચાર કરતા અને ચિંતામાં નિમગ્ન થતા પંડિતો સભામાં હાજર થયા. રાજા પણ સિંહાસને વિરાજ્યો. પછી તેણે ઉપરનો અર્ધો શ્લોક બોલી, બાકીની સમસ્યા પૂરી કરવા પંડિતોને આજ્ઞા કરી. કોઈ પંડિતે તે પૂરી કરવાની હિમ્મત ન કીધી, એટલે રાજા ક્રોધે ભરાયો અને ભીષ્મ પ્રતિજ્ઞા દર્શાવી કે, "જો તમે આ સમસ્યા પૂરી નહીં કરો તો તમને હું મારા દેશમાં રહેવા નહીં દઉં."

ભોજની આવી કડક પ્રતિજ્ઞા સાંભળી, પંડિતો માંહોમાંહે વિચાર કરવા લાગ્યા. પછી તેમણે બાણને મોખરે કર્યો અને તેણે રાજાને વિનતિ કરી:—"હે રાજન્! અમને આઠ દિવસની મહેતલ આપો. જો નવમે દિવસે અમારાથી આપની સમસ્યા પૂરી નહીં થાય તો અમે ઉચાળા ભરીને આપોઆપ દેશાવર ચાલ્યા જઈશું."

રાજાએ તે પ્રમાણે મહેતલ આપી અને પંડિતો પોતપોતાને ઘેર વિદાય થયા.

દરમ્યાન પંડિતોએ ઘણું ઘણુંયે માથું ફૂટયું, બુદ્ધિને અર્ક કાઢવા પર્યંત તાવી, છતાં પણ એ સમસ્યા બેઠી જ નહીં. એટલે હવે શું કરવું તેનો વિચાર કરવા આઠમે દિવસે રાત્રીના પહેલા પ્રહરે સઘળા પંડિતો એક સ્થાને મળ્યા. તે વેળા બાણ પંડિત બોલ્યો:—"અરેરે! યુવાવસ્થાના મદમાં અને રાજાના સંમાનના છાકમાં આપણે કાલિદાસ જેવા બ્રાહ્મણનો દ્વેષ કર્યો? શાસ્ત્ર કહે છે કે मातृद्वेषे भवेद्रोगी विप्रद्वेषे कुलक्षयः માતાનો દ્વેષ કરવાથી રોગી થાય, વિપ્રનો દ્વેષ કરતાં કુલનો ક્ષય થાય, તેમ ખરે જ આપણે ઉમા-સરસ્વતીના અવતાર રૂપ કાલિદાસનો દ્વેપ કીધો તો આપણાં કવિકુલનો નાશ થવાનો વારો આવ્યો. અહોહો! શી આપણી દુષ્ટ બુદ્ધિ! જેનાવડે આપણી બ્રહ્મસભાનું પાણી પંકાયું હતું, જેના વડે આપણે આટ આટલી મોટાઈ અને રાજસન્માન મેળવ્યાં, તેનો જ આપણે દ્વેષ કર્યો. જો કાલિદાસ આજે હોત તો આવી સમસ્યાની પૂરતી ન થવાથી આપણને ઉચાળા ભરી

જવાનો વખત જ ન આવત. તેને અહીંથી કઢાવવામાં જે જે બુદ્ધિનો તમે ઉપયોગ કર્યો હતો તે જ બુદ્ધિનો અનુભવ આજે તમો સર્વેને થાય છે."

બાણનાં આવાં ટોણાભર્યાં વચનથી મયૂર આદિ કવિઓ ધાંટો પાડી ઉઠયા અને પરસ્પર કલહ સળગ્યો. એટલે બાણે તેમને કલહ અટકાવવા માંડ માંડ શાંત પાડતાં જણાવ્યું:—"અહીં આપણે સમસ્યાનો વિચાર કરવા અને તે પૂરી ન થાય તો શી રીતે દેશાવર ચાલ્યા જવું તેનો નિર્ણય કરવા મળ્યા છીએ. ભોજે આપેલી મહેતલ કાલે સવારે જ પૂરી થાય છે. કાલિદાસ સિવાય અન્ય કોઈનું બુદ્ધિસામર્થ્ય નથી કે જે તે પૂરી કરે. એ તો રણસંગ્રામમાં જ સુભટોના શિરોમણિઓના શૌર્યધૈર્યની ખરી કિંમત થાય છે, તેમ કવિમંડળમાં જ એક ક્ષણ માત્રમાં કવિની ચાતુરી કાં તો ઝળકી ઉઠે છે કે કાં તો નિસ્તેજ થાય છે. જો મારૂં કહેવું તમને રૂચતું હોય તો અત્યારે મધ્ય રાત્રિ છે, ખુલ્લો ચંદ્ર પ્રકાશે છે, તે વેળા આપણે એકઠો કરેલો સરસમાન લઈ, દેશાવર ઉભી આબરૂએ જ ચાલ્યા જઈએ. કારણ જો આપણે આપણી મેળે નહી જઈએ તો આવતી કાલે રાજસેવકો ધકકેલીને કાઢશે, માટે માનમાં રહ્યે જ માલ છે."

છેવટે આવો નિશ્ચય કરી, પંડિતો પોતપોતાને ઘેર આવ્યા અને સર્વ તૈયારી કરી. પછી ગાડાં, પોઠો અને સાંઢણીઓ ઉપર માલ લદાવી નગર બહાર નીકળ્યા. તેમનો જવાનો માર્ગ નગર બહાર આવેલા વિલાસવતી વેશ્યાના બગીચા આગળથી હતો, અને તેમાંના ભોંયરામાં કાલિદાસ હતો. તેથી તેમના પ્રયાણનો ઘોંઘાટ તેને કાને આવ્યો અને તે ચેત્યો કે પંડિતો, તેમને શિરે કોઈ આપત્તિ આવ્યાથી નગર છોડીને ચાલ્યા જાય છે. જેમ રાઢ પડતાં ખરો રજપૂત બચ્ચો છૂપો ન રહે તેમ કાલિદાસને થયું. તરત જ તેણે દાસીને વિનતિ કરી કે "હે ભલી દાસી! જરા બહાર જઈને જો તો ખરી કે આ બ્રાહ્મણો કયાં અને કેમ જાય છે?" ચકોર દાસી દોડતી ગઈ અને તપાસ કરી આવી બોલી:—"એક રાજહંસથી સરોવરને જે શોભા મળે છે તેટલી તો શું પણ તેનાથી અર્ધી પણ શોભા તેના ચારે કાંઠાઓ ઉપર રહેતાં અનેક બગલાંઓ આપી શકતાં નથી. તેમ હે

કવિરાજ ! તમને દેશવટો દેવરાવ્યા પછી ભોજની બ્રહ્મસભાની કાન્તિ સર્વથા હણાઈ છે અને તેણે પૂછેલી સમસ્યા નહીં પૂરાવાથી બાણ, મયૂર આદિ પંડિતો નગર છોડીને ચાલ્યા જાય છે.”

આ સાંભળી, કાલિદાસનું હૃદય ઘણું જ દુ:ખાયું, અને તેમનું અપમાન થયું તે પોતાનું જ થયા બરાબર ગણી, વિલાસવતીને બોલાવી. અને એક તીવ્ર વેગવાળો ઘોડો તૈયાર કરાવવા અને ચારણનો વેષ મંગાવવા જણાવ્યું. તેણે એ સર્વ સામગ્રી સાંપ્રત કરાવી તો ખરી, પરંતુ કાલિદાસને તેનું કારણ પૂછી ન શકી. તે એના મનની ચિંતા પામ્યો, એટલે આપો આપ ખુલાસો કરતાં બોલ્યો:—

“હે પ્રિય વિલાસવતી ! અવશ્ય મારે મારા પંડિતબંધુઓને પલાયન કરતા અટકાવવા જોઇએ અને તેમની હણાયલી કીર્તિ પાછી આણવી જોઇએ. ચાહ્ય તોયે તેઓ મારા બાંધવો છે. ‘બાંધવ હોય અબોલણા તોય પોતાની બાંહ્ય.’ તેમના દ્વેષ સામે મારે આવી વિપત્તિની વેળાએ જોવું ન જ ઘટે. કારણ

**किं पौरुषं रक्षति यो न चार्तान्किं वा धनं नार्थिजनाय यत्स्यात् ।**
**सा किं क्रिया या न हितानुबद्धा किं जीवितं साधुविरोधि यद्वै ॥**

“જો દુ:ખથી પીડાતાં મનુષ્યોનું રક્ષણ થઈ ન શક્યું તો તે પુરૂષાર્થબળ શા કામનું છે ? અર્થાત્ નકામું છે. જો ધન ગરજાઉ મનુષ્યના કામમાં ન આવ્યું તો તે ધન પણ શા ઉપયોગનું છે ? જેથી પરિણામે કોઈનું પણ હિત ન સધાય તે ક્રિયા પણ શા કામની ? તે જ પ્રમાણે જે જીવન સજ્જનોનો વિરોધ કરનારૂં છે તે જીવન પણ શા અર્થનું છે ? તે ખરે જીવન્ જ ન કહેવાય. માટે મારે અવશ્ય બ્રાહ્મણોની વહારે ધાવું જોઇએ.

“તેથી હે વિલાસવતી ! તેમની પાછળ મને જવાની આજ્ઞા આપ. હું તેમને ધારા નગરમાં પાછા લાવીશ અને તેમનો કીર્તિધ્વજ પુન: બ્રહ્મસભાના શિખરે સ્થાપીશ, ત્યારે જ મારા જીવને નિરાંત વળશે.”

આમ કહી, ચારણનો વેષ સજી, ઉઘાડી તરવાર ખભે મૂકી, ઘોડા ઉપર સ્વાર થઈ, ટુંકે આડફતરે રસ્તે થઈને કાલિદાસ પેલા બ્રાહ્મણોની પછવાડે ગયો અને તેમને સત્વર વાટે પકડી પાડ્યા. પછી ઘોડેથી ઉતરી, તેમને રોકયા અને જય જય વચનથી આશીર્વાદ આપી કહ્યુંઃ—"હે વિદ્યાસાગરો! હે ભોજની બ્રહ્મસભામાં મોટાઈ મેળવનારા પંડિતો! તમે બૃહસ્પતિ જેવા સુજ્ઞ છો, છતાં તમારે આમ કેમ ધારા નગર છોડીને જવાનો વારો આવ્યો છે? શું તમે કુશળ નથી? શું રાજા કુશળ નથી? હું પોતે કાવ્યચાતુર્યથી ધન મેળવવાને પરભાર્યો ભોજના દર્શનને અર્થે ધારા નગર જાઉં છું, ત્યારે તમે તો વિદાય થતા જણાઓ છો, તેનું શું કારણ?"

પેલા પંડિતોએ વિચાર કર્યો કે, આ ચારણની જાત છે. તે ભોજના દરબારમાં જશે તે વેળાએ આપણી અવદશાની વાત તેને કાને આવવાની જ છે અને તે વેળા એ આપણી હાંસી કરીને ન અટકતાં આપણી ઉલટી બદગોઈ કરશે. તો આપણે પોતે જ શા માટે તેને એ ન કહેવી? અને આપણો પક્ષકાર ન કરી લેવો? વળી ચારણ બુદ્ધિમાન્ તેમ જ બહુશ્રુત હોય છે, તેથી કદાચ તે આપણને સમસ્યા પણ પૂરી કરવાનું સૂચવે. માટે તેને અવશ્ય આપણી દશા જણાવવી.

આમ વિચાર કરી, તેમણે ચારણને કહ્યું:—"હે ચારણ! અમે જ તને અમારી દશા કહીએ છીએ. રાજા ભોજે અમને એક સમશ્યા પૂરી કરવા કહ્યું. પરંતુ અમે તે પૂરી કરી ન શકયા, એટલે તે અમારી ઉપર ક્રોધે ભરાયો અને તેના ભયથી અમે દેશાવર સંચરીએ છીએ."

એટલે ચારણે પૂછ્યું:—"એવી તે કઈ સમસ્યા છે કે જેણે તમારા જેવા વિદ્વાનોને પણ મુંઝવ્યા છે?"

ત્યારે પંડિતોએ તે સમસ્યા કહીઃ—

**तुलणं अणु अणुसरइ ग्लौ सो मुहचन्दस्स खु ए दाए।**

તરત જ ચારણ બોલ્યોઃ—"અહોહો! આ સમસ્યા કાંઈ ગૂઢ નથી. તેનો અર્થ ખુલ્લો જ છે. આ વચન તો પૂર્ણ પ્રથમ ચંદ્રને જોતાં અને પછી

લીલાવતી રાણીના મુખ સાથે તેને સરખાવતાં રાજાના મુખમાંથી સહસા નીકળ્યું લાગે છે; તેનું ઉત્તરાર્ધ આ જ હોવું ઘટે છેઃ—

**अणु इादे वण्णयदि कहं अणुकिदि तस्स प्पडिपदि चन्दस्स ॥**

ચંદ્ર પાછળ પાછળ અનુસરતો આવે છે એમ કેમ કહી શકાય? કારણ પૂર્ણિમા પછીનો (ક્ષયને વશ થયલો) પડવાનો ચન્દ્ર એની તુલનાને કેમ અનુસરી શકશે?"

આવું ચમત્કારિક સમાધાન સાંભળી, તે સર્વે પંડિતો અતિશય વિસ્મય પામ્યા, અને એ ચારણને અભિવંદન કીધું. પછી ચારણ ત્યાંથી ખુબીબંધ સહસા અદૃશ્ય થયો.

પછી તેઓ વિચારવા લાગ્યાઃ—"ખરે જ આ ચારણ નથી. પણ સરસ્વતીના કોઇ અવતાર જેવો પુરૂષ છે. શું સાક્ષાત્ સરસ્વતી તો ચારણ રૂપે આપણું રક્ષણ કરવા અહીં આવ્યાં નહીં હોય? નહીં તો આવા બુદ્ધિ-શાળી ચારણની ખ્યાતિ આપણા સાંભળવામાં પૂર્વે આવી હત. હજી કોઇને ચારણે આપણી સમસ્યા પૂરી કર્યાની ખબર પડી નથી અને ચારણ બ્રહ્મસભામાં પહોંચી જાય નહીં તેટલામાં આપણે જ ભોજને તે પૂરી કરી દેખાડીએ અને કીર્તિ પાછી પ્રાપ્ત કરીએ."

આવો વિચાર કરી, પંડિતોએ વિજળીવેગે પોતાના સરસામાનની પોઠો, સાંઢણીઓ અને ગાડાં પાછાં વળાવ્યાં અને પોતપોતાને ઘેર જઇ નિરાંતે સૂતા.

પછી સવાર થતાં તેઓ બ્રહ્મસભામાં પધાર્યા અને તેમની તરફથી બાણે ભોજને કહ્યુંઃ— "હે રાજન્ તમારી સમસ્યા અમે પૂરી કરી છે. તમારૂં ખાધેલું અન્ન અમે સાર્થક કીધું છે. અમે કેવળ પેટભરા બ્રાહ્મણ નથી. આપની સમસ્યાનો આપનો અંતર્ગત અભિપ્રાય તો આપ તેમજ ઇશ્વર જાણે. પરંતુ અમારી સમજમાં તો તે આમ આવે છે. સાંભળો આપની સમસ્યાનો ખુલાસોઃ—

**तुलणं अणु अणुसरइ ग्लौ सो मुहचन्दस्स खु ए दाए।**
**अणु इदि वण्णयदि कहं अणुकिदि तस्स प्पडिपदि चन्दस्स॥**
**(तुलनामन्वनुसराति ग्लौ सो मुखचन्द्रस्य खल्वेतस्याः।**
**अन्विति वर्ण्यते कथमनुकृतिस्तस्य प्रतिपदि चन्द्रस्य॥)**

[ छाया ]

હે રાજન્ ! આ ચંદ્ર આના મુખ ચંદ્રની તુલનાને અનુસરતો આવે છે, ( એમ આપ કહો છો પરંતુ તે યોગ્ય નથી, ) પાછળ પાછળ અનુસરતો આવે છે એમ કેમ કહી શકાય, કારણ કે પુનમ પછી પડવાનો ચંદ્ર એની તુલનાને કેમ અનુસરી શકશે ?"

રાજા ભોજ આવી આબાદ સમસ્યાપૂર્તિ સાંભળી ચેત્યોઃ— " ખરે જ આ ચાતુર્ય તો સર્વદા કાલિદાસનું જ હોવું જોઈએ. આમાં એના સિવાય બીજાની ગમ પહોંચે નહીં. કાલ રાત્રે મને દૂતોએ જ આવીને કહ્યું હતું કે, પંડિતો ભોંઠા પડવાથી માલમતા લઈ દેશાવર ચાલ્યા જાય છે અને અત્યારે તો હું તેમને સભામાં ધૃષ્ટતા સાથે પાછા આવેલા જોઉં છું. માટે નિશ્ચે મારા નગરથી એક દિવસમાં પહોંચાય તેટલે છેટે કાલિદાસ હોવો જોઇએ. માટે કોઈ પણ ઉપાયે મારે તેને ખોળી કાઢવો જોઇએ."

આવો વિચાર કરી, બ્રાહ્મણોના પેટનું પાણી માપવા તેણે એકલા બાણને જ પંદર લાખ ટંકા દાનમાં આપ્યા અને સભા વિસર્જન કરી.

બાકીના બ્રાહ્મણોને ખાલી હાથે જવું પડયું, તેથી તેઓ મનમાં કચવાયા ખરા, પરંતુ સમસ્યા પૂર્તિનો સંકેત ગુપ્ત રાખવાના ઠરાવને લીધે, જાણે સંતોષ પામ્યા હોય, એવો ડોળ કરી, સ્વગૃહે સીધાર્યા. છતાં કુદરતી રીતે એકલો મલીદો મેળવનારા બાણ ઉપર મનમાં ઘણા જ બળ્યા. રાજા તો તે જાણતો હતો જ. તેથી તેણે તેમની પાછળ દૂતોને મોકલ્યા અને તેઓ શું બોલે છે તે જાણી લાવવા આજ્ઞા કરી. તેઓ બ્રાહ્મણોનો ઉકળાટ સાંભળી, પાછા આવ્યા અને ભોજને કહ્યુંઃ—

"હે રાજન્! બ્રાહ્મણો એમ બડબડતા જાય છે કે, લુચ્ચો બાણુ પણ આપણી સાથે જ માલમતા લઇને દેશાવર આવવા નગર બહાર નીકળ્યો હતો. તેનામાં એટલી બુદ્ધિ હતી જ ક્યાં? છતાં રાજાને વહાલો થઈ, સઘળું માન ખાટી જઈ, પોતે એકલો જ સઘળું ધન ઓહીયાં કરી ગયો. પણ આપણે જ રાજા પાસે જઈ તેનું ખરું સ્વરૂપ પ્રકટ કરીશું ત્યારે જ જંપીશું. કાંઈ એને એકલાને એ ધન આપણે પચવા દઇએ, એવા ભોળા નથી."

તેઓના આવા અસંતોષથી રાજાને કંઇક વિશેષ જાણવાની જિજ્ઞાસા થઇ. એટલે તેણે એ સર્વને દરબારમાં પાછા બોલાવ્યા અને બડબડવાનું કારણ ધમકી સાથે પૂછ્યું, અને કહ્યું કે, "મારે કાને, તમારી સમસ્યાપૂર્તિ કેમ થઈ છે તેનો પ્રસંગ આવ્યો છે માટે સાચે સાચું કહી દો, નિકર જોવા જેવું થશે!"

એટલે તેઓએ એક ચારણે વિલાસવતીના બગીચાથી કેટલેક દૂર સામા આવી સમસ્યા પૂરી કર્યાનો વૃત્તાંત નિવેદન કર્યો અને એ ચારણ તે કાલિદાસ સિવાય બીજો કોઈ નહીં હોય, એવી પોતાની ખાત્રી પણ તેને રોશન કરી. રાજાએ તરત જ સ્વારોને ઘોડા તૈયાર કરવા અને મારતે ઘોડે વિલાસવતીના બગીચાને માર્ગે ચારણની ખોળ કરવા જવા ફરમાવ્યું. તે પોતે પણ ચારણને પકડવાને અતિ આતુર હતો, તેથી પંડિતોને સાથે લઇને સત્વર તેમની પાછળ જે જગ્યાએ તે એમને ગઈ રાત્રે મળ્યો હતો, ત્યાં આવી પહોંચ્યો. પણ ત્યાં એનો પત્તો જ લાગ્યો નહીં. માત્ર નગર તરફનાં તેનાં પાછાં પગલાં જણાયાં. એટલે બ્રાહ્મણોને તેણે વિદાય કર્યા અને પગીઓને તેનાં પગલાંની ભાળ કાઢવા ચાંપતી આજ્ઞા કરી.

પછી નિપુણ પગીઓ પગલું કાઢતા કાઢતા વિલાસવતીના બગીચાથી કેટલેક છેટે પગલું અટકતું જણાતાં ખચકયા. ત્યાં તેમણે ચારે કોર ભાળ કાઢવા અનેક પ્રકારે મથન કીધું, પણ ક્યાંઈ ચોકસ પત્તો હાથ ન લાગ્યો. તે વેળા રાત્રિ પડવાની તૈયારી હતી, એટલે પોતાનું કાર્ય વિશેષ દુર્ઘટ થતું જણાતાં તેઓ અતિશય મુંઝાયા અને રાજા નિશ્ચે શિક્ષા કરશે, એવા ત્રાસથી કંપ્યા. પરંતુ દૈવયોગ અનુકૂળ હતો,

તેથી એકાએક એક દાસી ઉપર તેમની દૃષ્ટિ પડી. તેના હાથમાં ફાટેલું પગરખું હતું અને તે લઇને મોચીને ઘેર સંધાવા જતી હોય એમ જણાયું. ચકોર પગીઓ એ પગરખું જોતાં જ ચેત્યાઃ—"જે માણસનું એ પગરખું છે તે જ માણસ મુદ્દાનો છે. પરંતુ તેના રહેઠાણુની ખાત્રી કર્યા વિના કાંઈ બોલીશું તો દાસી પાસેથી તેનો પત્તો મેળવવો મુશ્કેલ થશે. માટે હાલ કાંઈ ન બોલતાં તેની પાસેથી પગરખું લેવું." પછી એક પગીએ ખુબીથી પેલી દાસી પાસેથી એ પગરખું માગી લીધું અને પેલા પગલા સાથે મેળવી જોયું તો તે જ બરોબર બંધ બેસતું આવ્યું. તે વેળા તો તે કાંઇજ બોલ્યો નહીં અને બીજા સઘળા પગીઓને પોતપોતાને ઠેકાણે જવાનું કહી, દાસીને જોડો પાછો આપી, પોતે ક્યાંક અરોપરો સંતાયો. પછી મોચીને ઘેરથી જોડો સંધાવી, દાસી જેવી પાછી વળી કે, તેણે એની પુંઠ પકડી અને વિલાસવતીના બગીચામાં પેસતી દીઠી. ચારણુની ખાત્રી થઈ કે, મુદ્દાવાળો માણુસ આ બગીચામાં જ હોવો જોઇએ. પછી તેણે ભોજને એવી ખબર આપી. એટલે તેણે પત્તો લઈ, વિલાસવતીનો બગીચો ઘેરી લેવા પહેરેગીરોને મોકલ્યા અને નગરના આગેવાનોને બોલાવ્યા તથા કારભારીઓને પોતાની સાથે આવવાની આજ્ઞા કરી, પોતે જાતે ત્યાં પગપાળા જવાની તૈયારી કરી.

આ પાસ પહેરેગીરોએ જેવા મારતે ઘોડે આવી, વિલાસવતીના બગીચાને ઘેર્યો કે તેવું જ 'નિશ્ચે આપત્તિ આવી પડી અને હવે રાજા છોડવાનો નથી,' એમ કાલિદાસને લાગ્યું. પણ તે ગભરાયો નહીં અને પોતાની ખાતર વેશ્યાને કાંઈ સોસવું ન પડે માટે કોઈ યુક્તિથી ત્યાંથી છટકી જવાની પેરવી કરવા માંડી. વિલાસવતી બડી ચબરાક હતી એટલે તે પણ ચેતી, તેથી કાલિદાસ પાસે આવી અને તેને ધીરજ આપતાં બોલીઃ—

"હે મહાકવિ! ખરે જ તમે ઉત્તમ અધમ મનુષ્યની પરીક્ષા કરી શક્યા જ નથી! શું તમને એમ લાગે છે કે હું તમારો વાળ પણ વાંકો થવા દઈશ? આવી કંઈ કંઈ આપત્તિઓ મેં ચપટી વગાડે એટલા સમયમાં ક્યાંય ઉરાડી દીધી છે. તો આનું શું ગજું છે? રજવાડામાં તો ચડતીપડતીનું ચક્ર સદા ઘૂમ્યાં જ કરે છે.

"એ તો ખરૂં જ છે કે જ્યારે માથે વિપત્તિ આવે છે ત્યારે જ માણસના અંતઃકરણની ખરી પરીક્ષા થાય છે. વાયુ વાતો ન હોય ત્યાં સુધી રૂનો ઢગ અને પર્વત એ બે વચ્ચેનો ભેદ ઝાઝો ન જણાય. પણ વાયુ વાય કે તરત જ હલકું રૂ ઉડે છે અને ગૌરવવાળો પર્વત તો સ્થિર રહે છે. તેમ હલકો મનુષ્ય વિપત્તિ આવતાં પોતે ફસે છે અને બીજાને ફસાવે છે; જ્યારે ગંભીર અને મોટા મનનો મનુષ્ય પોતે રજ પણ નહીં ડગતાં અન્યને પણ ઉગારે છે.

"વિપત્તિની કસોટીએ ચઢેલો મનુષ્ય મિત્રોની, સ્વજનોની, બંધુઓની અને પોતાનીયે બુદ્ધિ, ધૈર્ય અને સ્થિરતાની પરીક્ષા કરી શકે છે. તેમ હે કવિ! તમે તો એ જાણો છો જ કે પ્રાણીઓ ઉપર જેમ માગ્યા વિના દુઃખ આવે છે તેમ થવા કાળે સુખ પણ માગ્યા વગર જ આવે છે. પરંતુ સુખને વાસ્તે મનુષ્ય દીનતા દાખવે છે, એટલે જ અંશે દીનતા સુખથી ચઢી જાય છે. હે કવિરાજ! તમારે લગાર પણ ગભરાવું નહીં. હું અને મારી વિશ્વાસુ દાસીઓ જીવતાં છીએ ત્યાં સુધી રાજા તમારૂં વચનથી પણ અપમાન કરી શકશે નહીં. એવો પ્રસંગ આવતાં, હું મારા બાપદાદાનો કોલ આપી પ્રતિજ્ઞા લઉં છું કે, અમે સળગતા અગ્નિમાં પડીશું, પરંતુ તમારૂં અપમાન થયલું જોઈશું નહીં. માટે તમે નચિંત રહો."

વિલાસવતીએ આમ ધીરજ આપી, પોતાનું ઉત્તમ સત્વ દાખવ્યું, તેથી કાલિદાસનો આત્મા પરમ પ્રસન્ન થયો. પછી તે આભારની લાગણી દાખવતાં બોલ્યોઃ—"ધન્ય છે તારી પ્રીતિને! તું જાતની ગમે તે હો, પરંતુ તારી ખરી કુલીનતા અને સ્વભાવની ઉત્તમતાની આજે જ કસોટી થઈ છું. રાજાએ મને અપરાધી ગણ્યો, છતાં તેં તેના ભયની દરકાર ન કરી અને તેના તરફથી મળતી આજીવિકા આદિને પણ લાત મારવાને તું હાલ તત્પર થઈ છું, એટલું જ નહીં પણ તારી જાતને તેના કોપાગ્નિમાં હોમવા તૈયાર થઈ છું, એ કાંઈ જેવી તેવી તારી મારા ઉપરની મમતાની સાબીતી નથી. તેમ મારી ખાત્રી છે કે, જો રાજા ભોજ

જાતે જ અહીં આવશે તો તો તે મને કંઈ પણ કરી શકનાર નથી, પણ ઉલટો મારે પગે પડશે, ”

તે બન્ને આમ પરસ્પરની લાગણીના ઉભરા કાઢતાં હતાં તેવામાં જ અચાનક રાજાએ તેના મંદિરમાં પ્રવેશ કર્યો અને કંઈ પણ પૂછવાની કે જોવાની વાટ ન જોતાં એકદમ કાલિદાસને ભેટયો અને ગળગળો થતો પગે પડ્યો. અહાહા ! એક મહારાજા પોતાના પામર મિત્રને પગે પડે, એ કેવું હૃદયભેદક કૃત્ય ! ધન્ય છે એવા ગુણપૂજક રાજાને ! કાલિદાસે તરત જ હાથ ઝાલી, ભોજને ઉઠાડ્યો અને પોતાને શરમિંદો બનાવ્યા માટે ઓછોઓછો થઈ ગયો અને તેનો સામો આભાર માનવા જેટલી પણ તેની વાણી મોકળી ન રહી. એટલે માત્ર એકી ટશે ભોજના સામું તે જોઈ રહ્યો. ભોજ તેના મનની ગળગળી સ્થિતિ કળી ગયો અને પોતાની લાગણી દર્શાવતાં બોલ્યોઃ—

**गच्छतस्तिष्ठतो वापि जाग्रतः स्वप्नतोऽपि वा ।**
**माभून्मनः कदाचिन्मे त्वया विरहितं कवे ॥**

“હે મહા કવિ ! રસ્તે ચાલતાં, બેસતાં અને જાગતાં પણ તેમ સ્વપ્નમાં ઉંઘતાં પણ મારૂં મન કદિયે તારો વિરહ ન વેઠો, એમ મને થાય છે. હે સરસ મિત્ર ! તને મેં દેશવટો દીધો તે કેવળ શંકા રૂપી ડાકણની પ્રેરણાથી જ. બાકી તું તો સુવર્ણ જેવો શુદ્ધ હતો તે આમ દેશાવર રૂપી અગ્નિમાં તવાયા છતાં નિર્મળ અંતઃકરણવાળો જ રહ્યો છું. હે મિત્ર ! તારા વિના મારી શી દશા થઈ તે હું વર્ણવી શકતો નથી. ”

આવાં લજ્જાનાં વચન રાજા ભોજના મુખથી નીકળતાં કાલિદાસ તો શરમિંદો જ પડી ગયો. અને લજ્જાનો માર્યો મુખ ઉંચું કરી શકયો જ નહીં. એટલે રાજાએ તેને પુનઃ પ્રશંસા કરતાં કહ્યુંઃ—

**कालिदास ! कलावास ! दासवच्चालितो यदि ।**
**मया मार्गे व्रजन्तत्र भवता तत्र का त्रपा ॥**

"હે કાલિદાસ! હે કલાના નિવાસ! તું ખરેખર કાલિનો દાસ છું. તું તારા પોતાના માર્ગે ચાલ્યો જતો હતો છતાં મેં તને એક હલકા દાસની પેઠે અપમાન કરીને તારા માર્ગમાંથી પણ ખસેડ્યો. એમાં તારે કાંઈ. લાજવા જેવું રહેતું નથી. ખરી રીતે તો મારે જ લાજવાનું છે. માટે જરાક મુખ ઉંચું કરી, તારી પ્રસન્નતા દાખવ, એટલે મારા મનને કંઈક આરામ મળે."

તરત જ કાલિદાસે પ્રસન્ન મુખમુદ્રા દાખવી, એટલે ભોજનો આત્મા પણ પ્રસન્ન થયો. ત્યાં તેની નજર, પાસે ઉભેલી વિલાસવતી તરફ ગઈ, એટલે તેને જોતાં જ મંત્રીને ઉદ્દેશીને તે બોલ્યોઃ—

**धन्यां विलासिनां मन्ये कालिदासो यदेतया ।**
**निबद्धः स्वगुणैरेव शकुन्त इव पञ्जरे ॥**

"હે મંત્રી! ખરે જ આ વિલાસવતીને પણ ધન્ય છે; કારણ એણે પોતાના ગુણોથી જ આ કાલિદાસ રૂપી પોપટને પાંજરામાં પૂરી રાખ્યો છે. નહીં તો આપણે દેશવટો દીધો હતો, એટલે તેનું મોં જોવાને પામવાના ન હતા, તે આમ અચાનક કાલિદાસને હમેશને માટે પાસે રાખવા સમર્થ થયા છીએ."

તે વેળા કાલિદાસની આંખમાંથી હર્ષાશ્રુ સરી પડ્યાં, અને રાજાએ તે લુંછી નાંખ્યાં. પછી રાજા ભોજે વિલાસવતીના બગીચામાં જ દરબાર ભર્યો અને કાલિદાસ તથા વિલાસવતીને પોશાક આપ્યો. અને કાલિદાસને પાછો ઉંચી પદવીએ સ્થાપ્યો અને ખુશાલીમાં બ્રાહ્મણાદિને દાન આપ્યાં. અને ઉત્સવ ઉજવવા ફરમાન કાઢ્યું. પછી વાજતે ગાજતે કાલિદાસને તેના નિવાસસ્થાને પહોંચતો કર્યો.

તે દિવસથી ભોજ અને કાલિદાસની પ્રીતિ અને મૈત્રી–દિવસના પૂર્વાર્ધની પેઠે વધતી ચાલી.

---

# વાર્તા ૧૭ મી–કાલિદાસ અને બ્રહ્મરાક્ષસનો ઉદ્ધાર

મહારાજા ભોજે ધારાનગરની બહાર પોતાના સુંદર ઉપવનમાં વિલાસને માટે એક નવું રાજભુવન ઘણી જ સુંદર ઢબે શિલ્પકલાના નમુના રૂપ બંધાવ્યું અને તેમાં સુખોપભોગનાં સાધનોની દરેક પ્રકારની ગોઠવણ કરી હતી. પરંતુ ભુવન બંધાઈ તૈયાર થાય અને તેની વાસ્તુક્રિયા થાય તે અગાઉ જ તેમાં એક બ્રહ્મરાક્ષસ પેંસી ગયો. તેથી તે ભુવનમાં જે કોઈ રાતે સુવા જતું તેને તે ખાઈ જતો હતો. આમ તેણે અનેક જણાના ભોગ લીધા. આ વાતની રાજાને જાણ થતાં તેણે મોટા મોટા મંત્રશાસ્ત્રીઓને બોલાવ્યા, અને તેમને એ બ્રહ્મરાક્ષસને રાજભુવનમાંથી કાઢી મૂકવા આગ્રહ કર્યો. તેઓમાંના ઘણાએ તેને કાઢવા પ્રયાસો તો કર્યા, પરંતુ આ બ્રહ્મ-રાક્ષસ તો તેઓમાંના કેટલાક મંત્રશાસ્ત્રીઓને પણ ખાઈ ગયો. ઉપરાંત ભુવાઓ તેમજ બીજા ઘણાક હિમ્મતવાન માણસોએ તેને કાઢવાની હિકમત કીધી, પણ તેમાં કોઈએ ફાવ્યા નહિ.

બનતું એમ કે આ બ્રહ્મરાક્ષસ પૂર્વના મનુષ્યજન્મમાં અથાક વ્યાકરણી હતો. તેથી પાણિની સૂત્રને અનુસરતી, અભ્યાસ કરેલી કોઈને કોઈ કવિતા બોલ્યાં કરતો હતો. તેમજ જે કોઈને તે દેખતો તેને પાણિનીનું એકાદ સૂત્ર સમસ્યાપૂર્તિ માટે પૂછતો પણ તે સમજી જઈને કોઈ તેનો કવિતા બદ્ધ ઉત્તર આપી શકતો ન હતો. એટલે તેને ખરો બ્રાહ્મણ નથી એમ ગણી તે ખાઈ જતો.

આ પ્રમાણે થોડા દિવસ નીકળી ગયા પછી રાજાએ તે રાજભુવન બંધ કરાવ્યું. પણ તેને કેવી રીતે કાઢવો તેની ચિંતા તો રાતદિન થતી હતી જ. તે જોઈ કાલિદાસે વિચાર કર્યો કે, કોઈ યુક્તિ કરી, આ રાક્ષસને આ ભુવનમાંથી કાઢવો તો જોઇએ જ. પછી તેણે રાજા પાસે જઇને કહ્યું:—

"હે મહારાજ! જે પ્રકારે તે મનુષ્ય હત્યા કરે છે એ જોતાં આ બ્રહ્મરાક્ષસ પૂર્વના મનુષ્યજન્મમાં કોઈ પાકો વિદ્વાન પુરૂષ તેમ જ સકલ-શાસ્ત્રમાં પ્રવીણ અને ઉચ્ચ કવિ હોવો જોઇએ. શાસ્ત્રમાં કહ્યું છે કે જો

એક બ્રાહ્મણ વિદ્યાનો ઉપયોગ શ્રેયસની સિદ્ધિને અર્થે કરે તો તે બ્રહ્મવિદ્ થાય, પરંતુ નિંદ્ય હેતુ અર્થે કરે તો બ્રહ્મરાક્ષસ થાય છે. આથી મને લાગે છે કે પૂર્વ જન્મના કોઈ મહા પાપથી તે આ રાક્ષસપણાને પામ્યો હશે. માટે એને મંત્રને બદલે શાસ્ત્રાર્થથી જિતી સંતોષવો જોઈએ. મંત્રશાસ્ત્રીઓની મંત્રશક્તિ આપે જોઈ, હવે મારા મંત્ર બુદ્ધિરૂપી બલનું આપ જુઓ. હું પોતે આજની રાત એ ભુવનમાં જઈને સુઈશ."

કાલિદાસની માગણી સાંભળી રાજાએ પ્રથમ તો ઘણી ઘણી ના પાડી પણ આખરે તેને રજા આપી.

પછી કાલિદાસ તે રાતના ત્યાં જઈ સુતો. પહેલો પ્રહર થયો કે તરત જ બ્રહ્મરાક્ષસ આવીને નિયમ પ્રમાણે સામો ઉભો રહ્યો. કાલિદાસને જોતાં જ તેને લાગ્યું કે "આ કોઈ અપૂર્વ પુરૂષ છે. પરંતુ જો તે મારી સમસ્યા પૂરી નહીં કરે તો હું એને અવશ્ય હણીશ"! આવો વિચાર કરી તે બોલ્યોઃ—

'**सर्वस्य द्वे**' સર્વને બે શું છે! (પાણિની ૮-૧-૧)

કાલિદાસ તેના મનનો હેતુ સમજી જઈ બોલ્યોઃ—**सुमतिकुमती संपदापत्तिहेतू**' બધાને સુમતિ અને કુમતિ એ બે જ સંપત્તિ અને વિપત્તિના કારણ રૂપ છે.

આવો મનમાનતો ઉત્તર સાંભળી, ભક્ષ ન મળ્યું એ વિચારથી સ્હેજ નિરાશ થઈને બ્રહ્મરાક્ષસ ત્યાંથી ચાલી નીકળ્યો.

બીજો પ્રહર થયો એટલે તે ફરીથી આવ્યો અને બોલ્યોઃ—'**वृद्धो यूना**' વૃદ્ધ જુવાનની સાથે, (પાણિની ૧-૨-૬૫)

કાલિદાસે ઉત્તર આપ્યોઃ—"**सह परिचयात्त्यज्यते कामिनीभिः**" જુવાન પુરુષની સાથે પરિચય થાય તો સ્ત્રીઓ વૃદ્ધને છોડી દે છે."

આ સાંભળી, ભક્ષ ગયું એ વિચારે પહેલાંના કરતાં વધારે નિરાશ થઈને બ્રહ્મરાક્ષસ પાછો ત્યાંથી જતો રહ્યો.

ત્રીજો પ્રહર થતાં પાછો આવીને તે બોલ્યોઃ—'**एको गोत्रे**' ગોત્ર (વંશ) માં એક જ. (પા. ૪-૧-૯૩)

કાલિદાસે ઉત્તર આપ્યો:– " **प्रभवति पुमान्यः कुटुंबं बिभर्ति** " આખા કુટુંબમાં કુટુંબપોષક તો એક જ પુરુષ હોય છે, અને તેની સત્તા ચાલે છે.

આ સાંભળીને બ્રહ્મ રાક્ષસ ત્યાંથી ચાલી ગયો.

પછી ચોથા પ્રહરે પાછો આવીને બોલ્યો: "**स्त्री पुंवच्च**" સ્ત્રી પુરુષની પેઠે. (પા. ૧–૨–૬૬)

કાલિદાસે ઉત્તર દીધો:—" **प्रभवति यदा तद्धि गेहं विनष्टं** " ભાવાર્થ—સ્ત્રી જ્યારે પુરૂષના જેવી સ્વતંત્ર થાય ત્યારે ઘરનો નાશ થયો સમજવો. "

આ પ્રમાણે પોતાના ચારે પ્રશ્નોનો મનમાન્યો ઉત્તર મળ્યો, એટલે તો તે બ્રહ્મરાક્ષસ મટીને દિવ્ય પુરૂષ થઈ ગયો. અને તેની દિવ્ય કાન્તિ જોઇને કાલિદાસે તેને કોઈ મહાપુરૂષ સમજી નમસ્કાર કર્યા. પછી પેલા દિવ્ય પુરૂષે કાલિદાસને કહ્યું:—" હે પંડિતરાજ ! હે મહાકવિ ! કોઈ શ્રાપના યોગે હું બ્રહ્મ-રાક્ષસપણાને પામ્યો હતો. અને મારા શ્રાપનું નિવારણ આવી રીતે થવાને સરજાયલું હતું. હે સદ્બુદ્ધિવાન્ ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું, તારે શું ઇષ્ટ સાધવું છે તે કહે."

ત્યારે કાલિદાસે માગ્યું:–" હે ભગવન્ ! જો તમે પ્રસન્ન થયા હો તો આ રાજભુવન છોડીને ચાલ્યા જાઓ. "

એટલે દિવ્ય પુરૂષ "ભલે" એમ કહી, ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયો. તે દિવસથી રાજા તે ભુવનમાં જઈને વસવા લાગ્યો, અને કાલિદાસને બહુ માન આપતો થયો.

---

## વાર્તા ૧૮ મી–ચાર કુમારિકાની પરીક્ષા

ભોજ રાજાની બ્રહ્મસભાની કીર્તિ ધીરે ધીરે સમસ્ત ભરતખંડમાં પ્રસરતી જતી હતી. તેના દરબારમાં શાસ્ત્રો અને વિદ્યાઓમાં પારંગત નવસેં નવ્વાણું પંડિતો હતા. તેમનાં ભોજે ચઢતા ઉતરતા ક્રમે વર્ષાસન બાંધ્યાં હતાં. પરંતુ કહેવાય છે તેમ તેમની સાથે ભોજે એવી પૈઠણ કરી

હતી કે, દેશાવરથી વિદ્યાવિજય અર્થે આવેલા પંડિતોનો ગર્વ તેમણે તોડવો અને બ્રહ્મસભાનું અવિજયીપણાનું માન અખંડ રાખવું; અને જો સભાની કીર્તિ હરાઈ જવાનો પ્રસંગ આવે તો સ્વયં દેશવટો સ્વીકારી, રાજાને કદીએ મેં દેખાડવું નહીં. તેમને કેટલીક વખત આ પૈઠણ ઘણી જ ભારે પડી જતી હતી, અને દેશવટો જવા જેવી કટોકટીની તક આવતી. પરંતુ તેવી વેળાએ કાલિકા માતાનો સત્ય ભક્ત કાલિદાસ અપૂર્વ બુદ્ધિ-ચાતુર્યથી તેમની પ્રતિષ્ઠા જાળવતો અને ભોજની બ્રહ્મસભાનું માન ટકાવતો, એટલું જ નહીં પણ અનેકગણું વધારતો.

એક સમયે, ભોજ ભર દરબારમાં વિરાજતો હતો, અને પંડિતો વાદ-વિવાદના પૂર જુસ્સામાં ઉછળતા હતા, તે ઘડીએ દાહલ (હાલના તીપેરા) પ્રદેશની ચાર મદભર, યૌવનની મૂર્તિ રૂપ, કુમારિકાઓએ સભામાં પ્રવેશ કીધો. તે જૂદી જૂદી જાતિની હતી; છતાં રૂપ, વર્ણ અને ઉમ્મરમાં સરખી હતી. જાણે એક જ બીબામાંથી ઘડાઈ હોય તેવી દીસતી હતી. નાનપણથી જ તેમણે ચારે જણીએ સાથે રહીને કાશીમાં શાસ્ત્રોનો અને અનેક વિદ્યાઓનો અભ્યાસ કર્યો હતો. અભ્યાસ પૂર્યો કર્યા પછી તેમણે ચારે જણે મળીને યુવા અવસ્થાનો સાથી પુરૂષ, કેવો મેળવવો તે વિષે વિચાર કર્યો, અને છેવટે એકમતે એવા નિર્ણયે આવી કે, “આપણે પરણવું તો ચારે જણે એક જ પુરૂષને પરણવું, જેથી સંસારમાં આપણે કદિ વિખૂટાં ન પડી શકીએ, તેમ એક જ તરેહનાં સુખદુઃખમાં સમભાગી થઈ શકીએ. વળી આપણો સાથી પુરૂષ મૂર્ખ અને અરસિક ન હોવો જોઇએ, કે જેથી આપણો અવતાર અને વિદ્યા એળે ન જાય, ”

તેઓ આવો નિર્ણય કરી, યોગ્ય પુરૂષની શોધ કરતી, અને પોતાની વિદ્વત્તા અને ચાતુરીથી પ્રસિદ્ધ રાજાઓની બ્રહ્મસભાના પંડિતોનાં પાણી માપતી, તેમ જ સર્પનું વિષ ઉતારનાર મદારીની પેઠે તેમનો વિષરૂપી વિદ્યામદ ઉતારતી ઉતારતી, દેશદેશાવર ફરવા લાગી. તેઓ જે જે સભામાં જતી ત્યાં ત્યાં એવી પ્રતિજ્ઞા ધરતી કે “ અમે જો પંડિતોને હરાવીએ તો એક લાખ મોહોરનો દંડ લઇએ, અને ત્રાંબાપત્ર ઉપર વિજયનું પ્રમાણપત્ર લખાવી લઇએ. અને હારીએ તો અમે ચારે જણ અમને હરાવનાર

પંડિત ચરણમાં અમારી સઘળીયે સંપત્તિ તથા વિજયપત્રો ધરીએ, અને જો તે અનુનયથી અમને વશ કરે તો અમારૂં શરીર તેને સમર્પીએ."

તેઓએ ઠામ ઠામ જઇ પોતાની આવી પ્રતિજ્ઞા સફળ કરી, મોહોરનાં અનેક શકટ જેટલી સંપત્તિ અને સંખ્યાબંધ વિજયપત્રો મેળવ્યાં. પછી આખરે તેઓ ભોજ રાજાના ધારા નગરમાં આવી ઉતરી અને એક મુકામ રાખ્યો.

યોગ્ય સમય આવતાં તે ચારે જણી તેની બ્રહ્મસભામાં આવી. ભોજે તેમનો યોગ્ય સત્કાર કર્યો, અને યોગ્ય આસને બેસવા સંજ્ઞા કરી. જાણે બ્રહ્માએ એક જ જાતના સત્વની એક જ બિબામાંથી ચાર પ્રતિકૃતિઓ ઘડી કાઢી હોય તેમ એકસરખા રૂપવાળી, એકસરખા સૌંદર્યની મૂર્તિ જેવી, સમાન ચાતુરીવાળી અને યૌવનના પૂર બહારમાં ખીલતી, ચાર કુમારિકાઓને જોતાં જ સઘળા પંડિતો આશ્ચર્યમાં નિમગ્ન થયા, એટલું જ નહીં પણ ભાનભૂલા થયા હોય તેમ ચકળવકળ આંખે તેમની સામે એકી ટશે જોઈ રહ્યા. ભોજ રાજા પણ આ દૃશ્યથી અતિશય વિસ્મય પામ્યો. પછી તેણે આ ચાર કુમારિકાઓને સભામાં આવવાનું કારણ પૂછ્યું. એટલે તેમાંની, અગાઉથી રચેલા સંકેત મુજબ, એક વિપ્રની કુમારિકા ધીરા અને ગંભીર સ્વરે બોલી:—

"હે રાજન્! આપની બ્રહ્મસભાની અપૂર્વ કીર્તિ અમે દેશાવરમાં સાંભળી છે. અમે ચારે જણ બાલપણથી સાથે ઉછર્યાં છીએ, સાથે રહ્યાં છીએ અને સાથે વિદ્યા પણ ભણ્યાં છીએ, તેથી અમારી ઇચ્છા સંસાર માંડતાં એક જ પતિને વરવાની અને સુખદુઃખ સાથે ભોગવવાની છે. આ હેતુથી અમે એક વિદ્વાન્ પરંતુ ચતુર વરની શોધમાં છીએ. અને એ હેતુ સિદ્ધ કરવા અમે એવી પ્રતિજ્ઞા કરી છે કે જે વિદ્વાન્ અમને વાદવિવાદમાં હરાવે તેને અમે અમારૂં સર્વસ્વ સોંપી દઈએ અને પછીથી જો તે અનુનયથી અમને પ્રસન્ન કરે તો તેને અમારૂં શરીર પણ સમર્પીએ. આવી પ્રતિજ્ઞા સાથે અમે ઘણા રાજાઓની પંડિત સભામાં ગયાં હતાં. પરંતુ કોઈ પંડિત અમને હરાવી શક્યો નથી અને ઉલટાં ભારે બક્ષિસો સાથે વિજયપત્રો મેળવી

ત્યાંથી ચાલ્યાં આવ્યાં છીએ. આમ અનેક સભાઓ જિતી અમે આપની બ્રહ્મસભાની અપૂર્વ કીર્તિ સાંભળી અહીં આવ્યાં છીએ.

"હે રાજન્ ! અમારી પ્રતિજ્ઞાની પહેલી શરત એ છે કે, અમો એક જ્ઞાતિની નથી, તેથી જે પંડિત અમારી જ્ઞાતિ પારખી શકશે તેની સાથે જ અમે વાદ કરીશું. પછી બીજી શરત એ છે કે એ પંડિત જો વાદમાં અમને હરાવશે તો અમે અમારા સર્વસ્વ સાથે તેને શરણ થઈશું. જો કોઈ પંડિત અમને જિતી નહીં શકે તો તમારે અમને એક વિજયપત્ર લખી આપવું જોઇશે અને તે ઉપરાંત એક લાખ સોના મોહોરોની બક્ષિસ પણ આપવી જોઇશે. માટે હે રાજન્ ! અમારી પ્રતિજ્ઞા પ્રમાણે આપની સભામાં જો કોઈ પંડિત પ્રથમ અમારી જ્ઞાતિ પરખવા તૈયાર હોય તો તેને બીડું ઝડપવા ઉઠાડો."

આ કુમારિકાના મુખથી ચારે જણની આવી ગંભીર પ્રતિજ્ઞા સાંભળી, આશ્ચર્યચકિત થયલા સઘળા પંડિતોમાંથી કોઈએ પણ એવી પરખનું બીડું ઝડપવાની હિમ્મત ન ભીડી, એટલે ભોજ રાજાએ ચીડાઈ પંડિતોને આવી આજ્ઞા ફરમાવી:—

"હે પંડિતો ! તમે મારૂં વર્ષાસન મારી બ્રહ્મસભાના અવિજયી-પણાની કીર્તિ અખંડ જાળવવાના બદલામાં ખાઓ છો. માટે હું તમને એક દિવસની મહેતલ આપું છું અને તે વિતતાં તમારે કાં તો પરમ દિવસે સવારે આ સભામાં આવી, તેમની જ્ઞાતિ પરખી, વાદવિવાદ કરી, તેમને હરાવવી, અગર તમારી માલમતા લઈ, વેલાસર દેશાવર ચાલ્યાં જવું."

ભોજની આવી કડક આજ્ઞા સાંભળી, પંડિતો દિગ્મૂઢ જ થયા. પછી તરત બ્રહ્મસભા વિસર્જન થઈ. પંડિતો આ મુશ્કેલ કામ કેમ સધાશે, તેનો વિચાર કરતાં વિખરાયા અને પેલી ચાર કુમારિકાઓ પોતાને મુકામે ગઈ. પંડિતોએ મહેતલના એક દિવસ દરમ્યાન તેમની જ્ઞાતિ કેમ પારખવી તેની યુક્તિચાતુરી શોધવા બહુ બહુ મથન કીધું, પરંતુ તે જડી જ નહીં. એટલે તેઓ દેશાવર જવાના નિર્ણયે આવ્યા. પરંતુ તે દરમ્યાન, ભોજની બ્રહ્મસભાના મુખ રૂપ કાલિદાસ ઘણી જ ફીકરમાં

પડ્યાં અને તેણે ઇષ્ટ કાલિકાની સાધના કીધી. કાલિકાએ પ્રસન્ન થઈ કાલિદાસને 'પ્રસ્તુત કાર્ય સરળતાથી પાર પડશે માટે ચિંતા કરતો નહીં,' એવા વચનથી ધીરજ આપી. પછી કાલિદાસ કેવી રીતે આ કાર્ય થશે તેનો વિચાર કરવા લાગ્યો. ત્યાં તો તેને એકદમ એ કન્યાઓના મુકામે ગુપ્ત વેષે જવાની અને ત્યાં છૂપાઇ તેમનાં વ્યવહારચેષ્ટા નિહાળવાની સ્ફુરણા થઈ. એટલે તે સઘળી તૈયારી કરી, રાત્રિના સમયે એ કન્યાઓના મકાનમાં જઈ ભરાયો.

આ પાસ કન્યાઓ નચિંત થઈ સમય વીતાડતી હતી, અને તેમને કાલિદાસ પોતાના મુકામમાં હોવાનો સણુસારો પણ ન જ આવ્યો. મધ્ય રાત્રિ થતાં એ ચારે કન્યાઓ નિદ્રાવશ થઈ. ત્યાં સુધીમાં તેમની કોઈ ચેષ્ટાથી કાલિદાસ, તેમની જ્ઞાતિ પરખવાનું કોઈ સાધન પોતાને નહીં મળ્યાથી ભારે ચિંતાતુર થયો; પરંતુ કાલિકાના વચનમાં પૂરી શ્રદ્ધા રાખી, પ્રભાત પર્યંત નચિંત રાહ જોવા વિચાર કર્યો. પછી રાત્રિ વીતતાં પ્રભાત થવા આવ્યું, એટલે એ ચારે કુમારિકાઓ ગોખમાં આવી અને સામે આકાશમાં નજર કરી, તો ઉષાની પરમ સુંદર શોભા તેમનાં હૃદયમાં આબાદ કરી અને તે વર્ણવવાની ઉર્મિ પ્રત્યેકને સહસા થઇ આવી. જેમ નૃત્ય ચાલતાં નાચનારીનો ઠણકો ઢાંકયો ન રહે, જેમ સંગીત ચાલતાં ખરા સંગીતપ્રિયનું તાન ખાળ્યું ન રહે, તેમ આ ચતુર વિદુષી કન્યાઓ ઉષાનું સુંદર દૃશ્ય જોતાં પોતાની બુદ્ધિના પ્રવાહને ખાળી ન શકી, અને તેમાંની એક કન્યાના મુખમાંથી નીચેનું ચરણ સહસા નીકળ્યું:—

**अभूत्प्राची पिङ्गा रसपतिरिव प्राश्य कनकम् ।**

"હે સખી! આ પેલું દૃશ્ય જો તો ખરી; જેમ કનક–સોનાનો મેળાપ થતાં સઘળા રસોનો પતિ પારો પીળાશ મારતો થાય છે, તેમ ઉષાનો સમાગમ થતાં પૂર્વ દિશા પીળાશ પડતી થઈ છે.

તેનું આ પાદ સાંભળી, કાલિદાસને ખાતરી થઈ કે, આ પાદ બોલનારી ખચિત જ સોનારણ હોવી જોઇએ. કારણ એ કુદરતી નિયમ છે કે, માણસ પોતે જે જાતિનો હોય તે જાતિના ધંધાનું સ્મરણ તેને સર્વથી

પહેલું થાય છે, તથા પોતાની જાતના ધંધાની ઉપમા આપવાનું મન થાય છે. અને આ કન્યાએ પારો અને સોનું, એ બે ધાતુઓના સમાગમનું દૃષ્ટાંત આપ્યું, એટલે તે ખચિત સોનારણ હશે. હવે જોઉં, બીજી કન્યા શું બોલે છે.

તરત જ બીજી કન્યા બીજું આવું પાદ બોલી:—

**गतच्छायश्चन्द्रो बुधजन इव ग्राम्यसदसि ।**

"હે સખી! તારૂં કહેવું બરોબર નથી, એ તો જેમ ગ્રામ્ય–ગામડીઆઓ–મૂર્ખાઓની સભામાં કોઈ પંડિત પુરૂષ જઈ પહોંચે અને પોતાનો કોઈ સમોવડીયો ન જોતાં, એકદમ ગ્લાનિ પામે, તેમ ચંદ્ર તારાઓ આદિ દિવ્ય જ્યોતિઓથી શૂન્ય થયલા આકાશમાં એકલો પડતાં કાન્તિથી હીણાયો છે, અર્થાત્ ઝાંખો થયો છે."

આ પાદ સાંભળી, કાલિદાસે તરત જ નિશ્ચય કીધો કે, ખરે આ કન્યા બ્રાહ્મણ જાતિની હોવી જોઇએ અને તેથી જ તેને સ્વાભાવિક રીતે, સોના તથા પારાની મિલાવટ ન રુચતાં, વિદ્વાન્ અને સભાની ઉપમા સ્ફુરી. હવે ત્રીજી કન્યા કઈ જ્ઞાતિની છે, તે પણ શ્રીઇષ્ટ દેવીના પ્રસાદથી હમણાં જ જણાશે.

એટલામાં ત્રીજી કન્યા આ ત્રીજું પાદ બોલી:—

**क्षणात्क्षीणास्तारा नृपतय इवानुद्यमपराः ।**

"હે સખીઓ! તમારૂં બન્નેનું યે કહેવું મને તો રૂચતું નથી. મને તો એમ લાગે છે કે જેમ (રણ સંગ્રામના) ઉદ્યમ–કામ ધંધા વિનાના થયલા રાજાઓ શૌર્ય પ્રકાશવાનો પ્રસંગ નહીં મળ્યાથી નિસ્તેજ–ફીકા ફચ થઈ જાય છે, તેમ જોત જોતામાં આ ક્ષણે ક્ષણે તારાઓનું તેજ ક્ષીણ થતું જાય છે."

આ પાદ સાંભળતામાં કાલિદાસની ખાત્રી થઈ કે, અવશ્ય આ ત્રીજી કન્યા ક્ષત્રિય હોવી જોઇએ. નહીં તો તેને નિરૂદ્યમી નરપતિઓની ઉપમાનું સ્ફુરણ ન થાય. હવે ચોથીનું પણ પોત સત્વર પ્રકાશશે અને

મારો પ્રયાસ સફળ થશે. 'સબુરીનાં ફળ મીઠાં છે' એ કહેતી દેવીની કૃપાથી અવશ્ય સાચી નીવડશે.

તે જ ઘડીએ ચોથી કુમારિકા બોલી:—

**न राजन्ते दीपा द्रविणरहितानामिव गृहाः ।**

"હે સખીઓ! જેમ દ્રવ્ય વિનાના મનુષ્યોનાં ગૃહ શોભાહીણાં દીસે છે, તેમ દિવાનાં તેજ ચાલ્યાં ગયાં છે"

આ પાદથી કાલિદાસની ખાત્રી થઈ કે નિશ્ચે ચોથી કન્યા વૈશ્ય જાતિની છે, અને તેથી જ દ્રવ્યનો વિચાર તેને આવ્યો છે. ખરે જ મારૂં સૌભાગ્ય પ્રકાશશે.

પછી થોડી વાર કાલિદાસ ત્યાં છૂપાઈ રહીને, લાગ આવતાં છાના માંના ત્યાંથી પોબારા ગણ્યા અને પોતાને ઘેર આવી, નિત્યકર્મ પરવારવાની અને પછી બ્રહ્મસભામાં જવાની તૈયારી કરી. ત્યાં તો નિરાશાથી નિસ્તેજ થયલા પંડિતો તેને ઘેર આવ્યા અને હવે દેશાવર ચાલ્યા જવું કે કેમ, તે વિષે કાલિદાસની સલાહ માગી. ત્યારે કાલિદાસે તેમને ધીરજ આપી, તથા દેવીની કૃપાથી પોતાને પેલી ચાર કુમારિકાઓની જાતિ પરખવાની યુક્તિ સ્ફુર્યાનું કહી, ઘેર શાન્તિથી જઈ, બ્રહ્મસભામાં સમય સર પ્રસન્નતાપૂર્વક આવવાની સૂચના કરી.

પછી સમય થતાં બ્રહ્મસભા બરોબર ગોઠવાઈ અને પેલી ચાર કુમારિકાઓ પણ આવી. રાજા ભોજ પણ સિંહાસને બેઠો. તરત એક કન્યાએ આગળ આવી, પોતાની પ્રતિજ્ઞા પુનઃ કહી અને જ્ઞાતિ પરખવા કોઈ પણ પંડિતને આવ્હાન કર્યું. સઘળા પંડિતોએ જેમ ઘેટાં ભરવાડ તરફ દૃષ્ટિ ફેરવે તેમ કાલિદાસ તરફ નેત્ર સમસ્યા કરી. એટલે કાલિદાસે પેલો આખોયે શ્લોક સભાને સંભળાવ્યો અને એ કન્યાઓમાંની દરેકનું ઓળખાણ તેમની જાત સાથે આપ્યું. આથી સભા પ્રસન્ન થઈ અને પેલી કન્યાઓ પણ તેની દિવ્ય શક્તિનો પરિચય થતાં વિસ્મય પામી.

પછી તેમણે કાલિદાસ સાથે અનુક્રમે વાદવિવાદ કર્યો, પણ તેમાં તેઓની હાર થઈ. તરત જ એ ચારે કુમારિકાઓએ પોતાની સઘળી સંપત્તિ

અને વિજયપત્રો મુકામેથી મંગાવરાવ્યાં, ભર સભામાં કાલિદાસના ચરણમાં સમર્પ્યાં અને પોતાનું શરીર પણ લગ્નથી તેને સમર્પવાની ઇચ્છા ભોજને જણાવી. કાલિદાસે પણ कन्यारत्नं दुष्कुलादपि—હલકા કુલનું હોય તોયે કન્યારત્ન લેવું, એ ન્યાયે તેમને પરણવાની હા પાડી.

પછી ભોજ રાજાએ તેમનાં સગાંવહાલાંનાં નામઠામ પૂછી, તેમને ધારા નગરમાં બોલાવરાવ્યાં અને પૂર્ણ ઠાઠમાઠથી તેમનાં લગ્ન કાલિદાસ સાથે કીધાં.

પછી પ્રથમ મિલન માટે તેમણે પોતાના પ્રિયતમ કાલિદાસ સાથે ગોઠવણ કરી હતી તે પ્રમાણે, તે પહેલે પહોરે બ્રાહ્મણકન્યાના અંતઃપુરમાં ગયો. તે વેળા બ્રાહ્મણકન્યાએ રૂસણું લીધું અને તેનું મન મનાવતા લગભગ પહેલો પહોર વિતવા આવ્યો, ત્યારે અનેક વિનવણીઓને અંતે તે બોલી:—"હે રમણકાન્ત! જ્યારે ગ્રહયોગ અનુકૂળ આવશે, ત્યારે મારો તમારી સાથે મેળ ખાશે."

આ સાંભળી ચતુર કાલિદાસ સહાસ્ય બોલ્યો:—

> **वक्त्रेन्दुः कबरीभरस्तव तमः सीमन्तसूर्यो गुरु-**
> **र्वक्षोजावधरः स चावनिजनिः केतुर्भ्रुवौ सुन्दरि ।**
> **वाक्यं काव्यमयं शनैश्चरगतिर्मध्यस्तु सौम्याऽपरः**
> **सात्त्वं चेत्कुरुषे कृपां मयि तदा सर्वेऽनुकूला ग्रहाः ॥**

હે સુંદરિ! તારાં સુંદર અવયવો અલંકારો અને ગુણો જ અવનવા ગ્રહો છે, એટલે ગ્રહયોગની અનુકૂલતા તો તારા પોતાના હાથમાં જ છે. તારે કાંઈ અનુકૂલ ગ્રહયોગ માટે થોભવાનું પ્રયોજન જ નથી, કારણ તે તારે સ્વાધીન છે. જો તારૂં વક્ત્ર—મુખ ઇન્દુ સમાન સુંદર છે એટલે તે ચન્દ્ર ગ્રહ જ છે; તારો કેશપાશ–ચોટલો કાળો મેંશ જેવો છે, એટલે તે પ્રત્યક્ષ રાહુ ગ્રહ જ છે; તારા સેંથા વચ્ચે હિંગલોકનું ટપકું છે, તે સાક્ષાત્ સૂર્ય ગ્રહ છે; તારી છાતી ઉપર ઉપસી આવેલાં સ્તન એ ગુરૂ ગ્રહ છે; તારો લાલચોળ અધર એ મંગળ ગ્રહ છે; અને હે સુન્દરી! તારાં ભવાં એ કેતુ ગ્રહ છે; તારૂં વચન કાવ્યમય ગ્રહ રૂપ એટલે શુક્ર

છે, અર્થાત્ તે જ **શુક્ર** છે; તારી મંદ ગતિ એ **શનિશ્ચર ગ્રહ** છે; તારો મધ્ય ભાગ એટલે ગોળાકાર કટિ એ **સોમ**ના પુત્ર **બુદ્ધ** ગ્રહ જેવી છે. હે સુંદરિ ! આમ સર્વે ગ્રહો તારામાં જ વસેલા છે; માટે જો તું કૃપા કરે તો.

તેના આ સ્તુતિવચનથી તે સ્ત્રી પ્રસન્ન થઈ અને તેનું મન રંજન કીધું. તારે સ્વાધીન રહેલા આ સર્વ ગ્રહો મને પણ અનુકૂલ થાય એમ છે.

પછી બીજો પહોર થવા આવતાં કાલિદાસ ત્યાંથી વૈશ્ય વર્ણની કુમારિકાના અંતઃપુરમાં સીધાર્યો. ત્યાં પેલી વૈશ્ય કન્યા પણ રૂસણું લઈ બેઠી હતી. તેને મનાવતાં કાલિદાસને ઘણી જ પંચાતી પડી. અને પોહોર વિતવામાં થોડીક ઘડી રહી હતી, ત્યાં વૈશ્ય કન્યા ઘણી આજીજીને અંતે બોલીઃ—"હે પ્રિયતમ! તમે મને શા માટે આમ સતાવો છો? તમે મોટી તીર્થયાત્રા કરી પવિત્ર થઈ આવો, એટલે આ મારી કાયા તમારી જ છે."

તરત જ ચકોર કાલિદાસ બોલ્યોઃ—

**मध्यं विष्णुपदं कुचौ शिवपदं वक्त्रं विधातुः पदं**
**धम्मिलः सुमनःपदं प्रविलसत्काञ्ची नितम्बस्थली ।**
**वाणी चेन्मधुराधरोऽरुणधरः श्रीरङ्गभूमिर्वपुः**
**किं ते स्त्रि ! कथयामि पुण्यचरितं त्वं निर्जरैः सेव्यसे ॥**

હે સુંદરિ! તારો દેહ જ સર્વ પુણ્ય તીર્થો રૂપ છે અને તેથી જ એ તીર્થો રૂપી તારા દેહની ઉપાસના કરવા અને તેના સંગથી પવિત્ર થવા હું આવ્યો છું, ત્યાં તું મને બીજાં તીર્થોમાં ક્યાં મોકલે છે? તારા જેવું સર્વ તીર્થોના સંગમ રૂપ ઉત્તમ તીર્થ મને બીજે ક્યાં મળવાનું હતું ? હું તને આ કંઈ અતિશયોક્તિથી કહેતો નથી. તું જ જોઃ—

"તારા શરીરનો મધ્યભાગ કટિ, ઘણી જ પાતળી છે, એથી તે **વિષ્ણુપદ**(આકાશ)ની ઉપમાને યોગ્ય છે. એટલે **વિષ્ણુ**ના પદથી પાવન થયલાં સર્વે તીર્થો તારી કટિમાં જ આવી વસેલાં હું સમજું છું.

"વળી તારાં એ ઉન્નત સ્તનો ઉચ્ચાશને લીધે એ **શિવપદ**, એટલે **શિવ**ના નિવાસ સ્થાન **કૈલાસ**ની ઉપમાને યોગ્ય છે, અર્થાત્ **શિવ-શંકર**ના પદથી પવિત્ર થયલાં સઘળાં તીર્થોના નિવાસ રૂપ છે.

વળી, તારાં અવયવોનો પ્રભાવ એથી પણ વિશેષ છે; તેથી તારૂં મોઢું—વાણીના પતિ બ્રહ્માના પદની ઉપમાને પાત્ર છે. એટલે બ્રહ્માનાં સઘળાં એ તીર્થો તારા મુખમાં જ છે. આમ ત્રિમૂર્તિ—બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં તીર્થોનો સંગમ તું છું.

"હે સુંદરિ ! વળી તારો કેશપાશ—જે સુમનસ—સુગંધમય પુષ્પોથી બહેંકી રહ્યો છે, તે સુમનસ—દેવો—તેત્રીસ કોટિ દેવતાઓ—ના નિવાસરૂપ છે, અને તારાં નિતંબો ઉપર કાંચી (કટિમેખળા) શોભી રહી છે તે કાંચી નામની બે પવિત્ર પુરીઓ શિવકાંચી, અને વિષ્ણુકાંચી જેવી છે. હે સુંદરિ! તારી મધુરી વાણી એ મધુરા—મથુરા નામનું પવિત્ર તીર્થ છે; તારો અરૂણ જેવો લાલચોળ અધર (હોઠ) અરુણવૃંદ નામનું પવિત્ર તીર્થ છે, અને તારૂં સુંદર શરીર એ શ્રીરંગ દેવનું પવિત્ર ક્ષેત્ર છે.

"તો હે સુંદરિ! કહે હવે તારા તીર્થમય દેહનું અને પુણ્યમય ચરિત્રનું વશેષ વર્ણન કરવા જેવું કંઈ રહે છે ખરૂં ? તું જ તીર્થોના ઈષ્ટ સંગમ રૂપ છું અને પ્રાણીને પાવન કરનારી છું; સઘળા નિર્જરો (દેવો તથા જરા—વૃદ્ધાવસ્થા વિનાના—યુવાનો) સ્ત્રી—મૂર્તિનું જ સેવન કરે છે. તેથી તારા જેવા પાવક તીર્થને છોડી મને અન્યત્ર જવાનું તું કેમ કહે છે ? §

વૈશ્ય સુંદરીએ કાલિદાસનાં આવાં વચનથી એકદમ ગર્વનો ત્યાગ કર્યો અને તેને પગે પડી. પછી બીજા પહોરના અંત પર્યંત બન્નેએ આનંદ મ્હાણ્યો.

પછી ત્રીજે પોહોર થતાં કાલિદાસ સોનીની કન્યાના અંતઃપુરમાં ગયો. ત્યાંયે પણ સોનારણે પેલી બન્ને જણીઓની પેઠે રૂસણું માંડ્યું હતું.

---

§ પુરાણમાં નીચેની સાત પુરીઓ મોક્ષદાયી ગણાવેલી છે.

अयोध्या मथुरा माया काशी काञ्ची अवन्तिका ।
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायकाः ॥

અયોધ્યા, મથુરા, માયા, શિવકાંચી, વિષ્ણુકાંચી, અવન્તિકા અને દ્વારાવતી, એ સાત પુરીઓ મોક્ષ આપનારી છે. અને તેમાંની ઘણી ખરી ઉપરની ગણુવામાં આવી ગઈ છે.

અને તે કેમે કરી મનાવી મનાતી ન હતી. કાલિદાસે ઘણા ઘણા કાલાવાલા કર્યા અને મનામણી પટામણી કરી, ત્યારે કેટલી વારે તે બોલીઃ–"હે પ્રણય રસિક! જપતપ સમાધિ સાધો, એટલે તમારૂં મન હું મનાવીશ."

ત્યારે કાલિદાસે કહ્યું:–"હે મુગ્ધે! તું ખરેખર ભોળી જ છે. વિશ્વામિત્ર અને પરાશર આદિ મુનિઓએ પાંદડાં અને વાયુનું ભક્ષણ તથા જલનું જ પ્રાશન કરીને વર્ષોનાં વર્ષ તપ સાધ્યાં છતાં, સ્ત્રી–મુખ રૂપી કમલ જોતાં વેંતજ તેના મોહમાં ફસ્યા અને તેમનું તપ એળે ગયું, તો પછી ઉત્તમ ચોખા, ઘઉં, આદિ અન્ન, ઉત્તમ ઘી, દુધ અને દહીંના નિત્ય નિત્ય નવલા પાક ખાનારા અમારા જેવા ગૃહસ્થ માનવો જો ઇન્દ્રિયનિગ્રહ સાધી શકે તો તો વિન્ધ્યાચળ પર્વત સાગર તરી જાય, એ તારે નિશ્ચે માનવું. હે ગાંડી! તેમ થવું સર્વથા અશક્ય છે. હે સુંદરિ!

**उडुराजमुखी मृगराजकटिर्गजराजविराजितमन्दगतिः।**
**यदि सा वनिता हृदये निहिता क्व जपः क्व तपः क्व समाधिरतिः॥**

ઉડુ–તારાઓના રાજા ચંદ્રના જેવું તો જેનું સુંદર મુખ છે, મૃગો પશુઓના રાજા સિંહના જેવી તો જેની પાતળી કેડ છે, હાથીઓના રાજાના જેવી તો જેની મંદ મંદ ગતિ છે, એવી વનિતા–પ્રેમાળ સ્ત્રી જેને હૃદયે જ વસેલી છે, તેને તે વળી અન્ય ક્યાં જપ કરવા જવાનું છે કે ક્યાં તપ આદરવાનું છે કે ક્યાં સમાધિમાં પ્રેમ ધરવાનો છે? એ સ્ત્રીની જ પ્રેમવાર્તા એ જ જપ છે, તેના પ્રણયની યાચના એ જ તપ છે અને તેનું જ અહોનિશ ધ્યાન એ જ સમાધિ છે.

કાલિદાસનાં આવાં મૃદુ વચનથી તે સોનારણનો ગર્વ ગળી ગયો અને અતિશય પ્રસન્ન થઈ. પછી તેણે બાકીનો પ્રહર કાલિદાસનું મન મનાવી, આનંદમાં વિતાડ્યો.

ત્યાં ચોથો પ્રહર થવા આવ્યો, એટલે કાલિદાસ ચોથી સ્ત્રી ક્ષત્રિયાણીના અંતઃપુરે ગયો. તે પણ ઉપરની ત્રણે જણીઓની જ સખી હતી. એટલે તેય પણ રૂસણું લઈને બેઠી હતી અને બિચારા પ્રણયઘેલા કાલિદાસને તેને મનાવતાં મનાવતાં નવ નેજા પહોંચી. મૂળે તે ક્ષત્રિ-

યાણી હતી, એટલે તેનો આત્મસંમાનનો ખ્યાલ ઘણો વિશેષ હતો અને કાલિદાસ પોતાની પાસે સૌથી છેલ્લો આવ્યો હતો તેથી તેને સહજ ઇર્ષ્યા પણ થઇ હતી, અને તેમાં પ્રણયવિદ્યામાં કાલિદાસની પરીક્ષા લેવાના નિશ્ચયે તે આવી હતી, તેથી બહુ બહુ આજીજી અને યુક્તિપ્રયુક્તિઓ કરી તેને બોલાવવા માંડી છતાંયે તે ન બોલી, ત્યારે કાલિદાસે કહ્યું:—

**स्त्रीमुद्रां कुसुमायुधस्य परमां सर्वार्थसंपत्करीं**
**ये मूढाः प्रविहाय यान्ति कुधियो मिथ्या फलान्वेषिणः।**
**ते तं नैव निहत्य निर्दयतरं नग्नीकृता मुण्डिताः**
**केचिद्रक्तपटीकृताश्च जटिलाः कापालिकाश्चापरे॥**

હે સુંદરિ! સ્ત્રી રૂપી સિક્કો (ચલણી નાણું) એ કુસુમરૂપી આયુધ ધરનાર કામદેવનું સર્વ અર્થો અને સંપત્તિને સાધનારૂં ઉત્કૃષ્ટ ચિહ્ન છે. જે મૂઢ અને અલ્પ બુદ્ધિવાળા પુરૂષો મિથ્યા ફલ–સુખની શોધમાં નીકળતાં સ્ત્રીને છોડીને વનમાં સંચરે છે, કે ગૃહસંસાર છોડી જાય છે, તેઓને એ ફલની આશા જ વિશેષ ઘાતકી રીતે હણે છે, તેમને નગ્ન બનાવે છે, માથાં મુંડાવે છે, અને કેટલાક રાતાં કપડાં ધરીને, તો કેટલાક માથે જટા વધારીને, અગર કેટલાક હાથમાં ખોપરી લઇને પણ બાવા બની રામકીની શોધમાં જ ભટકયાં કરે છે. આવો પ્રતાપ, હે સુંદરી! સ્ત્રીનો છે, માટે તને છોડીને હું કયાં જાઉં? હું તો અહીં જ બેઠો છું; મારો જપ, મારૂં તપ, મારો યોગ, મારી સમાધિ, જે કહે તે તું જ છે.

તેનાં આ વચનથી ક્ષત્રિયાણીનું મન ન મનાયું, ત્યારે શૃંગાર રસથી ઉછલતાં કેટલાંક વચનો અને કાવ્યો કહી, તેની કામવૃત્તિ જગવી, એટલે તેનું રૂસણું કંઇક નરમ પડયું ખરૂં. પરંતુ તેની પ્રણયકાષ્ટાની વિશેષ પરીક્ષા કરવા "આ મારો પતિ સ્ત્રીઓમાં આસકત થઇ હદપાર શૃંગારી થયો" એ વિચારથી ક્રોધ–પૂર્વક તેણે કાલિદાસની છાતીમાં હળવેથી લાત લગાવી. પરંતુ આમ અણધારી લાત વાગ્યાથી કાલિદાસ ગબડ્યો તો ખરો, પણ ચતુરાઇથી તેની સામે ટીકી ટીકીને બોલ્યો:—

**दासे कृतागसि भवत्युचितः प्रभूणां**
**पादप्रहार इति सुंदरि नास्मि दूये।**
**उद्यत्कठोरपुलकाङ्कितकण्टकाग्रै-**
**र्यत्खिद्यते तव पदं मनसि व्यथा मे॥**

હે સુંદરિ! જ્યારે દાસ–નોકર દોષ કરે ત્યારે શેઠ–પ્રભુ પગની લાત તેને મારે એ શેઠને યોગ્ય છે, તેમ હું તારી પાસે પહેલાં ન આવતાં પછી આવ્યો અને તારા આત્મમાનનું ખંડન થવા દીધું, એથી એ દોષને લીધે તેં મને લાત મારી; તેટલા માટે મને તો તું લાત મારે એ કુદરતી લાગે છે તેથી કાંઈ ખોટું લાગ્યું નથી કે મારો આત્મા દુભાયો નથી. પરંતુ તારા કોમળ ચરણના સ્પર્શથી મારાં રોમાંચ ખડાં થતાં અને છાતીના વાળ ઉંચા કાંટા જેવા થતાં તારા કોમલ પગમાં તે ભોંકાયા એથી તને દુઃખ થયું હશે; તેથી મારૂં મન દુભાય છે.

આવું પ્રણયવચન કહ્યું એટલે ક્ષત્રિયાણીનું રૂસણું ઉતર્યું અને બાકીનો પ્રહર બન્નેએ આનંદમાં વિતાડયો.

તે પછી કાલિદાસનો સંસારવ્યવહાર તેમની સાથે સુખેથી ચાલ્યો, અને રાજદરબારમાં પણ તેનું માન અધિક અધિક વધતું ગયું.

---

## વાર્તા ૧૯ મી–સત્પુરૂષાનો કોપ અને નીચનો સ્નેહ

(ભોજની ખતિરાજીથી બલ્લાળ દેશમાં કાલિદાસનો નિવાસ)

એક દિવસ **ભોજ** રાજાની સભામાં કાવ્યવિનોદ ચાલી રહ્યો હતો તેવામાં દ્વારપાલે આવી કહ્યું:–"હે મહારાજ! **શ્રી શૈલથી** એક **વિદ્વાન્** બ્રહ્મચારીજી પધાર્યા છે, અને સભામાં પ્રવેશ કરવા માગે છે."

આજ્ઞા મળતાં બ્રહ્મચારીજી અંદર આવ્યા અને "चिरं जीव" કહી આશીર્વાદ આપતાં નીચેનો કૂટ શ્લોક બોલ્યા:—

**विषं भुंक्ष्व महाराज ! स्वजनैः परिवारितः।**
**विनाकेन विनानाभ्यां कृष्णाजेनमकण्टकम्।**

હે મહારાજ ! તારા સ્વજનોના ગાઢ સંબંધમાં રહેતાં, વિ—ષં "ષ્" કારવિનાનું, તેમ જ 'ક્'કાર વિનાનું તથા 'ન્'કારવિનાનું પણ અકંટક શત્રુ રૂપી કાંટાથી રહિત कृष्णाजिनम् ( ઉપરનો અર્થ મૃગચર્મ ) નિષ્કંટક રાજ્ય ભોગવ ! ( कृष्णाजिनम्માંથી ષ્કાર લઇ લીધો એટલે 'कृणाजिनम्' રહ્યું; તેમાંથી પાછો क् લઇ લીધો એટલે 'ऋणाजिनम्' રહ્યું; તેમાંથી પાછો ન્કાર લીધો એટલે ऋ+आ+जि+अम्=राज्यम् રહ્યું. )

આવો અર્થગંભીર આશિર્વાદ સાંભળી, સઘળી સભા તો વિસ્મય-સાગરમાં નિમગ્ન જ થઈ, અને બ્રહ્મચારીજીની પ્રખર વિદ્વત્તાનો ભાસ થતાં તેમના પાંડિત્યનો ગર્વ ગળી જ ગયો. અને ભોજ રાજા તો છક્ક જ થયો.

પછી તેમની અતિયુવાન વયનો વિચાર આવતાં રાજાએ પૂછ્યું:—"હે બ્રહ્મચારીજી! આવા આઘોર કલિકાલમાં અઘટતું બ્રહ્મચર્ય આપે કેમ અંગીકાર કર્યું છે ? આ ઉગતી અવસ્થામાં આપે કીયું વ્રત આદર્યું છે ? નિત્ય ઉપવાસો કરીને આપનું શરીર તવાયું છે અને કંઇક હળવું પણ થયું છે. જો તમે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત, એ ત્રણ આશ્રમોને સેવનારા પુરૂષો ઉપર ઉપકાર કરવા સમર્થ થતા ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરો, તો હું એક બ્રાહ્મણકન્યાનું દાન તમને અપાવું."

ત્યારે બ્રહ્મચારીજી હસ્યા અને બોલ્યા:—"હે રાજન્ ! તું સમર્થ છું, એટલે તારે શું અસાધ્ય છે ? તેથી તું મારે માટે એક નહીં પણ અનેક કન્યાઓ લાવી શકીશ પરંતુ હે સાધુજન !

"અમે સાધુઓ, જેઓનાં મન ચંદ્રકલાને ભાલમાં ધારણ કરનારા શંકરના ધ્યાન રૂપી અમૃતના પૂરમાં નિમગ્ન થયેલાં છે, એવા યોગીઓને હરણો તે પ્રિય મિત્ર છે, પર્વતની ગુફાઓ તે ઘર છે, શાન્તિ એ વહાલી પત્ની છે, વનનાં ફલો એ તેનો જીવારો છે, અને ઝાડની છાલ એ તેમનાં ઉત્તમ વસ્ત્ર છે, આવી સ્થિતિ હોવાથી તેઓને મોક્ષની પણ સ્પૃહા નથી હોતી. માત્ર સદાશિવનું ધ્યાન એ જ તેઓનું—અમારૂં પરમ સુખ છે."

યોગીની આવી નિસ્પૃહાભરી વાણી સાંભળી, રાજા ભોજ ઘણો જ પ્રસન્ન થયો અને તેમને પગે પડયો, અને પૂછ્યું:—"હે બ્રહ્મન્ !

છતાં મારે આપની સેવાને અર્થે કાંઈ પણ કરવા જેવું છે ? હોય તો એટલું માગીને મારી ઉપર અનુગ્રહ કરો. ”

ત્યારે બ્રહ્મચારીએ કહ્યું:—“ મારે કાશી જવાની ઇચ્છા છે; માટે હું કહું છું તે તું કર. તારી સભાના જે સઘળા પંડિતો છે તેમને તેમની પત્ની અને પરિવાર સાથે મારી જોડે કાશીની યાત્રા કરવા મોકલ. હું માર્ગમાં તેઓ સાથે તત્ત્વજ્ઞાનાદિની વાર્તા કરતો કરતો આનંદ સાથે કાશી પહોંચીશ. ”

આનો ઉત્તર હકારમાં આપી, રાજાએ સર્વ પંડિતોને સહપરિવાર બ્રહ્મચારીજીની સાથે કાશીની યાત્રા કરવા જવાની આજ્ઞા કરી, અને વાટખર્ચી, વાહન આદિનો પાકો બંદોબસ્ત કરી આપ્યો. એટલે બાણ, મયૂર, આદિ અગ્રણી પંડિતો યાત્રાર્થે નીકળ્યા. માત્ર વિલાસપ્રિય કાલિદાસ ન નીકળ્યો, ત્યારે ભોજે તેને ઠપકો દેતાં પૂછ્યું:-“ હે કવિ! તું કેમ કાશી ન ગયો ? ”

ત્યારે તે બોલ્યો:—“ હે રાજન્ ! તમે જાણો છો:—

> ते यान्ति तीर्थेषु बुधा ये शम्भोर्दूरवर्तिनः ।
> यस्य गौरीश्वरश्चित्ते तीर्थं भोज परं हि सः ॥

“ હે દેવ ભોજ ! જે વિદ્વાનો–અર્થાત્ જેમનાં ચિત્ત–શંભુથી દૂર રહે છે તેઓ તેના બાહ્ય દર્શન અર્થે તીર્થનાં સ્થાનોમાં યાત્રા કરવા જાય છે, પરંતુ જેમના ચિત્તમાં જ ગૌરી( પાર્વતી )ના પતિ શંકર નિત્ય નિરંતર વસેલા જ છે, તેમને તો પોતાનો શંકરરૂપ આત્મા, એ જ ઉત્તમ તીર્થ છે અને તેમને અન્ય તીર્થોમાં યાત્રા કરવા જવાની કશી જરૂર રહેતી નથી. ”

આમ પોતાની સભાના પંડિતો કાશીયાત્રા કરવા ગયા અને કાલિદાસ ન ગયો, તેથી રાજાના મનમાં તેના વિષે જો કે કિલ્મિષે પ્રવેશ કીધો તો ખરો, પરંતુ તરત તે જણાયો નહીં. તે વેળા સભા શૂન્ય હોવાથી તેનો વિનોદ આદિ કાલિદાસ સાથે ચાલુ રહ્યો.

એક વેળા ભોજે તેને પૂછ્યું:-“ હે પંડિતજી ! હાલ તું શી વાર્તા સાંભળું છું ? ”

**मेरौ मन्दरकन्दरासु हिमवत्सानौ महेन्द्राचले**
**कैलासस्य शिलातलेषु मलयप्राग्भारभागेष्वपि ।**
**सह्याद्रावपि तेषु तेषु बहुशो भोज श्रुतं ते मया**
**लोकालोकविचारचारणगणैरुद्गीयमानं यशः ॥**

"હે રાજા ભોજ! મેરૂ પર્વતની તેમ જ મન્દર પર્વતનીયે કન્દરા–(ગુફા)ઓમાં, હિમાલયનાં શિખરોમાં, મહેન્દ્રાચલનાં તેમ જ કૈલાસનાં શિલાતલો ઉપર, મલય ગિરિના પ્રૌઢ ભાગોમાં પણ; તેમ જ સહ્યાદ્રિ પર્વત ઉપર, લોકાલોકના વિચારોથી પરિચિત રહેનારા ચારણોના સમૂહો મુકત કંઠે ઘણી ઘણી વાર તમારી કીર્તિનાં ગાન કરતા ફરે છે, એમ મેં સાંભળ્યું છે."

રાજા આથી પ્રસન્ન થયો. આ પ્રમાણે કેટલાક દિવસ તેણે વિનોદમાં કાઢ્યા.

દરમ્યાન ભોજના મનનું કાલિદાસ વિષેનું કિલ્મિષ નીકળ્યું ન હતું. તેને એ સજ્જડ લાગી ગયું હતું કે, "જ્યારે બાણ, મયૂર, આદિ પંડિતો મારૂં કહેવું માની, બ્રહ્મચારીજીની સાથે કાશીની યાત્રાએ ગયા ત્યારે કાલિદાસે એક બે બદામની વેશ્યામાં લોભાઈ, મારી આજ્ઞાને માન ન આપ્યું. માટે હવે શું કરવું?"

હૃદયમાં આ લાગણી વિશેષ જામતાં ભોજે તેની પ્રત્યે અવજ્ઞા દાખવવા માંડી અને તેને કંઈક અપમાન લાગે તેમ બે એક વાર વર્ત્યો પણ ખરો. એટલે આત્મસંમાનનો અભિમાની કાલિદાસ તેની પરવાનગી માગવા ન રહેતાં સીધો બલ્લાળ દેશ સીધાર્યો. ત્યાંના રાજાએ પૂર્ણ માન સાથે તેનો સત્કાર કરતાં કહ્યું:—

"હે મહાકવિ! માળવાથી આવેલા ઘણાઘણા પંડિતોએ તમારા અને તમારી બુદ્ધિ અને કાવ્યશકિતનાં ભારોભાર વખાણ કર્યાં છે. લોકો તમને સરસ્વતીના અવતાર લેખે છે. જેમ સુગંધી પદાર્થની હયાતી, તેને જોવાનો વારો આવ્યા અગાઉ જ તેની સુગંધ પ્રસિદ્ધ કરે છે, તેમ તમારી કીર્તિએ તમારો પરિચય અમને ક્યારનોયે કરાવ્યો છે. અમારાં સુભાગ્યે આ દેશમાં તમારાં ભાગ્યવંત પગલાં થયાં છે. હે -વિરાજ! કોઈ વિનોદની કવિતા તો બોલો:—

**बल्लालक्षोणिपाल त्वदहितनगरे संचरन्ती कीराती**
**कीर्णान्यादाय रत्नान्युरुतरखदिराङ्गारशङ्काकुलाङ्गी।**
**क्षिप्त्वा श्रीखण्डखण्डं तदुपरि मुकुलीभूतनेत्रा धमन्ती**
**श्वासामोदानुयातैर्मधुकरनिकरैर्धूमशङ्कां बिभर्ति॥**

"હે બલ્લાળ દેશના રાજા! તારા શત્રુના નગરમાં સંચરતી એક ભીલડીએ પોતાને ત્યાં વીખરાયલાં ઘણાં રત્નો જોતાં તેને ભેગાં કર્યાં અને 'આ તો ખેરના લાકડાના અંગારા છે,' એવી ભ્રાંતિ થવાથી તે ઉપર ચંદન (સુખડ) વૃક્ષના કટકાઓ આડાઅવળી ગોઠવ્યા અને અર્ધી આંખ મીંચી, હોઠને અર્ધા પોહોળા કરી, ફુંકવા લાગી; ત્યાં તેના સુગંધમય શ્વાસથી ભ્રમરોનાં ટોળાં તેની આસપાસ જામ્યાં, એટલે એ ભીલડીને ભ્રમરાઓમાં ધુમાડાની ભ્રાંતિ થઈ."

આ પ્રમાણે વિવિધ કાવ્યો બોલી, કાલિદાસ નિત્ય નિત્ય બલ્લાળ દેશના રાજાનું મન રંજન કરતો ઘણો સમય પૂર માન અને વિભવ સાથે ત્યાં રહ્યો.

બીજી પાસ પંડિતો કાશીની યાત્રાએ ગયાથી, અને એટલામાં પોતાના નિકટ મિત્ર માઘ પંડિતનું મરણ થયાથી, ભોજને કાલિદાસની ગેરહાજરી વિશેષ સાલી અને તે ઉદાસ રહેવા લાગ્યો. તેના મંત્રીઓએ તેની ઉદાસીનું કારણ કળી જઈ, દૂતોને પત્ર આપી, બલ્લાળ દેશમાં કાલિદાસ પાસે મોકલ્યા. તેઓએ પ્રણામ કરી, કાલિદાસને ધારા નગર પધારવાનું પ્રધાનોનું નિમંત્રણ સંભળાવ્યું, અને તેના વિયોગથી ભોજ રાજાને થયલી ઉદાસી વર્ણવી અને મંત્રીનો પત્ર આપ્યો. આ પત્રમાં લખેલું હતું કે,

**न भवति, स भवति न चिरं भवति, चिरं चेत्फले विसंवादि।**
**कोपः सत्पुरुषाणां तुल्यः स्नेहेन नीचानाम्॥**

"હે કવિ! પહેલાં તો એ વાત તમારા જેવા સુજ્ઞ જાણે જ છે કે, નીચ લોકને જેમ સ્નેહ અંતરની ઉર્મિથી થતો નથી, તેમ સત્પુરૂષને પણ ક્રોધ અંતઃપ્રેરણાથી થતો નથી; પરંતુ જો કદાચ આવેશથી તે ક્રોધ કરે છે તો તે પણ નીચના આવેશથી થયલા સ્નેહની પેઠે ઝાઝો ટકતો નથી;

કારણ જો સત્પુરૂષનો ક્રોધ અને નીચનો સ્નેહ લાંબો સમય ટકે તો ફલમાં તે વિસંવાદી થાય છે. સત્પુરૂષનું હૃદય હમેશાં શુભ ફલ આપવાની વૃત્તિવાળું હોય છે, અને કોપ એવું ફલ તેને આપવા દેતો નથી, એટલે કોપને દેશવટો આપ્યા વિના સત્પુરૂષને ચાલતું જ નથી. તેમ નીચ પુરૂષ હમેશાં બીજાનું અશુભ કરવાની વૃત્તિવાળો હોય છે અને સ્નેહ તેને અશુભ કરતાં અટકાવે છે. એટલે સ્નેહને દેશવટો આપ્યા વિના તેને ચાલતું જ નથી. આમ નીચના સ્નેહ અને સત્પુરૂષના ક્રોધ વચ્ચે સમાનતા છે.”

વળી તેમણે નીચેના બીજા બે શ્લોક અન્યોક્તિના તેમાં લખ્યા હતાઃ–

“હે બાળ કોકિલ ! તું લાંબા સમય સુધી આંબાની ડાળે આનંદલીલા મહાણતી રહી હતી, હવે પ્રસંગવશાત્ તેને છોડીને બીજાં વૃક્ષ ઉપર પ્રીતિ ધરાવતી રહી છું; એથી શું તને લજ્જા આવતી નથી ?

“હે મધુર કંઠવાળી કોયલ ! જેમ તારી વાણી, તું આંબાની ડાળે વિહરતી હોઈશ ત્યારે તે વિશેષ મધુરી જણાશે, તેમ ખદીર કે ખાખરાના વૃક્ષ ઉપર રહ્યાથી મધુરી જણાવાની નથી, માટે હવે તારે જે વિચારવું હોય તે વિચાર; અર્થાત્ હે કવિ ! તારી આવી સ્થિતિ છે. તું તો યોગ્ય સ્થાને શોભીશ અને એ સ્થાન તે શ્રી ભોજરાજનો દરબાર છે માટે સત્વર આવી અહીંની સભાને શોભાવ અને શોભ.”

આ અન્યોક્તિથી કાલિદાસનો ભોજ પ્રત્યેનો પ્રેમ પુનઃ ઉભરાયો. તેથી તે બલ્લાળરાજની પરવાનગી લઈ, દૂતોની સાથે જ ધારા નગર પાછો આવ્યો અને ભોજના નગર બહારના બગીચામાં ઉતર્યો. દૂતોએ તેના આગમનના સમાચાર કહેતાં ભોજ પ્રધાનો અને આગેવાન નગરજનો સાથે તેને સામો તેડવા ગયો અને યોગ્ય સત્કાર કરી નગરમાં આણ્યો. તે વેળા તેનાં પનોતાં પગલાંથી કાશીની યાત્રાએ ગયલા પંડિતો પણ બ્રહ્મચારીની વિદાય લઈ, સહપરિવાર સુખરૂપ ધારા નગર પાછા આવ્યા. અને પૂર્વની પેઠે ભોજ રાજાની બ્રહ્મસભા વિલસી રહી.

---

## વાર્તા ૨૦ મી–એકાન્ત એ જ કામવિકારનો પિતા

વર્ષા ઋતુનો સમય હતો, વૃષ્ટિ તરતની પડી રહી હતી, અને **નર્મદા** નદીના ઉપરવાડેના પ્રદેશમાંથી આવતી રેલને લીધે તે એ તટે પૂર-પાટ વહી રહી હતી. તેવામાં છૂપા વેશે નગરચર્ચા જોવા નીકળેલો **ભોજ** રાજા એકલો ત્યાં આવી પહોંચ્યો. તે વેળા પ્રભાતનો પૂર્ણ બાહાર હતો. રાજાને દિશાએ જવાની આદત થઈ; એટલે વસ્ત્રાભૂષણ કાઢી, ઝાડની બખોલમાં મૂકયાં અને નાનું ઉપવસ્ત્ર બદલી, શૌચ જઈ આવ્યો. પછી સ્નાન કરવા નદીમાં પડ્યો. તરતાં તરતાં દૂર નીકળ્યો, તો સામેથી એક શબ રૂપ સ્ત્રી તણાતી આવતી જણાઈ. રાજાએ પાસે જઈને તેને ઝાલી અને કીનારે આણી. તે જગ્યા ઘણી જ એકાંતમય હતી, પુષ્પાદિથી તે સુગંધમય હતી અને એ સ્ત્રીનું સૌંદર્ય અદ્ભુત હતું. વળી વસ્ત્રાદિથી તે વિહીન હોઇને વિશેષ આકર્ષક થઈ હતી. પાણીમાં તણાયા પછી તેની વિષમ સ્થિતિ થઈ હશે અને પાણીમાં પડવાથી બેભાન થઈ હશે, એમ તેને સમજાયું. તેના શરીરનાં લક્ષણો ઉપરથી **ભોજ**ને તે કોઈ **વારસ્ત્રી** (વેશ્યા) હોવાનું સ્પષ્ટ લાગ્યું. એટલે તેની કામવૃત્તિ ઝાલી ન રહી. જ્યાં કામવાસનાને ઉત્તેજનારી સર્વ સામગ્રીઓ અને અનુકૂળતા હોય ત્યાં તે મન શી રીતે બાળ્યું રહે ! **ભોજ**ને પણ તેમ થયું અને વિષયની અંધતામાં તે મરણ પામેલી હોવાનો અંદેશો પણ ન આવ્યો, અને તેના દેહ સાથે કંઇક અયુક્ત ચેષ્ટા કરી. પરંતુ તરત જ તેને એ મરણ પામેલી લાગતાં ઘણો જ પશ્ચાત્તાપ થયો. તેથી વસ્ત્રાદિ સજી, નદીના કોટરમાંથી એકલો બહાર આવ્યો.

પછી દૂર ઉભેલા પરિજનોને બોલાવી, પોતે નદીની રેલમાં તણાઇ આવેલી સ્ત્રીનું શબ અમુક સ્થળે મૂકેલું હોવાનું જણાવી, તેને યોગ્ય રીતે અગ્નિદાહ કરવાની આજ્ઞા કરી. પછી તેની દશા, એકાદશા, દ્વાદશા અને ત્રયોદશા સરાવી, અને જાણે પોતાની જ ધર્મપત્ની મુઈ હોય તેમ તેની નીલોદ્વાહાદિ સઘળી ઉત્તરક્રિયા પણ કરાવી. આ સર્વ ઘટના જોતાં તેના પરિજનો, અમાત્યો અને પંડિતો વિસ્મય પામ્યા, પણ રાજાને તેનું કોઈ કારણ પૂછી ન શકયા.

આમ રાજાએ અયોગ્ય ચેષ્ટાના પ્રાયશ્ચિત્ત રૂપે તેની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરાવી, છતાં એ પ્રસંગ તેના મગજમાંથી ભુંસાયો ન હતો, અને એનો એ વિચાર મગજમાં ઘૂમતાં એક દિવસે એકાંતમાં કાલિદાસ મળતાં તેને આવો પ્રશ્ન કર્યો:—

**मनोमहिलाविषयादितातः कामस्य सत्यं जनकः कवे कः।**

"હે કવિ! કામવૃત્તિને ઉત્પન્ન કરનારા, મન, મહીલા, શબ્દ, સ્પર્શ, દૃષ્ટ રસ અને ગંધ એ પંચ વિષયો, આદિ અનેક તાત કહેવાય છે, પરંતુ તેને તત્કાલ પ્રકટાવનાર ખરો પિતા કોણ છે? તે કહો."

તે વેળા કાલિદાસે આ પ્રશ્નનો ઉત્તર ન વાળતાં, બીજે દિવસે તેનો ખુલાસો કરવા ભોજને કહ્યું. પછી થોડોક વાર્તાલાપ કરી, ત્યાંથી વિદાય થયો, અને આનો આજ વિચાર કરતો ઘેર આવ્યો. ઘરમાં કેટલીક વાર પોતાના ઓરડામાં બેઠો, પણ તેને કોઈ યુક્તિબંધ ઉત્તર જ ન સ્ફુર્યો. જમવાની વેળા થઈ ગઈ હતી, છતાં કાલિદાસ જમવા ભોજનશાળામાં ન આવ્યો ત્યારે તેની પુત્રી પ્રભાવતીને વિચાર થયો કે નિત્યનો ભોજનનો સમય થઈ ગયો છે, છતાં પિતાજી હજી કેમ ન પધાર્યા?

આવો વિચાર કરી તે કાલિદાસના ઓરડામાં આવી થોડીક વાર તેની સામું ટીકી રહી. છતાં કાલિદાસની દૃષ્ટિ તેની તરફ ન ગઈ અને તેનું મન ભારે ચિંતામાં અટવાતું જણાયું. એટલે તેણે લગાર મોટા સ્વરે તેને જમવા ઉઠવા કહ્યું, છતાં તેનું મન ભોજન માટે આતુર ન જણાયું. આમ તેને શૂન્ય મનવાળો જોઇ તે પિતા પાસે ગઇ અને ચિંતાનું કારણ કેટલીક આજીજી કરી જાણી લીધું; પછી ગુંચાતા પ્રશ્નનો ઉત્તર રાત્રે આપવાનું કહી, તેણે કાલિદાસને જમવા ઉઠાડ્યો, એટલે તે જમવા ગયો અને રાત્રિ પડતાં સુધી એના એ જ વિચારમાં મશગુલ રહ્યો.

રાત્રિ પડતાં કાલિદાસની પુત્રી પ્રભાવતી જે ભર યુવાવસ્થામાં હતી તેમ સુંદરતાની મૂર્તિ હતી, તેણે નિત્ય નિયમ પ્રમાણે સાસરે જવા સર્વ શણગાર સજ્યા. આથી તેની સુંદરતા વિશેષ દીપી આવી. આમ ઠાઠ-માઠ સજી, તે કાલિદાસના શયનગૃહમાં આવી અને પિતાજીની વિદાય

માગી. કાલિદાસે રાત્રિ વિશેષ પડ્યાથી સાસરે જવાનું માંડી વાળવા કહ્યું અને તેની સાથે શેતરંજની એક બાજી ખેલવાનું નિમિત્ત કાઢ્યું. આમાં તેનો હેતુ વિકારી હતો જ. પિતાના શયનગૃહમાં શણગરાઈને જવામાં પ્રભાવતીનો હેતુ પણ તેના મનમાં કામવૃત્તિનો ખરો પિતા જાણવાને જે પ્રશ્ન મુંઝાતો હતો, તેનો ઉત્તર આપોઆપ આ યુક્તિથી સુઝાડવાનો હતો. તેણે અગાઉથી જ ધારી રાખ્યું હતું કે પિતા કાલિદાસના મનમાં વિકાર થશે. તેથી તેણે ગોઠવણ કરી, એક દાસીને શણગાર સજાવી તૈયાર પણ રાખી હતી અને પોતાનો ઇશારો થતાં તેના શયનગૃહમાં દાખલ થવાની અને પ્રસંગ પરત્વે કાલિદાસ સાથે યોગ્ય રીતે વર્તવાની સૂચના પણ કરી હતી. આથી પિતાનો હેતુ વિકારી જણાતાં શેતરંજ રમવા બેઠી અને કેટલીક વાર તે તેની પાસે થોભી, અને જેવો કાલિદાસને આખરે કામ-વાસનાને ચાળે ચઢેલો અને ભાનભૂલો બનેલો જોયો કે તરત જ દીવો ઓલવી ત્યાંથી ખુબીબંધ ચાલી ગઈ, અને દાસીને પોતાને સ્થાને દાખલ કરી દીધી. મોહાંધતામાં કાલિદાસને યોગ્યા યોગ્યતાનું ભાન જ રહ્યું નહી.

સવાર પડતાં કાલિદાસને પોતાના અનુચિત વર્તન માટે ભારે પશ્ચાત્તાપ થયો. પરંતુ દાસીને જોતાં તેના મનને નિરાંત થઈ. આ પ્રસંગ ઉપરથી તેને આવો ધારેલો ઉત્તર આપોઆપ સ્ફુર્યો:—

**एकान्तमेवैकमवेहि राजन् सर्वेऽपि तेनैव विना व्यलीकाः।**

હે રાજન્! એકાન્ત એ જ કામવૃત્તિનો પિતા છે, તે વિના અન્ય સર્વે સાધનો નિરર્થક છે.

પછી બીજે દિવસે કાલિદાસ ભોજની રાજભુવનમાં ગયો અને ઉપરનો ઉત્તર જણાવ્યો. રાજા એથી પ્રસન્ન થયો અને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરી પાપથી મુક્ત થયો.

---

## વાર્તા ૨૧ મી–વાંદરાનો ભોજના કુમારને શાપ

આ કહેવત પ્રચલિત છે કે, "રાજા તણો વિશ્વાસ કર્યે વણ મોતે મરશે." ભોજ જેવો વિદ્વાન્, સુજ્ઞ અને ઉત્તમ વિચારવાળો રાજા પણ આમાં અપવાદ રૂપ ન હતો. ઘણા વખતથી ઈર્ષ્યાળુ પંડિતોએ તેમ જ ખુશામતીયા હજુરીયાઓએ તેના કાનમાં એવું વિષ રેડ્યું હતું કે, કાલિદાસ રાજભુવનમાં છાનોમાનો આવે છે અને તેને રાણી લીલાવતી સાથે આડો સંબંધ છે. જો કે આ વિષ તેના કાનમાં રેડાયું હતું, પંરતુ તે એના આખાયે દેહમાં પ્રસરી ગયું. પુરૂષની પ્રકૃતિ જ એવી છે કે, પોતે ગમે તેવા આડા વર્તનવાળો હોય, પરંતુ પોતાની સ્ત્રીના આડા વ્યવહારની ખોટી પણ વાત કાને આવતાં તેનો પિત્તો ઉકળે છે અને પૂરી તપાસ કરવાયે ન રહેતાં કરવા ન કરવાનું પણ કરી બેસે છે. આવા સંશયના માર્યા અનેક ખુનો થયાં છે, અને અનેક રાજ્યો ખેદાન મેદાન થયાં છે, એની સચોટ સાક્ષી ઇતિહાસ પૂરે છે. આવી સ્થિતિ હોવાથી, ભોજનું પણ મન એવા અંદેશાથી ચકડોળે ચઢ્યું હતું. કાલિદાસને ઘટતી શિક્ષા કરવાનું મન તેને વારંવાર થતું, પરંતુ "જ્યાં સુધી મુદ્દાસર કાલિદાસ દોષિત ન ઠરે, ત્યાં સુધી કોઈ પગલું ભરાશે તો લોક ઘેલામાં કાઢશે. અને દોષિત નિર્દોષ ઠરી 'ચોરી ઉપર શીર જોરી' એ ન્યાયે મને ભોંઠો પાડશે," એ વિચારથી તે કાલિદાસના દોષનો પુરાવો પ્રત્યક્ષ ક્યારે થાય, તેની રાહ જોતાં જ થોભ્યો હતો, અને એવા પ્રસંગો પણ યોજતો હતો.

તેમાં એક વખતે એમ બન્યું કે, ભોજ અને કાલિદાસ સાયંકાલ અને રાત્રિની સંધિ વેળા રાજમંદિરની અગાશીમાં વિનોદવાર્તા એકાંતમાં કરતા હતા. આકાશ નિર્મળ હતું અને પૂર્ણિમાનો ચંદ્ર પૂરા બહારમાં સંપૂર્ણ સોળે કળાથી વિકસ્યો હતો; પવન પણ મંદ મંદ વાતો હતો. તેમાં ભોજે પોતાના પેલા વહેમથી પ્રેરાઇને, શૃંગાર રસ છેડ્યો અને કાલિદાસે પૂરી તલ્લીનતાથી પોતાની પ્રાસાદિક કાવ્યશક્તિનો પરિચય કરાવ્યો. એવામાં ભોજે અનુકૂળ સંધિ જોઈ, તેને કહ્યુંઃ–"હે રસિક

મિત્ર! તું શૃંગાર રસનો રસિલો છું. મહારાણી લીલાવતીના મુખ-ચંદની પ્રતિભાથી અંજાયલો છું, તો તેનું રસીલું વર્ણન કર અને મને આનંદ આપ."

નિર્દોષ કાલિદાસે લીલાવતીના મુખનું સૌંદર્ય છટાભેર તેમ જ રસભેર જાણે રાજાની સન્મુખ તે પ્રત્યક્ષ થતું હોય તેવું હુબહુ વર્ણવ્યું. એટલે ઘડીભર રાજા પણ વહેમ વિસરી, એ મનહર દૃશ્ય આંખ આગળ તરવરતું જોતો આનંદમાં નિમગ્ન થયો.

પછી બન્ને છૂટા પડ્યા. રાજાના હૃદયમાં મૂળે વહેમે સંચાર તો કર્યો હતો જ, તેમાં ઉપરના પ્રસંગના કાલિદાસના બહુ રસિલા અને શૃંગાર રસથી છલબલતા વર્ણને એ વહેમનું દૃઢ મૂળ ઊંડું જમાવ્યું. વહેમ અને ઉકરડા વચ્ચે મળતાપણું ઘણું જ છે. જેમ ઉકરડો વધવા માંડ્યો કે તે વધ્યો જ જાય છે, તેમ વહેમ પણ એક વખત જામ્યો કે તે દિન પર દિન વધ્યો જ જાય છે, તેના ભોગ થયલા મનુષ્યના સંબંધમાં ખરાબ લાગણી જમાવે છે, અને છિદ્રો શોધાવી આખરે કાં તો સામાને કે કાં તો પોતાને ભારે હેરાનગતિએ પહોંચાડે છે, ત્યારે જ અટકે છે. ભોજને પણ એમ જ થયું. તે કાલિદાસના સઘળાયે ગુણો ભૂલી ગયો અને અવગુણોને મોટા માનવા પ્રેરાયો. અને તેથી તે કાલિદાસના સદ્વર્તનની પરીક્ષા વિશેષ સચોટ કસોટીથી કરવાને ઉત્તેજાયો.

રાજાને મૃગયાનો ચડસ ઘણો જ હતો, તેથી તેનું નિમિત્ત કાઢી, માત્ર કાલિદાસ અને ચારેક શિકારી હજુરીયાઓને લઈ છડી સ્વારીએ પાસેના ડુંગરી પ્રદેશમાં ગયો. માર્ગમાં એક સુંદર અને મોટી મોટી ફાળ ભરતો કૃષ્ણ મૃગ તેની નજરે પડ્યો. એટલે તેની પાછળ રાજાએ પૂરપાટ ઘોડો છોડી મૂકયો. પરંતુ લક્ષ્ય ચૂકાવી નાઠેલો પેલો મૃગ તો હાથ આવ્યો નહીં અને રાત્રિ પડી. એટલે ભોજે સાથીઓની સાથે પાસેના એક ગામડામાં મુકામ કર્યો, અને ત્યાં જ રાત્રિ વિસામો લીધો. પછી સવાર થતાં ધારા નગર પાછા ફરવાને ત્યાંથી કૂચ કીધી. પણ પોતાને પેલા વહેમની કસોટી કરવી હતી, તેથી સીધે માર્ગે ન જતાં જાણીબુઝીને અફરાટે માર્ગે ચઢી ગયો. આથી ભર બપ્પોર થવા આવ્યા છતાં કોઈ

માર્ગનો થાગ લાગ્યો નહીં. તાપ તો કહે મારૂં કામ, ભૂમિમાંથી પણ જાણે અગ્નિના ભભુકા ઉઠતા હોય તેવો દેખાવ દૂરથી જોનારને લાગતો હતો. એક પણ ચલિયું ઉડતું કે પ્રાણી ભમતું જણાતું ન હતું. આવી અસહ્ય સ્થિતિ લાગી, એટલે ભોજે કોઈ વાવ કે સરવરને કાંઠે વૃક્ષ હેઠળ બપોર નમતાં સુધી પડાવ નાંખવાનો વિચાર કર્યો. થોડુંક ચાલતાં એક સુંદર અને વડ વૃક્ષની ઘટાથી છવાયલી, નિર્મલ જલવાળી વાવ દીઠી, અને તે બન્નેએ વડ વૃક્ષની નીચે મુકામ કર્યો. હજુરીયાએ શીતલ જલ પાઇ, ભોજ અને કાલિદાસને ઠંડા કર્યા. પછી ખાવાના ડબ્બા આપી, દૂર જઈ, એક વૃક્ષ હેઠળ બેઠો.

એટલે કાલિદાસે પોતાનો ડબ્બો ઉઘાડી, રાજાને 'સાથવો' ખાવા ઘણો આગ્રહ કર્યો. ભોજને કાલિદાસના શુદ્ધ ચારિત્રની પરીક્ષા જોવી હતી, તેથી તેણે તે ખાવા ના કહી, તેમ પોતાનો ખાવાનો ડબ્બો ઉઘાડી ખાધુંયે નહીં. કાલિદાસને ભૂખ કડકડીને લાગી હતી, પણ રાજા ન ખાય તો પોતાનાથી કેમ ખવાય, એવા વિચારથી ડબ્બામાં જ હાથ રાખી બેસી રહ્યો, અને રાજાને ખાવા અતિશય આગ્રહ કરવા મંડ્યો ત્યારે ભોજ માંડમાંડ બોલ્યોઃ–" હે મિત્ર ! તે દિવસે રાણી લીલાવતીએ પોતાનું પતિવ્રતપણું સિદ્ધ કરી બતાવ્યા પછી, મેં એવો કડક નિયમ લીધો છે કે દિવસમાં એક વાર તેનું મુખ જોયા વિના મારે કાંઈ જ ખાવું નહીં. આજે હજી મધ્યાહ્ન થવા આવ્યા છતાં તેના મુખનું દર્શન થયું નથી, માટે હું તો હરગીજ, પૃથ્વી અને પાતાલ એક થાય તોયે તેના મુખના દર્શન વિના ખાનાર જ નથી."

કાલિદાસઃ—"હે શાસ્ત્રજ્ઞ રાજન્! આપણાં શાસ્ત્રોએ પ્રવાસમાં નિત્યનિયમ ન પળાય તો તેથી નિયમ તૂટતો નથી, એમ સ્પષ્ટ કહેલું છે. એ તો આપદ્ધર્મ ગણાય, માટે રાણીનું મુખ ન જોવાય અને ખવાય તેમાં કોઇ બાધ નથી. માટે જે ભાવે તે બે કોળીયા આપ આરોગો."

ભોજઃ—"ભલે પ્રવાસને શાસ્ત્ર આપદ્ધર્મ ગણે. એવી બારીઓ તો શિથિલ સંકલ્પબળવાળાને માટે છે. તેઓને તે માન્ય હશે, પણ મને નથી. પરંતુ હે મિત્ર! જો તારો અત્યંત આગ્રહ જ છે, તો એક

વાંદરાનો ભોજના કુમારને શાપ.



કૉપીરાઈટ.] લીલાવતીની...પ્રતિકૃતિ ચીતરી. પૃષ્ટ. ૧૭૧.

ચિત્રકાર:—રા. રવિશંકર રાવળ.

Lakshmi Art, Byculla, Bombay.

મિત્રકૃત્ય તું કર. તું ચિત્રકલામાં નિપુણ છું, તેમ તને દશ્યો જોઈ તે ચિતરવાનો શોખ હોવાથી તેં તારી સાથે ચિત્રાલેખનની સર્વ સામગ્રીઓનો તારો કરંડીઓ પણ લીધો હશે. માટે રાણી લીલાવતીની પ્રતિકૃતિ ચીતરું તો, હું તેનું દર્શન કરીને કંઇક ખાઉં. આપણે ધારાનગરથી કેટલે દૂર છીએ અને આપણે ક્યારે પહોંચીશું તે તો રામ જાણે; એટલે લાંબા સમય સુધી ભૂખ્યા રહેવું, એ મારે માટે મુનાસબ નથી. તેમ મારી ખાતર તારા જેવા વિદ્વાન્ બ્રાહ્મણને ભૂખ્યો રાખવો, એ અયોગ્ય છે. માટે મને મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો આ વચલો રસ્તો સૂઝ્યો છે."

ભોજની સૂચના કાલિદાસને નિર્દોષ અને સહજ લાગી. એટલે ભોળા ભાવે તે ઉઠ્યો અને ઘોડા ઉપરના ખડીઆમાંથી ચિત્રો ચીતરવાની સામગ્રીનો એક કરંડીઓ કાઢ્યો, અને ઇષ્ટ દેવી કાલિકાનું ધ્યાન ધર્યું. પછી એક ફલક ઉપર પીંછીવડે રાણી લીલાવતીની હુબહુ પ્રતિકૃતિ ( છબી ) ચીતરી, પણ જેવો તે ફલકને હેઠે મૂકવા જતો હતો ત્યાં અચાનક પીંછી પેલી છબીના જાંઘવાળા ભાગને અડકી, અને ટપકું પડ્યું. કાલિદાસને લાગ્યું કે, લીલાવતીની જાંઘે અવશ્ય તલ અગર લાખું હશે, નહીં તો શ્રી કાલિકા આમ છબી તૈયાર થયે બગાડે નહીં. આવો વિચાર કરી, તેણે પેલી છબી એવી ને એવી ભોજને આપી. વહેમાયલા મનવાળા ભોજે તે છબી જોઈ, પરંતુ જેમ મણિમય મંદિરમાં કીડી તો છિદ્ર શોધતી જ ફરે તેમ ભોજની દૃષ્ટિ પણ લીલાવતીની છબીના જાંઘવાળા ભાગ ઉપર જ પડી અને ટપકું જોઈ એકદમ ચમક્યો, અને વહેમે તેને ઉશ્કેર્યો. તેથી તે મનમાં બડબડ્યોઃ—"નિશ્ચે કાલિદાસે મારી સ્ત્રીને એકાંતમાં જોઈ હશે, નહિતર તેને એની જાંઘ ઉપરનું લાખું હોવાની ક્યાંથી ખબર હોય? પણ કદાચ ભૂલથી ડાઘો પડ્યો તો નથી, એની મારે ખાત્રી કરી લેવી જોઇએ."

આમ વિચારી, તેણે એ પ્રતિકૃતિ હુબહુ લીલાવતીની નથી, એમ કહી, બીજી ચીતરવા કહ્યું. તરત જ કાલિદાસે કાલિકાની પ્રેરણાથી બીજી છબી ચીતરી અને ઘણી ઘણીએ સંભાળ અને સાવધતા રાખી, છતાં ફરીથી જાંઘે લાખાનું ટપકું પડ્યું. તે છબી જોતાં ભોજનો

વહેમ સજ્જડ થયો. તેનો ઈર્ષ્યાગ્નિ પ્રજ્વલિત થયો. મૂળે વહેમ રૂપી રાળ તેના હૃદય ઉપર છવાઈ હતી, ત્યાં આ ચિત્રમાંના લાખાના દર્શન રૂપી ચીનગારી પડી અને 'સ્નેહી થઈને મારૂં ઘર આમ વણસાડયું' એ વિચાર રૂપી ઘી તેમાં પડયું. એટલે અગ્નિ ભભુકી ઉઠે તેમાં શી નવાઈ? તેમ ભોજ રાજા સાનભાન ભૂલ્યો અને ક્રોધના તાનમાં કહેવા ન કહેવાનાં અસહ્ય તિરસ્કારભર્યાં વચનો કાલિદાસને કહ્યાં. વળી એટલેથી જ ન અટકતાં પેલા શિકારી હજુરીઆઓને બોલાવી, કાલિદાસને મુસ્કેટાટ બંધાવ્યો અને તેમાંના બે જણને તેને ઉચકી વાઘની બોડ આગળ મૂકી આવવા ફરમાવ્યું. પછી પોતે આવેશમાં ને આવેશમાં સ્વાર થઈ, મુકામ ત્યાંથી ઉપાડયો અને દડમજલ કુચ કરતો ધારા નગર રાત્રિના સમયે આવી પહોંચ્યો.

પેલી પાસ બે શિકારીઓ કાલિદાસને રાજાની આજ્ઞા શિરે ઉઠાવી દૂર ઉપાડી તો ગયા, પરંતુ તેઓ રાજાના ચંચળ મનથી વાકેફ હતા તેમ કાલિદાસ પ્રત્યે અગાઉ આવાં અવિચારી કૃત્યો આચર્યાનાં અને પાછળથી પસ્તાવો પામી તેના ચરણને વંદન કર્યાનાં દૃષ્ટાંતો તેમની આંખ આગળ તરવરતાં હતાં. તેથી તેમણે રાજાની દૃષ્ટિ બહાર થતાં ભોજના બોલાવ્યા વિના તેમ જીવતદાનનું વચન લીધા વિના ધારા નગરમાં, તેમ જ તેના રાજ્યપ્રદેશમાં પણ ભોજની દૃષ્ટે નહીં પડાય તેમ રહેવાની કડક પ્રતિજ્ઞા કાલિદાસ પાસે લેવડાવી, તેને છૂટો કર્યો. પછી ધારાનગર આવી તેમણે ભોજને વાઘે કાલિદાસને મારી નાંખ્યાનો કલ્પિત વૃત્તાંત જણાવ્યો.

હવે જંગલમાં એકલા પડતાં કાલિદાસે વિચાર કર્યો કે, "જો હું મુંગો મુંગો અન્ય દેશમાં મારી જાત બદલી રહીશ, તો મારે કપાળે ચોંટેલું આ કલંક ધોવાવાનું નથી અને મારી સઘળી કીર્તિ ધૂળમાં મળવા સાથે સદાને માટે લોકમાં હું અપવાદને પાત્ર ગણાવાનો જ. ભોજનો સ્વભાવ ચર અને ચલ છે, અને તેને અવશ્ય મારી જરૂર પડવાની જ. તે વેળા જો હું પાસે હોઉં તો મારી નિર્દોષતા આબાદ સાબીત કરી આપું. માટે મારે દેશાવર ન રહેતાં ધારા નગરમાં જવું, ગુપ્તપણે ત્યાં વસવું અને વખત આવ્યે મારૂં નિર્દોષપણું સિદ્ધ કરી આપવું, એ જ વિશેષ યોગ્ય

છે. મને ફુલ ગુંથવાની કળા સારી પેઠે આવડે છે; અને જેમ પક્ષીઓમાં કાગડો, પશુઓમાં શિયાળ, અને મરદમાં હજામ ચબરાક ગણાય છે તેમ સ્ત્રીજાતિમાં માલણ ચતુર ગણાય છે. માલણ આખા શહેરની ખબર લાવે ત્યારે જ તેને જંપ વળે, એવો એનો 'ખત્તરવટીયો' સ્વભાવ હોય છે. માટે જો હું તેને ઘેર દાસી થઇને રહીશ, તો મને ધારા નગરની અને ભોજ રાજાના દરબારની રજે રજ વાત નિત્યનિત્ય માલુમ પડશે અને વખત આવ્યે છતાં થવું હશે તો માલણને ઘેર રહેવાથી તેની દ્વારા વિશેષ અનુકૂળતા થશે. અલબત્ત મારે મરદ છતાં દાસી થઇને તેને ત્યાં રહેવું પડશે. પણ તેની ચિંતા નહીં, એ તો વિશ્વમાં થતું આવ્યું છે તેમ થશે. શું વિષ્ણુ જેવા પુરૂષોત્તમને વખત આવ્યે મોહિનીનું રૂપ લેવું પડયું ન હતું? શું અર્જુન જેવા અદ્વિતીય બાણાવલિને બૃહન્નલા (ઇજડો) થઇને વિરાટ રાજાના દરબારમાં રહેવું પડયું ન હતું? તો પછી કાલબલના માર્યા મારે દાસીનો સોંગ લેવો પડે તેમાં ગ્લાનિ પામવા કે માનભંગ થવા જેવું શા માટે માનવું? કર્મના નચાવ્યા સૌનેય વિવિધ નાચ નાચવા પડે છે. તેમ મારા ભાગ્યમાં આ એક નાચ સરજાયલો હશે, એટલે તે નાચ્યે જ છુટકો."

આવા વિચાર કરી, મનને શાન્તિસમાધાન આપી, કાલિદાસ પાસેના એક ગામડામાં ગયો. ત્યાં કેટલાએક દિવસ રહ્યો અને એ પૈસા પેદા કરી, એક કુલીન સ્ત્રીને યોગ્ય સઘળો વેષ મેળવ્યો અને તે સજી, એક દિવસ સાંજના પહોરનો ધારાનગરમાં આવ્યો. પોતે ધારા નગરનો રહીશ હતો, અને દેવી પ્રસન્ન હતી, તેથી વેષ પાલટવામાં પરખાવાનો ભય તેને ન હતો. એટલે તે વેષે રાત્રિના પહેલા પહોરે લાખી (લક્ષ્મી) નામની, એક મોટા મોટા શહેરીઓને ઘેર અવરજવર ધરાવનારી, માલણને ત્યાં ગયો, અને કુલીન કુટુંબની હોવા છતાં, ભાગ્ય રૂઠ્યાથી, ઘરબાર અને સ્વજનથી જતાં રહેવાથી દુઃખની મારી તેને ત્યાં નોકરીએ રહેવા આવ્યાનું અને 'ફુલપરીક્ષા,' 'ફુલગુંથણી,' આદિ માલણમાં જોઇતા ગુણો પોતાનામાં હોવાનું તેને કહ્યું. લાખી માલણ તો તેને જોતાં જ જાણે મોહવશ થઈ હોય તેમ વિશેષ ન પૂછતાં ઘરમાં રાખી લેવાની તત્પરતા જણાવી. તે

વેળા કાલિદાસ રૂપી દાસીએ તેને સ્પષ્ટ જણાવ્યું કે, કોઇ પણ સંજોગમાં પર પુરૂષને મોઢું નહીં બતાવવાનું મારે અડગ વ્રત છે. માટે તમારે તે વ્રત તોડાવવું નહીં, એવી ખાત્રી મને આપો. લાખીએ તેવી ખાત્રી સોગનપૂર્વક આપી અને દાસી તેને ત્યાં સુખથી રહી. તેનાં પગલાંથી લાખીનો ધંધો ઘણો જ ધીકતો ચાલ્યો અને નગરમાં માનપાન પણ અતિશય વધ્યાં. એટલે તે નવી દાસીને કોઇ દેવતા ગણી પૂરા માનથી જાણે સગી માની જણી મોટી બેન હોય તેમ તેની સાથે વર્તવા લાગી. આમ કેટલાક મહિના કાલિદાસે દાસીના વેષે લાખી માલણને ઘેર વીતાડ્યા.

દરમ્યાન એમ બન્યું કે, ભોજરાજાનો પાટવી કુંવર † મૃગયા રમવા ગયો હતો, ત્યાં શિકારના લોભે ઘણો દૂર નીકળી ગયો. જંગલમાં અટવાતાં રાજકુંવર રસ્તો ભૂલ્યો. રસ્તો શોધતાં શોધતાં રાત પડી. હવે કેમ કરવું તેના વિચારમાં પડ્યો. “ જો રસ્તા ઉપર નીચે સૂઉં છું તો જંગલી જનાવર મને રાત્રે ફાડી ખાય. એવી બીક રહે છે. માટે કોઈ ઝાડ ઉપર સૂવાનું મળે તો સારૂં.” આવો વિચાર આવતાં તે એક ઉંચું વડનું ઝાડ શોધી કાઢી, પોતાના ઘોડાને છૂટો ચરવા છોડી દઇ, ઝાડ ઉપર ચઢ્યો. અડધા ઝાડ ઉપર એ ચઢ્યો, એટલે રાજકુંવરની નજર એક વાંદરા ઉપર પડી. તે વાંદરો એક ઊંચી ડાળી ઉપર બેઠો હતો. “ હવે મારે શું કરવું ? વાંદરો રાત્રે મને હેરાન કરે તો મારે તો ‘ અનાંને બદલે પનાં ’ થાય અને ઓલામાંથી બચવા જતાં ચુલામાં પડવા જેવું થાય.” તે આવો વિચાર કરતો ઝાડ ઉપર ઉંચો ચઢતો અટક્યો, એટલામાં પેલા વાંદરાએ કહ્યું:–“ અરે કુંવરજી ! ગભરાશો નહિ, ઉપર સુખેથી ચઢી આવો. ” આ વાંદરો પૂર્વ જન્મે એક દિવ્ય પુરૂષ હતો અને શાપથી તેને આવો પશુ અવતાર લેવો પડ્યો હતો. તેથી તેની ‘ વાચા ’ નષ્ટ થઈ ન હતી.

પોતાને આવી હિમ્મત આપનાર શબ્દો જ્યારે રાજકુંવરના સાંભળવામાં આવ્યા, ત્યારે તે ઉપરની ડાળીએ ગયો. પાસે જતાં વાંદરાએ કહ્યું:–

---

† પ્રબંધ ચિંતામણિમાં પાટવીને બદલે ભોજ રાજા પંડે ગાંડો થયાનો વૃત્તાંત વર્ણવેલો છે. પરંતુ કથાસંદર્ભથી તેને બદલે પાટવો ગાંડો થયો હોય, એ વિશેષ યોગ્ય સમજાય છે.

" કુંવરજી ! હું ઘણા દિવસ થયાં આ ઝાડ ઉપર રહું છું. દિવસના તો મને સુખે ફરવા હરવા, વનનાં મીઠાં ફળ ખાવા, શીતળ જલ પીવા તથા સુવાનો વખત મળે છે. પરંતુ રાતના તો મારાથી મુદ્દલે સૂવાતું નથી. કારણ મધ્ય રાત્રિ થતાં અહીં એક વિક્રાળ વાઘ નિત્ય આવે છે. તે દરરોજ ઘણાં પ્રાણીઓનો નાશ કરે છે. મને પકડવા માટે પણ તે ઘણાંયે ફાંફાં મારે છે. પરંતુ હું આટલો બધો ઉંચે બેસું છું, એટલે તેનો લાગ ફાવતો નથી. છતાં કૂદકા અને ફાળો મારી ઝાડને ડાળીઓ સાથે હચમચાવે છે. એટલે હેઠા પડી જવાના ભયથી મારાથી નિરાંતે ઉંઘ લેવાતી નથી. તેને હવે અહિં આવવાનો વખત થોડો બાકી રહ્યો છે. પણ આજ તો તમે મારા અતિથિ થઇને આવ્યા છો તેથી મને ઉંઘવાનો વખત કંઇક મળશે. અડધી રાત તમે જાગજો અને અને અડધી રાત હું જાગીશ. "

રાજકુંવરને એ વાત પસંદ પડી. એટલે આખા દિવસનો થાકેલો રાજકુંવર પહેલો જ પેલા ઝાડની ડાળી ઉપર સુઈ ગયો. વાંદરાએ તે પડી ન જાય તેથી તેને પોલે હાથે પકડી રાખ્યો. થોડી વારમાં વાઘ આવ્યો. તેણ ઉંચે જોયું તો કોઇ મનુષ્ય સૂતેલો અને તે પડી ન જાય માટે તેને મજબુત પકડીને પેલા વાંદરાને બેઠેલો જોયો. એટલે વાઘે વાંદરાને કહ્યું:- " અરે વાંદરા ! તું આ કોને પકડીને બેઠો છું ? એને તું નીચે નાંખી દે. એટલે હું તેનો ભક્ષ કરી ચાલ્યો જઇશ અને પાછો કદી પણ તને હેરાન કરવા નહિ આવું. "

આ સાંભળી વાંદરો બોલ્યો:-" અરે ! તું કોઇ મૂર્ખ જણાઉં છું ! જે માણસ મારી ઉપર વિશ્વાસ રાખી નિરાંતે સૂતો છે તેનો હું વિશ્વાસઘાત કરૂં ? બધાં પાપ કરતાં વિશ્વાસઘાતનું પાપ મોટું છે. અને એ મારાથી કદી પણ બનનાર નથી."

વાઘે કહ્યું:- " પણ એમાં તારે બીજું કાંઇ કરવાનું નથી. તેં એને પકડી રાખ્યો છે તે છોડી દે, એટલે મારા ઉછાળાથી ડાળી હાલશે અને એ પોતાની મેળે નીચે પડશે. એમાં કોઇ વિશ્વાસઘાત થનાર નથી. "

વાંદરો:—" મૂર્ખ ! એ વિશ્વાસઘાત નહિ તો બીજું શું ? મારા હાથે એ તો કદી જ બનનાર નથી. તું તારે માર્ગે સીધે સીધો ચાલ્યો જા."

વાઘે વાંદરાને ઘણા ઘણો સમજાવ્યો, પણ વાંદરો એકનો બે ન થયો. પોતાનું કાંઈ વળતું નથી જાણી, વાઘ નિરાશ થઈને બેઠો. મધ્યરાત્રિ થતાં વાંદરાએ રાજકુંવરને જગાડી કહ્યું:–"કુંવરજી! નીચે વાઘ આવીને બેઠો છે. માટે તમે સાવધ રહેજો. એ તમને ઘણી રીતે સમજાવશે પણ તમે મને નીચે હડસેલી દેતા નહિ. એ ઉંચા કૂદકા મારી, થડ પર્યંત ડાળીઓને હચમચાવશે; અને તમને ડરાવશે. પણ તમારે ડરવું નહિ. હું તમારે વિશ્વાસે સૂઉં છું, માટે મને વિશ્વાસઘાત કરશો નહિ."

રાજકુંવરે તેને બધી રીતની કબૂલાત આપી.

પછી વાંદરાએ ઝાડની ડાળી ઉપર પોતાની પુંછડી વિંટાળી અને રાજાની આગળ પોતાનું માથું કરી સૂતો. થોડી વાર પછી વાઘે રાજકુંવરને કહ્યું:—"હે માનવી! આ વાંદરાને તું નીચે નાંખી દે. એ વાંદરો વિશ્વાસ કરવા લાયક નથી. જો તું એને નહિ નાંખી દઉં તો હું તને મારી નાંખીશ."

રાજકુંવર:—"અરે ઘાતકી પ્રાણી,! શું હું વિશ્વાઘાત કરૂં? ના, ના, એમ તો મારાથી બને જ નહિ."

વાઘ:—"પોતાનો જીવ બચાવતાં બીજાનો જીવ જવા દેવો, એમાં વિશ્વાસઘાત કહેવાય નહિ. જો તું આને નીચે નહિ નાંખી દઉં તો પછી હું તારા બહુ બૂરા હાલ કરીશ."

આમ બોલી વાઘે કૂદકા ભર્યા એટલે તે ગભરાયો, ભાન ભૂલી ગયો અને પોતાનો જીવ બચાવવાનો લોભ થતાં વાંદરાને તેણે પકડી રાખ્યો હતો તે છોડી દીધો, અને ઉલટો ઉપરથી ધક્કો માર્યો તે જૂદો. પણ વાંદરાએ ડાળી સાથે પુંછડી વિંટાળી હતી, તેથી એ એકદમ નીચે પડી ગયો નહિ. પણ સરકયો ખરો. પોતાના વિશ્વાસનો ઘાત થયો જોઈ વાંદરે કહ્યું:–"અરે ભલા માણુસ! તારે આવો અધર્મ કરવો ઘટતો નથી. મને તું નીચે ના નાંખી દે! તને પાપ લાગશે, વિશ્વાસઘાત રૂપી મહાપાપ અઘોર નર્કમાં નાંખે છે, માટે એ પાપ તું કર નહિ અને મારૂં રક્ષણ કર."

પણ તેના મનમાં તે વાત ઉતરી નહિ અને "વિનાશકાળે વિપરીત બુદ્ધિ," એ કહેવત પ્રમાણે હેઠે સરકેલા વાંદરાને તેણે ડાળી સાથે બીડ

ભેરવીને ટંગાવાયે ન દીધો અને હેઠો હડસેલ્યો. એટલે લાગ જોઇ વાઘે તેને તુરત પકડી લીધો અને પંજા નીચે દબાવી મારી નાંખવા તત્પર થયો.

હવે પોતાનું આવી જ બન્યું છે, એમ સમજતાં ઉગરવા સારૂ વાંદરાએ એક યુક્તિ રચી. પોતે તેના પંજામાં સપડાયો હતો છતાં ખડખડ હસ્યો. વાંદરાંને હસતો જોઇ, વાઘે આશ્ચર્ય પામી પૂછ્યુંઃ—"અરે વાંદરા ! તું કાળના મોંઢામાં પડયો છું, છતાં શા આમ માટે હસું છું ? આટલી વાર તો તું પેલા માનવીને તને ઉગારવાને કાલાવાલા કરતો હતો અને મારા પંઝામાં આવ્યા પછી તું હવે આમ હસું છું, તેનું શું કારણ ?"

આ સાંભળી, વાંદરો વિશેષ હસ્યો અને કાંઇ જ બોલ્યો નહીં. એટલે તેનું હસવાનું કારણ જાણવાને વાઘની આતુરતા વિશેષ ઉશ્કેરાઇ. જ્યારે તેની જિજ્ઞાસા વધારે તીવ્ર થઇ, ત્યારે બરોબર લાગ જોઇ, વાંદરાએ તેને કહ્યુંઃ— "તેં મને તારા પંજામાં મજબૂત પકડયો છે, તે જરા ઢીલો કર. એટલે હું કંઇક બોલી શકું. મારાથી શ્વાસ પણ સરખી રીતે લેવાતો નથી, તો બોલી તે શી રીતે શકું ?"

હસવાનું કારણ સાંભળવાની આતુરતામાં, પરિણામનો કોઈ વિચાર ન કરતાં, વાઘે તેની ઉપરનો પોતાના પંઝાનો કબજો થોડોક ઢીલો કર્યો કે, વાંદરો તરત જ લાગ જોઇ, જોર કરી, તેના હાથમાંથી છટકયો, અને કૂદકો મારીને ઝાડ ઉપરની બીજી જ ડાળે ચઢી ગયો. પછી વાઘની ફાળ ન પહોંચે એટલે ઉંચે બેસી, તે રૂદન કરવા લાગ્યો. પોતાના પંઝા નીચે પડ્યો પડ્યો વાંદરો હસતો હતો, પણ જ્યારે કાળના મુખમાંથી બચ્યો ત્યારે તેને રડતો જોયો, એથી વાઘે પુનઃ આતુરતાથી પૂછ્યુંઃ—

**नखाम्रहितस्त्वं च कथं जहास वानर ! ।**
**वटशाखाऽवलम्बेन कथं रोदिषि हे कपे ! ॥**

"અરે વાંદરા ! જ્યારે તું મારા પંજા નીચે હતો ત્યારે તો હસતો હતો, પણ હવે જ્યારે છૂટો થયો છું અને વડની શાખાને ટેકવી બેઠો છું, ત્યારે તું શા માટે આમ રડું છું ?"

ત્યારે વાંદરે કહ્યું:–

**अज्ञाते च कुले जातान् प्रीतिं कुर्वन्ति ये नराः।**
**रोदिम्येतान्नरान्सिंह आत्मानं नैव रोदिमि ॥**

"હે સિંહ! અજ્ઞાત–જેને વિષે કોઈ માહિતી નથી એવા–કુલમાં જન્મેલા અને અજાણ્યા ચારિત્ર્યવાળા માણસોની સાથે જે પુરૂષો પ્રીતિ બાંધે છે તેમને મારા જેવા હાલ ભોગવવા પડે છે, માટે તેમની ખાતર મને રડવું આવે છે; મારા પોતાના સારૂં હું કાંઈ રડતો નથી.

"હું તારા હાથમાં આવ્યો તે વખતે મોત સિવાય બીજો કાંઈ મારે માર્ગ ન હતો. તેથી મોતના મોંઢા–તારા પંઝા–માંથી છૂટવા માટે મેં હસવાનું ચરિત્ર કર્યું અને તેમાં હું ફાવ્યો પણ ખરો. જો મારા હસવાથી તને આશ્ચર્ય લાગ્યું ન હોત તો હું શી રીતે છૂટત? પણ હવે મને બીજું દુઃખ થાય છે અને તે એ કે આ ઘાતકી પુરૂષે પોતાના સ્વાર્થ માટે મને નીચે ફેંકી દીધો તેથી તેને શ્રાપ લાગશે, અને તે શ્રાપમાંથી મુક્ત થવાનું તેને માટે ઘણું મુશ્કેલ છે."

આમ કહી, વાંદરો મુંગો રહી ગયો. થોડી વારે પ્રભાત થવા આવતાં વાઘ પોતાને ઠેકાણે જતો રહ્યો. વાંદરો ભોજના કુમારથી થોડે દૂર બેઠો હતો, પણ પછી તે કાંઈ તેની સાથે બોલ્યો નહીં. અને વાંદરે પોતાના રોવાનો ખુલાસો કર્યો તે જ વેળા રાજકુંવરની વાચા બંધ થઈ ગઈ. અને માત્ર **वि. से. मे. रा.** સિવાય બીજો એક પણ ઉચ્ચાર કાઢવાનું અશક્ય થઇ પડયું. અને તે ગાંડા સરખો થઇ ગયો. છતાં અંતઃપ્રેરણાથી પ્રભાત થતાં તે ઝાડ ઉપરથી નીચે ઉતર્યો અને જંગલમાં ભટકવા લાગ્યો.

પરંતુ રાતના તેણે પોતાના ઘોડાને છૂટો ચરવા મૂકી દીધો હતો, તે ધારાનગરમાં જઈ ઉભો. રાજકુંવર વગર તેને એકલો આવેલો જોઇ બધા આશ્ચર્ય પામ્યા. 'રાજકુંવરને કોઇએ લૂંટી લીધો હશે' એવો વિચાર દરબારીઓને આવ્યો. પરંતુ ઘોડા ઉપરનું કીમતી જીનગીર એમનું એમ જ અનામત હતું, તેમ ઘોડો પણ કંઇ ઇજા પામેલો કે હેરાન થયલો ન જણાયો, એથી રાજકુંવરને બીજી કાંઇ અડચણ આવી હશે,

એમ બધાને સમજાયું. ભોજ તો પોતાના કુમારના ગુમ થવાથી અડધો ગાંડા જેવો જ થઈ ગયો. તેણે તરત પોતાના સ્વારોને હુકમ કર્યો કે, ચારે દિશા તરફ શોધ કરીને કુંવરને લઈ આવો.

એકદમ પાટવી કુમારને શોધવાને ચારે દિશાએ માણસો દોડ્યા. આ તરફ કુંવર સાથે ગયલા માણસો જેઓ આખી રાત બહાર રહ્યા હતા તેમને પણ કુંવરના ગુમ થવાની ખબર મળી, તેથી તેઓ જે રસ્તે કુંવર ગયો હતો તે રસ્તે ગયા. થોડી વારમાં જ જંગલમાં ફરતાં તેમની મહેનત સફળ થઈ. ગાંડા સરખા વેષે કુંવર તેમને સામો મળ્યો. એટલે પેલા માણસોએ પૂછ્યું:—"મહારાજ! આખી રાત આપ ક્યાં રહ્યા હતા?"

ઉત્તરમાં કુંવરે કાંઈ પણ ન બોલતાં માત્ર "**वि. से. मे. रा.**" એટલો જ ઉચ્ચાર કર્યો.

આનો અર્થ કોઈ કાંઈ સમજ્યા નહિ, ત્યારે ફરીથી તેમાંના એકે પૂછ્યું:–"શું ઘોડાએ આપને નાંખી દીધા હતા?"

તોયે કુમારે "**वि. से. मे. रा.**" સિવાય કંઈ પણ ઉચ્ચાર કર્યો નહીં.

એટલે વધારે ગુંચવાઈ જઈ, સર્વેએ ઉપરાચાપરી અનેક પ્રશ્નો પૂછ્યા. કુંવર તેમને ઓળખતો જણાયો ખરો, છતાં **वि. से. मे. रा.** સિવાય કાંઈ પણ બોલી શકતો નથી, એમ સમજાયું.

આ ચાર અક્ષર સિવાય બીજો કાંઈ પણ ઉત્તર કુંવરના મોંઢામાંથી ન જ નીકળતો જોઈ, બધા આશ્ચર્ય પામ્યા. તેને કાંઈ વળગાડ વળગ્યો છે કે ઘેલછા લાગી છે, એ પણ કોઈ કળી ન શકયું. પછી એક ઘોડા ઉપર બેસાડીને તેઓ તેને ધારાનગર લઈ આવ્યા. રાજા ભોજ પણ પોતાના પાટવી કુંવરની આવી પામર હાલત જોઇને અતિશય આશ્ચર્ય પામ્યો. તેણે પણ તેને અનેક પ્રશ્નો પૂછ્યા, પરંતુ **वि. से. मे. रा.** સિવાય બીજો કોઈ ઉત્તર જ ન મળ્યો.

પછી ભોજે કેટલાક જાદુ કરનાર, ભૂવા, મંત્રશાસ્ત્રીઓ વગેરેને બોલાવી મંગાવી તેની તપાસ કરાવી. પણ કુંવરની માનસિક સ્થિતિ શા રોગથી ભ્રમિત થઈ છે, તેના કારણની ચિકિત્સા કોઈ જ કરી શકયું નહીં.

પછી તેણે મોટા મોટા વૈદો, ભિષગ્વરો, ધન્વંતરીઓને બોલાવ્યા, પરંતુ તેઓ પણ તેના રોગની ચિકિત્સા કરી શકયા નહી અને વિવિધ ઉપચારો કર્યા છતાં તેની ઘેલછા ઓછી થઈ નહી.

આ પ્રમાણે થોડા દિવસ નીકળી ગયા. આખરે જ્યારે કાંઈ ન જ વળ્યું, ત્યારે ભોજને કાલિદાસ યાદ આવ્યો. 'જો કાલિદાસ હોય તો તે દેવીના પ્રસાદથી પણ કોઈ ઉપાય શોધી કાઢે,' એવી તેના મનમાં ભાવના બંધાઈ. પણ 'મેં તો તેને મારી નંખાવ્યો છે,' એ વિચાર આવતાં તે ઘણો જ દિલગીર થયો. પછી તેને પૂર્વના પ્રસંગોનું સ્મરણ થતાં વિચાર આવ્યો કે, "કાલિદાસને શ્રી મહાકાળીની સહાય છે, તેથી તેનો નાશ કરવા કોઈ સમર્થ નથી. અગાઉ જેમ તેનો બચાવ થયો છે તેમ આ વેળાએ પણ કેમ ન થયો હોય?"

આમ ધારી, તેણે પેલા બે શિકારીઓને બોલાવી પૂછ્યું:–"તમારા હાથે મારો હુકમ બજાવવામાં કોઈ ગફલત કે કદાચ અપરાધ પણ થયો હશે, તો હું તે માટે તમને ક્ષમા આપીશ, પણ તમારે ખરૂં જ બોલવું જોઇશે. થોડા વખત ઉપર વનમાં પેલા પંડિતને મારી નાંખવા માટે મેં તમને સોંપ્યો હતો, તે ખરેખર મુઓ છે કે, તમે તેને જીવતો છોડી દીધો છે, તે ખરેખરૂં કહો?"

પેલા દૂતો બીચારા વિચારમાં પડ્યા અને રાજાને શો જવાબ આપવો, તે તેમને સુઝયું નહિ. તેમને ગભરાઈ ગયલા જોઇ રાજાએ ધીરજ આપતાં ફરી પૂછ્યું:–"મારે હાલ તે પંડિતનું ખરૂં કામ પડયું છે. માટે જો તમે તેને જીવતો મૂકી દીધો હશે તો હું તમને ઇનામ આપીશ. માટે જે ખરી હકીકત હોય તે વિના કચવાયે કહો."

એટલે તેમણે રાજાને પગે લાગીને કહ્યું:–"હે મહારાજા! અમારો અપરાધ ક્ષમા કરજો. અમે તે પંડિતરાજને જીવતો મૂકી દીધો છે."

કાલિદાસ જીવતો છે, એમ જાણી રાજા આનંદ પામ્યો. અને તેના ઠામ–ઠેકાણાની ભાળ વિષે તેઓને અનેક પ્રશ્નો પૂછ્યા, પણ તે અજાણ્યા હોવાથી તે વિષે કાંઈ જ કહી શકયા નહીં.

હવે કાલિદાસને શી રીતે ગોતવો તેનો વિચાર તે નિરંતર કરતો હતો, તેવામાં તેને સૂઝયું કે, કાલિદાસ ઘણું કરીને તો આ નગરમાં જ સંતાઈ રહ્યો હશે. માટે એને કોઈ રીતે શોધી કાઢવો તો જોઈએ.

પછી તેણે સભાના પંડિતોને તાપ આપ્યો અને **वि. से. मे. रा.** નો કાં તો ખુલાસો કરવા અગર નગર છોડી જવા ફરમાવ્યું. પંડિતોએ તે ન સૂઝવાથી દેશાવર જવાનું પસંદ કર્યું. પરંતુ એટલામાં દૈવયોગે એક આગેવાન પંડિતને ઘેર પૂજા માટે ફુલ લાવનારી પેલી **લાખી** માલણ પંડિતજીને દેશાવર જતા જાણી ઘેર આવી અને પેલી દાસી આગળ દિલગીરી સાથે, બધીયે વાત કહી. એટલે દાસી બનેલા કાલિદાસે **લાખીને** કહ્યું:—"એમાં તે એ પંડિતો મુંઝાય છે શા માટે! હું એ ઉચ્ચારનો ખુલાસો કરીશ." ત્યારે **લાખીએ** ભલભલા પંડિતોનાં મગજ જ્યાં ચાલ્યાં નહીં ત્યાં આ એ બદામની દાસીએ આવી હામ ભીડી માટે તેને ધમકાવી. એટલે તેણે **લાખીને** એકાંતમાં લઈ જઈ, સોગન આપી, પોતે જ કાલિદાસ હોવાનો ભરમ તેની આગળ ખુલ્લો કર્યો.

આ સાંભળી, **લાખી** બહુ જ હર્ષમાં આવી અને પોતાનું ભાગ્ય આમ અચાનક ઉઘડયું સમજાતાં એકદમ રાજદરબારમાં કહેવા દોડતી હતી, ત્યાં કાલિદાસે તેને રોકી, યોગ્ય સમય સુધી રાહ જોવા થંભાવી. પછી તેને આ ભેદ શી રીતે આપોઆપ ખુલ્લો થશે તે વિષે સમજણ આપી.

પછી તે પ્રમાણે **લાખી**, બીજે દિવસે, પોતાના ઘરમાં રાજા આદિ રાજ્યમંડળીના સત્કારની ઘટતી સામગ્રી સજ્જ કરી, ભોજની બ્રહ્મસભામાં ગઇ અને વિનતિપૂર્વક બોલી:—

"હે રાજન્! મારે ઘેર રહેલી, મલાજો પાળતી, દુઃખની મારી આવી વસેલી, એક દાસી **वि. से मे. रा.** નો ખુલાસો કરવા તૈયાર છે, પરંતુ તે આપની બ્રહ્મસભામાં આવી શકે તેમ નથી. હે રાજાધિરાજ! એ મારી સગી બેન જેવી છે. એ કોઇ પણ પુરૂષને પોતાનું મોઢુંયે બતાવતી નથી, તેમ પોતાના હાથના સિવાય બીજાના હાથનું રાંધેલું અન્ન સુદ્ધાંએ જમતી નથી. એ હમેશ એકાંતમાં જ રહે છે. તે આપનો ખુલાસો કરવાની

હામ ભીડે છે. માટે આપ શ્રીમાન્ તથા રાજ્યમંડળી એમ સરખા રાંકનું ઘરપાવન કરો તો કામ થાય એમ છે, અને પ્રભુકૃપાથી રાજકુંવર પણ સાજા થશે અને તેમનાં દુઃખડાં ટળશે, એમ લાગે છે."

એટલે ભોજ રાજાએ તરત લાખીને ઘેર જવા અને યોગ્ય તૈયારી કરવા કહ્યું; તેમ બીજી પાસ પ્રધાન આદિ રાજ્યમંડળીને પોતાની સાથે લાખીને ઘેર આવવાની આજ્ઞા કરી. પછી ઘટતો પોષાક સજવા રાજા પોતે રાજમંદિરમાં ગયો. તે થોડીક વારે તૈયાર થઈ, પ્રધાનમંડળ તથા પાટવી કુંવરને લઇને લાખી માલણને ત્યાં આવ્યો.

બીજી પાસ લાખીએ રાજા અને દરબારીઓ તથા પંડિતોનો યોગ્ય રીતે સત્કાર કરવા માટે બધી સામગ્રી તૈયાર કરી રાખી હતી. એક બાજુ પડદો બાંધી, પોતાની ધર્મની બેન(કાલિદાસ)ને બેસાડી અને સામી બાજુ રાજકુંવરને બધાની આગળ બેસાડ્યો. બધા બેઠા પછી પડદામાંથી કાલિદાસે રાજકુંવરને કુશલતાનો પ્રશ્ન કર્યો. તેનો **वि. से. मे. रा.** ના ઉચ્ચાર સિવાય બીજો કોઈ ઉત્તર ન મળ્યો. તરત કાલિદાસે શ્રી મહાકાલિનું સ્મરણ કર્યું અને તેના પ્રસાદથી શો બનાવ બન્યો છે તે સમજી ગયો. પછી તેણે ભોજને કહ્યું:—"હે મહારાજ! આ રાજકુંવરે ઘોર વિશ્વાસઘાત રૂપી મહાપાપ કર્યું છે. **वि. से. मे. रा.** આ જે ચાર અક્ષર રાજકુમાર બોલે છે, તેનો ખુલાસો આપ સાંભળોઃ—

"**वि**—વિશ્વાસઘાતનો શાપ લાગ્યો છે, જો કે આ શાપ અટલ નથી.

"**से**—સેતુબંધ રામેશ્વર વગેરે તીર્થો કર્યાથી બીજાં પાપ દૂર થાય છે, પણ વિશ્વાસઘાતરૂપી મહાપાપ દૂર થતું નથી, જો કે આ શાપ દૂર થશે.

"**मे**—મેરૂ જેવા મોટા પર્વતો કરતાં પણ વિશ્વાસઘાત રૂપી પાપ પૃથ્વીને વધારે ભાર રૂપ છે.

"**रा**—એ પાપમાંથી મુક્ત થવા હજાર ગૌદાન કરવાં, એમ શાસ્ત્રમાં કહ્યું છે.

"હે રાજન્! મેં જેટલું જાણ્યું છે, તેટલું મેં તમને કહી સંભળાવ્યું છે. હવે હું ઇષ્ટ દેવીની કૃપાથી તેની વાચા પાછી આણું છું, તે જુઓ."

આમ કહી, થોડી વાર ચૂપ રહ્યા પછી કાલિદાસ બોલ્યો*:—

**विश्वासप्रतिबद्धानां ये च विश्वासघातकाः ।**
**ते नरा नरके यान्ति यावच्चंद्रदिवाकरौ ॥ १ ॥**

ભાવાર્થ—વિશ્વાસથી બાંધી લીધેલા મનુષ્યોનો જે પુરૂષો વિશ્વાસઘાત કરે છે તે નર જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર બન્ને પ્રકાશે છે, ત્યાં સુધી નરકનો નિવાસ કરનારા થાય છે.

કાલિદાસને મોઢેથી આ શ્લોક સાંભળતાં જ રાજકુંવરે "**વિ**" અક્ષર બોલવો મૂકી દઈ માત્ર "**से. मे. रा.**" એ ત્રણ અક્ષરો બોલવા પછી કાલિદાસ આ બીજો શ્લોક બોલ્યો:—

**सेतुबंधे नरः स्नात्वा गंगासागरसंगमे ।**
**ब्रह्महा मुच्यते पापान्मित्रद्रोही न मुच्यते ॥**

ભાવાર્થ—સેતુબંધ રામેશ્વર તથા ગંગાસાગરના સંગમ(પ્રયાગ)માં સ્નાન કરવાથી બ્રહ્મહત્યા કરનાર મુકત થાય છે, પણ મિત્રદ્રોહ કરનારનું પાપ તેથી મુકત થતું નથી.

---

* શ્રી મેરુતુંગાચાર્યકૃત પ્રબંધ ચિંતામણિના ભાષાંતરકાર શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથ આ ચારે અક્ષરોનો ખુલાસો કરનારો માત્ર એક જ નીચેનો શ્લોક આપે છે:-

" विश्वासघाती वन्यस्य सेतुबन्धादिसेवनैः ।
महादानैर्न शुध्येत राजा विप्रावमानकृत् ॥

" વનમાં રહેનારા વાનરનો વિશ્વાસઘાત આ રાજાએ કર્યો છે. વિશ્વાસઘાતના પાપની શુદ્ધિ સેતુબન્ધુ આદિ તીર્થોનું સેવન કરવાથી તેમ જ મોટાં મોટાં દાનો આપવાથી થતી નથી. તેમાં યે વળી તેણે બ્રાહ્મણ(કાલિદાસ)નું અપમાન કરેલું છે, તેથી તેનું પાપ વિશેષ છે."

પરંતુ અન્ય ભોજ પ્રબંધમાં તેમ જ લોકકથામાં તો ઉપર આપેલા ચારે શ્લોક સ્થાન પામેલા છે.

વળી આગળ કહ્યું છે તેમ પ્રબંધ ચિંતામણિના ભાષાંતરકાર ભોજે પોતે વાનરાને વિશ્વાસઘાત કર્યાનું વર્ણવે છે, તેથી આ શ્લોકમાં પણ ભોજ સંબંધી ઉલ્લેખ કરેલો છે.

આ શ્લોક સાંભળી “ **से** ” અક્ષર પણ બોલવો રાજકુમારે મૂકી દીધો, માત્ર “ **मे. रा.** ” બોલવા માંડયું. આમ થવાથી કાલિદાસ ત્રીજો શ્લોક બોલ્યોઃ—

**मेरोर्न पर्वताद्भारो अभाराः सप्तसागराः ।**
**एक एव महान् भारस्त्वस्ति विश्वासघातिनः ॥**

ભાવાર્થ—મેરૂપર્વતનો ભાર પૃથ્વીને ઝાઝો લાગતો નથી, તેમ જ સાત સમુદ્રો પણ પૃથ્વીને ભાર રૂપ નથી, પરંતુ એક વિશ્વાસઘાતી મનુષ્ય જ એવો છે કે જે ખરેખર પૃથ્વીને મોટા ભાર રૂપ છે.

આ શ્લોક સાંભળી, રાજકુમારે “ **मे** ” અક્ષર બોલવો મૂકી દીધો. અને માત્ર “ **रा** ” અક્ષર જ બોલવો ચાલુ રાખ્યો તે જોઈ, કાલિદાસ ચોથો શ્લોક બોલ્યોઃ—

**राज्यस्य राजपुत्रस्य यदि कल्याणमिच्छसि ।**
**गवां लक्षसहस्राणि दत्वा पापात्प्रमुञ्च तं ॥**

ભાવાર્થ—હે રાજન્! જો તું તારા રાજ્ય અને તારો રાજપુત્ર એ બન્નેનું કલ્યાણ ઇચ્છતો હોય તો લાખો ગાયોનું દાન આપ અને તારા પુત્રને તેના પાપમાંથી સર્વથા મુક્ત કરશે.

આ સાંભળી, ભોજ રાજાએ પોતાના કુંવરને હાથે લાખો ગાયોના દાનનો સંકલ્પ મૂકાવ્યો. એટલે તરત જ તેની ઘેલછા છૂટી ગઇ. અને તે બધા સાથે સારી રીતે વાતો કરવા લાગ્યો.

પછી તેણે વનમાં બનેલી વાત બધાને કહી સંભળાવી. તેની વાત સાંભળી લીધા પછી ભોજરાજાએ લાખી માલણની ધર્મભગિની રૂપી કાલિદાસને પૂછ્યું:—‘ હે બહેન ! તું આ નગરમાં આ ઘરની અંદર મલાજે રહું છું અને કોઈ દિવસ બહાર નીકળતી પણ નથી, છતાં વનમાં વાંદરો, વાઘ અને રાજકુમાર, એ ત્રણ વચ્ચે બનેલો આ પ્રસંગ તેં કેમ જાણ્યો ?”

આ સાંભળી, અંદરથી જવાબ મળ્યોઃ—

**भाले वसति वै लक्ष्मीः जिह्वायां तु सरस्वती ।**
**जाने तयोः प्रसादेन वृत्तान्तमाखिलं नृप ॥**

"હે નરપતિ! મારા ભાલપ્રદેશમાં લક્ષ્મી–સૌભાગ્યની દેવી–એ વાસ કર્યો છે, તેમ મારી જીંહ્વાએ સરસ્વતીએ નિવાસ કર્યો છે, તેથી એ બન્નેના પ્રસાદથી જ હું આ સર્વ જાણી શકી છું.

"વળી હે રાજન્!

**लीलावत्याश्च ते पत्न्याः येन वै पद्मलाञ्छनम् ।**
**कृतमासिच्च तेनोक्तं जानेऽहं भोज तद्वृतं ॥**

"એ જ દેવી કે જેણે તારી સ્ત્રી લીલાવતીની(છબી)ની જાંઘનું લાંછન વનમાં એક પુરૂષ પાસે ચીતરાવ્યું હતું, તે જ દેવીએ મને આ વાત કહ્યાથી મારા જાણવામાં આવી"

આ સાંભળતાં જ **ભોજ**ની ખાત્રી થઈ કે, પડદામાંથી બોલનાર સ્ત્રી નહિ પણ પુરૂષ જ છે, અને તે પણ કાલિદાસ જ છે. એટલે તેણે પોતાની કટાર કાઢી, પડદો એકદમ ફાડી નાંખ્યો. તરત જ ત્યાં કાલિદાસ બધાને દેખાયો.

તે જ ઘડીએ એક લખલખારા મારતી કાન્તિવાળો પુરૂષ ત્યાં ઓચિંતો હાજર થયો. અને તેણે પોતાને વાનરનો અવતાર લેવાનો શાપ કેમ લાગ્યો હતો અને **ભોજ**ના કુંવરને હાથે વિશ્વાસઘાત ખમતાં, સરસ્વતીના પુરૂષાવતાર કાલિદાસને હાથે તેનો તેમ જ કુંવરનો શાપ શાન્તિ પામવાનું નિવારણ કેમ સરજાયલું હતું, એ સઘળો વૃત્તાંત કહ્યો. પછી કાલિદાસનો આભાર માની, પેલો પુરૂષ કાંઈ પણ રાહ ન જોતાં એકદમ ત્યાંથી સરર ચાલ્યો જ ગયો.

પછી રાજાએ પોતાના થયલા અપરાધની ક્ષમા કાલિદાસની પાસે માગી અને તુરત સારો પોષાક મંગાવી તેને પહેરાવ્યો, અને ત્યાંથી સ્વારી ચઢાવી, પોતાની સાથે હાથી ઉપર બેસાડી, વાજતે ગાજતે તેને રાજમંદિરે લઇ ગયો.

આ પ્રસંગ પછી રાજા **ભોજે** કદી પણ કાલિદાસનું અપમાન કર્યું ન હતું અને તેને હરેક રીતે પૂજ્ય ગણી સંતોષ્યો હતો.

---

## વાર્તા ૨૨ મી–કાલિદાસની કદર કરનાર વણકર

ભોજ રાજા બ્રહ્મસભામાં વિરાજતો હતો તે વેળા એક દિવસે લક્ષ્મીધર નામનો દ્રાવિડ દેશનો એક પંડિત આવ્યો. રાજાની આજ્ઞાથી દ્વારપાલે તેને સભાપ્રવેશ કરાવ્યો. તે વેળા જાણે આકાશમાં સૂર્ય પ્રકાશતો હોય તેવો તેના તેજનો પ્રતાપ સભામાં સર્વેએ અનુભવ્યો. તેણે રાજાને 'સ્વસ્તિ' કહી, યોગ્ય આસન લીધું. રાજાએ તેનું વૃત્તાંત તેને મોઢેથી જાણવાને ઘણી ઘણીયે યુક્તિ કરી, પણ તે બર ન આવી. આથી તેને વિચાર આવ્યો:—

"માત્ર આકૃતિ જોતાં વેંત જ જેઓના મનોરથ જણાઈ જાય છે તેવા પુરૂષોના મનોરથ પૂર્ણ કરનારાઓ ધન્ય છે; કારણ તેમને એવા ગરજાઉ પુરૂષોનાં દીન વચન સાંભળવાં પડતાં નથી. ખરે, યાચકોનાં દીન વચનો સાંભળી, દીલ દુઃખાવાનો પ્રસંગ આવવા આગાઉ જ જેઓ તેઓની મોંકળા ઉપરથી જ તેમની ઇચ્છા ચેતી જઈ તેમને સંતોષે છે, તેઓ ભાગ્યશાલી છે."

ભોજ આમ વિચાર કરતો હતો, તેટલામાં લક્ષ્મીધર પંડિત સ્વસ્થ થઈ બોલ્યો:–"હે દેવ! આ આપની સભા પંડિતો રૂપી શણગારથી અલંકૃત થયલી છે. અને તમે સાક્ષાત્ વિષ્ણુ છો, એટલે તમારી આગળ બોલવા જેટલી વિદ્વત્તા મારામાં શી રીતે હોય? છતાં હું કંઇક બોલું છું:—

**भोजप्रतापं तु विधाय धात्रा शेषैर्निरस्तैः परमाणुभिः किम् ।**
**हरेः करेऽभूत्पविरम्बरे च भानुः पयोधेरुदरे कृशानुः ॥**

"મને તો એમ લાગે છે કે વિધાતાએ આયુધો રચવાના સત્વમાંથી પ્રથમ ભોજનો પ્રતાપ બનાવ્યો હતો અને તે બનાવતાં એ સત્વનાં વધેલાં જે પરમાણુઓ તેણે ફેંકી દીધાં હશે, તેમાંથી હરિ( ઈંદ્ર )ના હાથનું વજ્ર, આકાશમાંનો સૂર્ય અને ઉદધિના ગર્ભમાં રહેલો વડવાગ્નિ, એ સર્વ ઉત્પન્ન થયાં હશે."

તેના આ સ્તુતિવચનથી સભા આશ્ચર્યચકિત થઈ. રાજાએ પ્રસન્ન થઈ, તેને એક લાખ મોહોર દાનમાં આપી. તે લેતાં લક્ષ્મીધરે પુનઃ

વિનતિ કરી કહ્યુંઃ—"હે રાજન્! હું આપના રાજ્યમાં કેવળ દાનને અર્થે આવ્યો નથી. પરંતુ સ્થાયી નિવાસ કરવાને કુટુંબ સમેત આવ્યો છું. પણ આપના નગરમાંનાં સર્વ ઘર લગભગ વિદ્યાવાનોથી રોકાઈ ગયલાં હોવાથી, મને ક્યાંથે ઘર શોધ્યું મળતું નથી. માટે આપના દંડધરને આજ્ઞા કરો કે મને એકાદ ઘર ખોળી આપે. આપના નગરમાં રહેવાનો લોભ થવાનું કારણ એ છે કે,

"જેણે પૂર્વ જન્મે સુકૃત કીધાં હોય છે તેને જ ક્ષમાવાન્, દાતા અને ગુણનો ગ્રાહક સ્વામી મળે છે. વળી એવા સ્વામીઓમાં પણ અનુકૂલ, પવિત્ર, વિવેકી, ચતુર, કવિ અને વિદ્વત્તાવાળો સ્વામી મળવો અતિ દુર્લભ છે! અમારા ભાગ્યે આપ એવા સ્વામી છો, એથી લોભાઇને જ હું અહીં ધારા નગરના નિવાસ અર્થે આવેલો છું.

પછી રાજાએ દંડધરને લક્ષ્મીધરને માટે એકાદ અક્ષરશત્રુને નગરમાંથી ઉઠાંતરી કરાવી, ઘર ખાલી કરાવી આપવાની આજ્ઞા કરી. રાજા ભોજનો એવો નિયમ હતો કે, અભણ પણ બ્રાહ્મણ હોય તો તેને નગર બહાર કાઢવો, અને ભણેલો પણ કુંભાર હોય તો તેને નગરમાં રહેતાં અટકાવવો નહીં. તેનો આ નિયમ ચિવટાઇથી પળાતો હતો. એથી કોઈ અક્ષરશત્રુંને શોધતો દંડધર ધારા નગરમાં ફરી વળ્યો. પરંતુ જેનું ઘર ખાલી કરાવાય, એવો કોઈ અભણ હાથ લાગ્યો નહીં. આખરે એક કુવિન્દ નામનો વણકર જડ્યો. તેણે ઘર ખાલી ન કર્યું અને તે ફર્યાદ કરતો ભોજની સભામાં આવ્યો અને બોલ્યોઃ—"હે રાજન્! આપનો દંડધર મને મારા ઘરમાંથી અભણ જાણી કાઢે છે. માટે તમે પરીક્ષા લ્યો કે હું મૂર્ખ કે પંડિત છું. સાંભળોઃ—

**काव्यं करोमि न हि चारुतरं करोमि,**<br>
**यत्नात्करोमि यदि चारुतरं करोमि।**<br>
**भूपालमौलिमणिमण्डितपादपिठ!**<br>
**हे साहसाङ्क! कवयामि? वयामि? यामि?॥**

"હું કાવ્ય કરૂં છું, પણ બહુ સારૂં કરતો નથી. જો બહુ યત્નથી કાવ્ય રચું છું તો તો વિશેષ સારૂં કરૂં છું ખરો. પંરતુ જેનું પાદપીઠ (પગ

રાખવાનું આસન) રાજાઓના મુકુટોના મણિઓથી શોભી રહેલું છે, એવા હે ભોજરાજ! હું કવિતા કરું, કે હું વણું કે હું તારા નગર બહાર ચાલ્યો જાઉં, તે કહે."

રાજા ભોજે તેને કહ્યું:–"હે વણકર! પદ રચવાની તારી ઢબ સુંદર છે, તેમ તારી કવિતાની મધુરતા પણ શોભે છે, પરંતુ કાવ્ય ઉચ્ચારવું તે વિચાર કરીને વિનયપૂર્વક ઉચ્ચારવું જોઇએ, એ વિવેક તારામાં જણાતો નથી."

આ સાંભળી, વણકર કોપે ભરાયો અને બોલ્યો:–"હે મહારાજ! મને આમાં કંઇક ઉત્તર આપવા જેવું લાગે છે; પરંતુ હું તે બોલવું યોગ્ય ધારતો નથી. કારણ વિદ્વાનોની રીતિ કરતાં રાજાની રીતિ ભિન્ન છે."

ભોજે પૂછયું:–"શા માટે બોલતો નથી? જે ઉત્તર આપવો હોય તે બેલાશક આપ."

વણકર:–"હે રાજન્! હું એક કાલિદાસ સિવાય બીજા કોઇને કવિ માનતો નથી. કાલિદાસ સિવાય કાવ્યતત્ત્વને જાણનારો કયો વિદ્વાન આપની સભામાં છે?

"ગુરૂકૃપા રૂપી અમૃતના પરિપાકથી ઉત્પન્ન થયલો સરસ્વતીનો જે વૈભવ છે તે ખરા કવિને જ મળે છે; પણ બળાત્કારે ગોખીને પ્રતિષ્ઠા મેળવનારાને તે મળતો નથી. પાડો આખોયે દિવસ તળાવમાં રહે અને પાણીને બહુ જ કાદવવાળું કરી નાંખે તોયે શું તે કમળના વનના સુગંધ બાહાર અનુભવે છે? નથી જ અનુભવતો.

"વળી સ્વચ્છ (નિર્દોષ) પદ મૂકવાની ચાતુરીભરી મીઠાશવાળી અને સુંદર પદબંધવાળી મારી આ વાણીની રચના અરસિકોની સમક્ષ વંધ્ય છે, અર્થાત્ પર–બીજા–(કવિ નહીં તેવા)ના હૃદયમાં પેસી ઇષ્ટ હેતુ સારે તેવી નથી; માત્ર કવિના જ હૃદયમાં પેસતાં કૃતાર્થ થાય તેવી છે. સુંદર સ્ત્રીની પટપટાવાતી આંખનાં કટાક્ષો કુમાર–બાલક ઉપર પડતાં નિરર્થક જાય છે, માત્ર રસિક યુવાનોને જ તે આનંદ આપે છે."

એટલે **સીતા** નામની પંડિતા બોલીઃ–" વિશાળ (ઉદાર) હૃદયવાળાને યોગ્ય કાવ્ય સાંભળતાં જડ માણસ (પોતાનાથી ન સમજાય એવું કઠિન છે એમ કહીને ) અફસોસ કરે છે, પરંતુ પોતાની તે નહી સમજવાની મૂર્ખતાનો અફસોસ કરતો નથી. એ તો સૂકાયલાં સ્તનવાળી સ્ત્રી કમખો શિવનાર દરજીનો જ વાંક કાઢે છે."

અંતે વણકરે રાજા **ભોજ**ને (પોતાના સ્તુતિવાળા શ્લોકમાં) પોતે 'ત્વં–તું' કારથી કરેલા સંબોધનનો ખુલાસો કરતાં કહ્યુંઃ–

"હે રાજન્! બાલપણમાં પુત્રની, સ્તુતિનાં ગાન કરતાં કવિની અને રણસંગ્રામમાં સુભટોની 'તુંકાર' વાળી વાણી વખણાય છે. આમાં હે પ્રભુ! મોહ પમાડે એવું શું છે, તેનો વિચાર કરો."

આવા સમાધાનથી **ભોજ** કુવિન્દ વણકર ઉપર પ્રસન્ન થયો અને તેને નગરમાં રહેવાની આજ્ઞા આપી અને કદી પણ ઘર ખાલી કરવાનો ભય નહી ધરવાનું ફરી ફરીને કહ્યું.

---

## વાર્તા ૨૩ મી–કાલિદાસને અશ્વિનીકુમારનું પ્રમાણપત્ર

એક વખતે રાજા **ભોજ** થોડાક પાગીઆ અને સથવારા સાથે મૃગયા રમવા ગયો હતો. વનમાં મૃગની પાછળ દોડતાં **ધારા** નગરથી ઘણે દૂર નીકળી પડયો. એટલામાં સંધ્યાકાળ પડવા આવી; થાક એવો તો ભારે લાગ્યો હતો કે ત્યાં જ પડાવ નાંખી રાત રહેવાની વૃત્તિ સૌને તીવ્ર થઈ. એટલે આસપાસ તપાસ કરાવી તો નજીકમાં એક ગામને સીમાડે નિર્મળ કંચન જેવા જલથી છલોછલ ભરેલું વિશાળ તલાવ જણાયું. તેની પડોશમાં ગાઢું આંબાવાડીયું હતું અને ફાગણ મહિનાનો સમય હોવાથી તેની મંજરીઓ અને મોર બહેંકાટ મારી રહ્યાં હતાં. **ભોજે** આ આંબાવાડીઆમાં રાતના મુકામ કરવા ઠરાવ કર્યો. સેવકોએ રાવટીઓ ઠોકી દીધી. અને સર્વેએ રાત્રે ત્યાં જ મુકામ કર્યો.

સવારમાં જવાની તૈયારી કરવા અગાઉ, તળાવના નીતર્યા જલે ભોજનું મન લોભાવ્યું. એટલે સ્નાનાદિથી પરવારીને પછી, સ્વારી ત્યાંથી ઉપાડવી, એવો વિચાર તેણે જાહેર કર્યો. પછી પોતે તેમાં નહાવા ઉતર્યો. યુવાવસ્થામાં તેણે, એક યોગીની પાસેથી જે "કપાલશોધન" ની–એટલે કે નાસિકા વાટે પાણી ચૂસીને ગળામાંથી તે કાઢવાની અને તે રીતે મગજની શુદ્ધિ કરવાની–યોગક્રિયા શીખી લીધી હતી, તે કરવાની ઉત્કૃટ ઉર્મિ આ વેળા તેને દૈવયોગે થઈ આવતાં, એ ક્રિયા કરી. પરંતુ તેમ કરતાં પાણી સાથે નાનાં બે મત્સ્ય તેના નાકની વાટે પેઠાં અને પ્રાણનું સંયમન અને સમતોલ બરોબર ન રહેવાથી ઉંચે મગજમાં ચઢી ગયાં અને ત્યાં અટવાઈ પડ્યાથી પાછાં બહાર નીકળી ન શકયાં. ભોજ તે વેળા તો કાંઈ સમજી શકયો નહીં ! તેને એમ લાગ્યું કે, કપાલશોધનની ક્રિયાથી મારૂં મગજ હવે શુદ્ધ અને તર થયું છે.

પછી ત્યાંથી તે પરભાર્યો ધારાનગરમાં આવ્યો. એકાદ દિવસ થયો અને તેને ચકરી આવવી શરૂ થઈ. પછી જાણે ચિત્તવિભ્રમ થયો હોય તેમ મગજ ગુંચાતું જણાયું અને સણકા મારવા માંડ્યા. ધીરે ધીરે વેદના અસહ્ય થતી ગઈ, અને મગજ સાથે શરીરની પણ અસ્વસ્થતા જામવા લાગી. રાજકાજ તો ઉંચું મૂકવું પડયું અને તે ઉપરાંત સર્વ પ્રકારનાં વિનોદ, વિલાસ અને વિવાદનેય તિલાંજલિ દેવી પડી. આવી સ્થિતિ થતાં ભોજ અતિશય અમુંઝાયો. પોતાના દરબારમાં તેમ જ રાજ્યમાં રહેતા કુશલ અને પોતાને ધન્વંતરીનો અવતાર માનતા વૈદ્યો, ભિષગ્વરો અને આયુર્વેદશાસ્ત્રીઓને બોલાવ્યા અને પોતાના રોગની ચિકિત્સા કરી યોગ્ય ઉપચારો યોજવા ફરમાવ્યું. તેઓએ તેને મટાડવા માટે આકાશ અને પાતાળ એક કરવાનું બાકી રાખ્યું, એમ કહીએ તો ચાલે. તેઓએ સુશ્રૂત, ચરક, વાગ્ભટ આદિ આયુર્વેદના પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથો શોધ્યા અને રોગનું નિદાન મેળવવા હરેક તનતોડ અને મન-મોડ પ્રયાસો કર્યા. પરંતુ સર્વ વૃથા ગયું. કોઈ એના રોગને પારખી શકયું નહીં, તો પછી ઘટતો ઉપચાર તો કયાંથી દાખવી શકે. આખરે તેઓ થાકીને દરબાર છોડી ચાલ્યા ગયા. ત્યારે પ્રધાન બુદ્ધિસાગરે

દેશાવરના નિપુણ વૈદ્યરાજોને બોલાવ્યા. પરંતુ તેમનાથી પણ રોગ પરખાયો નહીં. આમ આયુર્વેદના જ્ઞાતાઓનો એકે ઉપાય કે એકે તદબીર ન ચાલી, એટલે તેણે ઇલ્મીઓની મદદ લીધી પણ તેય નિરર્થક થઈ. આમ કરતો, આવા અસહ્ય રોગને વર્ષ વીત્યું અને વ્યાધિ શમાવવાનો કાંઈ પણ ઉપાય હાથ ન લાગ્યો. તેનું શરીર—

**क्षामं क्षाममभूद्वपुर्गतसुखं हेमन्तकालेऽब्जव—**
**द्वक्त्रं निर्गतकान्तिराहुवदनाक्रान्ताब्जबिम्बोपमम् ।**
**चेतः कार्यपदेषु तस्य विमूढं क्लीबस्य नारीष्विव**
**व्याधिः पूर्णतरो बभूव विपिने शुष्के शिखावानिव ॥**

જેમ હેમન્ત ઋતુમાં ઠંડીથી કમલની શોભા વિલાય તેમ તેનું શરીર નિત્ય નિત્ય પાતળું ને પાતળું થતું ગયું અને સર્વ સુખથી રહિત થયું; તેના મુખની કાન્તિ પણ હણાઈ ગઈ, અને જેમ ગ્રહણવેળા રાહુના વદનથી ગ્રસાયલું ચંદ્રનું બિંબ નિસ્તેજ થાય છે તેમ તેજહીન થયું; જેમ એક નપુંસકનું મન સ્ત્રી પ્રત્યે વિમુખ થાય છે તેમ તેનું ચિત્ત સર્વ કાર્યોથી કેવળ વિમુખ થયું. આમ ધીરે ધીરે તેનો વ્યાધિ પૂરપાટ વધતો જ ચાલ્યો અને જેમ સૂકા જંગલમાં અગ્નિ મહાલે તેમ સત્વથી વિહીન થયલા તેના શરીરમાં રોગ પ્રસરી ગયો.

આવી સ્થિતિ થતાં ભોજને આખરે લાગ્યું કે, હવે તો યમને ધામ જવાની તૈયારી કરવી પડશે. આથી તેને આયુર્વેદ શાસ્ત્ર ઉપર અને વૈદ્યરાજો ઉપર અતિશય અણગમો થયો અને તેણે પ્રધાન બુદ્ધિસાગરને બોલાવી આજ્ઞા કરીઃ—“ હવેથી કોઈ પણ ભિષક્‌ને મારા નગરમાં આવવા દેવો નહીં અને આયુર્વેદના સઘળાયે ગ્રંથો પાણીમાં ડુબાડી દ્યો. ”

તેની આવી ભીષણ આજ્ઞા સાંભળી, પંડિતો અને વૈદ્યરાજો ભારે ચિંતામાં પડ્યા. નગરજનોમાં હાહાકાર વર્તી રહ્યો અને સર્વેએ ભોજ રાજાની આવી અસહ્ય માંદગી જોઈ, આંખમાંથી શ્રાવણભાદરવો વરસાવ્યો.

દરમ્યાન સ્વર્ગમાં એક બીજો જ પ્રકાર બન્યો. ઈંદ્રદેવ અમરાપુરીમાં દેવસભા ભરીને બેઠો હતો; બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ અને રાજર્ષિઓ યોગ્ય સ્થાને વિરાજ્યા હતા; મેનકા, ઉર્વશી, રંભા આદિ અપ્સરાઓ ક્રમે ક્રમે નાચરંગ ભજવી રહી હતી; એટલામાં નારદ મુનિએ શોકાતુર વદને સભામાં પ્રવેશ કર્યો. નારદજી જ્યારે જ્યારે પ્રસન્નતાથી દેવસભામાં પ્રવેશ કરતા ત્યારે ત્યારે વીણા વજાડતા આવતા હતા. પરંતુ આ વેળા વીણા તેમના હાથમાં યોગ્ય સ્થાને ન હતી અને તેમનું મુખ પણ વિષાદભર્યું હતું. તરત જ નાટારંભ અટકાવી, ઈંદ્રે તેમને પૂછ્યું:—"હે નારદજી! આમ કેમ? શું કોઈ અવનવો બનાવ બન્યો છે? મૃત્યુ લોકમાં સર્વ કુશલ તો છે ને?"

એટલે નારદ બોલ્યા:–"હે અમરનાથ! એવું કાંઈ ખાસ આશ્ચર્ય પામવા જેવું કે મૃત્યુ લોકની કુટિલતાને હરે એવું કાંઈ બન્યું નથી. પરંતુ પેલો તમારો મિત્ર, ધારા નગરનો રાજા ભોજ કોઈક અપૂર્વ રોગથી પીડાય છે. તેની ચિકિત્સા પૃથ્વી ઉપરના કોઈ વૈદ્યથી થઈ શકી નથી. તેણે આયુર્વેદનો દરેકે દરેક પ્રાપ્ત ગ્રંથ ખોળાવરાવ્યો પણ કોઈયે ઉપચારની ટાંકી તેને લાગતી નથી. તેથી ભોજે પોતાના નગરમાંથી વૈદ્યરાજોને નીકળી જવા અને વૈદક ગ્રંથોને ઉંડા જલમાં ડુબાડવા પ્રધાનાદિને આજ્ઞા કરી છે. કારણ તેને આયુર્વેદ અસત્ય લાગ્યો છે. આથી મને સંતાપ થવાથી હું અહીં એ વર્તમાન તમને કહેવા આવ્યો છું."

"તરત જ ઈંદ્રે અશ્વિનીકુમાર ભાઈઓમાંથી નાસત્ય તરફ દૃષ્ટિ કરી અને કહ્યું:—"તમે બન્ને ધન્વંતરી છો, તેમ છતાં તમારો આયુર્વેદ ખોટો ઠરે એ શું?"

ત્યારે નાસત્ય બોલ્યો:—"હે દેવેન્દ્ર! કાંઈ આયુર્વેદ શાસ્ત્ર ખોટું નથી. પરંતુ તેમાં કેટલાક રોગ દેવો જ જાણે એવા નિર્દેશેલા છે. અને ભોજ એવા એક વિલક્ષણ રોગથી પીડાય છે."

ઈંદ્ર:–"તમે એ રોગ કીયો છે તે જાણો છો? જો જાણતા હો તો તમારે આયુર્વેદની પ્રતિષ્ઠા ખાતર, એટલું જ નહીં પણ તે મારો મિત્ર હોવાથી મારી ખાતર પણ મૃત્યુ લોકમાં જઈને એ અસાધ્ય

રોગ મટાડવો જોઇએ. ભોજ સરસ્વતીના નિવાસનું સ્થાન છે; તે શાસ્ત્રોનો ઉદ્ધાર કરનારો છે. માટે તેનો આ રોગ મટાડો."

નાસત્યઃ—" હે ભગવન્ ! કપાલશોધનની ક્રિયા કરતાં તેના મગજમાં બે મત્સ્ય અટવાયાં છે, અને તેની પીડાનો આ રોગ છે. આપની આજ્ઞા હોય તો અમે આ ચાલ્યા."

આમ કહી, નાસત્ય પોતાના ભાઇ સાથે મૃત્યુ લોકમાં ધારા નગરમાં ઉતર્યો અને ભોજના રાજભુવને જઈ, કાશીથી એક વૈદ્ય આવ્યાની વરદી પ્રધાનને આપવા એક દ્વારપાળને જણાવ્યું. ત્યારે દ્વારપાળ બોલ્યોઃ—

"હે બ્રાહ્મણ ! તમે સમય પણ સમજતા નથી, એ શું ઓછું શોકજનક છે? અત્યારે રાજા ભોજની સ્થિતિ અતિશય અસહ્ય છે; વળી તેઓશ્રીને આયુર્વેદ તથા વૈદ્યો ઉપર તિરસ્કાર છૂટયો છે, અને તેમણે કોઇ પણ વૈદ્યને પોતાના રાજભુવનમાં તો શું પણ નગરમાંયે રહેવા દેવાની સખ્ત મનાઈ કરી છે. માટે તમે તમારે રસ્તે ચાલ્યા જાવ."

નાસત્ય તેનાં આવાં વચનથી ડરે તેમ ન હતો. તેણે સામી વિશેષ જીદ કરી. એટલે પ્રધાન તે સ્થળે આવ્યો અને તેની ખાત્રી થઈ કે આ વૈદ્ય કદાચ ભોજનો રોગ મટાડશે. પછી તેણે ભોજને સમજાવી, નાસત્યને તેની પાસે આવવા દેવાની પરવાનગી મેળવી.

પછી ભોજની પાસે જઈ નાસત્યે કહ્યુંઃ—" હે રાજન્ ! તમારે ભય ન ધરવો. આ તમારો રોગ ચાલ્યો જ જાણો."

પછી નાસત્યે તેના રોગની ચિકિત્સા કરી, એકાંતમાં ભોજને લઈ જવાની જરૂર જણાવી અને ભોજ તેની સાથે એકાંતમાં ગયો. ત્યાં ભોજને મોહક ચૂર્ણ સુંઘાડી, નાસત્યે તેનાં બે કપાળ—માથાનાં કાચલાં—છૂટાં કર્યાં અને પેલાં મત્સ્ય કાઢી, પાણીવાળી એક તપેલીમાં મૂક્યાં. પછી સંધાનકરણી વિદ્યાના ઉપાયથી ખુબીબંધ ભોજનાં કપાળ સાંધી તેને સચેત કીધો. સચેત થતાં ભોજને જાણે કોઈ રોગ જ ન હોય તેમ પૂરી સ્વસ્થતા જણાઈ. પરંતુ આ શી રીતે બન્યું તે જાણવાની આતુરતા તેને થઈ, છતાં વૈદ્યને પૂછી ન શક્યો.

પરંતુ **નાસત્યે** તેના મનની સ્થિતિ સમજી જઈ, તેને કહ્યું કે "હે રાજન્! યુવાવસ્થામાં શીખેલી કપાળશોધનની ક્રિયા કરતાં તારા મગજમાં બે મત્સ્ય ભરાઈ ગયાં હતાં. તેને લીધે આ અસાધ્ય રોગ તને થયો હતો. જો પેલા વાસણમાં મેં તે બે મત્સ્ય કાઢી મૂકયાં છે. તે જોતાં તારી ખાત્રી થશે."

**ભોજ** તરત જ ચેત્યો કે, આ વૈદ્ય ખરે જ સાક્ષાત્ ભગવાન્ ધન્વંતરી કે **અશ્વિનીકુમાર** હશે, પરંતુ તેનાથી તે વિષે પણ કંઈ પૂછી ન શકાયું. માત્ર તેણે એટલું જ પૂછ્યું "હે વૈદ્યરાજ! આ રોગ સદંતર જાય માટે મારે કાંઈ પથ્ય પાળવાનું છે?"

ત્યારે દેવવૈદ્યે નીચેનો શ્લોક બોલવા માંડ્યો:—

**अशीतेनाम्भसा स्नानं पयःपानं वरांगना।**
**एतद्वो मानुषाः पथ्यं**

અશીત–ઉના પાણીએ નાવું, તાજું દુધ પીવું, ઉત્તમ સ્ત્રીનો સહવાસ રાખવો, એ તમો મનુષ્યોને માટે પથ્ય છે......

તેઓ ચોથું ચરણ બોલવા જતા હતા, તેટલામાં ત્રીજા ચરણમાં "वः मानुषाः હે મનુષ્યો! તમને" એ પદ સાંભળી, **ભોજ** કુતૂહલથી વચ્ચે બોલી ઉઠયો:—"હે વૈદ્યરાજ! જો અમે મનુષ્યો છીએ તો વળી તમે કોણ છો?"

આમ કહી, રખેને તેઓ દેવ હશે એમ ધારી, જેવો **ભોજ** તેમનો હાથ પકડવા જતો હતો તેવા જ વૈદ્યરાજ શ્લોકનું ચોથું ચરણ બોલ્યા સિવાય જ ત્યાંથી અંતર્ધાન થયા. પરંતુ રાજાની ઉત્સુકતા સંતોષવા જતે જતે તેઓ બોલ્યા કે, "હે **ભોજ**! હું દેવવૈદ્ય **નાસત્ય** છું અને **અશ્વિની કુમારને** નામે ઓળખાઉં છું. દેવરાજ ઈન્દ્રની પ્રેરણાથી હું તારો આ અસાધારણ રોગ મટાડવા પૃથ્વી ઉપર આવ્યો હતો. તારે પાળવાના પથ્ય વિષે હું કહેતો હતો ત્યાં તેં વચ્ચે પૂછાઈ, મને છેલ્લું ચરણ બોલતાં અટકાવ્યો, તેથી હું તે પૂર્ણ કરી શકયો નથી, પરંતુ તારી બ્રહ્મસભાનો, **સરસ્વતીનો** અવતાર **કાલિદાસ** એ બાકીનું ચરણ પૂરૂં કરશે."

પછી **ભોજે** સ્વસ્થ થઈ, બ્રહ્મસભા બોલાવી. અને પંડિતો રાજાને સંપૂર્ણ આરામ થયો જાણી, પરમ પ્રસન્નતાથી આશાભર્યા સભામાં આવી વિરાજ્યા. એટલે **ભોજે** ઉપરનાં ત્રણ ચરણો ઉચ્ચાર્યાં અને કાલિદાસને ચોથું ચરણ પૂરૂં કરવા કહ્યું. કાલિદાસ તરત જ બોલ્યોઃ—

**स्निग्धमुष्णं च भोजनम्।**

તથા ઘી અને તેલવાળા પદાર્થ તેમજ ઉનું ઉનું ભોજન પણ પથ્ય છે.

રાજા **ભોજ** અને આખી બ્રહ્મસભા આશ્ચર્યચકિત થયાં. રાજા **ભોજે** કાલિદાસ કોઈ અપૂર્વ લીલાઅવતારી હોય તેમ માની, તેની પૂજા—અર્ચા કરી અને તેને સર્વ વાતે સંતોષ્યો.



# રાજા ભોજ અને કવિ કાલિદાસ

## ભાગ ૩ જો

### કવિ કાલિદાસ અને અન્ય કવિઓના પ્રસંગો

### વાર્તા ૨૪ મી–કાલિદાસ અને ભવભૂતિ

એક દિવસે સવારના એક ઘડી દહાડો ચઢ્યો હતો; **ભોજ** રાજા ચિકાર બ્રહ્મસભામાં સિંહાસને વિરાજી રહ્યો હતો અને પંડિતો આદિ વિદ્યાવિનોદ કરી રહ્યા હતા, ત્યાં દ્વારપાલ સિંહાસન સન્મુખ આવ્યો, અને કુર્નિસ બજાવી બોલ્યોઃ—"હે દેવ! **કાશી**ની સભામાં વિખ્યાત થયલો, **ભવ**ભૂતિ નામનો, કોઈ કવિ દ્વારે ઉભો છે, અને સભામાં પ્રવેશ માટે આપની આજ્ઞાની રાહ જુએ છે."

પ્રવેશ કરવાની આજ્ઞા મળતાં **ભવ**ભૂતિ સભામાં આવ્યો. તેની કીર્તિ ચોમેર પ્રસરેલી હતી, તેથી **ભોજ**ની બ્રહ્મસભાના પંડિતો આ નવા રત્નના આગમનથી ખુશી થયા અને તે **કાલિદાસ**ને મહાત કરશે, એવા ઈર્ષ્યાળુ વિચારથી તેમનો હર્ષ બમણો વધ્યો. **ભવ**ભૂતિને પોતાની વાણી ઉપરની પ્રભુતા માટે અનહદ અભિમાન હતું. **वाग्वश्येवानुवर्तते**—આ બ્રાહ્મણ(પોતા)ને **વાણી** દેવી જાણે વશ્યા—રાખેલી સ્ત્રી–હોય તેમ અનુસરે છે, એવું તેનું ઉત્તર રામચરિતનું તેમ જ ये केचिदिह जगति प्रथयन्त्यवज्ञां जानन्तु ते किमपि तान्प्रति नैष यत्नः—આ જગતમાં જેઓ બીજાની અવજ્ઞા પ્રકાશિત કરે છે તેમણે એ જાણવું કે આ પ્રયત્ન--ગ્રંથ કંઈ તેમને માટે નથી, એવું **માલતી માધવ**નું પણ સગર્વ વચન તેમને પરિચિત હતું. તે કહેતો કે મારી કદર કરનારો હાલ નહી ઉત્પન્ન થયો હોય તો કાલે કરીને કોઈ ઉત્પન્ન થશે. આવા સ્વાભિમાની કવિ **ભવ**ભૂતિએ સભામાં આવી, "સ્વસ્તિ" કહી, રાજાએ અંગુલિના નિર્દેશથી બતાવેલા આસને સ્થાન લીધું. પછી તે અભિમાનભર્યાં નીચેનાં વચનો બોલ્યોઃ–

"હે રાજન્! દેવવૃક્ષ પરિજાત ( શાયડી ) વૃક્ષનાં ખીલેલાં પુષ્પો કાંઈ મધુભોગી ભમરાઓને પોતાની ઉપર આવવા અને મધુ ચાખવા કહેતાં નથી. પણ ભમરાઓ પોતે જ ખેંચાઇને તેની ઉપર આવે છે. વળી ચંદ્ર કાંઈ પોતાની પ્રત્યે જેમને રૂચિ છે, એવાં ચકોર પક્ષીઓને પોતાની ચાંદનીનો ઉપભોગ લેવાની યાચના લળી લળીને કરતો નથી, પરંતુ સ્વયં ચકોરો તેનો ઉપભોગ લેવા ત્યાં દોડ્યાં આવે છે. તે જ પ્રમાણે હે નરપતિ! અમે અમારી વાણીના માધુર્યનો મધુર આસ્વાદ લેવા કોઇને નોતરતા નથી; પરંતુ બુદ્ધિમાનો પોતાની મેળે જ તેને આસ્વાદ લેવા ખેંચાઈ આવે છે. જે સુજ્ઞ જનો એક વાર તેનો સ્વાદ ચાખશે, તેઓનાં ચિત્ત તેમાં જ લાગી રહેવાનાં અને તે નિરંતર તેનો આસ્વાદ લેવાને ઉત્કંઠા ધરાવાના. માટે અમારી વાણીનો આસ્વાદ લેવા અપાત્રોને વ્યર્થ પ્રાર્થનાઓ કરવાનું અમારે શું પ્રયોજન છે!

"હે રાજન્! અમારી પાસે કાંઈ પાલખી નથી; તેમ કનકનાં કંકણ, કુંડલો આદિ અલંકારો તેમ આતિથ્ય કરવાની ઉચ્ચ સામગ્રીયે નથી. વળી અમારી પાસે ઉંચી જાતના ઘોડા નથી, કોઈ ચાકરનફર પણ નથી; કે સુંદર અંબર ( વસ્ત્ર ) પણ નથી. પરંતુ અમારી પાસે અખંડ ભૂમંડલના તલ ઉપરના સઘળા વિદ્વાનોનાં અને સાહિત્યવિદ્યાનું સેવન કરનારાઓનાં ચિત્તને સંતોષનારી તેમ જ તેઓનાં શિરને માનભેર નમાવનારી નિર્દોષ વિદ્યા છે."

ભવભૂતિનાં આવાં અભિમાનયુક્ત વચન સાંભળી, બાણ પંડિતનો પુત્ર ભૂષણ બાણ તે સહન ન થવાથી એકદમ બોલી ઉઠયો:—"હે પાપી! હે મિથ્યા ગર્વ ધરનાર ભવભૂતિ! ધારાધિપતિની બ્રહ્મસભામાં આવો વૃથા અહંકાર ન કર. તું શું એ જાણતો નથી કે—

"જ્યાં સુધી હૃદયના માર્ગમાં સોંસરો પેસનારો બાણ ( ૧. તીર અને ૨. એ નામનો કવિ ) સમીપ છે ત્યાં સુધી તેની પ્રતિભાને લીધે સામા પુરૂષના હૃદયમાંથી એક નિશ્વાસ સરખો પણ નીકળવા પામતો નથી, તો પછી પ્રકટ આડંબરવાળાં પદથી બંધાયલી સરસ્વતી ( વાણી ) તો ક્યાંથી જ નીકળે?"

ભૂષણ બાણ આવાં વચનોથી કરેલો પરાભવ સહન ન થઈ શકવાથી ભવભૂતિ તરડાટભેર બોલી ઉઠયોઃ–

हठदाकृष्टानां कतिपयपदानां रचयिता
जनः स्पर्धालुश्चेदहह कविना वश्यवचसा ।
भवेदद्यश्वो वा किमिह बहुना पापिनि कलौ
घटानां निर्मातुस्त्रिभुवनविधातुश्च कलहः ॥

"અરેરે! જો બલાત્કારથી અહીં તહીંથી ખેંચી આણેલાં, કેટલાંક પદો( વચનો )ને ગોઠવનારો પુરૂષ ( બાણ ), જેને વાણી વશ્ય છે, એવા કવિ ( ભવભૂતિ ) સાથે સ્પર્ધા કરવાને લોલુપ થાય તો પછી ખચિત જ આજે વા કાલે આ બહુ પાપથી ભરેલા કલિયુગમાં ઘડાઓનો બનાવનારો પ્રજાપતિ–કુંભાર અને ત્રિભુવનની સૃષ્ટિ–નો ઘડનાર પ્રજાપતિ બ્રહ્મા, એ બે વચ્ચે અવશ્ય પ્રજાપતિપદ વિષે કલહ જાગ્યા વિના ન જ રહે.

"અરેરે! પાંખવાળો મચ્છર પણ ગરુડને પોતે પંખી હોવાનું જણાવી ડરાવે, તેજકણવાળો આગીઓ તેજોનિધિ સૂર્ય સાથે તેજ ધારણ સંબંધમાં બાથ ભીડવા તત્પર થાય, તૃણમણિ રત્નમણિની સ્પર્ધા કરવા નીકળે, ત્યારે સામાન્યત્વને બેશક ધિક્કાર છે, એમ કહેવું પડે છે.

"અરે! બાણની તો શું પણ કવિ કાલિદાસની વાણી કદાચિત્ મારી વાણી સાથે અર્થરહસ્યમાં સમાનતા મેળવવાની સ્પર્ધા કરે તો તે પણ ( રખેને પાછી પડીશ તો, એવા વિચારથી ) ભયથી થડકતે થડકતે પગલે મારી વાણીની હરોલમાં જ સંચાર કરી શકે."

તેનું આવું વચન સાંભળી, તરત જ નમ્રતાની મૂર્તિ કાલિદાસ બોલ્યોઃ–"હે સખા ભવભૂતિ ! તું મહાકવિ છું, એ નિઃસંશય છે, એટલે એમાં કહેવા જેવું શું છે? આ ધારાધિપતિ ભોજ રાજાની પરિષદ્ જે મહાન્ પંડિતોથી મંડિત ( શોભાવાળી ) થયેલી છે, તેમાં આપણી બન્નેની વચ્ચેનો અંતર માત્ર શંકર જેવો રાજા જાણી શકે એમ છે."

પછી **ભોજે** તેમને એક નવ યૌવનાની કામક્રીડાની અંતિમ દશાનું વર્ણન કરવા કહ્યું, ને બન્નેએ તે કર્યું. તે સાંભળી, **ભોજે** કાલિદાસને કહ્યું:–" હે મહાકવિ! તારી અને **ભવ**ભૂતિની કાવ્યશક્તિ વચ્ચે સમાનતા છે, એમ કહેવું, એ વાણીની મશ્કરી કર્યા બરોબર છે. તું બેશક તેનાથી ચઢી–આતો છું."

**ભવ**ભૂતિ:–" હે દેવ! શા માટે તમે તમારી વાણીને એવી સમાનતા વર્ણવતાં વારો છો ?

**ભોજ**:–" હે કવિ! તમે સર્વ પ્રકારે કવિ છો."

**બાણ**:–" હે રાજન્! આમ નરો વા કુઞ્જરો વા ની પેઠે મુદ્દાને નહીં ઉડાવતાં ખરો કવિ **કાલિદાસ** છે કે **ભવ**ભૂતિ, એ આપે ચોક્કસ કહેવું જોઇએ."

**ભોજ**:–" હે **બાણ**! **કાલિદાસ** એ કાંઈ સામાન્ય કવિ નથી, પણ અવની ઉપર ઉતરી આવેલો કોઇ સાક્ષાત દેવ છે."

**ભવ**ભૂતિ:–"હે દેવ! પ્રસ્તુત પ્રશ્ન અહીં (ઉપરના કાવ્યમાં) કોનામાં પ્રશસ્તતા–સરસાઈ શોભે છે? અર્થાત્ કોનું કાવ્ય તમને સરસ લાગે છે, તે છે, માટે તેનો ખુલાસો કરો?"

**ભોજ**–" હે **ભવ**ભૂતિ! વિશેષ બોલવાની શી જરૂર છે? ખરી પ્રશસ્તતા–સરસાઇ તો કાલિદાસના શ્લોકમાં છે. તેના કાવ્યનું "કેવડાની કલિની અણીની લિજ્જત જેવું મંદ હાસ્ય એ યૌવનાનું જણાતું હતું," એ વચન જ સર્વોપરી સરસ છે."

**ભવ**ભૂતિ:–"હે રાજન્! તમે પક્ષપાતથી આમ બોલો છો."

**કાલિદાસ**:–" હે રાજેન્દ્ર! આપે અન્યાય કર્યો, એવી આપની અપખ્યાતિ–અપકીર્તિ થાય, એ ઉચિત નથી. ચાલો આપણે બધા ભુવનેશ્વરી માતાના દેવાલયમાં જઇએ. અને ભુવનેશ્વરીની સમક્ષ **ભવ**ભૂતિના જ હાથમાં તુલા–ત્રાજવું આપી, અમારા એક એક શ્લોકના કટકા એક એક પલ્લામાં મૂકી, તેની તુલના કરી જોઇએ."

તે પછી રાજા **ભોજ** અને પંડિતોનો સમુદાય **ભુવનેશ્વરી** સમક્ષ સીધાર્યા, અને દેવી સમક્ષ બન્નેની કવિતા **ભવભૂતિના** હાથમાં તુલા આપીને તોળાવી, તો **ભવભૂતિની** કવિતાવાળું પલ્લું જરા હલકું જણાયું. પરંતુ દેવીને **ભવભૂતિની** કાવ્યશક્તિ જગતમાં આમ હલકી જણાય, એ યોગ્ય નહીં લાગ્યાથી પોતાના કાનના રાતા કમલની રજ **ભવભૂતિની** કવિતાવાળા પલ્લામાં નાંખી, અને બન્ને પલ્લાં સરખાં થયાં. આ ઘાટ જોઈ ચકોર **કાલિદાસ** ચેત્યો અને બોલ્યોઃ–

**अहो मे सौभाग्यं मम च भवभूतेश्च भणितम्**
**तुलायामारोप्य प्रतिफलति तस्यां लघिमनि ।**
**गिरां देवी सद्यः श्रुतिकलितकह्लारकलिका-**
**मधूलीमाधुर्यं क्षिपति परिपूर्त्यै भगवती ॥**

"અહોહો! મારાં સુભાગ્યની તે શી વાત કહું! મારી અને **ભવભૂતિની** વાણીને દેવી સમક્ષ ત્રાજવામાં નાંખતાં તેની વાણી હલકી થઈ. ત્યારે વાણીની દેવી **સરસ્વતી** બન્ને પલ્લાં સરખાં કરવા ખૂટતું વજન પૂરૂં કરવાને પોતાના કાનના કલ્હાર પુષ્પની કલિની રજ તરત જ **ભવભૂતિના** શ્લોકવાળા પલ્લામાં ઉપરથી નાંખે છે."

આમ જે બનાવ દેવી, પોતે અને **ભવભૂતિ** એ ત્રણ જ જણ જાણતાં હતાં તે પ્રકટ કરતાં, કવિ **કાલિદાસ** દેવીના પગે પડ્યો. એટલે **ભવભૂતિ** પણ દેવીને પાયે પડ્યો; અને રાજા **ભોજને** તેણે ખરા કદરદાન તરીકે પીછાણ્યો. રાજાએ બન્નેને સો મદમત્ત હાથીઓ બક્ષીસ આપ્યા. અને સર્વ પૂર્ણ આનંદ મ્હાણતા સ્વગૃહે વિદાય થયા.

---

કાલિદાસ અને ભવભૂતિ.



કૉપીરાઇટ. | ભવભૂતિના હાથમાં તુલા....તોળાવી. પૃષ્ઠ. ૨૦૦.

ચિત્રકાર:–રા. રવિશંકર રાવળ.

Lakshmi Art, Byculla, Bombay.

## વાર્તા ૨૫ મી–કવિના હૃદયને નમસ્કાર હો!

( બાણ, શકુન્ત, મરાલ, ભોજ અને કાલિદાસ )

( ૧ )

**ભોજ** રાજા પોતાની સભાના પંડિતો અને કવિઓને છૂટે હાથે દાન દેતો હતો અને **બાણ** કવિનો ઉત્તમ સત્કાર, તેને પહેલી શ્રેણીનો ગણીને, પ્રસંગે પ્રસંગે કરવાને ચૂકતો ન હતો. છતાં તેને હાથે પદ્મ હોવાથી સઘળી લક્ષ્મી સરી પડતી અને પૂર્વ જન્મના બળે, દરિદ્રતા તેને ભાગ્યે ચોંટેલી હોવાથી તેની સ્થિતિ ઘણી જ તંગ રહેતી. એક દિવસ રાજા **ભોજ** ગુપ્ત વેષે નગરચર્યા જોતો જોતો **બાણ**ના ઘર આગળ આવી પહોંચ્યો. મધ્ય રાત્રિનો સમય હતો. સઘળે શૂન્યકાર વ્યાપેલો હતો. કહેવત છે કે 'નચિંતની નિદ્રા અને સચિંતનું જાગરણ,' તેમ દરિદ્રતાની ચિંતામાં નિમગ્ન થયેલો **બાણ** તો આવી વેળાએ જાગતો હતો અને પોતાની સ્ત્રીના મનને સમાધાન આપતો કહેતો હતો કે.

"હે દેવી! રાજાએ કેટ કેટલીયે વાર મારા મનોરથો પૂર્યા છે. હજીયે આજે જો હું તેની પાસે યાચના કરૂં તો તે મને કંઇક આપે જ. પરંતુ મૂર્ખની પણ જીવ્હા જો તેને નિરંતર પ્રાર્થના કર્યા કરવાની હોય તો જડ થઈ જાય, તો પછી મારા જેવા સમજુની જિવ્હા જડાય તેમાં કાંઈ નવાઈ છે? ખરે જ! दरिद्रता धीरतया विराजते।—દરિદ્રતા ધીરતા હોય તો જ શોભે છે, નહીં તો તે તેના ભોગ થયલા પ્રાણીને દુઃખસાગરમાં નિરંતર ઉંડો ને ઉંડો ડૂબાડતી જાય છે. અને पुनर्दरिद्रि पुनरेव पापी—એ ઉક્તિ સાર્થ કરાવતી જાય છે. માટે આપણે ધીરજથી દુઃખ સહેવું જોઇએ છે. પ્રભુ કોઇદિ વેળા વાળશે."

આમ બોલીને અડધા મુહૂર્ત સુધી તે મુંગો રહ્યો. વળી પાછો એકાએક બોલ્યો:—

"શિવ! શિવ! હે ત્રિપુરાસુરના સંહારક! હલાહલ (ઝેર) અને યાચનાનું તુચ્છ વચન, એ બેમાં વિશેષ કઠોર શું હશે,! એ આપ જ

નાણી-જાણી શકો એમ છો. કારણ એક તમારી જ જિહ્વા આ બન્નેના રસના તારતમ્યને પરખે એમ છે. તમે પોતે હલાહલ કંઠે ધારણ કર્યું છે, તેથી તેનો રસ તમારી જીહ્વાએ વર્ત્યો છે, તેમ તમે ભિક્ષાર્થી પણ છો, એટલે યાચનાના રહસ્યથી પણ પરિચિત છો.

"હે સુંદરી? દરિદ્રતાની બીજી મૂર્તિ યાચના-ભીખ છે, નહીં કે ધનથી રહિતપણું. શંકર જો કે પોતાની પાસે માત્ર કૌપીન સિવાય અન્ય દ્રવ્ય ન હોવા છતાંયે યાચના કરતા નથી, તેથી જ પરમેશ્વર કહેવાય છે, અને યાચનાથી જ અમારા જેવા ભીખારી કહેવાય છે.

એ ખરૂં જ છે કે

**सेवा सुखानां व्यसनं धनानाम् याञ्चा गुरूणां कुनृपः प्रजानाम् ।**
**प्रणष्टशीलस्य सुतः कुलानाम् मूलावघातः कठिनः कुठारः ॥**

"સેવા ( કરવી ) એ સુખોપભોગના વૃક્ષના મૂલને છેદનારી કોહાડી છે; યાચના ( કરવી ) એ ગુરૂતા ( મોટાઈ ) રૂપી વૃક્ષના મૂળને છેદનારી કોહાડી છે; વ્યસન એ ધન-લક્ષ્મી રૂપી વૃક્ષના મૂલને કાપનારી કોહાડી છે; દુષ્ટ રાજા એ પ્રજારૂપી વૃક્ષને મૂલથી કાપનારી કોહાડી છે; અને જેનો સદાચાર નષ્ટ થયો છે એવો છોકરો કુલીન કુટુંબરૂપી વૃક્ષના મૂલમાં જ પ્રહાર કરનાર કોહાડી રૂપ છે.

"હે દેવી! આવી સ્થિતિ હોવાથી જ્યાં સુધી મારે કર્મે દારિદ્ર્ય ચોંટેલું છે, ત્યાં સુધી મારે જાતે રાજા પાસે જઈ યાચના કરવી, એ અશક્ય છે. એ ખરૂં જ છે કે,

"મેઘ ક્ષણ પણ જલ આપે છે તેથી સર્વ લોકને વહાલો (વલ્લભ) થઈ પડે છે, પરંતુ સૂર્ય નિરંતર પોતાના કર( ૧ હાથ અને ૨ કિરણ ) ને પ્રસારી ( ૧ ફેલાવી અને ૨ જલના શોષણરૂપી દાન માગવા સારૂ લાંબો કરી ) રાખે છે, તેથી સંતાપકારી લાગે છે.

"પરંતુ હે દેવી! વિશેષ શું કહું ? વૈશ્વદેવના સમયે અતિથિઓ ( વિના અન્ન પામ્યે આપણ ગૃહસ્થીના ) ઘર આગળથી નિર્મુખ, ભૂખથી પીડાતા પાછા ફરે છે, તેમ મનમાન્યું ગવાન્ન પણ ગાયો પામતી નથી, એ જ મારા હૃદયને દુઃખ આપે છે.

"હું દારિદ્ર્ય રૂપી અગ્નિના સંતાપને સંતોષ રૂપી જલથી શાન્ત કરૂં છું, પરંતુ યાચકોની આશાનો ભંગ થવાથી થતા આઘાતોને લીધે હૃદયમાં જે અંતર્દાહક અગ્નિ પ્રકટે છે, તે શી રીતે શાન્ત થાય!"

આવાં વચન બાણ પોતાની પત્નીને મધ્ય રાત્રે કહેતો હતો તે સાંભળી, ભોજે મનમાં વિચાર કર્યો કે, જે હશે તે સવારે થઇ પડશે. હું સવારે તેના મનના મનોરથ પૂરીશ. આમ વિચારી ભોજ ત્યાંથી વિદાય થયો. માર્ગમાં જતાં જતાં તે મનમાં બોલ્યોઃ—

"જે કાવ્યો( ની રચના )થી તેનો કર્તા વક્તા ન થયો તો તે કાવ્ય શા અર્થનું! જે સૈન્યો શત્રુને હરાવી ન શકયાં તે સૈન્યો પણ શા અર્થનાં? અને જે ધનથી ગરજાઉ યાચકની ભૂખ ન ભાગી તે ધન પણ શા કામનું?"

( ૨ )

આવો વિચાર કરતો તે નગરમાં ફરવા લાગ્યો. ત્યાં ચોરી કરવા જતા બે ચોરો તેની દૃષ્ટિએ પડ્યા. તેણે અંધારપછેડો ઓઢયો હતો તેથી ચોર એને જોઈ ન શકયા. તેથી નચિંતાઈથી તેઓ માંહો માંહે નીચેં પ્રમાણે વાત કરતા હતા, તે ભોજે સાંભળીઃ—

શકુન્તઃ—"હે સખા! અત્યારે જગતમાં અફાટ અંધકાર ફેલાઈ રહ્યો છે, છતાં મેં દિવ્ય અંજન આંખમાં સારેલું છે તેથી હું સર્વત્ર પરમાણુ જેટલા અતિઅલ્પ સઘળા વસ્તુને પણ જોઈ શકું છું, પરંતુ એક મબલક ધનવાળા વ્યાપારીને ત્યાંનું આ સોનું આપણે લઈ આવ્યા છીએ, છતાં તેથી મને રજ પણ સુખ થતું જણાતું નથી."

મરાલઃ—"હે શકુન્ત! તું એમ શા હેતુથી કહે છે કે, વ્યાપારીના ઘરમાંથી આણેલું આ સોનું સુખદાયી નથી?"

શકુન્તઃ—"ચારે કોર નગરનું રક્ષણ કરનારા પગીઓ ભમ્યાં કરે છે. તેમ કોઇને ત્યાં ઉત્સવ કે માંગલિક પ્રસંગ હોવાથી આ ઢોલ, નગારાં અને શરણાઇના ઘોષ સામે થતા આવે છે, તેથી આ લતાના સઘળા લોક પણ જાગી ઉઠશે. માટે હાલ વાત કરવી છોડી દઈ, આપણે

મુંગા મુંગા પેલા ખુણામાં જઈ, ચોરેલું ધન વહેંચી લઈએ, અને ઉતાવળે પંથે પડી જઈએ.”

મરાલઃ—“હે મિત્ર! મને કહે તો ખરો કે આ તારે ભાગે બે કરોડ રૂપૈઆનાં મોતી અને સોનું આવશે, તેનું તું શું કરવાનો છું?”

શકુન્તઃ—“મેં તો નિશ્ચય કીધો છે કે કોઈ વેદપાત્ર વિપ્રને હું મારા ભાગનું ધન આપી દઈશ; કારણ ભોજની બ્રહ્મસભામાં પંડિતો પોષાય છે, પરંતુ બીચારા વેદપાઠીઓ કોઈની યાચના કરતા ન હોવાથી “બોલે તેનાં બોર વેચાય,” એ કહેતી પ્રમાણે તેમના વેદવિદ્યાના પઠનની કદર કોઈ કરતું નથી. માટે એવા અયાચક બ્રાહ્મણોને હું મારો ભાગ આપી દઈશ.”

મરાલઃ—“હે મિત્ર! તું સાચું કહું છું. કારણ

**ददतो युद्ध्यमानस्य पठतः पुलकोऽथचेत्**
**आत्मनश्च परेषाञ्च सा क्रिया पौरुषी स्मृता ॥**

દાન દેતાં, યુદ્ધ કરતાં અને પાઠ ભણતાં સામાનાં તેમ જ પોતાનાં પણ રૂવાડાં ઉભાં થાય તે જ ક્રિયા પુરૂષત્વ—સત્વવાળી ગણાય. પરંતુ આ ચોરેલા ધનના દાનથી તું કેવા પુણ્યફલની અપેક્ષા રાખે છે?”

શકુન્તઃ—“અમારા બાપદાદાથી જ આવો ધર્મ ચાલ્યો આવ્યો છે. અમે તો ચોરીકર્મથી પૈસો લાવી લાવીને વેદીઆઓને દાનમાં દેતા આવ્યા છીએ.”

મરાલઃ—“માથું કપાવું કબુલ કરીનેય મેળવેલું સઘળું ધન બીજાને તે કેમ આપી દેવાય?”

શકુન્તઃ—“હે મિત્ર! શું તું એ જાણતો નથી કે,

**मूर्खो नहि ददात्यर्थं नरो दारिद्र्यशङ्कया ।**
**प्राज्ञस्तु वितरत्यर्थं नरो दारिद्र्यशङ्कया ॥**

“મૂર્ખ માણસ રખેને ધન દાનમાં દેઈ દેવાથી દરિદ્રતા આવશે, તો પછી હું ધન વિના શું કરીશ? એવી શંકાથી બીજાને તે આપતો

નથી; ત્યારે સુજ્ઞ મનુષ્ય તો રખેને દરિદ્રતા આવશે તો પછી દાનમાં આપવાનું ધન ન રહેતાં દાનધર્મ જ સમૂળગો ટળી જશે, એ શંકાથી જે આજે આપ્યું તે ખરૂં, એવી લાગણીથી ધન બીજાને છૂટે હાથે આપે છે.

**મરાલઃ**—"જે બ્રાહ્મણ વેદ ભણેલો હોય તે કંઇક દાનને પાત્ર છે, તેમ તપસ્વી હોય તે પણ કંઇક પાત્ર લેખાય; પરંતુ સર્વ પાત્રોમાં જે પુરૂષના પેટમાં શૂદ્રનું અન્ન ગયું જ નથી તે જ ઉત્તમ પાત્ર છે."

**શકુન્તઃ**—"હે મરાલ! ઠીક મારો હેતુ તો તેં જાણ્યો. પરંતુ તું કહે તો ખરો કે તારા ચોરીના ભાગનું તું શું કરવાનો છું?"

**મરાલઃ**—"હે મિત્ર! આગળ કોઈ એક વિપ્રકુમાર કાશીયાત્રા કરીને આવેલો હતો. તેણે મારા બાપ આગળ કાશીયાત્રાના ફલનું વર્ણન કર્યું હતું. એથી મારા બાપે યુવાવસ્થાથી જ બાપદાદાનો ધન-ચોરીનો દુષ્ટ ધંધો છોડી દીધો છે અને હવે દૈવયોગથી પાપથી નિવૃત્ત થઈ કુટુંબ સાથે કાશીની યાત્રાએ જવાનો વિચાર કરે છે, તેથી તેમની તીર્થયાત્રામાં હું મારા આ ભાગનો ઉપયોગ કરીશ."

**શકુન્તઃ**—"તારા બાપનું પણ ભાગ્ય મોટું છે. કારણ કહ્યું છે કે

"જો કુતરાને પણ મનમાં કાશીવાસની વાસના થાય, તો શું એ કુતરાની બરોબરી પણ બીચારો ઈન્દ્ર કરી શકશે? અર્થાત્ એવા કુતરાની આવી મહેચ્છા આગળ ઈન્દ્રનું પદ પણ તુચ્છ થાય છે, એવી કાશીવાસની મહત્તા છે.

"કાશી પુરી એ કર્મરૂપી ધાન્ય વાવવાની ઉખર—ઉજ્જડ—ખારી ભૂમિ છે, કારણ તેમાં કર્મો રૂપી ધાન્ય વવાતાં તેનાં બીજ જ બળી જાય છે, એટલે તે ફરીથી ઉગવા જ પામતાં નથી, અને તેથી કર્મની નિવૃત્તિ થતાં મોક્ષમાર્ગ સરળ થાય છે. તેટલા માટે જ કાશીમાં ચાંડાલ તેમ જ પંડિત એક સરખી રીતે મોક્ષ મેળવી શકે છે.

"કાશીમાં ગંગાજલ આગળ અમૃત તુચ્છ લેખાય છે; તે મુક્તા-મોક્ષ-પુરી હોઇને ત્યાંના અંત્યજો પણ સુરેશ્વરોને નમણું આપતા નથી; અને

કાશીમાં પાષાણ પણ ચિંતામણિ–શંકર તુલ્ય લેખાય છે; ત્યાં મરણ થાય તો તે મંગલ રૂપ જ છે; કાશીમાં વિભૂતિ ( ભસ્મ–રખ્યા ) એ સુંદર ભૂષણ રૂપ છે, અને કૌપીન ( સંન્યાસીનું વસ્ત્ર ) એ ઉત્તમ રેશમી વસ્ત્રના જેવું મહામૂલ્યનું છે. આવી કાશીને શાની ઉપમા આપી શકાય!"

તે બન્ને વચ્ચે આવો રસભર સંવાદ ચાલતો હતો તે સાંભળી, રાજા **ભોજ** સંતોષ પામ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યોઃ–"કર્મોની ગતિ સર્વથા વિચિત્ર જ છે; જેથી આ બન્ને જણ ચોર હોવા છતાં તેમની મતિ પવિત્ર થઈ છે."

( ૩ )

તે પછી રાજા **ભોજ** આવો વિચાર કરતો જતો હતો ત્યાં એક મકાનમાં બાપ અને દીકરો આવી વાત કરતા સંભળાયાઃ–

બાપઃ–" હાલમાં, શાસ્ત્રનાં તત્ત્વોને પોતે સારી રીતે જાણતો હોવા છતાં, રાજા **ભોજ** કૃપણતાથી કોઇને કાંઈ દેતો નથી. પણ ઉલટો—

"કોઈ યાચક તેની સન્મુખ આવી એક કવિતા બોલે તો પોતે સામો પોતાની કવિતા ઉચ્ચારવા મંડી પડે છે! કોઈ કાંઈ સુવચનનો પાઠ કરે તો પોતે પણ સામો એવો પાઠ ભણવા લાગે છે!! કોઈ તેનાં વખાણ કરે તો પોતે સામો વખાણ કરવા મંડે છે! અને યાચક હું પાછો જાઉં છું, એમ કહે ત્યારે આંખો મીચી દે છે! જેથી નકારની શરમ ન લાગે."

તેનું આ વચન સાંભળી, **ભોજ** તરત જ ત્યાં પ્રકટ થયો અને બોલ્યોઃ–"આવું કેમ કહો છો? લ્યો આ મારા ગાત્ર ઉપરના અલંકારો." આમ કહી, પોતાના સર્વ શણગારો તેને સમર્પ્યા.

( ૪ )

આ પ્રકારનાં ત્રણ દૃશ્યો રાત્રિચર્યામાં નીરખી, **ભોજ** પ્રભાતમાં રાજમંદિરે આવ્યો અને પ્રાતઃકર્મ કર્યાં. પછી યોગ્ય સમયે સભા ભરાતાં કાલિદાસને તેણે નીચેની સમસ્યા પૂછીઃ—

**कवीनां मानसं नौमि तरन्ति प्रतिभाबलात् ।**

હું કવિઓના અંતઃકરણને નમું છું, કારણ તેઓ પોતાની પ્રતિભા-સંસ્કારી કાવ્યશક્તિના બળે સંસાર સાગર તરી જાય છે.

એટલે કાલિદાસ ઝટ બોલ્યોઃ-

**यत्पोतेन पर्यांसीव भुवनानि चतुर्दश ॥**

કારણ જેમ વહાણ જલને તરી જાય છે, તેમ તેઓ ચૌદે ભુવનો એ વડે તરી જાય છે.

આ ઉત્તરાર્ધ સાંભળી રાજાએ કાલિદાસને લાખ ટંકા દાનમાં આપ્યા.

---

## વાર્તા ૨૬ મી-કાલિદાસના છિન્નવાદિત્વની કસોટી

એક વખતે **નર્મદા** નદીના વિશાળ અને ઉંડા જલમાં માછલાં પકડવાને જાળ નાંખતાં ઢીમરોને માછલાંને બદલે જરાક ભુંસાયલા અક્ષરવાળો, મોટી શિલાનો ખોરવાયલો એક ટુકડો લાધ્યો. તપાસીને જોતાં તેમાં કંઈક લખેલું જણાયું, એટલે "રાજા પાસે લઈ જવો" એવો નિશ્ચય એ ઢીમરોએ કર્યો અને તેને **ભોજ** રાજાની સભામાં લઈ આવ્યા. આ શિલા ક્યાંથી મળી, એવો પ્રશ્ન પૂછતાં **નર્મદા** નદીના અમુક ભાગમાંથી તે મળ્યાનું તેઓએ કહ્યું. એટલે રાજાને વિચાર આવ્યોઃ—

"ખરે પૂર્વે એ સ્થાને મહાત્મા હનુમાનજીએ **રામાયણચંપુ** રચીને એક પથ્થર ઉપર ટંકાવી, એ સ્થલના ધરામાં તે પથ્થર નાંખ્યો હતો, એવી એક દંતકથા પ્રસરેલી છે. માટે આ શિલા તો એનો ખંડ નથી, એની ખાત્રી મારે અવશ્ય કરાવવી જોઇએ. માટે આ શિલા ઉપરના લેખની લિપિ ઉકેલાવવી ઘટે છે."

આવો વિચાર કરી, વિવિધ લિપિઓના જ્ઞાતા-જાણકારોને **ભોજે** તેડાવ્યા. તેમણે ઢાળેલી લાખ દ્વારા, સંદેહવાળા ભાગ ઉપરના અક્ષરો ઉઠાડી ઉકેલ્યા, તો માત્ર નીચેનાં બે જ ચરણો ઉકલ્યાં:—

**अयि खलु विषमः पुराकृतानाम्**
**भवति हि जन्तुषु कर्मणां विपाकः।**

અરેરે! જન્તુઓ–પ્રાણીઓમાં પૂર્વજન્મનાં કર્મનો પરિપાક ખરે જ વિષમ છે.

આટલું ઉત્તરાર્ધ પ્રથમ પેલા શિલાખંડ ઉપરથી લિપિજ્ઞોને ઉકલ્યું. પછી તેઓ આ શ્લોકનું પૂર્વાર્ધ ઉકેલવાનું મથન કરતા હતા તે દરમ્યાન તેનું શું પૂર્વાર્ધ છિન્નવાદી ( ગયલા અક્ષરો તથા પદોને બુદ્ધિથી નવાં રચી, જૂનાં સાથે તેનો મેળ કરવામાં ચતુર હોય તે ) પંડિતો કળી શકે છે તે જાણવાની જિજ્ઞાસા ભોજને થઈ. તેથી બ્રહ્મસભાના છિન્નવાદી પંડિતોને પોતાની કાવ્યશક્તિથી તે યોજવાની પ્રેરણા કરી. એટલે ભવભૂતિ બોલ્યોઃ—

> क्व नु कुलमकलङ्कमायताक्ष्याः
> क्व नु रजनीचरसंगमापवादः ॥
> अयि खलु विषमः पुराकृतानाम्
> भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥

"વિસ્તીર્ણ નેત્રાવાળાં સુંદર સીતાજીનું નિષ્કલંક કુલ ક્યાં? અને તેમની ઉપર રજનીચર( રાક્ષસ રાવણ )ના સમાગમનો આક્ષેપ ક્યાં? અરેરે! પ્રાણીઓમાં પૂર્વજન્મનાં કર્મનો પરિપાક ખરે જ વિષમ છે."

પરંતુ આ સમસ્યાપૂર્તિથી ભોજનું મન બીલકુલ માન્યું નહીં. કારણ તેને એમાં ધ્વનિદોષ લાગ્યો. એટલે પોતે જ તેનું પૂર્વાર્ધ રચીને જણાવ્યુંઃ—

> क्व जनकतनया क्व रामजाया
> क्व च दशकन्धरमन्दिरे निवासः ।
> अयि खलु विषमः पुराकृतानाम्
> भवति हि जंतुषु कर्मणां विपाकः ॥

ક્યાં જનક રાજાની પુત્રી, અને રામચંદ્રજીની પત્ની સીતા! અને ક્યાં દશ માથાંવાળા રાવણના મંદિરમાં તેને નિવાસ કરવાની સ્થિતિ! ખરે જ પ્રાણીઓમાં પૂર્વજન્મનાં કર્મોનો પરિપાક વિષમ છે.

આ સમસ્યાપૂર્તિથી કાલિદાસનું મન માન્યું નહીં, કારણ તેને ઉપરના કાવ્યમાં બન્ને પ્રસંગો વચ્ચે દેખાડવા જોઈતા વિરોધ જોઈએ તેવા સબળ અને ઉત્કટ લાગ્યા નહીં. એટલે તેણે પોતે આવું પૂર્વાર્ધ રચ્યું:—

> शिवशिरसि शिरांसि यानि रेजुः
> शिव शिव तानि लुठन्ति गृध्रपादैः ।
> अयि खलु विषमः पुराकृतानाम्
> भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥

શિવ શિવ! રાવણનાં જે માથાંઓ સદાશિવનાં ચરણોમાં આલોટતાં અલંકાર રૂપ થયાં હતાં, તે જ માથાંઓ આજે ગૃધ્ર–ગીધ પક્ષીના પગમાં લોટે છે! અરેરે! પ્રાણીઓનાં પૂર્વ જન્મનાં કર્મનો પરિપાક ખરે જ વિષમ છે.

એટલામાં લાખથી ઉપસાવી, લિપિ ઉકેલનારા શોધકોએ પ્રયાસ કરીને પૂર્વાર્ધ ઉકેલ્યું તો તે કાલિદાસે રચેલા પૂર્વાર્ધને મળતું જ આવ્યું. આથી રાજા ભોજ અને બ્રહ્મસભા પરમ પ્રસન્ન થયાં. તે દિવસથી કાલિદાસની પ્રતિષ્ઠા વિશેષ વાધી.

---

## વાર્તા ૨૭ મી–છિન્નવાદીત્વની કસોટી

પ્રબંધ ચિંતામણિમાં ઉપરના વિષયની કથા જુદા જ રૂપે નીચે પ્રમાણે આપેલી છે:—

એક દિવસ વિનોદગૃહમાં જૈન ધર્મી ધનપાલ કવિ વિવિધ વાણી-વિનોદોથી રાજા ભોજના મનનું રંજન કરતો હતો, તેવામાં કેટલાક વહાણવટી વ્યાપારીઓ દ્વારપાળ દ્વારા આજ્ઞા માગી, સભામાં આવ્યા. તેમણે મીણપટ્ટી-(શિલા વગેરે ઉપરથી કોતરેલા અક્ષરો ઉપસાવી લેવાની મીણવાળી પટ્ટી)થી ઉતરાવેલાં પ્રશસ્તિનાં કાવ્યો રાજાનાં ચરણોમાં મૂકયાં. રાજાએ તેની પ્રાપ્તિનું સ્થળ પૂછતાં તેઓ બોલ્યા કે, "હે રાજન્! સમુદ્રમાં અમારૂં વહાણ એક સ્થલે ઓચિંતું અટકતાં અમે તેનું કારણ શોધાવ્યું, તો તે સ્થળે અતિ

ઉંડા જલમાં એક શિવમંદિર હોવાનું જણાયું. તે **શ્રી રામેશ્વર મહાદેવનું** અતિપુરાણું દેવાલય હતું. તેને જલનો સ્પર્શ પણ લાગ્યો ન હતો, એવું એ મહાપ્રતાપી મંદિર હતું. અમે કુશલ 'મરજીવાઓ' ત્યાં ઉતર્યા અને મીણપટ્ટીથી તે ઉપરની પ્રશસ્તિ ઉતારાવી લીધી છે. અને તે આપની પાસે ઉકેલાવા આણી છે."

પછી રાજાએ તે ઉપર બીજી પટ્ટી દબાવરાવી તેના શ્લોકો ઉકેલવા છિન્નવાદીઓને બોલાવ્યા. તેઓએ તેના ત્રણ શ્લોક અખંડ ઉકેલ્યા (તે બહુ મહત્વના ન હોવાથી અહીં આપેલા નથી.) પરંતુ તેનો ચોથો શ્લોક છિન્નભિન્ન થયાથી માત્ર તેનું ઉત્તરાર્ધ જ નીચે પ્રમાણે ઉકલ્યું:—

**अयि खलु विषमः पुराकृतानाम्**
**भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥**

**ભાવાર્થ:**—પૂર્વ જન્મનાં કર્મોનો પરિપાક પ્રાણીઓને માટે ખરેખર વિષમ જ છે.

પછી છિન્નવાદીઓએ ઘણુંએ મથન કીધું પણ તેનું પૂર્વાર્ધ ન ઉકલ્યું. ત્યારે **ભોજ**ની આજ્ઞાથી બ્રહ્મસભાના પંડિતોએ અટકળથી તેનાં વિવિધ પૂર્વાર્ધો કલ્પ્યાં, પણ તે **ભોજ**ને વિસંવાદી લાગ્યાં અને રૂચ્યાં નહીં. પછી ધનપાલે બુદ્ધિથી નીચે પ્રમાણેનું પૂર્વાર્ધ કલ્પ્યું:—

**हरशिरसि शिरांसि यानि रेजु—**
**र्हरि हरि तानि लुठन्ती गृध्रपादैः ॥**

જે માથાં શિવનાં મસ્તક ઉપર શોભતાં હતાં, તે જ માથાં આજે ગીધ પક્ષીના પગમાં અથડાય છે.

આવું પૂર્વાર્ધ સાંભળી, રાજા **ભોજ**નું મન માન્યું તો ખરૂં પરંતુ તે જ પૂર્વાર્ધ મૂળ પ્રશસ્તિનું છે કે નહીં તેની સત્યતાની ખાત્રી વિષે શંકા ઉઠતાં ધનપાલે એવી વિષમ પ્રતિજ્ઞા કરી કે જો આ જ શબ્દવાળી અને આજ અર્થવાળી શ્રી **રામેશ્વર** મહાદેવની **પ્રશસ્તિ** લખેલી ન હોય તો આકોના જીવન પર્યંત હું કવિતા કરવાનું જ છોડી દઈશ."

આથી ધનપાલની બુદ્ધિની પરીક્ષા કરવા, **ભોજે** પેલા વહાણવટીઓને

ફરીથી સમુદ્રમાં તે સ્થળે તપાસ કરવા અને મીણપટ્ટીથી બરોબર પ્રશસ્તિનો ન ઉકલેલો ભાગ ઉતરાવવા સૂચના કીધી.

રાજાની આજ્ઞા શિરે ચઢાવી, તેઓ ફરીથી વહાણ હંકારી, તે સ્થળે સમુદ્રમાં ગયા અને છ૭ મહીનાની ભારે મુશ્કેલી વચ્ચે નિપુણ મરજી-વાઓને ઉતાર્યા અને મીણપટ્ટીથી પેલી આખીયે પ્રશસ્તિ ઉતરાવી આણી રાજાને સોંપી.

પછી જિન્નવાદીઓએ તે ઉકેલી તો ધનપાલે રચેલું પૂર્વાર્ધ આબાદ એમાં હતું. એટલે રાજાએ પ્રસન્ન થઈ ધનપાલને યોગ્ય શિરપાવ આપ્યો.

---

## વાર્તા ૨૮ મી–સમસ્યાપૂર્તિનો ચમત્કાર

એક વખતે ઉનાળામાં પ્રચંડ તાપ પડવાથી, કાંઈ પણ ચેન રાજા **ભોજ**ને પડયું નહીં. વિહારવિલાસનાં અનેક સાધનો તેની સેવામાં તત્પર હતાં, છતાં અંતઃપુરમાં કાંઈ ગોઠયું જ નહીં. ઉકળાટ અસહ્ય થવાથી રાણીઓ સાથે વાર્તાલાપ કરવો પણ રૂચ્યો નહી, તેમ ચંદન, ગુલાબજલ, વીરણવાળાનું જલ, આદિ વિવિધ શિતલ પદાર્થો પણ અનુકૂળ આવ્યા નહીં. અને આખીયે રાત્રિ અગાશીમાં જ આળોટીને ગાળી.

પછી સવારે બ્રહ્મસભા મળતાં તેણે રાત્રિનો પ્રસંગ ન કહેતાં માત્ર આ એક શ્લોકાર્ધ જ ઉચ્ચાર્યું:—

**मरुदागमवार्तयाऽपिशून्ये समये जागृति संप्रवृद्ध एव।**

જ્યાં પવન આવવાની પણ વાત ન હોતી અને અતિશય ગરમી વધી ગયલી હતી, એવો સમય પ્રાપ્ત થતાં—

આ શ્લોકાર્ધ સાંભળી **ભવભૂતિ** બોલ્યોઃ—

**उरगी शिशवे बुभुक्षवे स्वामदिशत्फूत्कृतिमाननानिलेन ।**
**मरुदागमवार्तयापि शून्ये समये जागृति संप्रवृद्ध एव ॥**

જ્યાં પવન આવવાની વાત પણ ન હોતી અને અતિશય ગરમી વધતી ચાલી, એવો સમય પ્રાપ્ત થતાં પોતાનાં ભૂખ્યાં બાળકોને નાગણીએ પોતાના મોંઢાના પવનના ફુંકારાથી શાંત પાંડ્યાં.

આમાં પોતાનો મનનો ભાવ નહીં દર્શાવાયાથી ભોજ રાજાનું મન પ્રસન્ન થયું નહીં, એટલે તેણે માથું ધૂણાવતાં તેને કહ્યું:–"હે ભવભૂતિ ! આ જો કે તમારી સ્વભાવોક્તિ છે ખરી, પરંતુ તે સુઘટિત નથી."

પછી નેત્રની સમસ્યાથી કાલિદાસ તરફ મુખ ફેરવ્યું, એટલે કાલિદાસ બોલ્યો:—

**अबलासु विलासिनोऽन्वबभूवन्नयनैरेव मनोपगूहनानि ।**
**मरुदागमवार्तयाऽपिशून्ये समये जागृति संप्रवृद्ध एव ॥**

બહુ જ ગરમી પડવા લાગી અને જ્યાં પવન આવવાની વાત પણ ન હતી, એવો સમય પ્રાપ્ત થતાં, વિલાસી લોકોએ માત્ર નયનોનાં કટાક્ષોના મિલનને જ આલિંગન માની, એટલેથી જ વિલાસની પરિતૃપ્તિ માની.

કાલિદાસની આ પૂર્તિ પોતાના અભિપ્રાયને અનુકૂલ આવ્યાથી રાજા ભોજ પરમ પ્રસન્ન થયો.

---

## વાર્તા ૨૯ મો–કપટ તેનું ચપટ ને ઉલટી ઝપટ.

( કાલિદાસને સંન્યાસ લેવડાવવાનો પંડિતોનો પ્રપંચ. )

ભોજરાજાની બ્રહ્મસભામાં પંદરસો પંડિતાદિ વિદ્વાનો હતા અને તેમાં સોળ પંડિતો અગ્રણી હતા; અને તે સર્વમાં કાલિદાસ સૌથી શ્રેષ્ઠ હતો. ગમે તેવો પંડિત સભામાં આવતો તો પણ તે તેને ચમત્કારિક બુદ્ધિશક્તિથી માહાત કરી શકતો હતો. જેમ સૂર્યના પ્રકાશમાં સર્વ જ્યોતિઓ ઝાંખી પડે છે, તેમ તેની આગળ સોળ અગ્રણી પંડિતો પણ કંઇક ઝાંખા પડ્યા હતા તો તેમના પુત્રો ઝાંખા પડે એમાં કાંઈ નવાઈ ન હોતી. જો કે તેમાં કેટલાકના પુત્રો ઘણા જ વિદ્વાન હતા, છતાં કાલિદાસની ચમત્કૃતિ આગળ ભોંઠા પડી જતા હોવાથી તેઓનો બુદ્ધિચમત્કાર પ્રકાશી શકતો ન હોતો, તેથી આ સોળ અગ્રણી પંડિતોએ એક દિવસ એકઠા થઇને આ પ્રમાણે વિચાર કર્યો:—

" કાલિદાસ જ્યાં સુધી ભોજની બ્રહ્મસભામાં છે, ત્યાં સુધી આપણા પુત્રોનું માન અહીં વધવાનું નથી. જો રાજદ્વારમાં વિદ્વાનની પ્રતિષ્ઠા ન વધે તો પછી તેનું વિદ્યાસંપાદન શા અર્થનું? આપણી પેઠે આપણા પુત્રો પણ શ્રમ લઇ, રાજાની પ્રીતિ મેળવવા પ્રયત્ન કરે છે, છતાં તેની પ્રીતિના પાત્ર નથી થઈ શકતા. અને જ્યાં સુધી રાજાની પ્રીતિના પાત્ર ન થવાયું ત્યાં સુધી એવા પ્રયત્નનું શું ફલ? માટે કોઈ ઉપાય કરી, કાલિદાસને ધારાનગર-માંથી દૂર કરાવીએ તો આપણા પુત્રોનું માન વધે અને અને તેઓ જગતમાં પ્રખ્યાત થઇ શકે. માટે એવો કોઈ ઉપાય આપણે શોધી કાઢવો જોઇએ. "

તે વેળા એક વૃદ્ધ પંડિતે કહ્યું:-"આપણે બધા મળી પંદરસો પંડિતો છીએ. તેમાં આપણે સોળ અગ્રણીઓ વૃદ્ધ થયા છીએ, કીર્તિ તથા પ્રતિષ્ઠા આપણે સંપાદન કરવાનાં તે ઉજ્જ્વલ રીતે સંપાદન પણ કર્યાં છે, તેમ જર્જરિત પણ થયા છીએ. તેથી જો આપણે કાલિદાસ સહવર્તમાન કાશીપુરીમાં જઇને સંન્યાસ લઇએ, તો તેથી આપણી વૃદ્ધાવસ્થા સાર્થક થવા સાથે આપણા દેહનું પણ કલ્યાણ થશે અને કાલિદાસ અત્રેથી જશે, એટલે આપણા યુવાન પુત્રોને પ્રકાશવાને અવકાશ-સમય પણ મળશે. શાસ્ત્રનો આ વિહિત નિયમ છે કે, વયે આવતાં પુત્રોને શિરે ગૃહભાર નાંખી, શાણા પુરૂષે નિવૃત્તિ સેવવી. આપણે પંડિતો જો એ નિયમ નહીં પાળીએ તો કોણ પાળશે? માટે હવે આપણે સંન્યસ્ત દીક્ષા લેવી, એ સર્વથા ઉચિત છે માટે એકસંમત થઇને સર્વ બોલો કે તમારો શો વિચાર છે? "

આ યુક્તિ સોળે જણાને પસંદ પડી. પછી તેઓએ એમ ઠરાવ્યું કે "આપણે કાલિદાસને ફસાવીને અત્રેથી કાશી લઈ જવો અને ત્યાં બધાએ સંન્યસ્ત દીક્ષા લઇને રહેવું "

પછી દશબાર જણા મિત્રભાવે કાલિદાસને ઘેર ગયા. ત્યાં તેમણે પ્રથમ તો બ્રહ્મસભાની વાધતી જતી કીર્તિની અને પછી ધીરે ધીરે વેદાંતવિષયની બેચાર વાર્તા કરી; અને પ્રસંગ યોગ્ય આવતાં એક જણ સંકેત પ્રમાણે બોલ્યો:-"હે પંડિતજી! આપણે હવે વૃદ્ધ થવા આવ્યા છીએ,

આપણી જીંદગીનો હેતુ કીર્તિ અને પ્રતિષ્ઠાની પ્રાપ્તિ, તે તો સર્વથા સર્યો છે. તેથી હવે આ અસાર સંસારમાં રહી, અહિં પ્રવૃત્તિના કીડાગારમાં દિવસ નિર્ગમન કરવાને બદલે જો બધાયે મળી, મુક્તિપુરી જે કાશી ક્ષેત્ર છે, ત્યાં જઈ, સંન્યસ્ત દીક્ષા લઈ, ઈશ્વરભજનમાં બાકીની અવસ્થા નિર્ગમાએ તો આપણા દેહની મુક્તિ આપણે સાધી શકીએ. અમારો આવો વિચાર છે. તો તમારો શો વિચાર છે તે કહો. જો તમે અમારી વાતને મળતા થતા હો તો આપણે તે માટે રાજાની રજા લઈએ."

તેમના મનમાં ટાઢે પાણીએ તેની દખલરૂપી ખસ કાઢવાની કપટવાસના હતી, એ ચકોર કાલિદાસ સત્વર સમજી ગયો. પણ પોતાના મનનો હાર્દ તેમને ન દેખાડતાં પોતે જાણે એ વિચારથી ઘણો જ ખુશી થયો હોય, એવો દેખાવ કરી, 'હા' પાડી.

એટલે બધા પંડિતો રાજા આગળ ગયા અને પોતાના મનની વાત કહી. રાજા તે સાંભળી ખુશી થઈ બોલ્યોઃ–" આહા હા! ઘણો જ આનંદની વાત છે! તેમ જ મારાં પણ અહો ભાગ્ય છે! મેં તમને પોષ્યા તે આજે ખરેજ સાર્થક થયું. તમે વૃદ્ધ થઈ, પોતાના દેહનું સાર્થક કરવા જાઓ છો, એટલે તમને હું કાશી જતા અટકાવી શકતો નથી. મારી બ્રહ્મસભામાં રહી, તમારા પુત્રો કીર્તિસંપાદન કરશે. તેઓ પણ નામ કાઢે એવા છે. આ ભવાબ્ધિમાંથી તરવાની તમારી મનીષા ઉત્કૃષ્ટ છે. માટે સુખે કાશી પધારો, તમારા સંન્યસ્તગ્રહણથી મારી સભાની કીર્તિ ચિરંજીવ થશે."

આ સાંભળી, પંડિતો આનંદ પામી, પોતાને ઘેર ગયા. જુવાનીઆઓ તો આ સાંભળીને ઘણા જ ખુશી થયા. થોડા વખતમાં જ તેમણે સૌએ કાશીયાત્રા જવાની તયારી કરી.

બીજી પાસ કાલિદાસે પણ તૈયારી કર્યાનો દેખાવ તો કર્યો. પણ તેણે મન સાથે સંકલ્પ કર્યોઃ–" કાંઇ ફીકર નહિ. મને ફસાવીને લઈ જવાની યુક્તિ તો આ ખંધા પંડિતોએ ઠીક કરી છે. હું જો ન જાઉં તો તેઓ મારી ઉપર કાંઇ જોરજુલમ તો કરી શકે એમ નથી જ, પણ

એમની સાથે જઈ ત્યાં એમના ખોદેલા ખાડામાં એમને જ નાંખી એમને સંન્યાસી બનાવી તેમનું કપટ તેમને જ ભારી પડે તેમ કરી પાછો અહીં આવું ત્યારે જ હું પણ ખરો. ”

પછી યોગ્ય દિવસે સઘળી તૈયારી થઇ રહેતાં પોતાના પુત્રાદિને સંપત્તિ સોંપી, રાજા ભોજની વિદાય લઈ, બધા પંડિતો કાલિદાસને સાથે લઈ, કાશીપુરી જવા તત્પર થયા. ભોજે સ્વસ્તિવાચનાદિ કરી, તેમને પૂરતા સંમાન સાથે વિદાય કર્યા.

ત્યાંથી તેઓ વાર્તાવિનોદ સાથે મુસાફરી કરતા કેટલેક દહાડે કાશી આવી પહોંચ્યા. ત્યાં સંન્યાસી નૃસિંહ ભારતી નામે એક મહા પુરૂષ હતા, તેમની પાસે જઇને સર્વેએ હાથ જોડી કહ્યું:–“ અમારામાંનો પ્રત્યેક જણ એમ માને છે કે, હે મહારાજ!

**अत्रत्य पापमपि पुण्यसमं मदीय—**
**मत्रत्यदुःखमपि सर्वसुखास्पदं मे ॥**
**अत्रत्य वृत्तिरपि वैषयिकी समाधिः**
**श्रीमन्नृसिंहगुरुदर्शनपूर्णलाभात् ॥ १ ॥**

ભાવાર્થ—આપના જેવા શ્રીમાન્ નૃસિંહ ગુરૂનાં દર્શનનો લાભ મને અહીં થયો, તેથી અહીં મારૂં પાપ પણ પુણ્ય સમાન હલકું થશે અને આપનો સમાગમ મને પુણ્યપથે દોરનારો નીવડશે, અહીં મારૂં દુઃખ પણ સર્વ સુખોના સ્થાન રૂપ નીવડશે. અત્રે સમાધિમાં નિમગ્ન રહી, અહિ જ નિરંતર વાસ કરવાની મારી વૃત્તિ છે.

આ સાંભળી, શ્રીમાન નૃસિંહ ભારતીએ તેમને પૂછ્યું:–“ હે પ્રવાસીઓ! તમારી ઇચ્છા શી છે, તે મને સ્પષ્ટ કહો. ”

એટલે પંડિતોએ કહ્યું:–“ અમને સંન્યાસ આપી, આપના શિષ્ય કરો. ”

નૃસિંહ ભારતી:–“ તમારી ઇચ્છા એવી જ છે તો હું તેમ કરીશ. પરંતુ બધાને એકે દિવસ સંન્યસ્ત આપી શકાય તેમ નથી, માટે એક એક જણને હું તેની અતુરતા જાણીને તે મુમુક્ષુ હશે તો સંન્યાસ

આપીશ. કારણ મુમુક્ષ ન હોય એવો શિષ્ય સંન્યાસી થાય છે તો તે પોતે ભવસાગરમાં ડુબે છે અને કદાચિત્ ગુરૂને પણ પાડે છે. માટે શાસ્ત્રોએ શિષ્યની પાત્રતા નાણ્યા પછી સંન્યસ્તની દીક્ષા તેને આપવાનું વિધાન કરેલું છે. તેથી તમારામાંના એક એક જણે કાલ સવારથી મારી પાસે આવવું. એટલે તેની શી મનીષા છે તે પૂછીને પછી તેને હું સંન્યસ્તની દીક્ષા આપીશ."

આટલી વાતચિત થયા પછી ગુરૂને નમન કરી, બધા પોતાને ઉતારે આવ્યા. પછી પ્રથમ કોણે સંન્યસ્ત લેવું તેનો વિચાર કરવા સૌ બેઠા. પંડિતોએ પોતાની મતલબ સાધવાના વિચારથી કાલિદાસ પ્રથમ સંન્યસ્ત દીક્ષા લે, એવો બેત કરવા માંડ્યો. અને યુક્તિથી એક ચબરાક પંડિત બોલ્યોઃ–"આપણા બધામાં કાલિદાસ શ્રેષ્ઠ છે, તેથી તેણે પ્રથમ સંન્યાસ લેવો, કારણ अग्रेऽग्रे विप्रश्रेष्ठः એ ન્યાયે પહેલું મોટાને માન ઘટે છે."

આ અભિપ્રાયને બીજા પંડિતો સંમત થયા, પણ કાલિદાસે તે ના કબૂલ કરતાં કહ્યુંઃ–"આવી વાત તો કદી પણ બનવાની નથી. હું કાંઈ સંન્યસ્તની દીક્ષા માટે એવો આતુર ન હતો. પરંતુ તમારા જેવા સ્નેહીઓના સમાગમનો ભૂખ્યો હોવાથી જ તમારી ઇચ્છાને અધીન થઇને જ સંન્યસ્ત લેવા હું અત્રે તમારી સાથે આવ્યો છું. માટે તમે એક એક સંન્યસ્ત દીક્ષા લેવા માંડો, અને હું પણ પછી મારો વારો આવતાં ગુરૂજી આપશે તો અવશ્ય સંન્યસ્ત લઇશિ."

ત્યારે પંડિતોએ કહ્યુંઃ–"એ તો ઠીક, પણ અમે સંન્યસ્ત દીક્ષા લઈએ અને પછી તમે ન લ્યો તો પછી તેનું કેમ?"

કાલિદાસઃ–"તમે કાંઈ મારે માટે, મારી ગળબંધણે સંન્યસ્ત લેવા તત્પર થયા નથી. તમને જો દેહનું સાર્થક સંન્યાસી થયાથી થશે એમ લાગતું હોય તો જ દીક્ષા લેજો. નહી તો તમારી સંન્યસ્ત દીક્ષા ઉલટી વગોવાશે અને તમે હેઠા પડશો. માટે સો વાર ગળણે ગળી, પછી વિચાર કરજો."

પંડિતો તો આથી છોભીલા જ પડ્યા. પછી તેઓએ બાજી હાથથી છટકી ન જાય તે માટે કાલિદાસને પોતાની આતુરતાનું ભાન કરાવવા મથન કીધું. કાલિદાસની ઈચ્છા તેમના જ છટકામાં તેમને સપડાવાની હોવાથી જાણે તેમની આતુરતાની ખાત્રી થઈ હોય તેમ બધાને વિશ્વાસ આણવા મનમાં શ્રી વિશ્વેશ્વર અને મહાકાલિ દેવીનું સ્મરણ કરી પ્રકટ બોલ્યો:–"યતિ શ્રી નૃસિંહ ભારતી મને સંન્યસ્ત દીક્ષા આપે છતાં જો તે હું ન લઉં તો મારો અને મારા બધા પૂર્વજોનો રૌરવ નર્કમાં એક કલ્પ સુધી વાસ હજો."

કાલિદાસની આવી પ્રતિજ્ઞાથી બધાને વિશ્વાસ આવ્યો. એટલે બીજે દિવસેથી એક પંડિત નૃસિંહ ગુરૂ પાસે ગયો અને સંન્યસ્ત દીક્ષા લેવાની પોતાની ઈચ્છા દેખાડી.

ત્યારે તેને ગુરૂએ પૂછ્યું:–"તારી શી ઈચ્છા છે તે બોલ."

એટલે પંડિત હાથ જોડી બોલ્યો:–

**कदा वाराणस्याममरतटिनीरोधसि वसन्**
**वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम् ।**
**अये गौरीनाथ! त्रिपुरहर! शंभो! त्रिनयन!**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥**

ભાવાર્થ—હું સદાયે અમરોને પ્રિય ભાગીરથીના તટ ઉપર નિવાસ કરતો રહું, કદી કદી શ્રી કાશીવિશ્વનાથના મંદિરમાં જાઉં, અને દેવની અને ગંગાજીની સામે હું ઉભો રહી, કૌપીન પહેરી, માથા ઉપર અંજલિ જોડી રાખી, પ્રભુનું સ્તવન કરતો બોલું:–"હે ભગવન! હે ગૌરીનાથ! હે ત્રિપુરહર! હે શંભુ! હે ત્રિનયન! મારી ઉપર આપ પ્રસન્ન થાઓ." આ પ્રમાણે ભકિત કરતાં હું મારા દિવસો–અવશેષ આયુષ્ય આંખના પલકારાની પેઠે આનંદમાં નિર્ગમન કરીશ.

આ પ્રમાણે તેની મનીષા તેમ જ મુમુક્ષતા જાણી લઈ, નૃસિંહ ભારતીએ તેને સંન્યસ્ત દીક્ષા આપી અને તેનું નામ શિવાનંદ ભારતી પાડ્યું.

પછી બીજે દિવસે બીજા પંડિતે આવી, પોતાને સંન્યસ્ત દીક્ષા આપવાને ગુરૂને વિજ્ઞપ્તિ કરી. અને તેની ઇચ્છા પૂછતાં તેણે તે આ પ્રમાણે જણાવી:—

**कदा वृन्दारण्ये विमलयमुनातीरपुलिने**
**चरन्तं गोविन्दं हलधरसुदामादिसहितं ॥**
**अये ! कृष्णस्वामिन्मधुरमुरलीवादन ! विभो !**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥**

ભાવાર્થ:–નિર્મલ જલવાળી યમુનાના રેતાળ કાંઠા ઉપરના વૃંદારણ્યમાં હું નિવાસ કરૂં અને ત્યાં કદીમદી હલધર, બલરામ સુદામા આદિ ગોવાળોની સાથે વિચરતા ગોવિંદને સંબોધીને " અયે! કૃષ્ણ! હે મારા સ્વામી! હે મધુર નાદ કરતી અને દેવોને પણ મોહ પમાડતી, મુરલીને વાદનારા! હે વિભુ! મારી ઉપર કૃપા કરો " એવા ઉદ્દ્ગારો કાઢતો, આંખના પલકારાની પેઠે મારા દિવસો–અવશેષ આયુષ્ય આનંદમાં નિર્ગમન કરીશ. "

આવો હેતુ તે પંડિતનો જાણી તેને પણ નૃસિંહ ભારતીએ સંન્યસ્તની દીક્ષા આપી, અને તેનું નામ કૃષ્ણાનંદ ભારતી પાડ્યું.

પછી ત્રીજે દહાડે ત્રીજો પંડિત આવ્યો, તેને પૂછતાં તેણે આવો હેતુ નીચે પ્રમાણે જણાવ્યો:—

**कदा वा साकेते विमलसरयूतीरपुलिने**
**चरन्तं श्रीरामं जनकतनयालक्ष्मणयुतम् ।**
**अये! राम! स्वामिन्! जनकतनयावल्लभ! विभो !**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥**

ભાવાર્થ—સ્વચ્છ જલવાળી, સરયૂ નદીના રેતાલ કિનારા ઉપરના અયોધ્યાના પ્રદેશમાં નિવાસ કરૂં અને કદીમદી, ત્યાં જનકપુત્રી સીતા અને લક્ષ્મણ સાથે વિચરતા રામચંદ્રનાં ચરિત્ર ગાતાં " હે રામ! હે સ્વામિ! હે જાનકીવલ્લભ! હે વિભુ! આપ મારી ઉપર પ્રસન્ન થાઓ. " એ પ્રમાણે ઉદ્દ્ગાર કાઢતાં, આંખના પલકારા પેરે મારા દિવસો–અવશેષ આયુષ્ય નિર્ગમીશ.

તેની સંન્યસ્ત દીક્ષાની વાંચ્છના પૂર્ણ કરી તેનું નામ **રામાનન્દ ભારતી** પાડયું.

પછી ચોથે દિવસે ચોથો પંડિત સંન્યસ્ત લેવા આવ્યો તેની ઇચ્છા પૂછતાં તેણે કહ્યું:—

**कदानीरातीरे नरहरिपुरे सिंहवदनम् ।**
**हरिं पश्यन्नुच्चैर्मुदितमनसा दीनदयिनम् ॥**
**अये लक्ष्मीकान्त! श्रितजनभयारे! नरहरे!।**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥**

ભાવાર્થ—પૂર્ણ શોભાવાળી **નીરા** નદીના તીરે આવેલી **નરહરિ પુરી**માં સિંહના જેવું જેનું વદન છે એવા અને દીન પ્રાણી ઉપર દયા કરનાર, નૃસિંહ ભગવાનનું દર્શન કરી, પ્રસન્ન મનથી 'હે લક્ષ્મીકાન્ત! હે આશ્રિત જનના ભયને હરનારા! હે નરહરિ! આપ મારી ઉપર પ્રસન્ન થાઓ," એવા ઉદ્‌ગારો કાઢતો, મારા દિવસો–અવશેષ આયુષ્ય આંખના પલકારા પેરે નિગર્મન કરીશ.

તેને ગુરૂએ સંન્યસ્ત દીક્ષા આપી અને **નરહરિ ભારતી** નામ પાડયું.

પછી પાંચમે દહાડે પાંચમો પંડિત આવ્યો તેની ઇચ્છા પૂછતાં તેણે આ પ્રમાણે કહ્યું:—

**कदा प्रेमोद्गारैः पुलकिततनुः साश्रुनयनः ।**
**स्मरन्नुच्चैः प्रीत्या शिथिलहृदयो गद्गदगिरा ॥**
**अये श्रीमन्विष्णो! रघुवर! यदूत्तंस! नृहरे!।**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥**

ભાવાર્થ—કદીમદી પ્રેમના ઉદ્‌ગારોથી રોમાંચિત થઈ, આંખમાં આંસુ લાવી, શિથિલ હૃદયે, પ્રીતિથી પ્રેરાઈ, ઉંચે સ્વરે સ્મરણ કરતાં ગદ્‌ગદિત વાણીથી, 'વિષ્ણુ,! હે રઘુવર! હે યદુકુલશ્રેષ્ટ હે નરહરિ! હે નારાયણ! મારી ઉપર આપ પ્રસન્ન થાઓ" એવા ઉદ્‌ગારો કાઢતાં મારા દિવસ–અવશેષ આયુષ્ય હું આંખના પલકારા પેરે નિર્ગમન કરીશ.

તેની ઇચ્છા નાણી શ્રીનૃસિંહ ભારતીયે સંન્યસ્ત દીક્ષા દઇને વિષ્ણુ ભારતી નામ પાડયું.

પછી છઠ્ઠે દિવસે છઠ્ઠો પંડિત આવ્યો. તેને પૂછતાં તેણે આ પ્રમાણે કહ્યું:—

> कदा सीताशो[illegible]जलदं चांजनिसुतम्।
> चिरंजीवं लोके भजकजनसंरक्षणकरम्॥
> अये वायूपुत्र! रघुवरपदांभोजमधुप!।
> प्रसीदेत्याक्रोशान्निमिषमिव नेष्यामि दिवसान्॥

ભાવાર્થ—સીતાના શોકરૂપી અગ્નિને, મેઘ જેમ અગ્નિને શાંત કરે તેમ શાંત કરનાર અને ચિરંજીવી એવા અંજનીના પુત્ર હનુમાનનું સ્મરણ કરતાં, કદીમદી "હે વાયુસુત! હે રામચંદ્રના ચરણરૂપી કમલના ભમરા! હે હનુમંત! મારી ઉપર તમે પ્રસન્ન થાઓ." આવા ઉદ્દગારો, મોટેથી કાઢતાં આંખના પલકારા પેરે મારા દિવસો—અવશેષ આયુષ્ય નિર્ગમન કરીશ."

ગુરૂએ તેને પણ સંન્યસ્ત દીક્ષા આપી, હનુમાન ભારતી નામ પાડયું.

પછી સાતમે દિવસે આજ્ઞા થતાં સાતમો, આઠમો અને નવમો એમ ત્રણ સામટા પંડિત આવ્યા. તેમણે પોતાની મનીષા આમ વિદિત કરી:—

> कदा वृन्दारण्ये नवघनानिभं नन्दतनयम्।
> परीतं गोपीभिः क्षणरुचिमनोज्ञाभिरराभितः॥
> गमिष्यामस्तोषं नयनविषयीकृत्य कृतिनो।
> वयं प्रेमोद्रेकस्खलितगतयो वेपथुभृतः॥

ભાવાર્થ—વૃંદારણ્યમાં નિવાસ કરતાં, કદીમદી નવા જલથી બંધાયલા મેઘ જેવા નીલ વર્ણના, રૂચિકર અને મનને હરનારી ગોપીઓથી ચારેકોર વિંટળાઈ ઉભેલા નન્દતનય કૃષ્ણનાં દર્શન નયનોથી કરતાં, પ્રેમના ઉભરાથી લથડતી ચાલે રોમાંચ ખડાં થયલા શરીરવાળા અમે અમારા દિવસ સંતોષમાં નિર્ગમન કરીશું.

શ્રીનૃસિંહ ભારતીએ આ ત્રણેને સંન્યસ્ત દીક્ષા આપી.

આ પ્રમાણે વારા ફરતી બાકીના બધાએ પંડિતોએ અનુક્રમે સંન્યસ્ત દીક્ષા લીધા પછી, આખરે કાલિદાસનો વારો આવ્યો. તેને નૃસિંહ ગુરૂએ પૂછ્યું:–"બોલ! તારી શી ઇચ્છા છે?"

તેનો ઉત્તર આપતાં કાલિદાસે ઠાવકે મોંઢે વિનીત ભાવે કહ્યું:—

**कदा कान्तागारे परिमलमिलत्पुष्पशयने ।**
**शयानः शामायाः कुचयुगमहं वक्षसि वहन् ॥**
**अये ! स्निग्धे ! मुग्धे ! चपलनयने ! चन्द्रवदने ! ।**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥**

ભાવાર્થ—કદીમદી કાન્તાના અંતઃપુરમાં, સુગંધયુક્ત ફુલની શય્યા ઉપર નિદ્રા લેતાં, પાસે સોળ વરસની સુંદર સ્ત્રી સુતી હોય, તેને 'હે પ્રાણ–પ્રિયા! હે પ્યારી! હે ચપળનયની! હે ચંદ્રવદની! તું પ્રસન્ન થા,' આ પ્રમાણે ઉદ્દ્ગારો કાઢતાં હું મારા દિવસ–અવશેષ આયુષ્ય નિર્ગમીશ.

આ સાંભળી, તે પોતાની મશ્કરી કરે છે એમ લાગતાં નૃસિંહ ભારતિનાં લોચન લાલચોળ થયાં. પરંતુ કાલિદાસનું કેવળ નિર્દોષ મુખ જોઈ, શાન્ત પડ્યા. પછી માથું ધુણાવી બોલ્યાઃ–"હે પંડિત! તારૂં મન હજી સુધી વિષયવાસનાથી તૃપ્ત થયું નથી, તેમ તારા મનને તીવ્ર વૈરાગ્ય પણ આવ્યો નથી. માટે તું સંન્યસ્ત દીક્ષા લેવા યોગ્ય મુમુક્ષુતાએ પહોંચ્યો નથી. એટલે તને હું સંન્યસ્ત આપી શકતો નથી."

આ સાંભળી, કાલિદાસે કહ્યું:–"હે મહારાજ! આ તો અઘટિત થાય છે. આપ મને મારી પ્રતિજ્ઞાથી વંચિત કરો છો. આપની પાસે સંન્યસ્ત દીક્ષા લેવાના સોગન તથા પ્રતિજ્ઞા આ બધા પંડિતોની પાસે મેં પ્રથમથી જ લીધાં છે, તેનું ત્યારે મારે શું કરવું? કાંઈ રસ્તો હોય તો આપ બતાવો."

નૃસિંહ ભારતીઃ–"તે હું કાંઈ જાણતો નથી. તારે સંન્યસ્ત લેવું હોય તો બીજા કોઈ સંન્યાસીની પાસે જા અને જો તે આપે તો સંન્યસ્ત લે. તારા જેવા કુપાત્રને હું સંન્યસ્ત આપતો નથી."

**કાલિદાસઃ**–"જ્યારે આપ મને સંન્યસ્ત આપતા નથી ત્યારે બીજાની પાસે હું લઉં તો આપના ચરણના સોગન! પણ મેં આ પંડિતો પાસે સોગન ખાધા છે તેનું મારે કેમ કરવું?"

**નૃસિંહ ભારતીઃ**–"તું સંન્યસ્ત દીક્ષા લેવા તારી ખુશી દર્શાવે છે, છતાં હું આપતો નથી, તેથી તને પ્રતિજ્ઞાભંગનો બાધ લાગવાનો નથી."

આ સાંભળી, જાણે પોતે લાચાર થઈ ગયો હોય એવો કૃત્રિમ દેખાવ કરી, પ્રથમના પંડિતો, પણ હાલમાં સંન્યાસી થયલા પંદરે જણાની તરફ ફરીને તેણે કહ્યુંઃ–"હે યતિઓ! એમાં મારો કાંઈ ઇલાજ નથી. ગુરૂજી મને સંન્યસ્ત દીક્ષા આપતા નથી, તેથી હવે અહીં ફોકટ બેસવામાં મારૂં શું વળશે? માટે આપ બધા મહાશયોની રજા લઈ, હું ઘર તરફ પાછો ફરૂં છું. નમો નારાયણ! નમો નારાયણ! આપના પૂર્વાશ્રમના પુત્રોને કાંઈ સંદેશો કહાવવો છે?"

આમ કહી, કવિ **કાલિદાસ** ત્યાંથી સત્વર **ધારાનગર** તરફ પાછો ફર્યો. કેટલેક દિવસે **ધારાનગર**માં તે આવી પહોંચ્યો. **કાશી**માં બનેલો બધો હેવાલ તેણે **ભોજ**રાજાને કહ્યો. **કાલિદાસ**ને પાછો આવેલો જોઈ તથા તેનો હેવાલ સાંભળી, **ભોજ**રાજા ઘણો જ ખુશી થયો. જુવાન પંડિતો **કાલિદાસ**ના આવ્યાની ખબર સાંભળી ઘણા જ શોકાતુર થયા. પણ પોતાના વૃદ્ધ પિતાજી **કાશી**માં સંન્યાસી થઇ રહ્યા હતા તેમના કુશલ સમાચાર પૂછવા **કાલિદાસ**ને ઘેર આવ્યા. કાલિદાસે તેમની આગતા સ્વાગતા કર્યા પછી કહ્યું.–"તમારા પિતાજીઓ મને ફસાવીને **કાશી** લઈ ગયા, પણ તેઓ પોતે જ ત્યાં ફસી પડ્યા. પણ તેઓએ પોતાની રાજીખુશીથી સંન્યસ્ત દીક્ષા લીધી છે. તેથી તેઓનું કલ્યાણ થયું છે. હું જ માત્ર આ સંસારસાગરમાં ડુબકીઓ મારવા અહિં પાછો આવ્યો છું." વગેરે વચનો કહી તેમને સમજાવી, શાન્તિ આપી પાછા વિદાય કર્યા.

પછી તે પોતે આગળની માફક રાજકાર્યભારમાં પડ્યો.

---

## વાર્તા ૩૦ મી–"તને નિત્યનિત્ય ત્રણ પીડા હો!"

( પંડિત દુર્ગાનાથની વહારે કાલિદાસ )

એક દિવસે **ભોજ** રાજા સભામાં બેઠો હતો તે વખતે **ગુજરાતનો** એક પ્રખ્યાત પંડિત દુર્ગાનાથ આવ્યો. તેણે **ગુજરાતમાંથી ભોજની** બ્રહ્મસભા માટે પ્રસ્થાન કીધા પછી માર્ગમાં આવતાં આવતાં પોતાના અનુભવ પ્રમાણે આ રાજાને નૂતન પ્રકારના આશિર્વાદથી આશ્ચર્યચકિત કરવા આવો વિચાર કર્યો:—

"જગતમાં ત્રણ પ્રકારનાં દુઃખ પ્રસિદ્ધ છેઃ–આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક. આત્માને પોતાના શરીર કે ઇંદ્રિયોના સંયોગથી શારીરિક રોગ આદિથી અથવા માનસિક ચિંતા આદિથી જે દુઃખ થાય છે, તે આધ્યાત્મિક કહેવાય છે. જે દુઃખ ભૂત 'પ્રાણીઓ દ્વારા, જેમ કે ચોર, વ્યાઘ્ર, સર્પ આદિથી થાય છે તે આધિભૌતિક કહેવાય છે. અને જે અગ્નિ, વાયુ, આદિથી દુઃખ થાય છે તે આધિદૈવિક દુઃખ કહેવાય છે. અને તેનાં ત્રણ પ્રતિબિંબ ૧. સ્ત્રી, ૨. છોકરા તથા ૩. દ્રવ્ય છે. મારે તો આ ત્રણે સંકટો સંપૂર્ણ અંશે છે. માટે રાજા **ભોજને** મારે એવો આશિર્વાદ દેવો કે, त्रिपीडानिरसनमस्तु–તમારાં ત્રણે પ્રકારનાં સંકટો નાશ પામો."

આવા સંકલ્પપૂર્વક તેણે **ભોજની** બ્રહ્મસભામાં પ્રવેશ કર્યો. પરંતુ સભાના વિભવ તથા આડંબરથી તેમ જ સમર્થ પંડિતોની પંડિતતાના તેજથી અંજાઈ ગયો અને તેને સભાક્ષોભ અતિશય થયો. હાથમાંનું નાળી-એર પણ પડી ગયું; સંભ્રમમાં ને સંભ્રમમાં મૂળ સંકલ્પ વિસરાયો અને અચાનક નીચેનું આશિર્વાદવચન બોલાઈ જવાયું:—

**त्रिपीडास्तु दिने दिने ॥**

ભાવાર્થ—તને ત્રણ પીડા દરરોજ હજો.

દુર્ગાનાથનું આવું અયુક્ત શાપભર્યું વચન સાંભળી, રાજાને ઘણો રોષ ચઢયો; અને આખીએ બ્રહ્મસભા તેના આવા નિષ્કારણ શાપવચનથી ક્ષોભ પામતી ખળભળી ઉઠી.

ભોજે ક્રોધના માર્યા તેને ધક્કા મારી બહાર કાઢવા દંડધરોને આજ્ઞા કરી. બ્રાહ્મણ બિચારો આ પ્રમાણે પોતાનું અપમાન થયલું જોઈ, ઘણો જ મુંઝાયો અને ઉલટું પરિણામ આવ્યાથી પોતાના હીન ભાગ્યને દોષ દેવા લાગ્યો. પંડિત કાલિદાસ તેની મુંઝવણ અને સંભ્રમનું કારણ કળી ગયો. તે બ્રહ્મસભામાં આવા કફોડા પ્રસંગોએ પોતાના બુદ્ધિચમત્કારથી અનેક પંડિતોને ઉગારતો. તેથી તેને આ પ્રસંગે દુર્ગાનાથની વહારે ધાવાની સહજ ઊર્મિ થઈ આવી. તેથી જેવા દંડધરો અર્ધચંદ્ર દઈને દુર્ગાનાથને બ્રહ્મસભામાંથી કાઢી મૂકવા જતા હતા તેવો જ તે મક્કમ અવાજે બોલી ઉઠ્યો:–" ખબરદાર દંડધરો! જો એને હાથ અડકાડ્યો છે તો."

કાલિદાસના સુદૃઢ અવાજથી બ્રહ્મસભા આશ્ચર્યચકિત થઈ અને ભોજ રાજા પણ કુતૂહલથી કાલિદાસની સામે જ ટગર ટગર જોઈ રહ્યો. એટલે કાલિદાસે શાન્ત થઈ હાથ જોડી કહ્યું:–"હે રાજન્! આ હતભાગ્ય દુર્ગાનાથ પંડિતે આપને અત્યુત્તમ આશિર્વાદ આપ્યો છે. તેનો મર્મ આપ તો સમજ્યા નથી તેમાં કોઈ નવાઈ નથી, પરંતુ પોતાને વિદ્યાવિશારદ મનાવતા આ પંડિતો પણ સમજ્યા નથી, એ અતિશય વિસ્મયજનક છે. આ બિચારા દુર્ગાનાથના અપૂર્વ આશિર્વાદમાં કેટલું ગૌરવ, કેટલો ભાવ અને કેટલી વ્યંજનાઓ છે, તે શું આપ પીછાણતા નથી? દુર્ગાનાથ જેનું ચોથું ચરણ બોલ્યો છે, તે આખો શ્લોક આ છે.

**आसने विप्रपीडास्तु शिशुपीडास्तु भोजने ॥**
**शय्यायां दारपीडास्तु त्रिपीडास्तु दिने दिने ॥**

ભાવાર્થ:–આસનમાં બ્રાહ્મણોથી પીડા થાઓ; અર્થાત્ આપની અતિશય દાનકીર્તિ સાંભળી આવતા મહાપંડિતોને પોતાનું આસન આપી, સન્માન કરતી વખતે સંકોચ (તેમનો યોગ્ય સત્કાર થશે કે નહીં એવી લાગણી) રૂપી પીડા થાવ. વળી ભોજનવેળા આપને નાનાં નાનાં બાલકો આપની આસપાસ જમવા બેસે અને હસકે અને તસકે કંઇ ને કંઇ માગી આપને સતામણી કરે તે રૂપી પીડા થાવ. અર્થાત્ તમારે સંતતિ પુષ્કળ થાવ.

અને શય્યામાં સ્ત્રીઓથી તમારૂં શરીર મર્દિત થાવ, અર્થાત્ આપના અંતઃપુરમાં અનેક દેશની સુંદર અંગનાઓ ઉભરાવ.

"હે રાજન્! આ પ્રકારના અનેક ધ્વનિ દુર્ગાનાથ પંડિતના આશિર્વાદ-વચનમાં છે."

કાલિદાસે આવું રહસ્ય સમજાવ્યું, તેથી રાજા ઘણો જ ખુશી થયો અને દુર્ગાનાથ પંડિતને જીવતાં સુધી કોઇની યાચના કરવી ન પડે તેટલું ધન આપી ગુજરાત તરફ વિદાય કર્યો.

---

## વાર્તા ૩૧ મી—ગુણનિધિ પંડિતના ગર્વનું ખંડન

ભોજરાજાની બ્રહ્મસભામાં કાલિદાસની નામના સર્વોત્કૃષ્ટ હતી. એ જમાનો એવો હતો કે જે પુરૂષને પોતાનું પાંડિત્ય સર્વોપરી ઠરાવવું હોય તેણે દેશના સર્વોત્કૃષ્ટ ગણાતા કોઇ પંડિતને મહાત કરવો. કાશીમાં એવા પંડિતો પૂર્વ કાળથી હોવાથી ત્યાં વાદવિજય અર્થે સમર્થ પંડિતો જામતા. પરંતુ ભોજના સમયમાં તેની બ્રહ્મસભાએ કાશીપુરીના જેવી જ મહત્તા પ્રાપ્ત કરી હતી. તેથી પ્રસંગપરત્વે ભરતખંડના પંડિતો વાદવિજય અર્થે ત્યાં આવતા. પરંતુ કાલિદાસ ઘણુંખરૂં તે સર્વને મહાત કરતો.

એક વખતે તેની સાથે વાદવિવાદ કરી, તેને જિતવા કાશ્મીરના શ્રીનગરમાં રહેનારો ગુણનિધિ પંડિત ધારાનગરમાં આવ્યો. તેણે ભુવનેશ્વરીના દેવાલયમાં ઉતારો કર્યો. તેના મનમાં એવો ગર્વ હતો કે, "કાલિદાસને જિતી હું ભોજની બ્રહ્મસભામાં ઉંચી પદવી મેળવીશ."

પ્રથમ તો તેણે નગરજનોનાં હૃદય ઉપર પોતાની મહત્તાની છાપ પાડવા નગરમાં ફરવા માંડ્યું. તે દરરોજ ભાડાની પાલખી મંગાવતો, અને મોટા દમામથી શહેરમાં ફરવા નીકળતો. તેના મિત્રો નગરમાં એવી વાત પ્રસારતા કે કાલિદાસને પણ પાણી ભરાવે એવો સમર્થ ગુણનિધિ પંડિત છે, અને તે ભર બ્રહ્મસભામાં કાલિદાસનું પાણી અવશ્ય ઉતારશે.

આ વાતની કાલિદાસને ખબર પડી. તેને પોતાની બુદ્ધિશક્તિમાં વિશ્વાસ હતો. છતાં શંકા થવાથી, એવો વખત જ ન આવે તે માટે 'પાણી વહેવા પહેલાં પાળ બાંધવાની' નીતિથી તેણે આ પંડિતને વાદ કરવા અગાઉ જ આંજવાની અને નસાડવાની યુકિતઓ યોજી. આ હેતુથી એક દિવસ તેણે એક ભોઇનો વેષ લીધો અને જ્યાં ગુણનિધિ પંડિત ઉતર્યો હતો ત્યાં બહાર આવીને ઉભો રહ્યો. થોડી વાર પછી ગુણનિધિના ચાકરે "કોઈ ભોઈ હાજર હોવાની" બૂમ પાડી. એટલે કાલિદાસ એકદમ હાજર થયો. પછી ચાકરે બીજા ત્રણ ભોઈ લઈ આવવા તેને ફરમાવ્યું અને કાલિદાસ બજારમાં જઈ તેમને તેડી લાવ્યો. પછી રાજવાડા આગળથી ફરીને આ જગાએ પાલખી પાછી લાવવાની છે, એવી આજ્ઞા મળતાં જ કાલિદાસ અને બીજા ભોઇઓએ પાલખી ઊંચકી અને તેની મરજી મુજબ શહેરમાં આસ્તે આસ્તે ફેરવી પાછો તેને ઉતારે લાવી મૂક્યો. પાલખીથી હેઠા ઉતરતાં ગુણનિધિએ ભોઇઓનાં વખાણ તેમની કુશલતા માટે કરતાં તેના અગ્રણી કાલિદાસને સહસા પ્રશ્ન કર્યો:—

**अये ऽयं दोलिकादंडः स्कंधे किं तव बाधति ॥**

ભાવાર્થ—હે પાલખી ઉંચકનારા! આ પાલખીના દાંડાથી તારા ખભાને કંઈ દુઃખ થાય છે?

( આ પ્રશ્ન કરતાં ગુણનિધિ પંડિત વ્યાકરણના નિયમથી ઉલટો પ્રયોગ બોલ્યો. ખરી રીતે बाध् ધાતુ આત્મને પદી હોવાથી તેણે बाधते બોલવું જોઇતું હતું તેને બદલે એનાથી સહસા અથવા તો પણ હુશીયારીની ફીશીયારીમાં बाधति બોલાઈ જવાયું. )

તેના મુખમાંથી આવો વ્યાકરણના નિયમથી ભ્રષ્ટ પ્રયોગ નીકળેલો સાંભળી, ભોઇના વેષમાં રહેલો કાલિદાસ બોલ્યો:–

**न बाधते तथा मां हि यथा बाधति बाधते ॥**

ભાવાર્થ—તમે જે વ્યાકરણના નિયમ વિરૂદ્ધ बाधते ને બદલ बाधति બોલ્યા, તે જેટલું મને બાધ કરે છે, પીડાકારક થાય છે, તેટલી પીડા પાલખીનો દાંડો મને કરતો નથી.

આ સાંભળી, આશ્ચર્ય પામી, ગુણનિધિએ પૂછ્યું:–" હે ભોઈ! આટલું જ્ઞાન તને કયાંથી આવ્યું ? "

ભોઈના વેષમાં રહેલા કાલિદાસે ઉત્તર આપ્યો:–" આ કાંઈ સાક્ષાત્ વિદ્યાપ્રાપ્તિનું ફલ નથી પણ તમારા જેવા કોઈ પંડિતના સમાગમનું ફલ છે; અને તેના પ્રતાપે આવી ખુંચ હું કાંઇ કાંઇ સમજું છું."

ગુણનિધિએ પૂછ્યું:–" તને કોનો સમાગમ છે!

**ભોઇ**:–" આ નગરમાં **કાલિદાસ** કરીને એક પંડિત છે, તેને ત્યાં હું નિત્યનિત્ય જાઉં છું, તેનાં વાર્તાદિ શ્રવણ કરૂં છું અને તેના સહવાસથી હું પણ આવું કાંઇક સમજતો થયો છું."

ભોઇનું આવું બોલવું સાંભળી, ગુણનિધિએ મનમાં વિચાર કર્યો કે:–"**જેમ મં**ડનમિશ્રના ઘરનો પોપટ પંડિત હતો તેમ જો **કાલિદાસ**નો ભોઇ આટલો વિદ્વાન છે તો તે પોતે કોણ જાણે કેવો યે વિદ્વાન હશે! એવા વિદ્વાનને હું શી રીતે હરાવી શકીશ? પણ પૈસા ખર્ચ કરી, આટલે સુધી હું આવ્યો છું, તો **કાલિદાસ** પોતે એવો તે કેવો વિદ્વાન છે, તે હું જોઉં તો ખરો. હું સભામાં ભેટવાને બદલે તેને ઘેર જાઉં અને અટપટા વાર્તાલાપથી જો તે મને પ્રખર વિદ્વાન દેખાશે તો તેની સાથે વાદ ન કરતાં મારૂં આવવાનું પ્રયોજન તેને ના સમજવા દેતાં ગુપચૂપ પાછો મારે દેશ ચાલ્યો જઈશ."

આવો નિશ્ચય કરી, તે **કાલિદાસ**ને ઘેર જવા નીકળ્યો. કાલિદાસને એવી ખબર અગાઉથી પડી કે તેને ગુણનિધિ પંડિત મળવા આવે છે. તરત જ તેણે દાસીનો પોષાક પેહેરી લીધો અને આંગણું સાફ કરવા મંડ્યો. એટલામાં ગુણનિધિએ ત્યાં આવી, દાસી રૂપ **કાલિદાસ**ને પૂછ્યું:– " હે દાસી! કાલિદાસ પંડિત કયાં છે?"

રૂપ બદલી ઉભેલા કાલિદાસે ઉત્તર દીધો:–

**न खली न खली नयामृशं नमयन्तुन्नमयन्नवं हयं ॥**
**निरगादुरगारिरंहसा पुरगात्कमतगोपुराद्बहिः ॥**

ભાવાર્થ—કાલિદાસ પંડિત તો ઉરગ–સર્પના શત્રુ ગરૂડના સરખી વેગભરી ચાલથી સુંદર, નવા ઘોડાને લગામ ઘાલી, તેની ઉપર સ્વાર થઈ, લગામ ખેંચતા અને ઘોડાને થનગન થનગન નચાવતા, આ નગરના, રત્નમણિથી શૃંગારેલા રાજમંદિરના દરવાજા આગળ થઈને હમણાં જ નગર બહાર સીધાર્યા.

દાસીના મુખથી આવું ચમત્કારિક ભાષણ સાંભળી, તેને કાંઈક વધારે પૂછવા અને તેની અક્કલ તથા વિદ્વત્તા નાણવાનો વિચાર મન સાથે કરી, ગુણનિધિએ તેને બીજો પ્રશ્ન કર્યો:-“ હે સ્ત્રી ! તું કાલિદાસની દાસી કહેવાય છે, છતાં તારા શરીર ઉપર ઘરેણાં કેમ નથી ?

દાસીએ ઉત્તર દીધો:—

**हस्तस्य भूषणं दानं सत्यं कंठस्य भूषणम् ॥**
**श्रोत्रस्य भूषणं शास्त्रं भूषणैः किं प्रयोजनम् ॥**

ભાવાર્થ—હાથનું ભૂષણ દાન કરવું તે છે; સત્ય બોલવું, એ કંઠનું ભૂષણ છે; કાનનું ભૂષણ શાસ્ત્ર સાંભળવું તે છે. જ્યાં આવાં બધાં ભૂષણો મળ્યાં હોય ત્યાં બીજા બાહ્ય અલંકારોનું કામ શું છે?

આ સાંભળી, ગુણનિધિએ પૂછ્યું:-“ હે સ્ત્રી! તું કયા દેવની પૂજા કરે છે ? ”

તેણે જવાબ આપ્યો:—

**विहंगो वाहनं येषां त्रिकंचा यत्र भूषणं ॥**
**सालपा वामभागे च ते देवाः शरणं मम ॥ १ ॥**

ભાવાર્થ—વિ એટલે ગરૂડ, હં એટલે હંસ ગો એટલે બળદ, એ ત્રણ જેનાં વાહન છે એવા, ત્રિ એટલે ત્રિશૂળ, કં એટલે કમંડલુ અથવા કંબુ એટલે શંખ, ચા એટલે ચાપ ( ધનુષ્ય ) જેના હાથમાં છે એવા, સા એટલે સાવિત્રી, લ એટલે લક્ષ્મી, પા એટલે પાર્વતી, એ જેમના વામ ભાગે એટલે ડાબા હાથ તરફ છે, એવા ત્રિમૂર્તિ રૂપ દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને શરણે હું છું.

આવો ચમત્કારિક ઉત્તર સાંભળી, ગુણનિધિ પંડિત તો ઠંડો જ થયો અને મુંગોમુંગો ત્યાંથી બહાર નીકળી વિચાર કરવા લાગ્યોઃ— "આ દાસી છતાં આટલા બધા ગુણથી ભરપૂર છે, પરંતુ મારૂં નામ ગુણનિધિ એટલે ગુણનો ભંડાર છે, છતાં સાર્થ નથી. જો કાલિદાસની દાસીને મહાત કરવી મુશ્કેલ છે તે કાલિદાસ આગળ તો મારૂં શું ગજું !"

આવા વિચાર કરીને ગુણનિધિ પંડિત ધારાનગર છોડીને પરભાર્યો પોતાને નગર ચાલ્યો ગયો.

---

## વાર્તા ૩૨ મી–મંગળવાર અને શુક્રવારને શાપ

### ( મણિભદ્ર અને સુશર્મા )

ધારાનગરમાં એક સમયે આશ્ચર્યકારક પ્રસંગ બન્યો. **મણિભદ્ર** અને **સુશર્મા** નામના, બે બ્રાહ્મણપુત્રો વિદ્યાભ્યાસ કરવા કાશીએ ગયા હતા. **મણિભદ્ર**ને બ્રાહ્મણને યોગ્ય એવી આગ્રહી ટેવ પડી હતી કે સવારના વહેલાં ઉઠી, સ્નાનસંધ્યાદિક બ્રહ્મકર્મ પરવારી, પછી વિદ્યાભ્યાસ આદરવો. પરંતુ **સુશર્મા**ને એથી તદ્દન ઉલટી જ ટેવ પડી હતી. તેને સવારના ઉઠી નહાવુંધોવું, તો શું પણ મોંઢું ધોવુંયે ગમતું ન હતું. અને એમ ને એમ અધ્યયન કરવા બેસી જતો. આનું પરિણામ એ આવ્યું કે, બન્ને જણ વિદ્યા શીખ્યા તો ખરા. પરંતુ **મણિભદ્ર**ની વિદ્યા સફલ થઈ, ત્યારે સુશર્માની વિદ્યા સફલ થઈ નહી. એટલે કે વિદ્યાથી ક્રિયા સાધવાની જે શક્તિ આવે તે શક્તિ સુશર્માને પ્રાપ્ત ન થઈ, અને ચંદનનો ભાર ઉપાડનારો ગધેડો ચંદન પોતે ઉપાડયું છે, એમ સમજતો જ નથી, તેમ સુશર્મા કેવળ પુસ્તકી પંડિત થયો, પણ વ્યવહારમાં તેનો ઉપયોગ કરવાને અસમર્થ હતો. કારણ આચારથી શરીરશુદ્ધિ, અને શરીરશુદ્ધિથી મનશુદ્ધિ અને તેથી વિચારશુદ્ધિ થાય છે; તેમ સુશર્માના સંબંધમાં ન થયાથી તેની વિદ્યા સફળ થઇ ન હતી.

અમુક સમય પર્યંત વિદ્યાભ્યાસ કીધા પછી, બન્ને જણે ગુરૂ પાસે સ્વદેશ જવાની આજ્ઞા માગી અને તે મળતાં તેઓ બન્ને જણા ધારાનગર આવવા નીકળ્યા. ચાલતાં ચાલતાં એક સુંદર વનમાં તેઓ આવી પહોંચ્યા. ત્યાં એક નદી વહેતી હતી અને તેના તીરે સુંદર વૃક્ષોની ઘટાને લીધે શીતળ છાયાવાળી એક જગ્યા ગોતી, બન્નેએ મુકામ નાંખ્યો. કુદરતી રીતે, મણિભદ્રને નદિમાં સ્નાન કરવાની ઇચ્છા થઇ. તેથી મણિભદ્રે સ્નાન કરવા નદી ભણી જવા માંડયું. ત્યારે સુશર્માએ કહ્યું કે, “ અહિં અમસ્તા નાહાવાને બદલે નાહીને અહિં જ રસોઇ કરીને આપણે જમી લઇએ તો કેમ ? ” મણિભદ્રે તેમાં સંમતિ આપી; અને બન્ને જણા નહાવા નદીમાં ઉતર્યા. સ્નાન કરીને બહાર આવ્યા પછી સુશર્માએ એક મુશ્કેલી સૂચવીઃ—“આપણી પાસે સીધું સામાન તો છે, પરંતુ આ જંગલમાં આપણે અગ્નિ કયાંથી આણી શકીશું?” ત્યારે મણિભદ્રે કહ્યુંઃ—“ તું સામગ્રી તો તૈયાર કર, હું અગ્નિ મેળવી આપીશ. ”

પછી સુશર્માએ રસોઇની સામગ્રી તૈયાર કરી અને મણિભદ્રે અગ્નિનો મંત્ર ભણી, અગ્નિ ઉત્પન્ન કર્યો. આ જોઈ સુશર્માની ઇર્ષ્ય ઉશ્કેરાઈ, અને તેને વિચાર આવ્યોઃ—“ અમે બન્નેએ સાથે અભ્યાસ કર્યો છે, છતાં મારા મંત્રથી કાંઈ પણ સિદ્ધિ થતી નથી અને આ મણિભદ્ર દરેક મંત્રનો ઇષ્ટ ઉપયોગ કરી શકે છે. અમે બન્ને જણા સાથે ત્યાં જઈશું તો આની વિદ્યાનાં ધારાનગરમાં વખાણ થશે, અને હું હલકો પડીશ. માટે એને અત્રે જ મારી નાંખી પછી જ હું એકલો જાઉં તો કેમ ? ”

પણ તેણે તરત તો આ વિચારને મનમાં જ મારી રાખ્યો અને રસોઈ કરી બેઉ જણા જમ્યા અને વિશ્રાંતિ લેવા માટે ત્યાં જ સુતા. મણિભદ્ર નિર્ભય થઇને ત્યાં સુતો અને ઉંઘ્યો પણ પાપી અને ચિંતાતુર સુશર્માને ઉંઘ જ ન આવી. પાપેચ્છાએ તેને ઉશ્કેર્યો. અને મણિભદ્રને ઉંઘતો જાણી, તેને મારવા વાસ્તે ખડ્ગ કાઢી, તેની છાતી ઉપર ચઢી બેઠો. મણિભદ્ર તરત જ જાગી ઉઠયો અને સુશર્માને પોતાની છાતી ઉપર બેઠેલો જોઈ, પોતાનો જીવ બચાવવા તેને કાલાવાલા કરવા માંડ્યા. પણ ક્રૂર સુશર્મા પોતાના દુષ્ટ નિશ્ચયથી ડગ્યો જ નહીં. મણિભદ્રે જોયું કે કોઈ પણ રીતે સુશર્મા સમજે

એમ નથી, ત્યારે પોતાના બાપને માત્ર ચાર જ અક્ષર લખી આપવાની તેણે ઇચ્છા જણાવી. સુશર્માએ તે માન્ય કર્યાથી મણિભદ્રે વડના પત્ર ઉપર अ, प्र, शि, અને ख, એ ચાર અક્ષર લખી આપ્યા. સુશર્માએ તે પત્ર લીધો અને પછી તેની છાતી ઉપર પગ મૂકી, શિખા જોરથી ઝાલી, પેલું ખડ્ગ સોંસરૂં તેના ગળામાં ભોંકયું અને તેને યમને ધામ પહોંચતો કર્યો. પછી સુશર્માએ મણિભદ્રનું શબ નદીના ભાઠામાં દાટી દીધું, અને નચિંત થઈ તેનો તથા પોતાનો સામાન લઈ ધારાનગર આવ્યો.

સુશર્માને એકલો ધારાનગર આવેલો જોઈ, મણિભદ્રના બાપે પોતાના પુત્રના કુશલ સમાચાર પૂછ્યા; ત્યારે તેણે કહ્યું કે " મણિભદ્રનો અભ્યાસ હજી પૂરો થયો નથી, તેથી તે કાશીમાં જ રહ્યો છે. મારો અભ્યાસ પૂરો થવાથી હું ગુરુજીની આજ્ઞા લઇને આવ્યો છું; અને આ પત્ર તમારા પુત્રે મને આપ્યો છે. " આમ કહી, વડના પાંદડા ઉપરનો લેખ તેને આપ્યો.

મણિભદ્રના બાપે પેલા ચાર અક્ષરો વાંચ્યા, પણ તેને કાંઇ સમજ ન પડી. એટલે તે મોટા મોટા વિદ્વાનો આગળ ગયો. તેઓ પણ તેનો કોઇ અર્થ કરી શકયા નહિં. ત્યારે મણિભદ્રનો બાપ ભોજ રાજાની બ્રહ્મસભામાં ગયો, અને રાજાને આશિર્વાદ આપી, પેલું પાંદડું રાજા આગળ મૂકયું. પછી સુશર્માએ કહેલી વાત કહી સંભાળાવી, અને તેમાં શો સંકેત લખ્યો છે, તે દીર્ઘ દૃષ્ટિવાળા પંડિતો પાસે ઉકેલાવી અપાવવા વિનતિ કરી. એટલે રાજા ભોજે તે ચારે અક્ષરો પંડિતોને કહ્યા અને તેનો સંકેત ઉકેલવા વિનતિ કરી. પણ કોઈ પંડિત તે ઉકેલી ન શકયો. તે પ્રસંગે કાલિદાસ બહાર ગામ હતો, એટલે સઘળા પંડિતોનું પાણી પરખાઈ આવ્યું. જ્યારે પંડિતો કાંઈ ઉકેલી ના શકયા ત્યારે ભોજે ક્રોધભેર પોતાની પ્રતિજ્ઞા સંભળાવી:-

" હે પંડિતવર્યો ! તમો આટ આટલા નિપુણ અને દૂરદર્શી લેખાઓ છો, કોઇનો પણ મનોગત ભાવ સમજવા સમર્થ મનાઓ છો; છતાં આ અક્ષરોનો અર્થ ઉકેલી શકતા નથી, તેથી આખી પૃથ્વીમાં તમારી તેમ જ મારી

કેવી અપકીર્તિ થશે ? હું તમને બત્રીસ દિવસની મહેતલ આપું છું; તે દરમ્યાન એનો ઉકેલ તમારે મને લાવી આપવો જોઇશે અને જો એટલા વખતમાં તમે તે કહી જ નહિ શકો તો તમારી ભારે અપકીર્તિ હું કરીશ, અને संभावितस्य चा कीर्तिमरणादतिरिच्यते–એ ન્યાયે તમે જીવતા છતાં મુઆ બરોબર જ લેખાશો, અને સુજ્ઞ હશો તો સ્વયં ' કુવો હવાડો ' પણ પૂરશો "

આમ કહી, ભોજે સભા વિસર્જન કરી અને સર્વ પંડિતો પોતપોતાને ઘેર ગયા. તે દિવસથી એ બધા પંડિતો એ ચાર અક્ષરોનો શો અર્થ થતો હશે, તે વિષે આખો દિવસ વિચાર કરવા લાગ્યા, પણ કોઇને કોઈ અર્થ સૂઝયો જ નહિ. એમ કરતાં કરતાં એકત્રીશ દિન તો પસાર થયા અને અપકીર્તિ થવાને માત્ર એક જ દિન અને બાકી રહ્યો, એટલે બિચારા પંડિતો બધીયે આશા છોડી બેઠા.

પરંતુ બીજી પાસ ઇશ્વિરેચ્છાથી એમ બન્યું કે, એકત્રિસમા દિવસની રાત્રીએ કવિ કાલિદાસ પ્રવાસથી પાછો ફરતાં, તેના વાહનને સિંહે હણ્યાથી ધારાનગરની પડોશના જંગલમાંજ અટવાઈ પડ્યો અને રાત્રિએ એક અડાબિડ વટવૃક્ષ ઉપર તેને સૂઈ રહેવું પડયું. અને તે રાત્રિએ એ જ વડ હેઠળ વૈતાળ આવી ગાદી ઉપર બેઠો. પછી વૈતાળે પોતાના મંત્રી આદિને ખબર અંતર પૂછી, અને દરેક જણને તેમણે કરવાનું એક એક કામ સોંપી, સભા બરખાસ્ત કરવા માંડી. એટલામાં બધાં ભૂતપ્રેતોએ વિનતિ તેને કરીઃ–" હે મહારાજ! આજ ઘણા દિન થયાં અમને કાંઈ ભોગ મળ્યો નથી. માટે અવશ્ય તેની કોઈ પેરવી થવી જોઇએ. "

આ સાંભળી, વૈતાળ બોલ્યોઃ–" ભોજ રાજાની બ્રહ્મસભામાં એક બ્રાહ્મણ अ, प्र, शि, અને ख, એ ચાર સાંકેતિક અક્ષરો ઉકેલવા વાસ્તે લાવ્યો છે. તેનો અર્થ જો બત્રીશ દહાડામાં પંડિતો નહી બેસાડી શકે તો તેઓની અપકીર્તિ થવાની. પરંતુ એવી અપકીર્તિ સહેવાને બદલે તેઓ આપોઆપ મૃત્યુને શરણ થશે, એવો મામલો દેખાય છે. કારણ એનો અર્થ ઉકેલવાની કોઈ પણ પંડિતમાં શક્તિ નથી જ અને મહાન્ કવિ કાલિદાસ બીજે દેશ ગયો છે તેથી તે થોડા દહાડામાં આવે

એવો સંભવ નથી. આવતી કાલે બત્રીસ દહાડા પૂરા થાય છે. એટલે તમને જરૂર એ મોટાં ભક્ષ મળશે."

પેલાં ભૂતોએ કહ્યું:–'હે રાજાજી! ત્યારે તે અક્ષરનો શો ઉકેલ થાય છે, તે કૃપા કરીને આપ અમને કહેશો !"

વૈતાળે કહ્યું:–" તે ચારે અક્ષરો, એક શ્લોકનાં ચારે ચરણના પ્રથમ અક્ષર છે, અને આખો શ્લોક આ પ્રમાણે છે:—

**अनेन तव पुत्रस्य प्रसुप्तस्य वनांतरे ॥**
**शिखामादाय हस्तेन खड्गेनोपहतं शिरः ॥ १ ॥**

ભાવાર્થ—( આ ચિઠ્ઠી લાવનાર ) માણસે, વિશ્વાસથી તારો પુત્ર વનમાં ગાઢ નિદ્રામાં સૂતો હતો તે વખતે તેની શિખા હાથથી પકડીને ખડ્ગવડે તેનું માથું કાપી નાંખ્યું છે.

"હે દૂતો! આ વાતની કોઈ પણ પંડિતને ખબર નથી."

આમ કહી, વૈતાળે કચેરી બરખાસ્ત કરી. આ સઘળી હકીકત કાલિદાસે વૃક્ષ ઉપર બેઠે બેઠે સાંભળી. પછી થોડી વારમાં વહાણું વાયું, એટલે કાલિદાસ વડના ઝાડથી નીચે ઉતરી ઘેર આવ્યો. તેને સુભાગ્યે છેવટને જ દિવસે આવેલો જાણી, પંડિતોમાં જીવ આવ્યો અને તેઓ સઘળા તેને ઘેર આવ્યા અને સઘળોએ વૃત્તાંત તથા મુંઝવણ તેને જણાવ્યાં. પણ કાબેલ કાલિદાસે રાત્રિએ વડવૃક્ષ ઉપરથી વૈતાળની સભાના જોયલા દૃશ્ય વિષે તેમને કંઈ પણ કહ્યું નહીં, પરંતુ દેવી કાલિકાની કૃપાથી સૌ સારાં વાનાં થશે, એવી ધારણ દીધી; અને સર્વ પંડિતોને યોગ્ય સમયે બ્રહ્મ સભામાં આવવા કહ્યું.

પછી નિત્યકર્માદિથી પરવારી, સમય થતાં કાલિદાસ આદિ પંડિતો બ્રહ્મસભામાં આવ્યા. તેમને પ્રસન્ન જોઈ, તેમ જ કાલિદાસનો ગર્વમિશ્રિત હર્ષભર્યો ચહેરો નીરખી, ભોજ સમજ્યો કે અચૂક મેં પૂછેલા પ્રશ્નનો ઉકેલ આવ્યો હશે જ. પછી તેણે રીતસર પંડિતોને તેની પૃચ્છા કરી, પરંતુ કોઈ પણ પંડિત તેનો જવાબ વાળી ન શકયો. રાજાએ ત્રણ વખત તે

પ્રશ્ન પૂછ્યો પણ એનું એ જ. પછી કાલિદાસે ભોજનો ક્રોધ તપતો જોતાં તાલ જોઇને નીચેનો શ્લોક કહ્યો:—

**अनेन तव पुत्रस्य प्रसुप्तस्य वनांतरे ।**
**शिखामादाय हस्तेन खड्गेनोपहतं शिरः ॥**

ભાવાર્થ:–હે રાજન્! મરનાર મણિભદ્ર (अ અક્ષરથી) એમ સૂચવે છે કે આ માણસે તારા પુત્રનું (प्र અક્ષરથી) વનમાં ગાઢ–વિશ્વાસની સૂતો હતો ત્યારે, (शि અક્ષરથી) શિખા હાથથી પકડીને, (ख અક્ષરથી) ખડ્ગવડે માથું કાપી નાંખ્યું છે. આ ચાર અક્ષરોનો અર્થ મને તો આમ ઉકલે છે. અને બન્યું પણ તેમ હોવું જોઇએ."

આવા બંધબેસતા ખુલાસાથી સર્વ આશ્ચર્યચકિત થયા, અને મણિભદ્રનો પિતા તો તો સાંભળી મૂર્ચ્છા ખાઇ ધરણીઢળી પડ્યો. પણ રાજાએ આ અપરાધની પ્રકટ રીતે સાબીત કરી લેવા અને શુદ્ધ ન્યાયવૃત્તિ દાખવવા જણાવ્યું કે, આ અર્થ ખરો છે તેની સાબીતી મારે કરવી જોઇશે."

પછી તેણે પેલા સુશર્માને સભામાં બોલાવ્યો અને કાલિદાસે તેની ચિઠ્ઠીનો કરેલો ઉકેલ સંભળાવી સાચેસાચું કહેવા ફરમાવ્યું. સુશર્માથી, મૂળે પોચું બ્રાહ્મણહૃદય હોવાથી ખુનનો અપરાધ જીરવાયો નહીં, એટલે કુદરતી રીતે તેનું મોઢું તો તરત જ ઉતરી ગયું. પરંતુ તેણે ઘોર શિક્ષાના ભયથી પોતાનો અપરાધ સ્વીકાર્યો નહીં, અને નામુક્કર જ ગયો. એટલે ભોજે દિવ્ય–સત્યની કસોટી તાવવા–નાં સર્વ સાધનો સાથે દંડધરને બોલાવ્યો અને તે આવતાં સુશર્માને તે સાધનો વડે પોતાની સત્યતા સિદ્ધ કરવા જણાવ્યું. એટલે સુશર્મા ગભરાયો અને સઘળોયે વૃત્તાંત ઇત્થંભૂત પ્રકટ કર્યો. આખી સભા તે સાંભળી દિઙ્મૂઢ જ બની.

ભોજે પછી તેને શિક્ષા શી કરવી તેનો વિચાર કરવા ન્યાયાધીશ બ્રાહ્મણોને પૂછ્યું. તેમણે જણાવ્યું કે "સુશર્મા બ્રાહ્મણ હોવાથી તેને દેહાંત દંડની શિક્ષા ન કરાય, એમ શાસ્ત્ર કહે છે, પરંતુ તેણે હાથથી અપરાધ કર્યો છે તેથી એનાં કાંડાં કાપી નાંખવાં."

ભોજે પછી તે પ્રમાણે તેનાં કાંડાં કાપવા દંડધરને ફરમાવ્યું અને બ્રહ્મસભા વિસર્જન પામી.

હવે આ તરફ જંગલમાં શું બન્યું તે જોઇએ. બધાં ભૂતપ્રેતો મનુષ્યમાંસનું ભોજન મળવાની આશાએ મધ્યરાત્રિ સુધી ત્યાં બેશી રહ્યાં, પણ કાંઈ શુક્રવાર જ ન વળ્યો અને કાંઈ ભક્ષ મળ્યું નહિં. એટલે રાત્રે પાછી સભા ભરાઇ ત્યારે ભૂતપ્રેતોએ વૈતાળને આજીજીપૂર્વક પૂછ્યું:–" આપની આજ્ઞાનુસાર આજે આખોયે દહાડો આપે કહેલા ભક્ષની રાહ જોઇને અમે બેશી રહ્યાં પણ કાંઇયે ખાવાનું મળ્યું નહિં. "

વૈતાળે કહ્યું:–" આપણે ધારેલી યુક્તિમાં ફાવ્યાં નહિ તેનું કારણ એટલું જ કે પેલે દિવસે રાતના જે વખતે આપણે વાતો કરતા હતા તે વખતે દૈવેચ્છાથી આ ઝાડ ઉપર કાલિકાનો ભક્ત કાલિદાસ આશરો લેતો હતો તેણે આપણી સર્વ વાતચિત સાંભળી, અને રાજાને પેલા ચાર અક્ષરોનો અર્થ કહી દીધો. તેથી આપણી યુક્તિ પાર પડી નહિં. "

ભૂતોએ કહ્યું:–" ભોજરાજાએ જે દિવસે પંડિતોને આજ્ઞા કરી તે દિવસે મંગળવાર હતો અને આપણે જે દિવસે યુક્તિ પ્રકટ કરી તે દિવસે શુક્રવાર હતો. આમ મંગળવારે દિવસના અને શુક્રવારે રાતના વિચારેલી યુક્તિ પાર ન પડી, તેથી અમે એવો શાપ આપીએ છીએ કે જે મનુષ્યો મંગળવારે દિવસે અને શુક્રવારે રાત્રે કોઈ યુકિત વિચારશે તો તેમની એ યુકિત પેશ જશે નહિ. "

આ સાંભળી વૈતાળે કહ્યું:–" અસ્તુ. તમે શાપ આપ્યો તે ખરો નીવડશે, પણ દિવસે કોઈ પણ માણસ મારૂં સ્મરણ કરીને કોઈ યુકિત વિચારશે તો તે પાર પડશે. "

આમ કહી ભૂતોની સભા તેણે બરખાસ્ત થઈ.

---

## વાર્તા ૩૩ મી—હાથ કીયો સારો ડાબો કે જમણો ?

( બાણભટ્ટને કાલિદાસની શેહ )

એક દિવસે ભોજરાજા ધારાનગરના ઉદ્યાનમાં ફરતો હતો. તે વેળા કાલિદાસ તેના જમણા—દક્ષિણ—હાથ તરફ અને કાબંદરીનો કર્તા સુવિખ્યાત બાણ ભટ્ટ ડાબા ( વામ ) હાથ તરફ ચાલતા હતા. તેઓ ત્રણે જણ આનંદવાર્તા કરતા ફરતા હતા, તેવામાં કાલિદાસને ઉતરતી કોટિનો જણાવવાના ઇર્ષ્યાળુ હેતુથી, લાગ જોઇ, પ્રસંગ નીકળતાં બાણભટ્ટે પોતે ડાબા હાથ તરફ હતો તેથી વામ ( ડાબા ) કરની અને તે દ્વારા વ્યંગમાં પોતાની પ્રશંસા સૂચવતાં કહ્યું:—

" હે રાજન્ ! ડાબો હાથ વામ કહેવાય છે. અને વામ એટલે સુંદર; તેથી સુંદરીઓ વામલોચના કહેવાય છે. તેમ તેમનાં પ્રેમકલશ સ્તન પણ વામ કહેવાય છે. વામ એ સંપત્તિનું પણ નામ છે. વળી પ્રેમના પોષક કામદેવનું નામ પણ વામ છે. એથી તે હાથ જમણા કરતાં વધુ સારો ગણાવો જોઇએ. વળી જમણો હાથ જે પરાક્રમ આદિ કાર્યો કરે છે તે પ્રતાપ પણ ડાબા હાથના જ; તેથી જ,

गृह्णात्येष रिपोः शिरः प्रजविनं कर्षत्यसौ वाजिनं ॥
धृत्वा चर्मधनुः प्रयाति सततं संग्रामभूमावपि ॥
द्यूतं चौर्यरतिक्रिये च शपथं कुर्यान्न वामः करः ॥

ભાવાર્થ—આ જ વામ ( ડાબો ) હાથ પ્રથમ શત્રુનું શિર પકડે છે, ( અને ત્યારે જ જમણો હાથ ખડ્ગથી, તેનું માથું છેદી શકે છે ); વળી આ જ વામ હાથ જોરથી દોડતા ઘોડા( વાજિન્ )ની લગામ પકડી રાખે છે; વળી સંગ્રામભૂમિ તરફ પ્રયાણ કરતી વખતે આ જ વામ હાથથી શરનો ભાથો, ઢાલ અથવા ધનુષ્ય પ્રથમ પકડવામાં આવે છે. ( આમ જેમ વામ હાથ શૌર્યાદિમાં સહાયતા આપવાનાં શુભ કાર્ય કરે છે ) તેમ તે જુગાર, ચોરી, પરસ્ત્રીનો સ્પર્શ કે સોગનનું વચન આપવાનું કાર્ય કરતો નથી ( કારણ એવાં નિંદ્ય કાર્યો તો જમણા હાથને સોંપેલાં છે ) તેથી તે નિંદ્ય પણ નથી.

આ પ્રમાણે બાણ, શ્લોકનાં ત્રણ ચરણથી ડાબા હાથની પ્રશંસા કરી, જેવો ચોથું ચરણ બોલી, પૂરી પ્રશંસા કરવા જતો હતો તેવો જ કાલિદાસ તેની અસર ઉલટાવવા એકદમ વચમાં બોલી ઉઠયો:–એ બધું એ ખરૂં છતાં—

**दानानुद्यमतां विलोक्य विधिना शौचाधिकारी कृतः ॥**

ભાવાર્થ—એ ( ડાબો ) વામ હાથ સ્વાર્થી હોઈને દાન આપવા તેમ અન્યનાં સંકટ કાપવા કદી પણ તત્પર થતો નથી, તે જોઈને બ્રહ્માએ તેને ગુદાપ્રક્ષાલન કરવાનું ( મલીન ) કામ સોંપી, શૌચાધિકારી કર્યો છે !

આવા ચોથા ચરણથી કાલિદાસે પોતાના કથનને તદ્દન નિસ્તેજ કરેલું જોઇ, બાણભટ્ટ ભોંઠો જ પડયો અને તે દિવસથી કોઈ પણ દિવસ પોતે કાલિદાસથી શ્રેષ્ઠ હોવાનું બતાવવાની કોશેશ પડતી મૂકી.

---

## વાર્તા ૩૪ મી–મુસલ પ્રબંધ

એક દિવસ ભોજ રાજા પ્રભાતના સમયે ધારાનગરમાં નગરચર્યા અર્થે એકલો વિચરતો હતો, તે દરમ્યાન કોઈ એક મધ્યમસરની સ્થિતિવાળા ગૃહસ્થના ઘરની અડાળીમાં કોઇ એક ચન્દ્રમુખી કામિનીને ડાંગર ખાંડતી અને મધુર લહેકે ગીત ગાતી સાંભળી. તેના મુસલના નિયમસર પ્રહાર સંગીતના લહેક સાથે મળતાં સૂરભર્યો નાદ ઘટાવી રહ્યા હતા. રાજા ભોજ તેનો આનંદ લેવા મુહૂર્તભર ત્યાં થોભ્યો. તેવામાં એને આ વિચાર સ્ફૂર્યો:—

હે સુકુમાર સુંદરીના હાથમાં શોભતા મુસલ! તું આ કોમલાંગીના હાથમાં શોભે છે, ખરૂં, પરંતુ તેથી તું કમલનાલ તો ન જ કહેવાઉં. ચાલ્ય તોયે આખરે તું સુકું લાકડું તે લાકડું જ, ખીલેલાં કમલ પુષ્પની દાંડીની ઉપમા તો તને ન જ ઘટે. ”

આ વિચાર સાથે તેને નીચેનું ચરણ સ્ફુર્યું:—

**मुसल ! किसलयं ते तत्क्षणाद्यन्न जातम् ।**

હે સાંબેલા! તારામાં કુંપલો ન ફુટી માટે, તું લાકડું જ રહ્યું."

પછી રાજા **ભોજ** ત્યાંથી વિદાય થયો, અને યોગ્ય સમયે બ્રહ્મ-સભામાં પંડિતોને ઉપલું પદ કહી, સમસ્યાપૂર્તિ કરવા વિનતિ કરી. સભામાં પંડિતો એક બીજાના સામું જોઈ રહ્યા. કોઈથી તે પૂર્તિ થઈ નહીં. ત્યારે **ભોજે** કાલિદાસને વિનતિ કરી:–"હે સુકવિ! તારે તો એ અવશ્ય પૂરી કરવી જોઈશે."

ત્યારે કાલિદાસે, શ્રી કાલિકાની કૃપાથી તેનાં ત્રણ ચરણો રચી નીચે પ્રમાણે આખો શ્લોક ઉચ્ચાર્યો:—

**जगति विदितमेतत्काष्ठमेवासि मन्ये ।**
**तदपि च किल सत्यं कानने वर्धितोऽसि ॥**
**नवकुवलयनेत्री पाणी खङ्गोत्सवेऽस्मि-**
**न्मुसलकिसलयं ते तत्क्षणाद्यन्न जातम् ॥**

ભાવાર્થ:–હે મુસલ! તું નવયૌવના કમલાક્ષી સુંદરીના હાથના સમાગમમાં આવ્યું, છતાંયે એના સમાગમ રૂપી મોટા ઉત્સવના પરિણામે, જેમ અશોક–સુંદરીના પાદાઘાતથી નવ પલ્લવિત થાય છે તેમ તું તે ક્ષણે પ્રફુલ્લ ન થયું, અર્થાત્ તને નવા અંકુરો ન ફુટયા. એથી હું અવશ્ય એમ માનું છું કે જગતમાં જેને કાષ્ટ–સુકું લાકડું કહે છે તે જ તું છું; વળી જંગલમાં ઉગેલા કાષ્ટમાં આવી જડતા હોય તેમાં કોઈ નવાઈ છે? ખરેખર તેથી તું જંગલી પણ છું.

આ સાંભળી **ભોજે** ત્રણ ચરણની ત્રણ લાખ મોહોરો **કાલિ**-દાસને આપી.

---

## વાર્તા ૩૫ મી–રામભટ્ટની વહારે કાલિદાસ

નવીન શ્લોક બનાવી લાવનારને એક લાખ મોહોરનું દાન દેવાના, રાજા **ભોજ**ના વ્રતની વાર્તા દેશાવરમાં પ્રસરી હતી. એથી **ગોદાવરી** નદીના તીરે **શ્રીનાશક** ક્ષેત્રના નિવાસી **રામભટ્ટ** નામના ગરીબ બ્રાહ્મણે એક નવો શ્લોક બનાવી, તેની બ્રહ્મસભામાં જવા વિચાર કર્યો. પણ કીયા વિષય ઉપર પોતે એક શ્લોક રચવો તેનો પ્રસંગ શોધવા માંડ્યો, પરંતુ તે સહસા જડ્યો નહીં, એટલે ભારે વિમાસણમાં પડ્યો.

એવામાં એક દિવસે તે નદીકિનારેથી નાહીને જતો હતો, એટલામાં તેની સામેથી એક માણસ **ગોદાવરી** ગંગામાં પોતાના કોઈ મરણ પામેલા સગાનાં હાડકાં નાંખવા જતો સામો મળ્યો, અને તેની પાછળ જ દહીં વેચનારી એક મહીઆરીને જતી દીઠી. આ ઉપરથી **ભોજ**નો યશ વર્ણ-વવાની અને એવા પદાર્થો જોડે તેને સરખાવવાની ઉર્મી થઈ અને તેણે નીચેનું પ્રથમ ચરણ બનાવ્યું:—

**अस्थिवत् दधिवच्चैव ।**

હાડકાં જેવો તેમ જ દહીં જેવો પણ ઉજળો,

આ પ્રમાણે આ પ્રથમ ચરણ બનાવી તેનો રણરણાટ કરી રહ્યો હતો, એટલામાં એક સ્ત્રી હાથમાં ચોખાનો લોટ લઈને જતી હતી તે તથા બીજી બાજુએ કોઢથી શરીર સફેદ થઈ ગયલો એક પુરૂષ એમ એ જણ તેની દૃષ્ટિએ પડ્યાં. તેમને જોઈને તેણે આવું બીજું ચરણ રચ્યું:—

**पिष्टवत्कुष्टवत्तथा ॥**

તેમ જ ચોખાના લોટ જેવો તથા કોઢ જેવો પણ ઉજળો.

આ પ્રમાણે અડધો શ્લોક તો તૈયાર થયો. હવે બાકીનો અડધો શી રીતે પૂરો કરવો તેના વિચારમાં ઉભો રહ્યો. થોડી વાર વિચાર કરતાં તેને યાદ આવ્યું કે, આ શ્લોકમાં રાજાને એવો કોઈ આશીર્વાદ આપું કે, જેથી તે પ્રસન્ન થઈને મને લાખ રૂપીઆ આપે. આમ ધારી તેણે આવું ત્રીજું ચરણ રચ્યું:—

**राजन्तव यशो भाति ।**

હે રાજા! ઉપરના પદાર્થો જેવો પ્રકાશે છે.

**આમ** ત્રણ ચરણો તો થયાં પરંતુ બાકીનું ચોથું ચરણું તેને સ્ફુર્યું નહિં. અને તેમાં કેટલાક દિવસ નીકળી ગયા. આખરે એક દિવસે તેને વિચાર થયો કે જેમ રાજાને આશીર્વાદ આપ્યો તેમ મારે પોતાને વિષે પણ કાંઇકિ એમાં સૂચના થાય તો ઠીક. મારી વૃદ્ધાવસ્થા થઈ છે છતાં આ એક શ્લોક પણ પૂરો રચવાની મારામાં શક્તિ નથી આવી. આ વૃદ્ધનું જીવતર જ ધૂળ બરોબર છે. આમ વિચારતાં તેને આવું ચોથું ચરણ સ્ફુર્યું:—

**वृद्धब्राह्मणशष्पवत् ॥ १ ॥**

વૃદ્ધ બ્રાહ્મણના અધઃકેશ જેવો ઉજળો.

"હા! આખરે શ્લોક થયો ખરો!" એવા વિચારથી આનંદ પામતો **રામભટ્ટ** તે શ્લોક લઈ **ધારાનગર** આવ્યો. ત્યાં તે એક ધર્મશાળામાં ઉતર્યો. **કાલિદાસ** આવતા જતા બ્રાહ્મણની ખબર રાખતો હતો તેથી તેણે આ નવા બ્રાહ્મણને જોયો **અને** વાતચિત કરતાં તેનો બધો હેવાલ એ જાણી ગયો. પછી તેનો શ્લોક જોઈને એ બોલ્યો:–"હે મહારાજ! તમારા શ્લોકનાં પ્રથમનાં ત્રણ ચરણ તો કંઈક સારાં છે, પરંતુ ચોથું ચરણ અશ્લિલ હોઇને અયુક્ત છે તેમ એમાં રાજાના યશની નિરર્થકતાનો ભાવ ધ્વનિત થાય છે. અને તેથી તો તેનો બધો અર્થ ઉલટાઈ જાય છે. તેને બદલે આ નીચેનું ચોથું ચરણ જોઈએઃ–

**"शरच्चंद्रमरीचिवत्"**

શરદ ઋતુના પૂર્ણ ચન્દ્રનાં કિરણો જેવો ઉજળો.

પેલા બ્રાહ્મણે **કાલિદાસ**નું ચરણ પૂર્ણ ભાવ અને આભારથી સ્વીકાર્યુ, અને ગોખી રાખ્યું.

પછી બીજે દિને તે **ભોજ**રાજાની બ્રહ્મસભામાં આવ્યો અને પોતે નવો શ્લોક બનાવેલો હોવાનું જણાવી, આજ્ઞા થતાં આ શ્લોક ઉચ્ચાર્યો:–

**अस्थिवद्दधिवच्चैव पिष्टवत्‌ [illegible]था ।**
**राजन्त‍ यशो भाति शरच्चंद्रमरीचिवत्‌ ॥ १ ॥**

( અર્થ ઉપર પ્રત્યેક પદની સાથે જ આપેલો છે. )

બ્રાહ્મણ આ પ્રમાણે બોલ્યો તે સાંભળી, વિદ્વાન રાજા **ભોજ** તરત જ મનમાં પામી ગયો કે, "પ્રથમનાં ત્રણ ચરણો આ બ્રાહ્મણનાં કરેલાં છે, પણ ચોથું ચરણ કોઈ બીજાનું જ કરેલું હોવું જોઇએ માટે કોઈ પણ રીતે મારે તેની ખાત્રી તો કરવી." આમ ધારી, રાજાએ તેને કહ્યું:–"હે બ્રહ્મદેવ! પ્રથમનાં ત્રણ ચરણ તો રીતિમાં એક બીજાને મળતાં છે, પણ આ ચોથું ચરણ તો તદ્દન નવોધું નોખું જ પડે છે, તેનું શું કારણ?"

પોતાનો શ્લોક ખોટો થયો કે શું, એવી શંકા થતાં **રામભટ્ટ** તો ગભરાયો, પણ હિમ્મત રાખી, **કાલિદાસ** તરફ આંગળી કરી, અને નિખાલસ દિલથી બોલ્યો:–"હે મહારાજ! આપ શંકા ઉઠાવે છો, એ ચોથું ચરણ કાલિકાના ભકત **કાલિદાસે** કર્યું છે. મારું ચરણ તો જૂદું જ હતું."

આમ કહી, પોતાનું કરેલું ચરણ તેણે બોલી દેખાડયું. તે સાંભળી બ્રહ્મસભા સાથે રાજા પણ ખડખડ હસી પડ્યો. પછી બોલ્યો:–"હા, હવે શ્લોક બરોબર મળ્યો તો ખરો! મહારાજ! આ **કાલિદાસે** તમને ફસાવવા ધાર્યા હતા કે શું?"

રાજા મનમાં તો સમજ્યો કે, આ બ્રાહ્મણ અતિ ભોળો અને નિખાલસ છે, તેથી **કાલિદાસે** તેની ઉપર દયા કરી, તેનો શ્લોક ફેરવી આપી, મારી પાસેથી કાંઇ દ્રવ્ય અપાવવા ધાર્યું છે, માટે મારે એને દ્રવ્ય તો આપવું જોઇએ.

પછી **ભોજે** કોષરક્ષકને બોલાવી, તે બ્રાહ્મણને કેટલુંક દ્રવ્ય અપાવી ખુશી કર્યો.

એટલે બ્રાહ્મણ **રામભટ્ટ** રાજા **ભોજને** પોતાના ખરા મનથી આશિર્વાદ આપી, પોતાને નગર પાછો ફર્યો, અને પોતાની વૃદ્ધાવસ્થાના દિવસો સુખમાં ગાળ્યા.

---

## વાર્તા ૩૬ મી—એક મૂર્ખ બ્રાહ્મણની વાર્તા

ખેડામાં કેશવ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેની ઉપર સરસ્વતી દેવીની મુદ્દલે કૃપા ન હતી. વિદ્યા તે શું એ પણ તે જાણતો ન હતો, એટલું જ નહિ પણ તેને શુદ્ધ બોલતાં પણ આવડતું ન હતું. કહ્યું છે કેઃ—

**मांसभक्षाः सुरापानाः मूर्खाश्चाक्षरवर्जिताः ।**
**पशुभिः पुरुषाकारैर्भाराक्रांता च मेदिनी ॥ १ ॥**

ભાવાર્થ—માંસ ખાનાર, તથા મદ્યનું પાન ( દારૂ પીનાર ) કરનારા અને જેને એક પણ અક્ષરનું જ્ઞાન નથી ( એટલે તદ્દન મૂર્ખ છે ), તેવા મનુષ્યો જો કે આકારમાં મનુષ્ય છે, પણ ખરી રીતે તો પશુ તુલ્ય છે અને પૃથ્વી એવા જનોના ભારથી દબાયલી છે.

કેશવ પણ આવો ભૂમિને ભાર રૂપ બ્રાહ્મણ હતો. પોતાનામાં કમાવાની શક્તિ ન હતી; પણ લોકોનો જ્યોતિષ તરફનો ભાવ જોઈ, તેમ અગડંબગડં હાંકયા જતા જોશીઓને રળતા ખપતા જોઈ, જ્યોતિષ શીખવાનું તેને મન થયું. તેથી તે કાશી ગયો. પણ ત્યાંયે બ્રહ્માક્ષર મોંઢે ન ચઢી શકયો, એટલે ધારા નગર ગયો અને ત્યાં કાલિદાસને મળી આજીજી કરી કહ્યું:—" હે પંડિત મહારાજ! હું દરિદ્રતાથી પીડાઉં છું. તમારા જેવા પંડિત સિવાય મારૂં દુઃખ કોણ દૂર કરશે? માટે કૃપા કરી, દયા આણી, ભોજ પાસેથી મને થોડુંક દ્રવ્ય આપ અપાવશો તો ઇશ્વર આપનું કલ્યાણ કરશે અને મારી દરિદ્રતા દૂર થશે. "

તેનાં આવાં દીન વચનોથી દયા આવતાં કાલિદાસે તેને પોતાને ત્યાં રાખ્યો, અને તેને સત્તાવીશ નક્ષત્રનાં નામ મહા મહા પ્રયત્ને શીખવ્યાં. પછી એક દિવસે કાલિદાસે તેને ભોજની બ્રહ્મસભામાં લઈ જવા સારૂ પોતાની પાસે બોલાવીને કહ્યું:—"ભાઈ! આજ તમારે ભોજની બ્રહ્મસભામાં મારી સાથે આવવું અને હું સંજ્ઞા કરૂં, એટલે રાજાના સિંહાસન સમક્ષ નાળીએર મૂકી, તેને આશિર્વાદ દેવો. પછી બીજું કાંઈ ન બોલતાં તમને શીખવેલાં સત્તાવીશ નક્ષત્રનાં નામ માત્ર બોલી જવાં. "

આવી શીખામણ આપી, કાલિદાસ તેને પોતાની સાથે બ્રહ્મસભામાં તેડી ગયો. અને પ્રસંગ નીકળતાં તેણે રાજાને કહ્યું:—"હે રાજન્! મારી સાથે એક વિદ્વાન બ્રાહ્મણ આવ્યો છે. તે આપને આશિર્વાદ દેવા માગે છે, અને તે માટે એ આપની આજ્ઞાની રાહ જુએ છે."

ભોજની આજ્ઞા મળતાં પેલો બ્રાહ્મણ કેશવ તેના સિંહાસન સમીપ ગયો. જન્મારામાં તેણે રાજવંશી ઠાઠવાળી બ્રહ્મસભા જોયલી જ નહીં, એટલે તે તો સભામાં આવ્યો ત્યારથી જ દિઙ્મૂઢ થયો હતો અને તેની જીભ જડ થઈ ગઈ હતી. તેથી કાલિદાસની સંજ્ઞા થતાં તે સિંહાસન પાસે ગયો તો ખરો, અને સંભ્રમમાં આડું અવળું નાળીએર તેના ચરણમાં સમર્પ્યું પણ ખરૂં. પરન્તુ આશિર્વાદ દેતાં ગભરાયો અને સત્તાવીશ નક્ષત્રનાં નામ ક્રમે બોલવાને બદલે માત્ર નીચેનાં ચાર જ નામ બોલ્યો:—

'अश्विनी, पुनर्वसु, रेवती, कृत्तिका'

આ પ્રમાણે તે માત્ર ચાર નામો જ બોલી અટક્યો. તે સાંભળી રાજા ભોજ આશ્ચર્ય પામ્યો. અને તેણે કાલિદાસ તરફ જોઈને ધીમે સાદે કહ્યું:— "હે પંડિતરાજ! તમે તો આ બ્રાહ્મણને વિદ્વાન કહેતા હતા પણ આ તો તદ્દન મૂર્ખ જણાય છે. એનું શું કારણ?"

કાલિદાસે ઉત્તર આપ્યો:—"હે મહારાજ! એણે તો આ ચાર નક્ષત્રનાં નામ બોલી, આપને અનુપમ આશિર્વાદ આપ્યો છે. અને એનો અર્થ આ છે:—

**अश्विनी वसतु ते नृप! मंदिरे, मंदिरे वसतु ते पुनर्वसु।**
**रेवतीपतिकनिष्ठसेवया, कृत्तिकातनयविक्रमो भव॥**

ભાવાર્થ—"હે રાજન્! અશ્વિની કહેતાં ઘોડીઓ તારા ઘરમાં નિરંતર હોજો; અર્થાત્ તારી હયશાળા હયથી ઉભરાજો; અને પુનર્વસુ કહેતાં લક્ષ્મી તે પણ તારા મંદિરમાં નિરંતર વસજો· અને રેવતીના પતિ, બળરામ તેના નાના ભાઈ શ્રીકૃષ્ણ તેની સેવા વિષે નિરંતર તારૂં ચિત્ત લાગજો; અને કૃતિકાના પુત્ર, કાર્તિકસ્વામી તેના જેવું તારૂં પરાક્રમ થજો."

આ પ્રમાણે કાલિદાસનો ખુલાસો સાંભળી, રાજા આનંદ પામ્યો, અને કેશવના જીવમાં પણ જીવ આવ્યો. પછી ભોજે કાલિદાસના માન ખાતર કેશવને પાંચ હજાર મોહોર આપીને ખુશી કર્યો. પછી તે ગરીબ બ્રાહ્મણ કાલિદાસનો ઉપકાર માની, પોતાને વતન ખેડે પાછો ગયો અને ત્યાં પોતાનો બાકીનો સમય તેણે સુખમાં ગાળ્યો.

---

## વાર્તા ૩૭–મી મૂર્ખ સોમશર્મા

દરિદ્રતાથી પીડાતો સોમશર્મા નામનો એક બ્રાહ્મણ હતો. તે ગામે ગામ ફરીને ભીખ માંગી ખાતો હતો. કહેવત છે કે "ભીખ બડા બેપાર કે ઉસમે લાજ ન હોતી, ચોરી બડા બેપાર કે ઉસમે માર ન હોતી, છીનાલ બડા બેપાર કે ઉસમે પકડ ન હોતી." પરંતુ તેને ભીખનો ધંધો કરતાં લાજ આવી, એટલે તેનાથી કંટાળ્યો અને રાજ્યાશ્રય મેળવવાની આશાથી તે ધારા નગર આવી ચઢ્યો. રાજા ભોજ વિદ્વાન બ્રાહ્મણોનો યોગ્ય સત્કાર કરે છે એમ તે જાણતો હતો પણ તે પોતે મૂર્ખ હતો, તેથી રાજા પાસેથી કંઈ પણ મળે એવી આશા તેને ન હતી. પૂર્વે કાલિદાસે કેટલાએક મૂર્ખ બ્રાહ્મણોની આબરૂ ભર બ્રહ્મસભામાં બચાવ્યાના અને કેટલાએક મૂર્ખાઓને આશ્રય અપાવ્યાનાં દૃષ્ટાંતો પણ તેની જાણમાં હતાં, તેથી કાલિદાસ પાસે ગયો અને પોતાનું અજ્ઞાન, તેમ જ દરિદ્રિ અવસ્થા તેને જણાવી, ભોજનો આશ્રય અપાવવાની વિનતિ આજીજીભેર કરી. તેથી દયા આવતાં કાલિદાસે તેને પોતાને ત્યાં રાખ્યો અને મહામુશીબતે "आर्शिर्वादोऽस्तु" એટલું ગોખાવ્યું.

પછી પોપટ પેરે પાઠ પઢી રહ્યો ત્યારે કાલિદાસે તેને કહ્યું કે, હું આજે ભોજની બ્રહ્મસભામાં જાઉં છું. ત્યાં પ્રસંગ નીકળતાં તમારા સંબંધમાં વાત કરીશ અને જો રાજા પ્રસન્ન હશે તો તમને ત્યાં બોલાવવા એક દંડાધરને મોકલીશ. તે વેળા તમારે તેની સાથે મુંગા મુંગા ચાલ્યા આવવું અને સભામાં આવતાં વેંત જ રાજાના ચરણમાં શ્રીફળ મૂકીને આટલું જ બોલવું:—

" आशिर्वादोऽस्तु "

" આથી કાંઈ પણ વિશેષ ન બોલવું. પછી મારે જે કાંઈ બોલવું હશે તે હું બોલીશ. "

આમ કહી, કાલિદાસ બ્રહ્મસભામાં ગયો. થોડી વાર પછી રાજાને આનંદમાં જોઇ કાલિદાસે કહ્યું:—" હે મહારાજાધિરાજ ! આપણા નગરમાં એક બ્રાહ્મણ આવ્યો છે તે કંઈક વિદ્વાન છે. એને આપે માન આપવું ઘટે છે; માટે આપની સંમતિ હોય તો અહીં બોલાવરાવું. "

કાલિદાસનું આવું વચન સાંભળી, ભોજ રાજાએ એક દંડધરને કાલિદાસને ત્યાં મોકલ્યો. અને તે સોમશર્માને પાલખીમાં બેસાડી, થોડી વારે ત્યાં લઈ આવ્યો. તે રસ્તામાં આવતો હતો તે દરમ્યાન ઉંટોનું એક ટોળું તેની આગળથી પસાર થયું ? એટલે તેણે દંડધરને પ્રશ્ન કર્યો:— " આ પ્રાણી તમારા મુલકમાં કીયા નામે ઓળખાય છે ? " એટલે દંડધરે "ઉષ્ટ્ર" એમ કહ્યું. સોમશર્મા તો મૂળે અક્ષરશત્રુ હતો, તેથી તેને 'ઉષ્ટ્ર'ને બદલે 'ઉશરટ' યાદ રહ્યું. કાલિદાસને ત્યાંથી નીકળ્યા ત્યારથી જ તે શીખવ્યા પ્રમાણે " आशिर्वादोऽस्तु " " आशिर्वादोऽस्तु " એમ ગોખતો જ રહ્યો હતો. તેમાં ઉપરના સંવાદથી પોતાનું વિધાન ચૂકયો અને " उशरटस्तु " યાદ રહ્યું. આથી જેવો તે બ્રહ્મસભામાં આવ્યો કે તરત જ તેણે રાજાના ચરણકમળમાં શ્રીફળ મૂકયું અને અણવિચાર્યું બોલ્યો:—

" उशरटस्तु "

જેને કાલિદાસે વિદ્વાન તરીકે ઓળખાવેલો, એ બ્રાહ્મણને મોંઢેથી આવા અર્થહીન શબ્દો નીકળતા સાંભળી, રાજા અને બધા પંડિતો આશ્ચર્ય પામ્યા. રાજાએ કાલિદાસની સામે જોયું. કાલિદાસ રાજાના મનનો વિચાર પામી જઈ બોલ્યો:–" હે રાજાધિરાજ ! આ વિદ્વાન શાસ્ત્રીએ તો આપને અન્તર્લાપિકા દ્વારા શુભ આશીર્વાદ આપ્યો છે. એમનું કહેવાનું રહસ્ય આ છે:—

**उमया सहितो रुद्रः शङ्करः शूलपाणिना ।**
**रक्षतु त्वां हि राजेंद्र ! टङ्कारबलगर्वितः ॥ १ ॥**

ભાવાર્થ—હે રાજેન્દ્ર ! ધનુષ્યના ટંકારથી ઉત્તેજાયલા બલથી ઉછળતા, ત્રિશૂલને ધારણ કરનારા, રૂદ્ર–શંકર–મહાદેવ શક્તિ ઉમયા–પાર્વતી સહવર્તમાન તારૂં રક્ષણ કરો.

આ સાંભળીને રાજા આનન્દ પામ્યો અને બ્રાહ્મણ સોમશર્માંને યથાયોગ્ય દ્રવ્ય આપી તેને સંતુષ્ટ કર્યો. પછી સોમશર્માં કાલિદાસને આશીર્વાદ આપતો પોતાને દેશ ગયો.

---

## વાર્તા ૩૮ મી-ગૌરીનું મુખ વાસુદેવ ચુંબે છે!!

એક સમયે ભોજરાજા પૂર્ણ ઉત્સાહમાં હતો અને તેને સમસ્યાપૂર્તિ કરાવી પંડિતોની બુદ્ધિ અને કલ્પનાશક્તિની તેજસ્વિતા જાણવાનો વિચાર આવ્યો. તેથી તેણે

**गौरी–मुखं चुंबति वासुदेवः ।**

"ગૌરીનું મુખ વાસુદેવ ચુંબે છે," એવો બહારનો અર્થ થાય એવું પદ પૂછી સમસ્યાપૂર્તિ કરવા સઘળા પંડિતોને વિનતિ કરી. પંદરસો પંડિતો સભામાં મળ્યા હતા, તેમાં સોળ મુખ્ય અગ્રણી હતા. તેમાંથી વરરૂચિ પ્રથમ બોલ્યો:—

"હે ભોજરાજ ! આ એક અંતર્લાપિકાવાળી સમસ્યા છે, અને ચાર પ્રશ્નમાંના દરેકનો એકેક ઉત્તર ઉપરના વાક્યના અકેકા શબ્દથી ક્રમવાર મળે છે. અને એકંદર વાક્યનો શ્લોક વિરોધાભાસનું ભાન કરાવે છે. વાસુદેવ–કૃષ્ણ શંકરની પત્ની ગૌરી–પાર્વતીના મુખનું ચુંબન કરે, એ શું યુક્ત ગણાય ? નહીં જ. પરન્તુ ઉપર જણાવી તેવી ખુબીવાળા હેતુથી શ્લોક રચાયો છે. હવે આપ સમગ્ર શ્લોક સાંભળો:—

**का शैलपुत्री ? किमु नेत्ररम्यं ?**
**शुकार्भकः किं कुरुते फलानि ।**
**मोक्षस्य दाता स्मरणेन को वा**
**गौरी मुखं चुम्बति वासुदेवः ॥**

**પ્ર**–**શૈલ**-રાજ હિમાલયની પુત્રી કોણ? **ઉ**–गौरी (પાર્વતી) **પ્ર**–**નેત્રથી** રમણીય કોણ થયું છે? **ઉ**–मुखं–મોંઢું; **પ્ર**–શુક-પોપટનાં **અર્ભક** બાલકો પોપટીએ ધરેલાં ફલને શું કરે છે? **ઉ**–चुंबति–ચુંબે છે. **પ્ર**–**સ્મરણમાત્રથી** મોક્ષને કોણ આપે છે? **ઉ**–वासुदेवः–**વાસુદેવ.**

પરન્તુ આવી ચમત્કારરહિત પૂર્તિથી **ભોજનું** મન બરોબર ન માન્યું. એટલે તેની અપ્રસન્નતા જોઈ. **શંકર** દેવે નીચેનો શ્લોક ઉચ્ચાર્યો:–

**का शंभुकांता? किमु चन्द्रकान्तम्?**
**कान्तामुखे किं कुरुते भुजंगः।**
**कः श्रीपतिः? का विषमा समस्या**
**गौरी मुखं चुम्बति वासुदेवः॥**

ભાવાર્થ—**પ્ર**–શંભુ(**શંકર**)ની સ્ત્રી કોણ? ઉ–गौरी–ગૌરી **પ્ર**–ચન્દ્રની કાન્તિની ઉપમા કોને અપાય છે? ઉ–मुखम् "**મુખ.**" **પ્ર**–ભુજંગ–આલિંગન દેનાર પ્રેમી કાન્તાનું મુખ સરખું લઈને **પ્રથમ શું** કરે છે? ઉ–चुंबति–ચુંબે છે. **પ્ર**–**श्री**–લક્ષ્મીના પતિ કોણ? ઉ–वासुदेवः–**વાસુદેવ.** આ વિષમ **સમસ્યા** હોઈને પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર છેવટના વાક્યના પ્રથક પ્રથક શબ્દમાં **સમાયલો** છે.

ઉપરના કરતાં કંઈક ચમત્કારવાળી આ પાદપૂર્તિ સાંભળી, રાજા કંઈક પ્રસન્ન થયો, છતાં મન ન માન્યું, એટલે **કાલિદાસે** નીચે પ્રમાણે સમસ્યાપૂર્તિ રચી ઉચ્ચારી:—

**का लोकमाता? किमु देहमुख्यम्।**
**रतेः किमादौ कुरुते मनुष्यः॥**
**को दैत्यहन्ता वद वै क्रमेण।**
**गौरी मुखं चुम्बति वासुदेवः॥**

**ભાવાર્થ—પ્ર**–લોક–જગતની માતા કોણ? **ઉ**–गौरी–પાર્વતી; **પ્ર**–**શરીરમાં** મુખ્ય શું? **ઉ**–मुखम्–મુખ; **પ્ર**– કામક્રીડામાં મનુષ્ય પ્રથમ શું કરે છે? **ઉ**–चुम्बति–ચુંબે છે. **પ્ર**–દૈત્યોને હણનાર કોણ? **ઉ**–वासुदेवः—વાસુદેવ. આના ઉત્તર ક્રમવાર બોલ–ગૌરી, મુખ, ચુંબે છે, વાસુદેવ.

આવો પ્રાસાદિક ઉત્તર સાંભળી, ભોજ ઘણો પ્રસન્ન થયો અને તેણે પંડિતોને યથાયોગ્ય બક્ષીસ આપી.

---

## વાર્તા ૩૯ મી–કુન્તીના પુત્ર રાવણ ને કુમ્ભકર્ણ ?!

એક દિવસે રાજા ભોજે નીચેની સમસ્યા પૂછી:—

**" कुंती सुता रावणकुंभकर्णाः "**

એ ચોથું ચરણ છે, એનાં પ્રથમનાં ત્રણ ચરણો કીયાં છે ?

બ્રહ્મસભામાં અંતર્લાપિકાવાળી આ સમસ્યા પૂછતાં કોઈ પંડિતે તેનો ઉત્તર ન વાળ્યો ત્યારે કાલિદાસે ઉત્તર આપ્યો:–" હે મહારાજ ! આપના કહેલા આ ચરણથી લોકો આશ્ચર્ય પામશે. ( એનો અર્થ એવો છે કે, રાવણ અને કુમ્ભકર્ણ એ કુન્તીના પુત્રો છે. જ્યારે વાસ્તવિક રીતે તો ધર્મરાજા અર્જુન અને ભીમ એ ત્રણ પુત્રો કુન્તીના છે. ) પણ પ્રથમનાં ત્રણ ચરણ જોતાં બધી સમજ પડશે. આ શ્લોક આવી રીતનો છે. "

**का पांडुकांता ? गृहभूषणं किं ?**<br>
**को रामशत्रुः ? किमगस्त्यजन्म ?**<br>
**कः सूर्यपुत्रो ? विपरीतपृच्छा ।**<br>
**कुंती सुतो रावणकुंभकर्णाः ॥**

ભાવાર્થ—પ્ર–" **का पांडुकान्ता** " પાંડુ રાજાની સ્ત્રી કોણ ? ઉ– " કુન્તી, " પ્ર–**गृहभूषणं किं** " ઘરનું ભૂષણ ( શૃંગાર ) કોણ ? ઉ–सुताः " છોકરા " પ્ર–" **को रामशत्रुः ?** " રામનો શત્રુ કોણ ? ઉ–'રાવણ' પ્ર–' **किमगस्त्यजन्म** " ? અગસ્ત્ય મુનિનો જન્મ ક્યાંથી ? ઉ–'કુંભમાંથી' ( અગસ્ત્યમુનિ કુંભ–ઘડામાંથી જન્મ્યા હતા, એવી દંતકથા પુરાણમાં પ્રસિદ્ધ છે. ) " **कः सूर्यपुत्रो** " સૂર્યનો પુત્ર કોણ ? ઉ–' કર્ણ. '

" હે મહારાજ ! તમે જે વિપરીત પૂછ્યું તેનો ઉત્તરદાયી શ્લોક ઉપર પ્રમાણેનો છે. "

આ સાંભળી, રાજા **ભોજ** અને તેના સર્વ પંડિતો બહુ જ આનંદ પામ્યા, અને **કાલિદાસ**નો યોગ્ય સત્કાર કર્યો.

---

## વાર્તા ૪૦ મી–વિદ્યામાં વાદનો ભય

**ભોજ**ની બ્રહ્મસભાના પંદરસો પ્રખ્યાત પંડિતોમાં **કાલિદાસ**ની ગણના મુખ્ય પંડિત તરીકે થતી હતી. **કાલિદાસ**ની કીર્તિ ચારે દિશામાં પ્રસરી ગઈ હતી અને તેથી તેની સાથે વાદવિવાદ કરવા માટે દેશેદેશથી મોટા મોટા પંડિત અને કવીશ્વરો આવતા હતા.

એક સમયે **દાહલ** દેશથી **માધવ** નામનો એક મોટો પંડિત દેશેદેશ ફરતો અને રાજસભાઓ જિતતો જિતતો છેવટે **ધારાનગર** આવ્યો. પોતાની પંડિતાઈ ત્યાં બતાવવી તથા બને તો **કાલિદાસ**ને પણ જિતીને પોતે નામ કાઢવું, એવો તેણે વિચાર કર્યો હતો. તેની સાથે તેના પચીસ ત્રીસ શિષ્યો તથા ઘણા નોકરચાકર પણ હતા. તેણે એક મોટી ધર્મશાળામાં ઉતારો કર્યો.

**માધવ** પંડિતની કીર્તિ ચોગરદમ પ્રસરેલી હતી. **કાલિદાસ**ને કાને પણ તેને વિષે ઘણી વાતો આવી હતી. તેથી જન્મારામાં પહેલી જ વાર **કાલિદાસ**ના મનમાં બીક પેઠી કે શું એ મારી કીર્તિ ઝાંખી કરશે ? પરંતુ તે યુક્તિવાળો હતો. તેથી એવો પ્રસંગ આવે તે અગાઉ જ તેણે પાણી પહેલાં પાળ બાંધવાનો વિચાર કર્યો. **માધવ ધારાનગર**માં આવ્યો તેને બીજે દિવસે સવારના પહોરમાં વહેલા ઉઠીને **કાલિદાસે** લાકડાં વેચનાર એક મહારનો વેષ લીધો અને પોતાના માથા ઉપર લાકડાંનો ભારો મૂકી, **માધવ** પંડિતના ઉતારા આગળ આવ્યો. અને ત્યાં " લાકડાં લ્યો રે લાકડાં, " એવી બૂમ પાડવા લાગ્યો. **માધવ** પંડિતને લાકડાની જરૂર હતી એટલે તેણે વેષધારી મહારને બોલાવીને તેના લાકડાંના ભારાની કીમત પૂછી, એટલે મહાર રૂપ **કાલિદાસે** કહ્યું:–" ભાઈ સાહેબ! તમે બરામણ છો તેથી તમારી પાસેથી હું કાંઈ પૈસા લેનાર નથી. પણ તમારા જમ્યા પછી જે

કાંઈ અન્ન વધે તે આપજો, એટલે તે મારાં બચ્ચાં છોકરાં ભેળો બેસીને હું ખાઇશ.”

તે વેષધારી મહારનું આવું બોલવું સાંભળીને **માધવશર્મા** પંડિતે કહ્યું:–“ પણ અમારા જમી રહ્યા પછી કાંઈ નહિ વધે તો પછી તું શું કરીશ ? ”

વેષધારી મહારે કહ્યું:—“ત્યારે તો મારા નસીબનો મારા ઘરનો સૂકો રોટલો તો કંઈ જવાનો નથી ? ”

તેનું આવું સંતોષકારક બોલવું સાંભળી, **માધવશર્મા** આનંદ પામ્યો. પછી તેનો ભારો ખરીદ કરી, તેને એક બાજુ બેસવાનું કહ્યું, અને માણુસોને રસોઈ કરવા હુકમ આપ્યો. **કાલિદાસ** એક ખુણામાં ચુપ-ચુપ બેસી જઈને બધો તમાસો જોવા લાગ્યો.

**માધવશર્મા** તથા તેના શિષ્યો વગેરેનું બોલવું સાંભળી, **કાલિદાસ**ની ખાત્રી થઈ કે આ પંડિત સમર્થ છે. મારે હવે જોવું; જે થાય તે ખરૂં.

થોડી વારે જમવાનું તૈયાર થયું, એટલે બધાએ જમી લીધું, અને પછી સૌ બહાર આવી બેઠા. પછી વિનોદ અર્થે **માધવશર્મા** પંડિતે એક ચરણ જોડી કાઢીને પોતાના શિષ્યોને કહ્યું:—

**‘ परिपतति पयोनिधौ पतंगः ’**

ભાવાર્થ:—સૂર્ય સમુદ્રની અંદર પડે છે.

“મારા આ ચરણુને મળતું આવે અને પ્રાસમાં છેલ્લો ‘गः’ અક્ષર આવે, એવું બીજું ચરણ તમે કોઈ બોલો. ”

પંડિતરાજનું આવું વચન સાંભળી, કેશવ નામનો વિદ્યાર્થી થોડી વાર વિચાર કરી બોલ્યો:-

**‘ सरसिरुहामुदरेषु मत्तभृंगः ’**

ભાવાર્થ— ( સંધ્યા કાળ થતાં ) મદે કરીને ઉન્મત્ત થયેલા ભ્રમરો કમળની અંદર બેસે છે. ”

કેશવનું ચરણ સાંભળી, **માધવ શર્મા** અતિ આનંદ પામ્યો. પછી તેણે બીજા શિષ્યને ત્રીજું ચરણ કરવા કહ્યું. એટલે **વલ્લભ** નામનો શિષ્ય બોલ્યોઃ—

**'उपवनतरुकोटरे विहंगः'**

ભાવાર્થ—ત્યારે પક્ષીઓ ઉપવનનાં ઝાડોની બખોલોમાં સંતાઈ જાય છે."

આ સાંભળી, આનંદ પામી, બાકીના કોઈ પણ શિષ્યને ચોથું ચરણ કરવા કહ્યું. પરંતુ કોઈ શિષ્યનાથી તેને મળતું ચોથું ચરણ થઈ શક્યું નહિ. આખરે **માધવ શર્માએ** પોતે એ ચરણ પૂરું કરવાની મેહનત કરી. પણ ઉપલાં ત્રણ ચરણોને મળતું આવે એવું ચરણ પોતાનાથી પણ સહજ થઈ શક્યું નહિં. એટલે એ વિચારમાં પડ્યો. મહાર રૂપ **કાલિદાસ** આ બધો તમાસો ચુપચુપ જોયાં કરતો હતો, તેને પોતાનો લાગ બરોબર આવ્યો જણાયો એટલે તે ઉભો થઈને હાથ જોડીને બોલ્યોઃ—" અરે માબાપ! એમાં તે શું આપ આટલું બધું ગુંચવાયા? મને આપ આજ્ઞા કરો તો હું કાંઈક બોલું."

આ સાંભળી, **માધવ** પંડિતે હાસ્ય કરતાં કહ્યુંઃ—" અલ્યા મહાર! એમાં તું તે શું બોલવાનો હતો? આ કાંઈ તારા ઉપયોગની વાત નથી. એમાં તો મોટા મોટા વિદ્વાનો સુદ્ધાં ગુંચવાઈ જાય એવું છે."

**કાલિદાસે** વધારે નમ્રતા બતાવતાં કહ્યુંઃ—" તે વાત તો ખરી કે આ બાબત વિદ્વાનોને જ લગતી હશે, તોપણ મને આપ આજ્ઞા કરો તો મારા મનમાં જેવું આવ્યું છે તેવું હું બોલીશ.

આ સાંભળી, **માધવશર્માએ** વિચાર કર્યો કે, " આ માણસ આટલી બધી મ્હોંશ કરે છે તો આને નિરાશ કરવો નહિં. ચાલો એ શું બોલે છે તે હું સાંભળું તો ખરો" આમ ધારી, પંડિતજીએ કહ્યુંઃ—" તું બોલ જોઈએ તારે શું કહેવું છે?"

આ ઉપરથી વેષધારી મહાર બોલ્યોઃ—

**" तरुणिजनेषु शनैः शनैरनंगः "**

ભાવાર્થઃ—અને જુવાન સ્ત્રીઓને વિષે ધીમે ધીમે કામ ઉત્પન્ન થાય છે. ".

**परिपतति पयोनिधौ पतङ्गः**
**सरसिरुहामुदरेषु मत्तभृङ्गः ।**
**उपवनतरुकोटरेषु विहङ्गः**
**तरुणिजनेषु शनैः शनैरनङ्गः ॥**

( સંધ્યાકાલનું વર્ણન છે. )

પણ તે સાંભળી, માધવશર્મા આશ્ચર્ય પામી બોલી ઉઠયોઃ—" હા ! શ્લોક પૂર્ણ થયો તો ખરો ! પણઅલ્યા ! તું કોણ છે ? "

મહારના વેષવાળો કાલિદાસ બોલ્યોઃ–" બાપજી ! એટલામાં જ મને ભૂલી ગયા ? એ તો હું પેલો કાળીયો મહાર ! આપને સવારનાં લાકડાં આપ્યાં હતાં તે. અહીં અન્નની આશાએ હું બેઠો છું. "

માધવ શર્માએ કહ્યુંઃ–" પણ તું મહાર છે, છતાં તને આ શ્લોક કેમ આવડ્યો ? "

કાલિદાસે કહ્યુંઃ—" હે મહારાજ ! શલોક બલોક હું કાંઈ જાણતો નથી ! તમારે જોઈએ તો મને અન્ન આપો, નહિ તો હું મારે ઘેર ચાલ્યો જાઉં. ઘેર મારાં છોકરાં મારી રાહ જોતાં હશે, બાપજી ! "

માધવ પંડિતઃ—" ના, ના, એમ તો તને ઠાલો માલો જવા દેવાય નહિં. તને હું ખાવાનું અપાવું છું. જરા વાર બેસ. પણ આ તને કેમ આવડયું તે તો જરા તું કહે. "

મહારઃ—" બાપજી, ! હું અગાઉથી જ જાણુતો હતો કે મારૂં ગરીબનું બોલવું તમારા જેવા મોટા માણસને પસંદ નહિ પડે, પણ કોણ જાણે મારા મનમાં શું યે થયું કે મને તે બોલવાનું મન થયું અને મારાથી તે બોલાઇ જવાયું. "

**માધવઃ**—" ના, ના, તારૂં બોલવું કાંઈ ખોટું નથી. તારા એક આ ચરણથી તો મારો આખો શ્લોક કોડીનો થઈ ગયો ! "

**કાલિદાસઃ**—" મહારાજ ! જો મારા બોલવાથી તમને નુકસાન થયું હોય તો જાણે હું બોલ્યો જ નથી એમ જ સમજો. મારૂં બોલેલું મને આપ પાછું આપો. હું તે મારે ખોળે બાંધી, પાધરો ચાલ્યો જઈશ "

**માધવઃ**—" ના, ના, એમ તો ન થાય. પણ તેં આ શ્લોક કેવી રીતે જાણ્યો તે મને કહે. "

મહારઃ— " મહારાજ ! અમારા ગામમાં એક બરામણ છે. તે ભણેલો ગણેલો બહુ હુશિઆર માણસ છે. તે અમારા રાજાનો માનીતો છે. તેને બધા લોકો પંડિત કહે છે. તેને ઘેર કોઈ કોઈ દિવસે હું લાકડાનો ભારો આપવા જાઉં છું. અને ત્યાં અન્નની આશાએ હું આજની પેઠે બેસી રહું છું. આ વખતે તે પંડિતના ચેલાઓ તથા તેમની વચ્ચે અંદર અંદર વાતો થાય છે તે મારા સાંભળવામાં આવે છે અને તેમાંનું કાંઈક યાદ રહી જાય છે. તેમાંનું આ પણ મારા હૈયામાં રહી ગયું હતું તે હું બોલ્યો. માટે મારાથી કાંઈ વધારે ઓછું બોલાયું હોય તો આપ ક્ષમા કરજો. આપ તો મોટા માણસ છો. "

આ સાંભળી, **માધવ** પંડિતે પૂછ્યું:–' તે શું એ કાલિદાસ પંડિત એવો મોટો વિદ્વાન છે ? "

મહારઃ—" આ કાલિદાસનાં ઘરનાં દાસદાસીઓ વિદ્વાન છે, એટલું જ નહિ પણ એના ઘરનાં પશુપક્ષીઓ સુદ્ધાં ભણેલાં છે. તો આ પંડિત-શ્રીમાં તે શી ઉણપ હોય ! "

**માધવઃ**–" પણ તેં કોઈ વખત આ પંડિતને દીઠા છે? તું એમને નજરે ઓળખે છે ? "

**મહારઃ**–" બાપજી ! મોટા મોટા લોકોને એમનાં દર્શન થતાં નથી તો હું તે કીસ ગણત્રીમાં? એ રોજ બ્રહ્મસભામાં જાય તે વખતે પાલખીમાં બેસીને જાય અને તે વખતે સાથે છડી સ્વારી એટલી તો હોય છે કે

લોકોને ચાલવાને રસ્તો પણ મોટી મુશ્કેલીએ જડે છે. આવે વખતે મારા જેવાને એમનાં દર્શન તે ક્યાંથી થાય? ”

મહારનું આવું બોલવું સાંભળી, **માધવશર્મા** આશ્ચર્ય પામ્યો. પણ પોતાના મનની હાલત તે પેલા મહારથી છૂપાવવા લાગ્યો; પણ ચતુર કાલિદાસ તેના મનની લાગણી પામી ગયો. પછી **માધવે** પોતાના માણસોને બોલાવી, તેને ખાવાનું આપવા હુકમ કર્યો. મહાર રૂપી કાલિદાસ તે લઈ પોતે તેથી ઘણો સંતોષ પામ્યો હોય, એવો દેખાવ કરી તથા દૂરથી તેને નમન કરી પોતાને રસ્તે ચાલ્યો ગયો.

મહારના ગયા પછી **માધવશર્મા** પંડિતે વિચાર કર્યોઃ–“ મારા મનમાં જે આશા રાખીને હું અત્રે આવ્યો છું તે તો સફળ થવાની નથી. પણ આજ તો મારે મારાં સુભાગ્ય જ સમજવાં જોઇએ. કારણ કે ઈશ્વરે જ આ મહારને મારી આબરૂના રક્ષક તરીકે આજ મારી પાસે મોકલ્યો. જે કાલિદાસનો શિષ્યવર્ગ આવો વિદ્વાન છે કે જેને મોઢેથી સાંભળેલું મહાર જાતના શૂદ્રને પણ યાદ રહી ગયું તો કાલિદાસ પોતે કેવો વિદ્વાન હશે! એવા મોટા વિદ્વાન સાથે વાદવિવાદ કરવામાં જયને બદલે મેળવેલી કીર્તિ ઉલટી નાશ પામશે. આવાની સાથે મૈત્રિ કરવાથી જ કોઈ દિવસ ફાયદો થાય. બીજી રીતે કાંઈ વળે નહિ. ”

આવા વિચારો કરીને પોતાના મનમાંથી અભિમાન કાઢી નાંખી, તે **ભોજરાજાને** મળવા ગયો. મહારાજાએ તેની કીર્તિ અગાઉથી ઘણી સાંભળી હતી, તેથી તેનો સારો આદરસત્કાર કર્યો. પૂર્ણ સત્કાર કર્યા પછી રાજાએ કહ્યું:–“ પંડિતરાજ! કાંઈ પ્રસંગ કાઢી, મારૂં તથા સભાનું મન રંજન કરવાની આપ કૃપા કરો. ”

આ સાંભળીને **માધવ** પંડિતે નમ્રતાથી કહ્યું:–“ મહારાજાધિરાજ! આપની પાસે કાલિદાસ રૂપી અમૂલ્ય રત્ન છે, એ મહા પુરૂષની સામે કોઈ પણ મોટો વિદ્વાન વાદવિવાદનો પ્રસંગ કાઢવા સમર્થ નથી તો હું તે કઈ ગણત્રીમાં! એટલું જ નહિ પણ એમના શિષ્યવર્ગ સાથે પણ મારાથી વાદ ગઈ શકે તેમ નથી, આટલું છતાં પણ જો કોઈ મૂર્ખ

તેમ કરવા ઉભો થાય તો ખચિત તેનું અપમાન થયા વગર રહે જ નહિ. પણ મહારાજ! મારૂં આવું બોલવું સાંભળીને આપને શંકા ઉત્પન્ન થશે કે જો એમ જ હતું તો હું અહીં શા માટે આવ્યો? તેનો ખુલાસો એવો છે કે હાલમાં આ ભારતવર્ષમાં આ ધારાનગરીમાં સરસ્વતી દેવી વાસ કરી રહી છે. સરસ્વતી દેવીના મહાન્ કૃપાપાત્ર આપ મહારાજા તથા સકળ ગુણસંપન્ન કવિ કાલિદાસ છો, તેથી આપના દર્શનનો લાભ મળે એવા હેતુથી મારૂં અહીં આવવું થયું છે. મારા મનમાં એ અભિલાષા ઘણાં વર્ષથી થઈ હતી તે આજ પૂર્ણ થઈ છે. મારો એ ઉચ્ચ હેતુ આજ સફળ થયો છે.”

આ પ્રમાણે પંડિત માધવશર્માએ કાલિદાસની સ્તુતિ કરી તે સાંભળી મહારાજાને ઘણો આનંદ થયો. પછી રાજાએ તે પંડિતનું તથા તેના શિષ્યવર્ગનું સારી રીતે આતિથ્ય કર્યું. કાલિદાસ પણ તેને પોતાને ઘેર તેડી ગયો અને તેનો સત્કાર કર્યો. થોડા દિવસ ત્યાં રહ્યા પછી માધવ પંડિત રજા લઈને પોતાને દેશ પાછો ફર્યો. તે દિવસથી તેના મનમાં કાલિદાસ વિષે પૂજ્યભાવ ઉત્પન્ન થયો અને એ વૃત્તિ તેના મૃત્યુ સુધી તેને કાયમ રહી.

આ પ્રમાણે કાલિદાસે પોતાની બુદ્ધિના બળથી તે મહાપંડિતને વશ કર્યો.

---

## વાર્તા ૪૧ મી–રામ રાવણનું મુખ ચુંબે છે!!

એક વખતે બ્રહ્મસભા ભરાઈ હતી, ત્યાં ભોજે નીચેનું ચરણ સમસ્યા-પૂર્તિ માટે પંડિતો સમક્ષ ધર્યું:—

**रामश्चुम्बति रावणस्य वदनं सीतावियोगातुरः ।**

“સીતાના વિરહથી આતુર થયલા રામચંદ્ર રાવણના વદનને ચુંબન કરે છે!

એટલે એક પંડિત બોલ્યોઃ—" હે રાજન્! જો કે આ ચરણનો દેખીતો અર્થ વિપરીત છે; પરંતુ તે એક અંતર્લાપિકાવાળા વૃત્તનું બે જણ વચ્ચેના સંવાદના ઉત્તર રૂપ ચરણ હોઇને તેનો વાસ્તવિક ખુલાસો નીચેના શ્લોકથી થાય છેઃ—

**कः कान्तारमगात्पितुर्वचनतः संश्लिष्य कंठस्थलीम् ।**
**कामी किं कुरुते च गृध्रहठतश्छिन्नं प्ररूढं च किम् ॥**
**का रक्षःकुलकालरात्रिरवभवच्चन्द्रातपं द्वेष्टि को-**
**रामश्चुम्बति रावणस्य वदनं सीतावियोगातुरः ॥**

પ્રશ્ન-પિતાના વચનથી કાન્તાર-વનમાં કોણ ગયું! ઉ-રામઃ રામ; પ્ર-કામીપુરૂષ પ્રિયાના કંઠસ્થલને આલિંગન કરી શું કરે છે? ઉ-चुंबति-ચુંબે છે; પ્ર-ગૃધ્રપક્ષીની હઠને લીધે રામચંદ્રે શું છેધું? ઉ-रावणस्य वदनं રાવણનાં દશ મુખ; પ્ર-રાક્ષસોનાં કુલમાં રાત્રિ (વિનાશ) કરાવનારા દેવતા કોણ થયું! ઉ-સીતા સીતા; પ્ર-ચન્દ્રનાં કીરણોનો દ્વેષ કોણ કરે છે? ઉ-वियोगातुरः વિયોગાતુર-સ્ત્રીના વિયોગથી આતુર થયલો પુરૂષ.

---

## વાર્તા ૪૨ મી-ટટં ટટંટં ટટટં ટટંટં.

રાજા **ભોજ** એક દિવસે બ્રહ્મસભામાં વિરાજતો હતો. તે વેળા કાશીથી ગંગાજળનો ભરેલો સુવર્ણનો કલશ આણી એક બ્રહ્મવાદીએ તેના ચરણમાં ધર્યો અને ગ્રહણને દિવસે તીર્થાભિષેક કરી કિલ્મિષથી મુકત થવા આશિષ દીધી. **ભોજે** તેનો યથાયોગ્ય સત્કાર કર્યો. પછી ગ્રહણ આવ્યું તે દિવસે કિલ્મિષથી મુકત થવાં **ભોજે** વેદપાત્ર બ્રાહ્મણોને બોલાવ્યા અને એ તીર્થજળવડે સજોડે સચૈલ સ્નાન કર્યું અને બ્રાહ્મણાદિને દાનથી સન્તોષ્યા. રાણી **લીલાવતી** આ તીર્થાભિષેકથી અતિશય પ્રસન્ન થઈ, અને હર્ષભેર પેલો સુવર્ણનો કલશ લઈ, રાજભુવનના ઉપલા માળ ઉપર બે પોતાના અંતઃપુરમાં અલંકારાદિ સજવા ચઢી. તેવામાં તેના હાથ-માંથી કલશ નિઃસરણી ઉપરથી સરી પડ્યો અને 'ટટં ટટંટં ટટટં ટટંટં'

અવાજ કરતો હેઠો આવ્યો. આથી **ભોજ**ને આનંદ થયો; અને દાદર ઉપરથી સોનાના કલશના પડવાથી દાસીઓ જે પાછળ જ હતી તેઓ રાણીની પાસે દોડતી ખમાખમા કરતી આવી ઉભી.

ત્યાંથી **ભોજ**રાજા બ્રહ્મસભામાં આવ્યો અને સઘળી પંડિત મંડળી આવી રહી, એટલે તેણે આ પ્રશ્ન ધર્યોઃ—"હે પંડિતો! આ એક **ટટં ટટંટં ટટટં ટટંટઃ** ની સમસ્યા છે તે પૂરી કોઈ કરશો ?"

આવી નિઃસાર સમશ્યા સાંભળી, તેને કેમ શ્લોકમાં ઘટાવવી તે વિષે સર્વ કોઇ વિચારમાં પડ્યા. **ભોજે** કોઈના બોલવાની થોડી વાર સુધી રાહ જોઈ, પણ જ્યારે કોઈ બોલ્યું જ નહીં, ત્યારે **કાલિદાસ**ને એ સમસ્યા પૂરવા કહ્યું. ત્યારે તે બોલ્યોઃ—

"હે મહારાજ ! સાંભળોઃ—

**तीर्थाभिषेके मदविह्वलायाः**
**हस्ताच्च्युतो हेमघटो युवत्याः ।**
**सोपानमार्गे स करोति शब्दं**
**टंटं टटंटं टटटं टटंटः ॥**

ભાવાર્થ—હે રાજન્! આપે તીર્થજલથી અભિષેક સજોડે કર્યો તે પ્રસંગે આપની પવિત્ર સુરત જોઈ આપની મહારાણી લીલાવતી મોહી પડી અને મદથી વિહ્વલ થઈ; પછી સ્નાન પતી રહ્યું એટલે જેવી તે અલંકારાદિ સજવા સુવર્ણનો કલશ લઈ, અંતઃપુરના દાદરે ચઢતી હતી તેટલામાં તેના હાથમાંથી તે એકાએક પડી ગયો અને તેથી ટંટં ટટંટં ટટટં ટટંટઃ એ પ્રમાણે અવાજ થયો. !"

**કાલિદાસ**ની આવી સાભિપ્રાય સમસ્યાપૂર્તિ સાંભળતાં રાજા અત્યન્ત પ્રસન્ન થયો, અને તેને તરત જ કીમતી સરપાવ આપ્યો.

---

## વાર્તા ૪૩ મી-માન અને પૂજાપૂજ્યભાવનો નાશ ! !

એક વખતે ભોજ બ્રહ્મસભામાં સિંહાસને વિરાજી, પંડિતોને વિવિધ સમસ્યાઓ પૂછી, તેની પૂર્તિઓ કરાવી, આનંદ મહાણુતો હતો. તેવામાં અચાનક એને નીચેની એક કૂટ અંતર્લાપિકાવાળી સમસ્યા સ્ફુરીઃ—

**मानपूजापहारः**

માન અને પૂજાનો નાશ થાય છે.

આ સમસ્યા કેટલાક પંડિતોને કૂટ લાગી, એટલે તેઓ મૌન ધરી બેઠા રહ્યા. ત્યારે કવિ કાલિદાસને ભોજે તેની કૂટતાનો ઉકેલ કરી, પછી સમસ્યા પૂરવા કહ્યું. એટલે કાલિદાસ થોડીક વાર વિચાર કરી, આ શ્લોક બોલ્યોઃ--

**को निर्दग्धस्त्रिपुररिपुणा कश्च कर्णस्य हंता**
**नद्याः कूलं विघटयति कः कः परस्त्रीरतश्च ।**
**कः सन्नद्धो भवति समरे भूषणं किं कुचानाम्**
**किं दुःसङ्गाद्भवति महतां मानपूजापहारः ॥**

"હે રાજન્! આ એવા પ્રકારની એક અંતર્લાપિકા છે કે જે, આ શ્લોકના ચોથા ચરણના છેલ્લા પદ मानपूजापहारः માંના मा અક્ષરથી આરંભી છેવટના हा અક્ષર પર્યંતના પ્રત્યેક અક્ષર સાથે છેવટનો रः અક્ષર લેતાં જે ૭ શબ્દો બને છે તે, તેમ જ આખુંએ પદ પ્રસ્તુત શ્લોકમાં પૂછેલા સાત પ્રશ્નોના ઉત્તર અનુક્રમે આપે છે.

૧ લો પ્રશ્ન—ત્રિપુરાસુર દૈત્યના શત્રુ શંકરના ત્રીજા નેત્રના અગ્નિથી કોણ સર્વાંશે બળી ગયું ? ઉત્તર-मारः કામદેવ. ૨ જો પ્રશ્ન-કર્ણને હણનારો કોણ ? ઉત્તર-नरः અર્જુન. ૩ જો પ્રશ્ન-નદીઓના તટોને છિન્નભિન્ન કોણ કરે છે ? ઉત્તર-पूरः જલની રેલ. ૪ થો પ્રશ્ન-પારકી સ્ત્રીમાં આસક્ત કેવો પુરૂષ હોય ? ઉત્તર जारः છીનાળવો. ૫ મો પ્રશ્ન-સમરાંગણમાં લડવા કોણ શસ્ત્ર સજી તૈયાર થાય ? ઉત્તર परः ઉત્તમ

પુરૂષ. ૬ ઠ્ઠો પ્રશ્ન–સ્તનનું ભૂષણ શું ? ઉત્તર–હારઃ પુષ્પની માળા. ૭ મો પ્રશ્ન–દુર્જનની સંગતિથી મોટા પુરૂષને શું થાય–ઉત્તર માનપૂજાપહારઃ લોક તરફથી જે પૂજા અને માન મળતાં હોય તેનો નાશ.

સઘળી સભા આ કૂટ સમસ્યાની પૂર્તિ સાંભળી દિગ્મૂઢ થઈ અને ભોજે કાલિદાસનો યથાયોગ્ય સત્કાર કર્યો.

---

## વાર્તા ૪૪ મી-વૈશાખ માસના તડકામાં પ્રવાસ !!

ભોજરાજા પંડિતોની મધ્યે એક વાર વાદવિવાદ ચલાવતો હતો, તેવામાં એને "માધવદાઘયાનમ્-વૈશાખ માસના તડકામાં પ્રવાસ" એ પદ સ્ફુર્યું, અને તેની સમસ્યાપૂર્તિ કરવા પંડિતોને આહ્વાન કીધું. જ્યારે કોઈ પંડિતે એ આહ્વાન શિરે ચઢાવ્યું નહીં અને નીચી મુડીએ વક્ર દૃષ્ટિથી બીજાના તરફ અવલોકતા તેમને જોયા ત્યારે કાલિભક્ત કાલિદાસ એ આકયાન શિરે ચઢાવી બોલ્યોઃ—

"હે રાજન્ ! એક કૂટ અંતર્લાપિકાનું આ પદ છે અને તે નીચેના શ્લોકનું અંત્ય પાદ છે. અને તેના પહેલા અક્ષર માથી આરંભી ઉપાંત્ય અક્ષર યા પર્યન્તના દરેક અક્ષર સાથે અંત્ય અક્ષર નમ્ ને લેતાં જે ૭ શબ્દ બને છે તે ૭ શબ્દો તેમ જ એ આખું એ પદ એક સાતમા પ્રશ્નનું, એમ આખું પાદ સાત પ્રશ્નોનું ઉત્તરદાયી છે. એ શ્લોક આ છેઃ—

**सन्तश्च लुब्धाश्च महर्षिसंघा विप्राः कृषिष्ठाः खलुमाननीयाः**
**किं किं समिच्छन्ति तथैव सर्वे नेच्छन्ति किं माधवदाघयानम् ॥**

૧ લો પ્રશ્ન–સન્ત પુરૂષો શું ઇચ્છે છે ? ઉત્તર–માનમ્–માન; ૨ જો પ્રશ્ન–લોભી જન શું ઇચ્છે છે ? ઉત્તર–ધનમ્–ધન; ૩ જો પ્રશ્ન–મહર્ષિઓના સમૂહો શું ઇચ્છે છે ? ઉત્તર–વનમ્–વન, જંગલ; ૫ મો પ્રશ્ન–કૃષિવલ–ખેડુત ખરે શું ઇચ્છે છે ? ઉત્તર–વનમ્–વરસાદ; ૬ ઠ્ઠો પ્રશ્ન–માન-

વાળા પુરૂષો શું ઈચ્છે છે ? ઉત્તર—યાનમ્; વાહન. ૭ મો પ્રશ્ન—પરન્તુ આ સર્વે ( જ્એ ) જણા શું નથી ઇચ્છતા ? ઉત્તર માધવદાઘયાનમ્ માધવ—વૈશાખ માસના તડકામાં પ્રવાસ.

આવી ચમત્કારિક સમસ્યાપૂર્તિ સાંભળી સર્વ કોઈ પ્રસન્ન થયા અને કાલિદાસને વાહ વાહ કહેવા લાગ્યા.

---

## વાર્તા ૪૫ મી-કંજુસાઈની શિક્ષા, હાથે તે સાથે !

એક દિવસ ભોજ રાજા બ્રહ્મસભામાં બેઠો હતો. નાટારંગ ચાલતો હતો અને બધા દરબારીઓ તેમ જ પંડિતો તેના તાનમાં તલ્લીન થયા હતા. એવામાં એક મધમાખી રાજા ભોજના હાથ ઉપર આવી બેઠી અને નચિંત થઇને પોતાની પાંખો અને માથું ઘડીક આગલા પગથી તો ઘડીક પાછલા પગથી ઘાસવા લાગી. તેનું આવું કૃત્ય જોતાં ભોજની મુખમુદ્રા એકદમ ગંભીર થઈ. તેને એમ લાગ્યું કે, આ માખી મારી આગળ કોઈ રીતની ફરિયાદ કરવા અહિં આવી છે. આમ ધારી, તેણે નાટારંગ તરત જ બંધ કરાવ્યો અને પંડિતોને પ્રશ્ન કર્યો:—"હે પંડિતવર્યો ! આ માખી ઉડતી ઉડતી મારા હાથ ઉપર આવી બેઠી છે અને વારંવાર પોતાનું માથું ઘસે છે, તેનું કારણ આપ કોઈ સમજતા હો તો કૃપા કરી કહો."

આ સાંભળી, બધા પંડિતો આશ્ચર્ય પામ્યા. આનો શો પ્રસંગાનુકૂલ, હાજરજવાબીનો ઉત્તર આપવો તેની સમજ તેમને પડી નહિ. અને તેઓ અમુંઝાયા. એટલે કાલિદાસ બોલ્યો:—

"હે રાજન્! આ મધમાખી આપની આગળ આપવીતીની એક મોટી ફર્યાદ કરવા આવી છે. તે કહે છે, કે હે 'ભોજ ! હું એક મોટા જંગલમાં રહેતીહતી. મેં જંગલમાં રખડી રઝળી સુગંધી પુષ્પોનો પરાગ અને મધ એકઠું કરી એક મોટા ઝાડ ઉપર મારે માટે મોટો

મધપુડો બાંધવાનો ઉપક્રમ શરૂ કર્યો અને તે મધપુડો વધારવાની આશાએ મેં મારાં પોતાના બાળબચ્ચાં અને બીજાં સગાવહાલાં સાથે હજારો જીવોને એ મધપુડામાં નિવાસ કરાવ્યો. તે બધી માખો દરરોજ વનમાં સેંકડો ફુલોમાં ફરીને મધ ચુસી આવતી હતી. પણ તે એ મધને નહિ પોતે ખાતી કે નહિ કોઈને ખાવા દેતી. અમો સર્વએ સખ્ત કંજુસાઈ કરી તે મધ સાચવી મૂકયું. પણ બનવા કાલ તે એક દિવસે એક વાઘરી તે ઝાડ પાસે આવી પહોંચ્યો. તેની નજર આ મોટા મધપુડા ઉપર પડી. તે એ મધપુડો તોડવા લલચાયો અને એ પુડામાંથી મધ મેળવવા જંગલમાંથી સૂકાં લાકડાં મેળવી, તે ઝાડ નીચે તેણે એકઠાં કર્યાં અને ધુમાડો કર્યો. એટલે અમારામાંની કેટલીક માખીઓ તો પોતાનો જીવ બચાવવા માટે ઉડી ગઈ અને કેટલીક માખીઓ અંદરની અંદર ગુંગ-ળાઈને મરી ગઈ. પછી પેલો વાઘરી તે મધપુડો પોતાને ઘેર ઉંચકી ગયો. આથી મારૂં સર્વસ્વ જતું રહ્યું. અને ઉલટો મારા કુટુંબનો નાશ થયો. મારૂં રહેવાનું ઘર, અને જીવનગારો, મારા શત્રુના હાથમાં ગયાં તો ગયાં પણ પરિવારે ગુમાવ્યો. જો મારી પોત્તાની મીલકતનો ઉપયોગ મેં પોતે કરી, ઉલટો બીજાને તે ઉપયોગી થાય એવી કોઈ યોજના કરી હોત તો મારે આજે આટલું સંકટ સહેવું ન પડત.”

“હે રાજન્ !–એ મધમાખી આમ દુઃખી થઇને આપની પાસે આવી છે, અને માથું પછાડીને આ પ્રમાણે આપને કહે છેઃ—

**देयं भोज धनं धनं सुकृतिभिर्नो संचितव्यं कदा**
**श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता ।**
**अस्माकं मधुदानभोगरहितं नष्टं चिरात्संचितं**
**निर्वाणादपि पाणिपादयुगलं घर्षन्त्यहो मक्षिका ॥**

“હે રાજન્ ! હે ભોજ ! સારી કરણીઓ કરી કરીને પુષ્કળ ધન તું દાનમાં નિત્ય આપતો રહે ! ધનનો સંચય કદિ પણ કરતો નહી. શ્રીકર્ણ, બલિરાજા અને પરદુઃખભંજન વિક્રમાદિત્યની પણ કીર્તિ જે અદ્યાપિ પર્યંત ચિરંજીવ રહી છે, તેનું કારણ તેમણે ધનનો સંચય ન કરતાં દાનમાં તે

દઈ દીધું છે. હે રાજન્! જો તું તેમની પેઠે પુષ્કળ ધન દાનમાં નહીં દઉં અને સંચય કરી રાખીશ તો અમારા જેવી તારી સ્થિતિ થશે. અમે લાંબા કાલથી સાંચી સાંચીને મધ એકઠું કરી મોટો મધપુડો બનાવ્યો અને નહીં તેનું દાન બીજાને દીધું કે તેનો જાતે ઉપભોગ કર્યો, ત્યારે એક ક્ષણમાં તેનો સમૂળો નાશ થયો.” આવા વિચારથી પસ્તાવો કરતી આ મધમાખી પોતાના હાથ અને પગ બંને ભેગા કરી ઘસે છે.

“હે ભોજ! તે પોતાના અનુભવ ઉપરથી આપને ફર્યાદ કરતી કહે છે કે જો તમે સંપત્તિનો ઉપભોગ નહીં કરો કે દાન ધનાદિમાં નહીં વાપરો તો આ ક્ષણભંગુર જગતમાં તમારે અમારી પેઠે કૃપણ કહેવાઈ, કોઈની પણ દિલસોજીની લાગણી વિના હાથપગ ઘસવા પડશે.”

કાલિદાસનું આવું યુક્તિબંધ બોલવું સાંભળી, ભોજરાજા બહુ આનંદ પામ્યો.

---

## વાર્તા ૪૬–મી સતીના સતીત્વનો મહિમા

એક દિવસ ભોજરાજા અને કાલિદાસ એકાંતમાં બેસી વાર્તાલાપ કરતા હતા તેવે સમયે ભોજને એકાએક સ્ફુરણ થયું અને તે વિષે કાલિદાસને પૂછ્યું:–“હે પંડિતવર્ય! આપણા નગરમાં કોઈ સતીશિરોમણિ સ્ત્રી છે? જો કોઈ એવી સાધ્વી હોય તો તેની પરીક્ષા કરી તેનાં દર્શનથી પાવન થવાની અને તેની દિનચર્યા જોવાની મારી ઈચ્છા છે!”

કાલિદાસે થોડી વાર વિચાર કરી કહ્યું:—“હે રાજન્! આપ જો આપણા નગરની સતી લેખાતી સ્ત્રીઓ વિષે પૂછ પરછ કરશો તો તો ઘણી-એકનાં નામ મળી આવશે. પણ કહેવત છે કે “મન જાણે પાપ અને સ્ત્રી જાણે (પોતાના સંતાનનો કોણ ખરો) બાપ.” એટલે ખરી સતી સ્ત્રી પારખવાનું કામ દુર્ઘટ છે. પરંતુ હે રાજન્! જો કે હડહડતો કલિયુગ આવ્યો છે. છતાં જમાના પ્રમાણે પણ સતી કહી શકાય એવી ગણીગાંઠી સતીઓ આપણા નગરમાં છે, પણ સતીશિરોમણિ સ્ત્રીને વિષે પૂછશો તો હું કહીશ કે એવી એક જ સાચી સાધ્વી છે.”

**ભોજઃ**—"તે કોણ છે ?"

**કાલિદાસઃ**—"હે રાજન્! આપણા નગરમાં **શંકરશર્મા** નામે એક અગ્નિહોત્રિ બ્રાહ્મણ છે. તે બ્રાહ્મણ વેદમૂર્તિ છે; ખટ શાસ્ત્રનો જાણકાર છે. તેની સ્ત્રી ગિરિજા સતીશિરોમણિ છે. તે પોતાના પતિને જ પરમેશ્વર માને છે અને પ્રાતઃકાળે વહેલી ઉઠીને પતિની સેવામાં લીન થાય છે. તે અન્તઃકરણથી જ એમ માને છે કે,

**पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः ।**
**पत्युर्गति समानास्ति दैवतं वा यथा पतिः ॥**

"સતી નારીઓને તો પતિ એ જ દેવ છે, પતિ એ જ બન્ધુ છે, પતિ એ જ શરણનું સ્થાન છે; પતિના શરણ જેવું અન્ય શરણ તેને કોઈ નથી; તેને મન તો પતિના જેવું દૈવત બીજું કોઈ નથી.

હે રાજન! ઇશ્વરકૃપાથી તેમને જે કાંઇ મળી જાય તે ઉપર બંને જણ સંતોષ માને છે. તેઓ તેથી વધારે મેળવવાની લાલચ રાખતાં નથી. એ બ્રાહ્મણ કોઇની યાચના કરવા બહાર નીકળતો નથી. પણ આકાશવૃત્તિથી આજીવિકા ચલાવે છે અને કદી પણ કોઈને હાથ ઓડતો નથી. અને શ્રીમદ્ ભગવદ્ગીતા કહે છે તેમ

**अनन्याश्चितयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

"પ્રભુનું અનન્ય ભકિતથી ચિંતન કરનાર, અને નિત્ય તેમાં જ આસક્ત રહેનારા પુરુષોનું પાલનપોષણ અને કલ્યાણ પણ હું કરૂં છું, એમ જે શ્રીભગવાને ગીતામાં કહ્યું છે તે આ **શંકરશર્મા** માટે સત્ય થયું છે. એની સ્ત્રી યાચના અર્થે કોઈ દિવસ ઘરની બહાર નીકળી જણાઇ નથી. તે સ્ત્રીનાં દર્શન દેવને પણ થવાં દુર્લભ છે, તો અન્ય કોઇ ચિકિત્સક મનુષ્ય પ્રાણીમાં તેની દિનચર્યા જોવાની તે શી ગુંજાશ હોઇ શકે ?"

ભોજઃ—" ધન્ય છે એવી સતીને ! ખરી સતીશિરોમણિ તે એનું નામ ! એક વખત એનાં દર્શન કરવાની મને પણ અભિલાષા છે. તો દર્શન અર્થે તેને ઘેર મારાથી જવાય કેવી રીતે ? "

કાલિદાસઃ—" મહારાજ ! આપને એનાં દર્શન દુર્લભ છે. એ બ્રાહ્મણ કોઇની પાસે પણ દ્રવ્યની યાચના કરતો નથી. અન્ન આદિ નિર્વાહ પૂરતી ચીજ સિવાય બીજી કોઈ ચીજ એ લેતો જ નથી. એ બ્રાહ્મણને દ્રવ્ય આપી લલચાવો તો કદાચ આપને એની સ્ત્રીનાં દર્શન થાય. છતાં મારી તો પૂરેપૂરી ખાત્રી છે કે એ સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણ ધન દેખી કદી પણ લલચાશે નહિ. "

પછી બ્રહ્મસભામાં આવી, રાજાએ શંકરશર્માને દંડધર સાથે સભામાં પધારવાનું નિમંત્રણ મોકલ્યું. બ્રહ્મસભામાં વારંવાર વિદ્વાન બ્રાહ્મણોને તેડાં આવતાં હતાં, અને રાજા તેમનું સારૂં સન્માન કરી તેમને દાન આપતો હતો, એ વાત આ સ્ત્રીપુરૂષ પણ સારી રીતે જાણતાં હતાં. પણ પોતાને રાજાસભામાં બોલાવી દાન આપે એવી તો તેમને કદી પણ ઈચ્છા થઈ જ ન હતી. છતાં અનાયાસે જ્યારે રાજાનું નિમંત્રણ આવ્યું છે ત્યારે આજ મારે તેને માન આપવા જવું જોઇએ, એમ ધારી, શંકરશર્મા ત્યાં જવા તૈયાર થયો. તે વેળા તેની સાધ્વી સ્ત્રીએ તેને કહ્યુંઃ—" હે દેવ ! રાજા જો દ્રવ્ય આપે તો તે લેશો નહિ. આપે તેના ગમે તેવા સત્કાર અને દાનથી લલચાવું નહિં. દ્રવ્યનું દાન લીધાથી આપણું તપ ભંગ થશે, અને દ્રવ્ય આવશે, એટલે આપણ લાલચું થઈશું. દ્રવ્યથી લોકોને મદ થાય છે અને પ્રભુભક્તિ વિસરાય છે. માટે આપ તેનું મહા દાન પણ લેતા નહિ, અને હાથ કાળા કરીઆપણા સંસારસુખને રોળતા નહીં. "

બ્રાહ્મણ પોતે પણ નિસ્પૃહી હતો, એટલે તેને આ વાત રૂચે એવી હતી, એટલે રૂચી. થોડી વારમાં તે તૈયાર થઈ દંડધર સાથે બ્રહ્મસભામાં આવ્યો. રાજાએ થોડા પંડિતોને સામે તેડવા મોકલ્યા. અને તેઓ તેને માનથી ત્યાં લઈ આવ્યા. તે રાજાને આશીર્વાદ આપી નિર્મેલા આસને બેઠો. થોડી વાર વાતચિત કર્યા પછી, ભોજે તે બ્રાહ્મણને

આપવા માટે સોના મોહોરોથી ભરેલા બે થાળો મંગાવ્યા. અને તે આવ્યા એટલે રાજાએ તે બ્રાહ્મણને આપવા માંડ્યા. આટલા બધા સોનાથી કોઈ પણ મનુષ્ય ન્યાલ થવાની ઉર્મીથી તેને લઇ લે, પણ આ બ્રાહ્મણ તો તે લીધા નહિ–તેણે લેવાની સાફ ચોખ્ખી ના જ પાડી. આ પ્રમાણે તેને ના પાડતો જોઇને રાજાએ મનમાં ધાર્યું કેઃ—"એને કદાચ આટલી મોહોર ઓછી પડતી હશે, માટે બીજી વધારે ભરી મંગાવી આપું" આવો વિચાર કરી, કોષરક્ષકને બીજા બે થાળભરી લાવવાની આજ્ઞા કરી. તુરત જ ચાર થાળ આવ્યા અને ભોજે તે તેને આપવા માંડ્યા.

તે જોઈ શંકરશર્મા શાન્તિપૂર્વક બોલ્યોઃ—"હે રાજન્! શું આપ એમ સમજ્યા કે આ બે થાળ ઓછા છે તેથી તે લેવાની હું ના પાડું છું! એમ તો આપ સમજશો જ નહિ! મને કાંઇ દ્રવ્યની લાલચ નથી. એ તો રાજાઓને જ જોઈએ. મારે મન તો એ માટી સમાન છે. અમારૂં ખરૂં ધન તો અમારૂં નિત્યકર્મ છે. ઈશ્વર અમને શેર અન્ન આપે છે, તેથી અમને પૂરો આનંદ છે. માટે આપ મને લલચાવવા કરતાં આપે મને શા માટે અત્રે બોલાવ્યો છે તે કૃપા કરી કહો, એટલે થયું. અમે આપની પ્રજા છીએ, અમે આપને દેવવત ગણીએ છીએ અને આપના રક્ષણ નીચે છીએ તેથી આપની આજ્ઞા અમારે શિરસાવંદ્ય છે. આપની સેવામાં અમે હમેશાં તૈયાર છીએ. અમારે તે ઉઠાવવામાં કોઈપણ લાલચની અપેક્ષા નથી."

ભોજઃ—" હે બ્રહ્મદેવ! આપના દર્શનની ઇચ્છાથી જ મેં આપને અહીં આવવાની તસ્દી આપી છે. હવે જ્યારે આપનું કામ પડશે ત્યારે આપને હું જરૂર બોલાવીશ. આપ સુખેથી સ્વગૃહે પધારો."

એટલે શંકરશર્મા ત્યાંથી વિદાય માગી ઘેર ગયો.

બીજે દિને કાલિદાસને રાજાએ એકાંતમાં કહ્યુંઃ—"કાલિદાસ! આ શંકરશર્મા બ્રાહ્મણ તો અગાધ લક્ષ્મીથી યે ચળ્યો નહીં. ત્યારે હવે તેની સતીશિરોમણી સ્ત્રીનાં દર્શન કેવી રીતે થાય? તેમ એની દિનચર્યા કેમ જોવાય? તેનો કાંઈ ઉપાય બતાવો."

કાલિદાસઃ—"હે રાજન! હવે માત્ર એક જ ઉપાય છે. એ સતી નારી, કન્થાધારી બ્રહ્મચારી, સંન્યાસી આદિ સંત જનો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખે છે. માટે તેનો પતિ ગૃહે ન હોય તે વેળા આપ જો સંન્યાસી થઈને તેને દ્વારે જાઓ તો તેની સેવાનો તેમ જ દર્શનનો લાભ આપને મળી શકે. બાકી બીજો કોઈ ઇલાજ મને તો જણાતો નથી.

ભોજઃ—"તેની કાંઈ અડચણ નથી. પણ એનો પતિ ઘરમાંથી બહાર કેવી રીતે જાય? તે યાચક નથી, એટલે તે ઘરમાંથી બહાર જાય તે માટે બીજી કોઈ તદબીર આપણે કરવી જોઇએ."

કાલિદાસઃ—"એને શ્રી મહાકાળેશ્વરના મંદિરમાં આપના શ્રેય નિમિત્ત એક મહારુદ્ર કરવા બેસાડો."

કાલિદાસે દેખાડેલી યુક્તિ રાજાને પસંદ પડી. પછી બે ત્રણ દિવસ જવા દઈ, રાજાએ શંકરશર્માને બોલાવી કહ્યુંઃ—

"હે બ્રહ્મદેવ! આપ કર્મકાંડમાં નિપુણ છો. શ્રી મહાકાળેશ્વર ઉપર મારે એક મહારૂદ્ર એટલે સવાસો રૂદ્રાભિષેકો કરાવવા છે. અને તે આપના જેવો નૈષ્ઠિક કર્મકાણ્ડી કરશે તો શ્રી શંકર મને સત્વર ફળશે. તેથી આપ કાલથી તે કરવા માંડશો?"

શંકરશર્માંએ પ્રથમ તો તે કરવાની ના પાડી. પરંતુ ભોજનો અત્યંત આગ્રહ અને શ્રદ્ધા જોઇ, તેણે વિના દક્ષિણા એ મહારૂદ્ર કરવા હા પાડી.

પછી બીજે દિને સવારના પહોરથી જ તે તો શ્રી મહાકાળેશ્વરના દેવાલયમાં જઈ બેઠો. અને રૂદ્રાભિષેક આરંભ્યો.

ભોજરાજાએ તે દિવસે બ્રહ્મચારીનો વેષ સજ્યો, ભગવાં વસ્ત્ર પહેર્યાં; અને હાથમાં કમંડલુ લઈને બેઘડી દિનમાન ચઢતાં શંકરશર્માંને ઘેર ગયો. શંકરશર્માં માત્ર એક પડાળવાળી ઓરડીમાં રહેતો હતો, ત્યાં આસ્તેથી જઇ ભોજે "भवति भिक्षां देहि" એમ કહી, ભોજે તેની યાચના કરી. તે વખતે શંકરશર્માંની સ્ત્રી રસોઇ કરતી હતી. તે સંન્યાસીના જેવા કોઈ સંતનો અવાજ સાંભળી બોલીઃ—"હે મહારાજ!

રસોઈ થવાને થોડી વાર છે. આપ જરા અહીં વિશ્રાંતિ લ્યો. મારા પતિ ત્યાર સોરા શ્રી મહાકાલેશ્વરથી આવી પહોંચશે, એટલે વખત થયે હું આપને બોલાવીશ."

પછી શંકરશર્માની સ્ત્રીએ રસોઈ નીપાવવા માંડી. અને થોડી વારે રસોઈ તૈયાર થઇ. એટલે તે સતી સ્ત્રીએ સંન્યાસીના આસન માટે ભોંય લીંપી, તે ઉપર મંડળ કાઢયું અને પીરસવાની સર્વ સામગ્રીઓ ગોઠવી, હાથપગ ધોવાનું જલ ઉજળા લોટામાં ભર્યું અને ઉન્હાળો હોવાથી પોતે કેરીનો રસ કાઢવા બેઠી. બધી કેરીઓ રસથી ભરપૂર દેખાઈ; તે જોતાં જ તેમ જ એ સતીનું સૌન્દર્યભર વદન જોતાં તેનું મન વિકારી થયું. કહેવત છે કે માણુસમાંથી જો અમી ઉઠી જાય છે તો પછી ધાન્ય, વનસ્પતિમાંથી પણ અવશ્ય ઉઠે છે. તેમ રાજા ભોજનું મન વિકારી થતાં રસભર કેરીઓમાંથી રસ જ ફટકી ગયો અને એકે કેરીમાંથી રસ નીકળ્યો નહિ. આ જોઇ તે સમજી ગઈ અને અતિથી કોણ છે તે સતીત્વના પ્રભાવથી કળી ગઈ. પછી ભોજને તેનું વિકારી મન જણાવા સતી બોલી:—

> रे रे रसाल स्वरसं न हि मुञ्चसे किम् ।
> आबाल्यतः पतिव्रतं न हि खंडितं मे ॥
> शुद्धं मनः परनरे न हि निश्रितं वै ।
> भोजस्तु किं भवति हि परदारलुब्धः ॥

"હે ફળ ! તું રસથી ભરપૂર છે, તે છતાં તારા રસને કેમ છોડતું નથી! બાલ્યાવસ્થાથી તે આજ સુધી મારૂં પતિવ્રત ખંડિત થયું નથી; તેમ મારૂં શુદ્ધ મન પણ પરપુરૂષમાં ચોંટેલું નથી. તેમ છતાં આજે આમ કેમ ! તારો રસ કેમ ફટકી ગયો ? શું આ નગરનો રાજા ભોજ સત્યવાદી છતાં પરદારામાં લોભાયો છે ?"

પોતાનું નામ ઉચ્ચારવામાં આવતાં જ ભોજ ચમકયો અને તેની સાન ઠેકાણે આવી. તરત જ કેરીમાંથી રસ છૂટયો અને પાત્ર ભરાયું. આ ચમત્કાર જોઈ, તે અત્યંત આશ્ચર્ય પામ્યો. પણ તે જ ક્ષણે તેના મનમાં ભય ઉત્પન્ન થયો કે, " આ સતીએ હવે મને ઓળખ્યો છે અને મારૂં

વિકારી મન પામી ગઇ છે. તેથી જરૂર એ મને શ્રાપ આપશે. વળી મારૂં કપટ એ જાણી ગઈ છે, એટલે હવે તે મને છોડનાર નથી.” આમ ધારી ક્ષમા માગતાં તે પોતાનાં દંડકમંડળ હેઠાં મૂકી સતી સ્ત્રીને ચરણે નમ્યો, અને હરેક પ્રકારે તેની આજીજી કરી માત્ર તેની દિનચર્યા અવલોકવાનો તથા દર્શન કરવાનો પોતાનો શુદ્ધ હેતુ જણાવ્યો.

ત્યારે તે સતી સ્ત્રી બોલી—“હે રાજા ! રખે ગભરાતા. અમે તમારી પ્રજા તે તમારાં સંતાન તુલ્ય છીએ. હું આપને મારા પિતાશ્રી ગણું છું. આજ વીશ વર્ષ થયાં કોઈ પણ પરપુરૂષ મારી ઉપર કુદ્દષ્ટિ કરી શકયો નથી. તમને એક સત્યવાદી મહાત્મા જાણીને જ, મેં મારૂં મોંઢું બતાવ્યું છે. એથી મારા પતિવ્રતપણાનો ભંગ થયો નથી. વળી આ દ્દષ્ટાંત પણ તમારી નજરે જ બન્યો છે. જો તમે પરસ્ત્રીલંપટ હોત તો આ કેરી કદી પણ રસ ન મૂકત. પણ તમે કપટ કરી માત્ર મારી પરીક્ષા જોવા આવ્યા હતા તેથી જ આટલી વાર રસ નીકળતો અટકયો હતો. તમારા કરેલા કપટનો તમને પશ્ચાત્તાપ થયો કે તુરત જ રસ નીકળ્યો. માટે તમારે તે વિષે રજ પણ ગભરાવું નહિ.”

પછી રાજા ભોજ તેને પગે લાગીને ત્યાંથી ચાલતો થયો, અને તે દિવસથી તેણે સતીઓનો કેડો કદી પણ નહીં લેવાનો નિશ્ચય કર્યો.

---

## વાર્તા ૪૭–મી કવિ ધનંજય અને કવિ કાલિદાસ

કનોજનો ધનંજય કવિ જે અગાઉ કાલિદાસને ઇર્ષ્યાથી પાછો પાડવા જતાં પોતે જ હેઠો પડ્યો હતો અને જેને લજ્જાના માર્યા ધારા નગર છોડી જવાની ફરજ પડી હતી, (જુઓ વાર્તા ૪ થી પાનું ૪૮) તે કાલિદાસ ઉપર વૈર લેવાની તક મળે તો મેળવવાનું વિસર્યો ન હતો. કાલિદાસની મશ્કેરી તેને વારંવાર યાદ આવતાં મનમાં ખેદ ઉત્પન્ન થતો હતો, અને એ તેને શલ્ય પેરે નિત્ય ખુંચ્યાં કરતી હતી. અને કાલિદાસની આટલી બધી વધતી કીર્તિ થતી સાંભળી પોતાની કીર્તિ વધારવાની ઇચ્છા નિરંતર થતી હતી.

એક દિવસે કોઈ ને પણ સાથે લીધા વગર તે એકલો જ ધારાનગર તરફ આવવા નીકળ્યો. ધારાનગર એકાદ ગાઉ દૂર રહ્યું ત્યારે તેને એક ભરવાડની છોકરી સામી મળી. એટલે ધનંજય કવિએ તેને પૂછ્યું,—
"હેઃ છોકરી ! તું કોની કન્યા છું ! "

એટલે, તે છોકરી બોલીઃ—

**हरहर स्मरते नित्यं बहुजीवप्रतिपालकः ।**
**अरण्ये वसते नित्यं तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—"હર" "હર" શબ્દ નિત્ય ( બકરાંને હાંકતાં ) જે કરે છે, છતાં શિવભક્ત નથી ! જે અનેક જીવો ( બકરાબકરીઓ )નાં ટોળાંનું પાલન કરે છે છતાં પ્રજાપતિ નથી ! જે હમેશાં વનમાં વસે છે છતાં મુનિ નથી ! આવો જે પુરૂષ (**ભરવાડ**) તેના કુળની હું કન્યા છું.

આટલી નાની છોકરીની આવી ચતુરાઇભરી વાણી સાંભળી કવિ ધનંજય આશ્ચર્ય પામ્યો.

આગળ ચાલતાં તે ધારાનગરની ભાગોળે આવ્યો. ત્યાં નદીએ પાણી ભરવાને કેટલીક સ્ત્રીઓ જતી હતી. તેમાંની એકને "બાઇ ! તું કોણ છું ?" એવો પ્રશ્ન પૂછયો. તે સાંભળી એ સ્ત્રીએ ઉત્તર આપ્યોઃ-

**चतुर्मुखो न च ब्रह्मा वृषारूढो न शङ्करः ।**
**अकाले वर्षते मेघस्तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ-જેને ચાર ચાર મુખ છે છતાં જે બ્રહ્મા નથી ! જે વૃષભ–બળદ ઉપર આરૂઢ થાય છે, છતાં શંકર, મહાદેવ નથી ! ચોમાસાના દિવસ ન છતાં જે (રાજમાર્ગ ઉપર જલ છાંટી,) વરસાદ વરસાવે છે, છતાં મેઘ નથી ! એવી જે પખાલ તેના ધણી (**ભીસ્તી, પખાલી**)ની હું કન્યા છું.

તેની પણ વળી ઔર આવી ચતુરાઇથી વધારે આશ્ચર્ય પામી કવિ ધનંજયે બીજી સ્ત્રીની પરીક્ષા કરવા માટે તેને પણ તેની જાતિ વિષે પ્રશ્ન કર્યો, એટલે તે પણ બોલીઃ—

**पंचप्रिया न पाञ्चाली द्विजिव्हा न च सर्पिणी ।**
**वानरी न च कृष्णास्या तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—જે પાંચ ભરથારની પ્રિયા પત્ની છે છતાં **પાંચાલી અર્થાત્** દ્રૌપદી નથી ! જેને બે જીભ છે, છતાં સાપણ નથી ! જેનું મોઢું કાળું છે છતાં વાંદરી નથી, એવી જે **કલમ** તેનો વાપરનાર, અર્થાત્ તે વડે નામું લખનાર **મહેતાજી**ની હું કન્યા છું.

આ સાંભળી, આનંદ પામી, ચોથી સ્ત્રીને ધનંજયે પાછો ઉપરના જેવો જ પ્રશ્ન પૂછ્યો. એટલે તે બોલી:—

**नित्यं जुहोति द्रव्याणि चौर्यकारी दिने दिने ।**
**शत्रुमित्रौ न जानाति तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—જે રોજ દ્રવ્યનો હોમ અગ્નિમાં કરે છે છતાં જે અગ્નિહોત્રી નથી ! અને જે દિનપર દિન ચોરી કરવામાં ચતુર છે, અને જગત જેની ગણના ચ્ચોક ચોરમાં કરે છે, છતાં પ્રકટ ચોર લેખાતો નથી ! અને શત્રુ અને મિત્રને પોતાની પુત્રી પર્યંતને જે ( તેનો માલ હરી લેવામાં ) સમાન ગણે છે છતાં અજાતશત્રુ મનાતો નથી ! એવો જે **સોની** તેની હું પુત્રી છું.

પછી ત્યાંથી થોડે દૂર જઈ, પાંચમી સ્ત્રીને કવિએ તેની ઓળખાણ વિષે પ્રશ્ન પૂછ્યો. ત્યારે તે બાઇએ ઉત્તર આપ્યો કે:—

**बाहू स्तः शिरो नास्ति नास्ति अंगुलिका दश ।**
**तस्योत्पत्तिकरो यस्तु तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—જેને બે બાહુ (બાંઓ)માત્ર છે, પરંતુ નથી માથું તેમ જ દશ આંગળીઓ પણ નથી, એવું જે બદીયાન–કબજો બંડી તેને ઉત્પન્ન કરનારો–શીવનારો જે **દરજી** તેના કુલની હું કન્યા છું.

આ સાંભળી, ધનંજય આશ્ચર્ય પામ્યો અને તેને વિચાર સ્ફૂર્યો કે "જે નગરની આવી હલકા વર્ણની સ્ત્રીઓ પણ આટ આટલી ચતુર છે, તેના બીજા લોક કેવાક ચતુર હશે. અને એવા લોકોની ચતુરાઇનો વધારે

અનુભવ ધરાવનાર કાલિદાસ પંડિત તે કેવોક ચતુર હશે. છતાં હજી લોક ચતુરાઈની બીજી વધારે પરીક્ષા મારે લેવી જોઈએ."

આવો વિચાર કરી તે આગળ ચાલ્યો, ત્યાં થોડે દૂર એક સ્ત્રી મળી તેને પૂછ્યું,—"બાઈ! તું કોણ છું?"

તે સ્ત્રીએ જવાબ આપ્યોઃ—

**निर्जीवा जविता वापि, श्वासोच्छ्वासाद्विशेषतः ।**
**कुटुम्बकलहो नास्ति, तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ--જે નિર્જીવ છે છતાં જાણે જીવતી હોય તેવી પેટ ફુગાવાથી તેમ જ બેસાડવાથી જીવતી જણાય છે, અને તે શ્વાસોશ્વાસ લે છે, તેથી તો ખાસ કરીને જીવતી જ હોય તેમ દેખાય છે, અને જે શ્વાસોચ્છ્વાસ (ક્રોધ કે કલહ કુટુંબમાં થાય ત્યારે આવેશમાં કાઢવામાં આવે છે તેવા) કાઢતા છતાં જેના કુટુંબમાં કલહ કલેશ નથી, જે છૂટાં અંગ–ભાગવાળી નથી પણ એક અખંડ શરીરવાળી છે, એવી જે ધમણ તેનાથી પોતાનું ગુજરાન ચલાવનારની હું કન્યા છું, અર્થાત્ ધમણથી ભઠ્ઠી ફુંકનાર લુવારની હું પુત્રી છું.

નાની મોટી દરેક સ્ત્રીને આવી ચતુરાઈથી છલકાતી જોઈ કવિ ધનંજય અતિશય આશ્ચર્ય પામ્યો. છતાં લોકની ચતુરાઈ જાણવાનો ઓરતો પૂરો ન પડતાં તે ત્યાંથી થોડોક આગળ ચાલ્યો અને આવા ચતુરાઈભર્યાં ઉત્તરો આપતી એક સ્ત્રી મળતાં તેને એક પ્રશ્ન પૂછવાનું મન ન રોકાયું એટલે તેને પૂછ્યુંઃ—"હે બાઇ, તું કોણ છું!"

એટલે તે બાઈ એ જવાબ આપ્યો, "ભાઇ, ! સાંભળઃ—

**द्विराजी नगरी एका, नित्यं युद्धं च जायते ।**
**त ·त्पत्तिकरो यस्तु, तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—એક નગર છે તેમાં બે રાજા રાજ્ય કરે છે, અને તેઓની વચ્ચે નિત્ય લડાઈ થાય છે, છતાં તે બન્નેના સંયોગથી સારી

સારી ચીજો ઉત્પન્ન જે કરે છે, એવા કારીગરની હું કન્યા છું. **અર્થાત્** સંધાડાનુંકામ ધંધો કરનારા **સંધાડીયાની** હું પુત્રી છું.”

આ સાંભળી, આનન્દ પામી, તેણે બીજી સ્ત્રીને પૂછ્યું:—“ બાઈ ત્યારે તું કોણ છું ?”

તે સ્ત્રીએ ઉત્તર આપ્યો:—

**एक चक्रं न सूर्यरथः, भूमौ तिष्ठति सारथी ।**
**अगस्तितातनिर्माणं, तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—જેને એક પૈંડું છે છતાં સૂર્યનો રથ નથી ! જેનો હાંકનાર (રથ ઉપર બેસીને તેને હંકારવાને બદલે) જમીન ઉપર માત્ર બેસીને એ પૈંડાને ચલાવે છે. અને **અગસ્ત્ય** ઋષિ જેમાંથી પેદા થયા છે તે (ઘડો) જેની ઉપર બન્યો છે, એવો ચાક જેની પાસે છે, એવા **કુંભારના** કુલની હું કન્યા છું.

આ પ્રમાણે કન્યાઓને પ્રશ્ન પૂછતાં પૂછતાં ધનંજય કવિ ખુદ્દ ધારામાં નગરમાં દાખલ થઈ ચૂક્યો. થોડે દૂર જતાં એક માળી તેને મળ્યો, તેના કપડામાં આમ્રફળ બાંધેલાં હતાં, તે જોઈને કવિએ તેને પૂછ્યું:—“ હે ભાઈ! તારી પાસે આ શું છે?”

એટલે માળીએ ઉત્તર આપ્યો:—

**वृक्षाग्रवासी न च पक्षिजाति, पुंसश्च नाम्ना न च राजपुत्रः ।**
**सुवर्णकाया न च हेमधातुः तृणं च शय्या न च राजयोगी ॥**

ભાવાર્થ—જે વૃક્ષના અગ્રભાગે નિવાસ કરે છે છતાં જે પક્ષીઓની જાતનું નથી ! જે નામે નર છે ( સંસ્કૃતમાં પુલ્લિંગે આમ્ર શબ્દ વપરાય છે. ) પરન્તુ રાજપુત્ર નથી ! જેની સોના જેવી કાન્તિ છે, છતાં સોનું નથી; જે ઘાસ ઉપર સુવે તે છતાં રાજયોગી નથી! એવું જે ફલ **કેરી** તે મારી પાસે છે.

ત્યાંથી ધનંજય થોડે દૂર ગયો એટલે તેને બીજો માણસ મળ્યો; તેની પાસે પણ કોઈ ચીજ જોઈ, એટલે તેને કવિએ પૂછ્યું:—“ ભાઈ! તારી પાસે આ શું છે?”

એટલે તેણે ઉત્તર આપ્યોઃ—

**वृक्षस्याग्रे फलं दृष्टं फलाग्रे वृक्ष एव च ।**
**अकारादि सकारान्तं यो जानाति स पण्डितः ॥ १ ॥**

ભાવાર્થ—જે (ફલ) વૃક્ષની ડાળીના અગ્ર (ભાગે લટકતું હોય છે તે વેળા) ફલ જેવું જણાય છે, પરંતુ જે નીચે આણ્યા પછી, અન્ય ફલ આગળ (પડછે) મૂકતાં વૃક્ષ હોવાનો ભાસ આપે છે, અને જેનો પહેલો અક્ષર "અ" છે અને છેલ્લો અક્ષર "સ" છે, એવાં ફળો મારી પાસે છે. એને જે ઓળખે તે ખરો પંડિત કહેવાય.

આ સાંભળી, તે ફળ શું છે તે ધનંજય કવિ પારખી ન શક્યો. પણ તેનું નામ જાણવાની તેની ઇચ્છા ઉત્કટ હતી, તેથી પેલા માળીને વિનતિ કરી તેનું નામ પૂછ્યું. એટલે તે બોલ્યોઃ—"હે જીજ્ઞાસુ પંડિતજી! આ એક સમસ્યાભર્યો ઉત્તર છે. મેં તમને પ્રકારાન્તરે જે ફલ વિષે કહ્યું છે તે ફળ "અનેનાસ" કહેવાય છે.

આમ કહી, તે પુરૂષ તો ત્યાંથી ચાલતો થયો. ધનંજયના મનમાં વિચાર થયો કે સારૂં થયું કે, અત્રે મને કોઈ ઓળખતું નથી. જો કોઈ ઓળખતું હોત.તો મારી આબરુના કાંકરા થવામાં જરાએ ઢીલ ના થાત. હવે જોઈએ તો ખરા કે આગળ શું થાય છે? આમ વિચારી, તે આગળ ચાલ્યો. આગળ ચાલતાં તેને એક સ્ત્રી મળી. તેને માથે ફળભરેલી ટોપલી કપડે ઢાંકેલી હતી, તેને જોઈને તે કવિએ પૂછ્યું:—"હે બાઈ! તારી ટોપલીમાં શું છે?"

પેલી સ્ત્રીએ જવાબ આપ્યોઃ—

**वृक्षाग्रवासी न च पक्षीराज-**
**स्त्वग्वस्त्रधारी न च सिद्धयोगी ।**
**जलं च बिभ्रन्न घटो न मेघ—**
**स्त्रिनेत्रधारी न च शूलपाणिः ॥**

ભાવાર્થ—જે વૃક્ષના અગ્ર ભાગે રહેનાર છે, છતાં પક્ષીરાજ એટલે ગરૂડ નથી! જે વૃક્ષની છાલનું વસ્ત્ર સજે છે છતાં જે સિદ્ધયોગી નથી!

જે જળને ભરે છે છતાં નથી ઘડો કે નથી મેઘ ! જે ત્રણ આંખો ધારણ કરે છે છતાં ત્રિનેત્રધારી અને ત્રિશુલધારી શંકર નથી ! એવાં ફલ મારી પાસે છે. ”

આવો ચમત્કારિક ઉત્તર સાંભળતાં ધનંજય કવિને વિચાર થયો કે “ મને અત્યાર સુધીમાં જેટલાં જેટલાં સ્ત્રીપુરૂષો મળ્યાં તેટલાં બધાંયે આવાં વિદ્વાન અને ચતુર છે તો કાલિદાસની વિદ્વત્તા અને ચતુરાઇ વિષે તો શું પૂછવા જેવું હશે ! આ સ્ત્રીની સમસ્યા હું પારખી નથી શકતો તો પછી તે પંડિતને તે શી રીતે હું જિતી શકીશ ? ”

પછી તે સ્ત્રીને તેણે કહ્યું:—“ હે બાઈ ! તારી પાસે શું છે તે હું સમજી શકયો નથી, માટે કૃપા કરીને તે તું મને સમજાવ. ”

એટલે તે સ્ત્રી બોલી:– “ મારી પાસે ‘નાળિયેલ’ છે. ” આમ કહી હસીને તે સ્ત્રી ત્યાંથી ચાલતી થઇ.

એટલામાં એક કાસદ કોઈનું ઘર પૂછતો પૂછતો જતો હતો, તેને ધનંજયે પૂછ્યું:—“ ભાઈ ! તારે એવું તે શું આપવાનું છે કે, જે લઇને તું ઘરોઘર ફરૂં છું. ”

ત્યારે તે બોલ્યો:—

**अपदो दूरगामी च साक्षरो न च पण्डितः ।**
**अमुखः स्फुटवक्ता च यो जानाति स पण्डितः ॥**

ભાવાર્થ—જેને પગ છે નહીં છતાં જે દૂર દૂર દેશાવર ગતિ કરે છે ! જે સાક્ષર–અક્ષર વાન છે, છતાં પંડિત લેખાતો નથી ! જેને કોઈ મોંહું નથી છતાં જે પોતાનો સ્પષ્ટ રીતે ભાવ કહી આપે છે ! એ વસ્તુ ( અર્થાત કાગળ ) મારી પાસે છે; તે શી ચીજ હશે, એ જાણે તે પંડિત કહેવાય.

ત્યાંથી થોડે આગળ ચાલતાં એક ગાંધીની દુકાન આવી. ગાંધી પોતાની દુકાને બેસી કોઇએક ચીજ સાફ કરતો હતો, તે ચીજ શી છે તે ન ઓળખતાં ધનંજય કવિએ તેને પૂછ્યું:—“ ભાઇ ! આ શી ચીજ છે ? ”

એટલે ગાંધીએ જવાબ આપ્યો:—“ ભાઈ ! સાંભળ:—

**अर्धं वसति कैलासे, अर्धं गायकमंदिरे ।**
**संपूर्णं वणिजागारे, यो जानाति स पण्डितः ॥**

ભાવાર્થ—આ ચીજ જે શબ્દથી ઓળખાય છે તે શબ્દના પહેલા અડધા ભાગથી ઓળખાતી વ્યક્તિ (હર–શંકર) કૈલાસ ઉપર વસે છે, અને બાકીના અડધા ભાગથી જણાતી ચીજ (તાલ) ગવૈયાને ત્યાં વસે છે, પરન્તુ તે સંપૂર્ણ ચીજ તો મારી (ગાંધીની) દુકાને છે, એ ચીજને જે જાણે તે ખરો પંડિત કહેવાય. ”

આ સમસ્યા શી છે તે પણ કવિરાજ ધનંજય સમજી શકયા નહિં ! અને ઉત્સુકતાથી તેણે કહ્યું:—“ ભાઈ ગાંધી ! હું એમાં કાંઇ જ સમજ્યો નથી ! એનું નામ તું જ સ્પષ્ટ કહે તો તે મારાથી સમજાય. ”

ગાંધીએ જવાબ આપ્યો:—“ એને ‘ હરતાલ ’ કહે છે. ”

( હર એટલે શંકર તે કૈલાસ ઉપર રહે છે અને તાલ ગવૈયાઓને ત્યાં હોય છે. )

વળી તે આગળ જતો હતો તેવામાં એક ખલાસી તેના જોવામાં આવ્યો. તેને જોતાં એમ લાગ્યું કે આ બીચારો મૂર્ખ હશે; છતાં તેની ચતુરાઈ જોઉં તો ખરો. આમ વિચારી તેને પૂછ્યું:—“ હે ભાઈ! તારૂં જીવારાનું સાધન શું છે ? ”

એટલે તે બોલ્યો:—

**वने जाता वने त्यक्ता वने तिष्ठति नित्यशः ।**
**पण्यस्त्री न तु सा वेश्या यो जानाति स पण्डितः ॥**

જે વનમાં ( અર્થાત્ જંગલનાં ઝાડ–લાકડાં–માંથી ) જન્મી છે, અને જેને વન( જલ )માં મેં અત્યારે મૂકી દીધી છે, અને જે નિત્યે વન-( જલ )માં જ રહે છે; જે રોકડા પૈસા લઇને જ વ્યાપાર કરે છે, છતાં ( રોકડીયણ ) વેશ્યા નથી, એવી જે ચીજ છે તે મારા જીવારાનું સાધન છે. એ તે શી વસ્તુ હશે ? તે જે જાણે, એ પંડિત કહેવાય.

ધનંજયે આ સાંભળી માથું ખજવાળ્યું. આમ તેને મુંઝવાયલો જોઇ ખલાસી બોલ્યો:—“ હોડી ”

આ સાંભળીને ધનંજય કવિનાં મોતીયાં જ મરી ગયાં અને કાલિદાસ હવે નહીં જિતાય એવી સંપૂર્ણ નિરાશા તેને થઈ. અને તેને પોતાના જ્ઞાનનું જે અભિમાન હતું તે બધું ગળી ગયું. આમ નિરભિમાન બની ચાલતો ચાલતો તે કાલિદાસને ઘેર ગયો અને તેને પગે લાગીને બોલ્યોઃ—"હે પંડિતરાજ ! હું ધનંજય નામનો કવિ છું. આપની કીર્તિ ચારે દિશામાં પ્રસરેલી સાંભળી, મને ઘણા દિવસ થયાં આપના દર્શનની અપેક્ષા હતી, તે આજ પૂર્ણ થઈ છે."

કાલિદાસે તેને તુરત ઓળખી કાઢયો કે અગાઉ મારે વિષે નિંદાનો શ્લોક લખી મોકલનાર એ જ કવિ હતો પણ તે વિષે તેના મનમાં કાંઇ ન હતું. તેણે તેને વિષે દ્વેષભાવ લેશ પણ રાખ્યો ન હતો.

કાલિદાસે તે દિવસ કવિને પોતાને ત્યાં રાખી તેની સારી બરદાસ્ત ચાકરી કરી અને બીજે દિવસે ભોજરાજા સાથે તેનો મેળાપ કરાવ્યો. પછી થોડા દિવસ ત્યાં રહીને ધનંજય કવિ કાલિદાસની પ્રશંસા ખુલ્લા દિલે કરતો પોતાને દેશ પાછો ફર્યો.

---

## વાર્તા ૪૮ મી—હૂંહુહૂંહુહુહુહૂંહુહુહૂંહૂં

એક દિવસે ભોજરાજા પોતાની ૠતુસ્નાતા પટ્ટરાણી લીલાવતીને મહેલે તે ન જાણે તેમ ગયો. તે વેળા વિકસેલા કમળ જેવું તેનું મનહર મુખ જોઈ સહસા તેને ચુંબન કરવાની વૃત્તિ અતિ ઉત્કટ થઈ, તેથી ઓચિંતા જઈને જ પાછળથી તેની આંખો દાબી અને લાગ જોઈ તેનો સુંદર અંબોડો પકડી તેના ગાલ પોતાના હોઠ સમીપ ધર્યા. લીલાવતી તેનો ચુંબનનો હેતુ સમજી ગઈ, પણ સ્ત્રીસહજ હઠથી 'હૂંહુહૂંહુહુહુહૂંહુહુહૂંહૂં' એવો સહસા ઉદ્‌ગાર તેના મુખમાંથી નીકળી ગયો. પછી કેટલોક વિનોદ-ટોળ લીલાવતિ રાણી સાથે કરીને ભોજરાજા ત્યાંથી પાછો ફર્યો, અને બ્રહ્મસભામાં આવી પંડિતોને પૂછ્યું:—"'હૂંહુહૂંહુહુહુહૂંહુહુહૂંહૂં' એ શ્લોકનું ચોથું ચરણ છે. એનાં પ્રથમનાં ત્રણ ચરણો બનાવી એક સુઘટિત પાદ-પૂર્તિ કરો."

થોડી વાર સુધી બધા પંડિતો વિચારમાં નિમગ્ન રહ્યા; પણ કોઈ શ્લોક તેમને સ્ફુરી શકયો નહિં. જ્યારે કોઇએ પણ પાદપૂર્તિ ન કરી ત્યારે કાલિદાસે કહ્યું:—"મહારાજ ! સાંભળો—

**उन्नम्य सकचग्र ृमास्यं चुम्बति प्रियतमे हठवृत्त्या ।**
**कूजिता जयंति मानधनाया हूंहुहूंहुहुहुहूंहुहुहूंहूं ॥**

**ભાવાર્થ**—હે રાજન્ ! એક પ્રિયતમ પોતાની પ્રિયાના અંબોડાને ઓચિંતો પકડી, તેના મુખ–ગાલ–ને પોતાના મુખ સમીપ નમાવી બલાત્કારે ચુંબન કરતો હતો, તે વેળા માનરૂપ ધનવાળી અર્થાત્ અભિમાની પ્રિયાના કંઠમાંથી આવો 'હૂંહુહૂંહુહુહુહૂંહુહુહૂંહૂં" સાભિપ્રાય ધ્વનિ નીકળ્યો.

પોતાનો પ્રસંગ વિવેકની મર્યાદામાં રહીને કાલિદાસે આ પ્રમાણે વ્યકત કર્યો, તેથી ભોજરાજા તેની ઉપર વિશેષ પ્રસન્ન થયો અને તેને એક કીમતી સરપાવ આપી, તેની સ્તુતિ કરી.

---

## વાર્તા ૪૯ મી—"ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ"

એક વખતે મૃગયામાં અતિ આસકત થયલો રાજા ભોજ વનમાં ફરતો ફરતો જાંબુડાંનાં વૃક્ષોની ગીચ કુંજમાં આવેલા એક નિર્મલ સરવરની તીરે વિશ્રાંતિ અર્થે બેઠો; અને આરામ લેવા જરા આડો થતાં નિદ્રાને વશ થયો. તે વેળા જાંબુડાંઓની કુંજમાં એક માનવીને સુતેલો જોતાં વાંદરાઓએ 'કચ કચ' કરતાં કૂદાકૂદ કરી મૂકી. તેથી જાંબુડીઓ હાલતાં તે ઉપરનાં પાકાં જાંબુ ટપોટપ પાણીમાં હેઠાં પડવા લાગ્યાં. રાજા તેના 'ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ' અવાજથી ચોંકયો. ઘણીક વાર સુધી આ દૃશ્ય ભોજે જોયું. પછી તે ધારા નગર આવ્યો અને બ્રહ્મસભામાં પંડિતોને ગુलु गुग्गुलु गुग्गुलु એ પાદની પૂર્તિ કરવા કહ્યું. તેનો અભિપ્રાય સમજી જઇ કાલિદાસે વિચાર કરી નીચેનો શ્લોક ઉચ્ચાર્યો:—

**जम्बूफलानि पक्कानि पतन्ति विमले जले ।**
**कपिकम्पितशाखाभ्यो गुलु गुग्गुलु गुग्गुलु ॥**

પાકેલાં જાંબુ વાંદરાએ હલાવેલી શાખાઓ ઉપરથી નિર્મલ સરવરમાંના જલમાં ટપોટપ પડતાં "ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ" અવાજ થયો.

આમ પોતાના મનનો અભિપ્રાય કાલિદાસના મુખથી સાંભળતાં ભોજ પરમ પ્રસન્ન થયો.

---

## વાર્તા ૫૦ મી–"બ્રાહ્મણને જે આપું છું તે તું નહિ પામે!"

એક દિવસે ભોજની બ્રહ્મસભા ભરચક ભરાઈ હતી, પંડિતો, કવિઓ જોશીઓ, વૈદ્યો, સંગીત શાસ્ત્રીઓ, વગેરે હાજર હતા. ભાટચારણો અને બંદીજનો રાજાનાં યશોગાન ગાતા હતા. મંડલેશ્વરો, સામંતો અને દરબારીઓ પોતાના ઓદ્ધા પ્રમાણે પોતપોતાની બેઠકે બેઠા હતા. નગરશેઠ અને શાહુકારો પણ દરબારમાં આવ્યા હતા. નાચનારી કર્ણાટકી ઠુમકા દેતી સંગીત આલાપવા ખડેપગે તૈયાર હતી. આજ ઉત્સવનો દિવસ હોવાથી સભાનું કામ થોડી વાર બંધ રાખી, ગાનતાન ચલાવવામાં આવ્યું હતું. રાજા આનંદમાં નિમગ્ન હતો. એટલામાં તેને કાને અવાજ પડયો:—

"હે રાજન્! તું જે કાંઈ બ્રાહ્મણને આપું છું તે તું નહિ પામે !"

આ શબ્દો સાંભળી, રાજા આશ્ચર્ય પામ્યો. તેણે તુરત ગાનતાન બંધ કરાવ્યું. અને એ શબ્દો બીજી વાર સંભળાય છે કે નહિ તે જાણવા માટે કાન માંડ્યા. થોડી વારમાં જ તે શબ્દો ફરીથી તેણે એકલાએ જ નહિ પણ બધાએ સાંભળ્યા. પછી ઉંચે નજર કરી, એટલે તે બોલનાર એક સુંદર પોપટ હતો એમ જણાયું. પછી એ ત્રણ વખત ઉપર મુજબ બોલીને પોપટ ત્યાંથી ઉડી ગયો.

થોડી વાર વિચારમાં પડી રાજા બોલ્યો:—"હે પંડિતો ! આ પોપટનું બોલવું તો તમો સાંભળ્યું. એનો શો અર્થ હશે તે મને સમજાવો. શાસ્ત્રનો સામાન્ય નિયમ એવો છે કે આ ભવે આપેલું બીજા ભવે મળે છે; પરંતુ એ પોપટે તો તેથી ઉલટું જ કહ્યું છે, તેથી મને શંકા થાય છે કે જો મેં બ્રાહ્મણને આપેલું દાન પરભવે પણ ફલીભૂત થવાનું નથી એમ કહેવાનો

તેનો ભાવાર્થ હોય તો પછી તમને પણ કોઈ દાન આપવાથી મને લાભ શો ? માટે એ બાબતનો મનપતીજ ખુલાસો તમારામાંથી કોઈએ પણ કરવો જોઈએ."

આ પ્રશ્નથી સૌ પંડિતો વિચારમાં પડ્યા અને મનમાં જ ધાર્યું કે આજ તો નક્કી સૌની આબરૂ અને હવેથી જીવાઇ પણ જવાની. પરંતુ તર્કબુદ્ધિમાં એકકો કવિ કાલિદાસ ન ગભરાતાં ધીમેથી બોલ્યોઃ—"હે મહારાજ ! એનો ખુલાસો જરાક લાંબો છે; આપ તે ધ્યાનથી સાંભળવા કૃપા કરશોઃ—

"હે મહારાજ ! આ પોપટે આપને આપના પૂર્વ જન્મનું સ્મરણ કરાવ્યું છે. પૂર્વ જન્મે આપ કઠીઆરા હતા. જંગલમાંથી લાકડાં કાપી તે વેચવાનો ધંધો કરતા હતા. આ જે પોપટ છે તે તેના પૂર્વ જન્મમાં એક બ્રાહ્મણ હતો. એક દિવસે આપ લાકડાંનો ભારો ઉંચકીને બજારમાં વેચવા જતા હતા, તે વખતે પેલા બ્રાહ્મણે તે લાકડાં માંગ્યાં. પણ તેની પાસે પૈસા ન હોવાથી આપે તેને આપ્યાં નહિ. તે દિવસે ઠંડીનું જોર વધારે હતું અને બ્રાહ્મણથી ઠંડી મુદ્દલ ખમાતી ન હતી, તેથી તેણે વધારે કાલાવાલા કર્યાં, છતાં તે ઉપર પણ આપે પૈસાના લોભમાં ધ્યાન ન આપ્યું. તે વખતે બજારમાં એક વેશ્યા રહેતી હતી, તેના જોવામાં આ ઘટના આવી. તેણે આપને એ ભારો બ્રાહ્મણને આપવા જણાવી, તેના પૈસા પોતે આપવા કબુલ કર્યાં.

"હે રાજન્ ! આપના શુભ ભવિષ્યે આપની સદ્દબુદ્ધિ પ્રકટાવી અને આપનું મન બદલાયું. આપને એ વેશ્યાના વચનથી એમ લાગ્યું કે આ વેશ્યાની જાત જ્યારે આમ દાન કરવા તૈયાર થઈ છે ત્યારે હું જ શા માટે એ દાન ન કરૂં ? આ ભારાના પૈસા તો થોડા આવશે પણ પુણ્ય તો વધારે થશે. પરોપકાર સમાન બીજું વધારે પુણ્ય શું હોઇ શકે ? તેમ વળી બીજો ભારો ઉંચકી લાવતાં ક્યાં મને નથી આવડતો ? આજ સોમવતી અમાવાસ્યા છે, તેથી લોકો હજારો રૂપીઆના દાનધર્મ કરે છે, તો મારે આ જુજ પૈસા માટે શા સારૂ લોભ કરવો ? આવી મૂર્ખાઈ મારે શા માટે કરવી !

"હે રાજન્ ! આવો વિચાર આવતાં, આપે પેલા બ્રાહ્મણને એક ઠેકાણે બેસાડી, પેલો લાકડાનો ભારો આપ્યો. અને તેમાંનાં લાકડાંના

થોડાક કટકા છૂટા કરી, તે સળગાવીને બ્રાહ્મણને તમે તાપણી કરી આપી. તેના અગ્નિના જોરથી બ્રાહ્મણની ઠંડી કંઇક દૂર થઈ. એટલે તેણે આપને "બ્રાહ્મણને તું જે આપું છું તે (લાકડાં) તને નહીં મળે" અર્થાત્ એથી કંઈ વિશેષ તને મળશે, એવો આશીર્વાદ આપ્યો ! આપે તેની ઠંડી આમ દૂર તો કરી, પરંતુ તેનું મૃત્યુ પાસે આવ્યું હતું તેથી તે ઉપર પ્રમાણેનાં આશિર્વચનો બોલતો બોલતો જ મર્ણ પામ્યો. અને આ લોકમાંથી ચાલતો થયો.

"હે નૃપ! ખરી જરૂરીઆત વખતે કરેલું પુણ્ય કાંઇ અફળ જતું નથી. આ પ્રસંગ વીત્યા પછી આપે કઠીઆરા રૂપે ઘણા જ ઉદાર દીલથી વર્તન ચાલવા માંડ્યું અને તેના પ્રતાપથી આપ આ જન્મમાં આ રાજ્ય પામ્યા.

"પેલો પૂર્વ જન્મનો બ્રાહ્મણ પછી પોપટની યોનિમાં જન્મ્યો. તેણે અત્યારે આપને પૂર્વજન્મના આશીર્વાદનું સ્મરણ કરાવતાં કહ્યું કે "તમે બ્રાહ્મણને જે લાકડાં આપો છે તે પામશો નહિ અર્થાત્ તમે રાજ્ય પામશો."

ભોજરાજા કાલિદાસના આવા સમયસૂચકતાના શબ્દો સાંભળીને આશ્ચર્ય પામ્યો. પંડિતો પણ પોતાના માથેથી આ પ્રમાણે વિઘ્ન દૂર થયું જાણી આનંદ પામ્યા.

---

## વાર્તા ૫૧ મી–લીમડા ઉપરતે કેરી થાય ! !

એક સમયે ભોજરાજા બ્રાહ્મસભા ભરી બેઠો હતો તેવામાં કાલિદાસનો દ્વેષ કરનારા અને તેનો તેજોવધ કરવાની ઇચ્છા રાખનારા, પંડિતોના નાયક વિષ્ણુશર્મા પંડિતની કપટજાળમાં ફસેલો, રખીયલ ગોવાળ આવ્યો. તેણે ભોજને પગે પડી એક આશ્ચર્યકારક કૌતુક કહ્યું:—

"હે બાપજી ! આજથી અઢાર મહીના ઉપર મારી મોતીઅલ ઘોડી ગાભણી થઇ હતી અને જોટીઅલ ગાયને આઠેક મહીના ઉપર ગર્ભ રહ્યો હતો. તે બન્નેને ગઈ કાલે રાત્રે જ એકી વેળા પ્રસવ થયો છે. હું તો તે

વેળા ઉંઘતો હતો. પણ મારી સ્ત્રી સો પુરુષોને ભારે પડે એવી જાજરમાન હોઇને મારે તેની કશી ચિંતા કરવી પડે એમ ન હતું. તેથી હું જેવો પોહોર ફાટતાં ઉઠયો તેવો મેં એક કૌતુક જોયું. મોતીયલ ઘોડીને એક વાછડી ધાવતી હતી અને જોટીયલને વછેરો ધાવતો હતો! મેં મારી સ્ત્રીને આવી નવાઇ વિષે પૂછયું, ત્યારે બાપજી! તે સોગન ખાઇને કહે છે કે "મોતીયલે વાછડીને અને જોટીઅલે વછેરાને જન્મ આપ્યો છે! તો હે રાજા! એ બન્યું કેમ? મારી સ્ત્રીના સગા મુખમાંથી આવો ચમત્કારિક બનાવ બનેલો સાંભળી, હે રાજા ભોજ! સમસ્ત પંડિતો પાસે આ કોયડો ઉકેલાવા હું આપની સભામાં આવ્યો છું. કોઇ પંડિત તે ઉકેલે તો મોટી મેહેરબાની થાય."

આ સાંભળી, સઘળા પંડિતો વિસ્મયસાગરમાં નિમગ્ન થયા, અને વિચારવા લાગ્યા કે "આ તે કેવો અલૌકિક પ્રકાર!

ભોજને રખીયલ ગોવાળનું કહેવું સાચું નહીં લાગ્યાથી તેને ધમકાવી પૂછયું:—"શું તું અમારી તેમ જ મારી સભાના પંડિતોની મશ્કરી કરવા તો નથી આવ્યો? જો તારૂં કપટ પકડાયું તો તને અવળી ઘાણીએ જ પીલીશ."

એટલે રખીયલ બોલ્યોઃ—

"બાપજી! આપ જેવા રાજા ઈનદરની અને પંડિતો જેવા દેવોની તે ચ્યમ મછકરી થાય! મેં મારી સગી આંખે મારી મોતીયલ ઘોડીને વાછડી અને જોટીઅલ ગાયને વછેરો ધાવતો જોયો છે. શું બાપજી! મારી સગી આંખ ખોટી? વળી મેં મારી ધણીઆણીને પણ અહીં આવવા અગાઉ બહુ બહુ ધમકાવી પૂછ્યું છે અને તેણે જ પણ મોતીયલને વાછડી અને જોટીઅલને વછેરો અવતર્યાનું કીધું છે. અમો ગરીબ માણસની શી ગુંજાશ તેને આપ જેવા મનીખની મછકરી કરીએ?"

ભોજને તે છતાં ખાત્રી ન થઇ, એટલે પેલો લુચ્ચો વિષ્ણુશર્મા બોલ્યોઃ— "હે રાજન્! આપણે જાતે જ ત્યાં જઈએ પ્રકાર જોઇએ, તો કેમ?"

ભોજને તે સૂચના પસંદ પડી. એટલે સઘળી બ્રહ્મસભા સાથે તે રખીયલના નેસડામાં ગયો અને કહેલો ધાવણનો પ્રકાર જોયો. આથી આશ્ચર્યમાં નિમગ્ન થઇ, તેણે પંડિત કાલિદાસને પૂછ્યું:—“હે સુકવિ! આમ કેમ બન્યું હશે? પ્રકૃતિ કેમ બદલાઈ! લીમડે કેરી કેમ પાકી?”

કાલિદાસ પણ અમુંઝાયો. તેને લાગ્યું કે નિશ્ચયે આજે મારૂં પાણી જવાનું. પરન્તુ દેવી કાલિકાની કૃપાથી તેને આ શંકાના ખુલાસા માટે છ મહીનાની મહેતલ માગવાનું સ્ફુર્યું. અને માગતાં ભોજે તે આપી.

પછી કાલિદાસ ઘેર આવ્યો. તે નિત્ય ઘેર આવતો ત્યારે પ્રસન્નતાથી પોતાની વિધવા પુત્રવધુ રંભાવતીને બ્રહ્મસભામાં બનેલી કોઈ ને કોઈ નવી વાર્તા કે પ્રસંગ પૂર્ણ રસથી કહેતો. પરંતુ આજે ચિંતા અને ગ્લાનિને લીધે કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના પોતાના ગ્રંથસંગ્રહના ઓરડામાં ગયો અને વિચારમાં એવો તો તલ્લીન થયો કે એક પ્રહર વીત્યો છતાં તેને ખાવાનું પણ ભાન ન રહ્યું.

આ પાસ રંભાવતી અમુંઝાતી હતી. રસોઇ ટાઢી પડી ગયા છતાં પંડિતજી કેમ હજી જમવા ઉઠતા નથી, એની ચિંતામાં પેઠી હતી. આખરે ધીરજ ખૂટતાં તે કાલિદાસના ઓરડામાં આવી અને તેમને ચિંતાતુર જોઇ તેણે આંખમાંથી શ્રાવણભાદરવો વરસાવ્યો, અને ડુસકાં ભરવા માંડ્યાં. એથી કાલિદાસ એકદમ વિચારસમાધિમાંથી ચમકી ઉઠયો અને રંભાવતીને રડતી જોઈ ગુંચાયો. પછી તેને મહામુશીબતે રોતી છાની રાખી, અને તેને રડવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલી:—

“આપ મારા શિરછત્ર આજે આટઆટલા ચિંતામાં પડ્યા છો અને ખાવાનીયે ફીકર ટાળી બેઠા છો, તેથી મને રડવું આવ્યું. મારાં સાસુજી જો જીવતાં હોત તો હું આપની ચિંતાના કારણમાં માથું ન મારત. હું આપની પુત્રી જેવી છું. માટે આપ મને આપની મુંઝવણ જણાવો. હાજરાહજુર કૃપાળુ દેવી કાલિકા આપની સઘળીએ મુંઝવણ વિદારશે. આપ કુયમ એ દેવીમાં અડગ શ્રદ્ધા છોડી બેઠા છો?”

એટલે કાલિદાસ બોલ્યોઃ—" હે પુત્રી ! મારી આજની મુંઝવણ અલૌકિક છે. આજે એક ન બનવા જેવો પ્રકાર બન્યો છે, અને તે મેં નજરે જોયો છે. આજે રખીયલ ગોવાળે બ્રહ્મસભામાં આવી કહ્યું કે તેની મોતીઅલ ઘોડીને વાછડી અને જોટીઅલ ગાયને વછેરો આવ્યો છે. રાજા ભોજ, હું અને સમસ્ત બ્રહ્મસભાએ તેને ત્યાં જઈ, ઘોડીને વાછડી અને ગાયને વછેરો ધાવતો જોયો. તેથી મને ભોજે પ્રશ્ન કર્યો, કે લીંબડા ઉપર કેરી કેમ થઇ ? હું તેનો તાત્કાલિક ખુલાસો કરી ન શકયો અને છ મહીનાની મહેતલ તે માટે માગી છે. ઘણી ઘણીએ હું મારી બુદ્ધિને કસું છું, છતાં તેનો ઉકેલ મને સૂઝતો નથી અને મારૂં નૂર જરૂર જવાનો પ્રસંગ આવ્યાથી અમુંઝાઉં છું. "

રંભાવતી ઘણી જ ચકોર હતી, તે ચેતી ગઈ કે આમાં કોઈ દ્વેષી પંડિતની કરામત છે અને કંઇક ઉલટાસુલટી થયું છે, પરન્તુ જાણીબુઝીને તે ભોજથી છુપાવવામાં આવે છે. આવો વિચાર આવતાં તે બોલીઃ— " હે શાણા સસરાજી ! આમાં તે અમુંઝાવા જેવું છે શું ? આ તો કપટ-ચાતુરીની એક કરામત છે. એ કેમ બન્યું હશે તે હું સમજી શકું છું. તમે હવે એની ચિંતા રખે રાખતા. હું એ કોયડાને ઉકેલી આપવાની ખાત્રી આપું છું. માટે તમે ચિંતા ન કરો. "

રંભાવતીની ચકોરતા તેમ જ કાર્યપટૂતામાં કાલિદાસને વિશ્વાસ હતો, એટલે તત્કાલ ચિંતાને ખંખેરી કાઢી, કાલિદાસ જમવા ઉઠયો, જમ્યો અને તે પછી નિત્યનિયમ પ્રમાણે કાર્યમાં રોકાયો. એમ કરતાં છ મહીનામાં એક દિવસ બાકી રહ્યો એટલે તેને ભારે ચટપટી થઇ, તેથી રંભાવતીને પૂછ્યુંઃ—" હે પુત્રી ! તેં કાંઇ પેલા અટપટીયા ખટપટીયા પ્રકારનો ઉકેલ શોધ્યો ? તારા કહેવાથી એની ખટખટની ચટપટ મેં રાખીજ ન હતી. પેલા કટકટીયા નટખટ પંડિતો મારી આબરૂ ઝટપટ લેવાને ચૂકે એમ નથી. નહી તો આટલી અધીરાઇથી તને પૂછું પણ નહીં "

એટલે રમ્ભાવતીએ પોતાની તદબીર સમજાવતાં કહ્યુંઃ—" હે શાણા સસરાજી ! આટલા બધા દિવસ તમે નચિંતાઈથી મારી ચતુરાઇમાં પૂર્ણ

વિશ્વાસ રાખી બોલ્યા, પણ આજે છેલ્લે દિવસે આમ અધીરા થયા, એમાં કાંઈ નવાંઈ જેવું નથી. હું આપની માનસિક સ્થિતિ તેમ જ નગુણા પંડિતોની નફ્ટાઇ સમજું છું. સાંભળો મેં આવી તદબીર કરી છે. મેં જે એક શૂલપાણીશ્વરનો પોપટ પાળ્યો છે, તેની પાંખો મેં થોડીક થોડી કાતરી નાંખી છે, અને જાણે તે વનના દવમાંથી બળતો ઉગર્યો હોય એમ દાખવવા તેને ધૂમ્ર વર્ણના રંગે રંગ્યો છે; તેની ડોક હરતાલના વર્ણે રંગી છે, એની ચાંચ ગળીના રંગની કીધી છે. તેમ જ બ્રહ્મસભામાં કેટલુંક બોલવાનું તેને મેં શીખવ્યું છે. માટે તમે હવે બેફીકર રહો.”

પછી મહેતલનો દિવસ પૂરો થતાં રમ્ભાવતી વિધવાને યોગ્ય શુભ્ર-વસ્ત્ર સજી, હાથમાં પોપટનું પાંજરૂં લઈ, કાલિદાસ સાથે ભોજની બ્રહ્મસભામાં ગઇ. સઘળી બ્રહ્મસભા પોપટ તથા રમ્ભાવતીને જોઇ આશ્ચર્ય-ચકિત થઈ. ભોજે કાલિદાસને પૂર્વનો ઘોડી અને ગાયનાં બચ્ચાંના કોયડાનો ઉકેલ પૂછ્યો. એટલે ‘આપને સઘળો ખુલાસો આ પોપટને પ્રશ્નો-ત્તર કર્યાથી મળી રહેશે, એમ કાલિદાસે તેને જણાવ્યું.

એટલે ભોજે પ્રથમ તો પોતાનું કુતુહલ શમાવવા પોપટને આવો પ્રશ્ન કર્યો:—

**शुक त्वं विहगश्रेष्ठः चतुरो दीर्घदर्शी च ।**
**हरित्कंठो नीलचंचुः किमर्थं कृष्णवर्शनः ॥**

“ હે શુક ! તું આકાશચારી પક્ષીઓમાં શ્રેષ્ટ છું, તું ચતુર બુદ્ધિશાળી છું, તેમ જ દીર્ઘદર્શી પણ છું. તેથી તને હું પૂછું છું કે, તારી જાતિના સ્વરૂપ અને વર્ણને તેં કેમ ત્યજ્યાં છે ? તારી ડોક લાલ હોવાને બદલે હરતાલના વર્ણની કેમ છે ? તેમ જ તારી ચંચુ પણ લાલને બદલે નીલ–ગળીના વર્ણની કેમ થઇ છે ? વળી તું શરીરે લીલો દીસવાને બદલે કાળો કેમ દેખાય છે ? આનો કોઈ ખુલાસો તું પ્રથમ કર. ”

એટલે પોપટ હસીને બોલ્યો:—“ હે રાજન્ !

**निवास उदधिमध्ये ज्वाला तत्र प्रवर्तते ।**
**दग्धानि मम गात्राणि तदर्थं कृष्णवर्शनः ॥**

"હું સાગરની મધ્યે નિવાસ કરતો હતો, ત્યાં અગ્નિની જ્વાળા વિશેષ પ્રચંડતાથી વ્યાપી રહેલી છે; એ દવને લીધે મારાં ગાત્રો બળીજળી ગયાં છે અને એથી જ હું કાળા વર્ણનો દીસું છું."

આ સાંભળી ભોજ અતિશય ચીઢાઇ બોલ્યોઃ—

**रे रे पाक्षि दुराचारि अनृतं किं विभाषसे ।**
**समुद्रे च कुतो वह्निः कुतो ज्वाला प्रवर्तते ॥**

"હે દુષ્ટ આચરણવાળા પક્ષી ! પોપટ થઇને તું આવું અસત્ય કેમ ઉચ્ચારે છે ? શું તું અમને મૂર્ખા સમજે છે ? સમુદ્રમાં તે વહ્નિ ક્યાંથી હોઇ શકે ? અને જો વહ્નિ ત્યાં હોઇ જ ન શકે તો જ્વાલા કેવી રીતે પ્રચંડ-તાથી પ્રવર્તે અને તારાં ગાત્રો પ્રજળે !"

ત્યારે પોપટ પાછો બોલ્યોઃ—

**जाताऽश्विन्याः सुवत्सा किम् धेनोः किं च तुरंगमः ।**
**दग्धानि मम गात्राणि यथा राजा तथा प्रजा ॥**

હે રાજન્ ! રાજા कालस्य कारणं રાજા કાળનું કારણ એ છે, કુથન આપ શું જાણતા નથી ? જ્યારે રાજાનો વ્યવહાર બદલાય ત્યારે પ્રજાનો પણ બદલાય. આપના રાજ્યમાં ઘોડીને વાછડી કેમ અવતરી ? અને ગાયને વછેરો કેમ આવ્યો ? જેમ એ બન્યું તેમ સમુદ્રની મધ્યે અગ્નિથી મારાં ગાત્રો બળ્યાં. જ્યારે પૃથ્વી ઉપર કુદરતનાં લક્ષણ પલટાયાં ત્યારે સમુદ્ર ઉપર પણ શું ન પલટાય ?"

આ ખુલાસાથી ભોજની આંખ ઉઘડી. અને તેણે રખીયલ ગોવાળની સ્ત્રીને બોલાવી અને ધમકી આપી સઘળો પ્રકાર પૂછ્યો. ત્યારે તેણે વિષ્ણુશર્મા પંડિતની પ્રેરણાથી તેમ કીધેલું હોવાનું જણાવ્યું. પછી ભોજે વિષ્ણુશર્માને ફરીથી આવું તરકટ નહીં કરવાની તાકીદ આપી. પછી ભોજે રમ્ભાવતીનું ઘટતું સન્માન કીધું, અને પોપટને પોતાની પાસે જ રાખી લીધો.



# ભોજ અને કાલિદાસ

## ભાગ ૪ થો

## ભોજ અને અન્ય કવિઓના પ્રસંગો



### વાર્તા ૫૨ મી–એક સરસ્વતી કુટુંબ

( ૧ )

શ્રીકુર્ણાવતીમાં વિદ્યાવતું પરંતુ દરિદ્રી અવસ્થા ભોગવતું, એક સુશીલ કુટુંબ રહેતું હતું. એ કુટુંબમાં ચાર જણ હતાં, એક વૃદ્ધ જન, બીજી એની સ્ત્રી, ત્રીજો પુત્ર અને ચોથી પુત્રવધુ. આ ચારે જણુ વિદ્યાવંતાં હોઈને તે કુટુંબ સરસ્વતી કુટુંબને નામે ઓળખાતું હતું. મનુષ્યની મહત્તાની કિંમત પરદેશમાં થાય છે, સ્વદેશમાં ઈર્ષ્યાળુ લોક તેના યશને જામવા દેતા નથી. એટલે યોગ્ય કદરના અભાવે સ્વદેશમાં બરાબર પોષણ ન થવાથી, આ સરસ્વતી કુટુંબે પરદેશ જવાનો વિચાર કર્યો. માળવો દેશ ગરીબનો માબાપ લેખાય છે. કહેવત છે કે બાપની સાહેબીમાં ન સતાય પણુ સો છોકરાં માના રેંટીયામાં સતાય. એ પ્રમાણે માળવો મૂળથી જ ફલદ્રૂપ હોઈને તેમ જ ત્યાં અનાવૃષ્ટિ ઘણું કરીને હોતી નથી, તેથી ત્યાં હજારો લોકોનો નિર્વાહ ચાલી શકે છે. આથી ' માળવો એ માનું પેટ ' એવી કિંવદન્તિ પ્રચલિત છે. આથી આ સરસ્વતી કુટુંબે માળવામાં જઈ વસવાનો નિશ્ચય કર્યો. વળી ત્યાંના રાજા ભોજના દાનધર્મની જવલંત કીર્તિ પણુ તેણુ ઘણી સાંભળી હતી. ભોજરાજા વિદ્યા પ્રતિ અતિ પ્રીતિ ધરાવે છે અને વિદ્વાનોને સારો આશ્રય આપે છે, એવી વાત જ્યાં ત્યાં ફેલાઈ રહી હતી. આ ઉપરથી આ ગરીબ કુટુંબ ધારા નગરની સમીપ આવી પહોંચ્યું. ત્યાં આશ્રય મેળવવા નગરથી થોડે દૂર તેમને એક બ્રાહ્મણુ મળ્યો, તેણુ એમાંના વૃદ્ધજનને પૂછ્યું, " હે વિપ્ર ! કયાં જાઓ છો ? "

એટલે વૃદ્ધે ઉત્તરમાં નીચેનું પૂર્વાર્ધ ઉચ્ચાર્યું:—

**गच्छाम्यहं श्रुतिपुराणसमग्रशास्त्र-**
**पारंगतं [illegible] किल भोजभूपं ॥**

"શ્રુતિ, પુરાણ અને સમગ્ર શાસ્ત્રના પારને પામેલા રાજા **ભોજ**ને અમારી સ્થિતિથી વાકેફ કરવાના ઉદ્દેશથી હું મળવા જાઉં છું."

તે સાંભળી, પેલા બ્રાહ્મણે શ્લોક પૂરો કરતાં નીચેનું ઉત્તરાર્ધ ઉચ્ચાર્યું:

**वेत्त्यक्षराणि न हि वाचयितुं स राजा ।**
**मह्यं ललाटलिखितादधिकं ददौ यः ॥**

"અરે રે! હે વિપ્ર! તું પૂરેપૂરો ઠગાવાનો છું! **ભોજ**રાજા તો એક અક્ષર પણ સ્પષ્ટ ઉકેલી શકતો નથી! કારણ કે, મારા ભાગ્યમાં જે હતું તે એ વાંચી શક્યો નહી અને ઉલટું તેમાં લખ્યું હતું કરતાં એણે વધારે દ્રવ્ય મને આપ્યું છે"

પેલો બ્રાહ્મણ એટલું કહી ચાલતો થયો, પણ તેના ઉત્તરથી પેલો વૃદ્ધ જન અને તેનું કુટુંબ આનંદ પામ્યું. અને તેને લાગ્યું કે **ધારાનગર**માં અવશ્ય આપણો સત્કાર થશે. પછી ધારાનગર પહોંચતાં તે કુટુંબે એક સુંદર વડના ઝાડ નીચે પોતાનો મૂકામ રાખ્યો અને એક વૃદ્ધ પરંતુ શ્રદ્ધાળુ ગોવાળ સાથે **ભોજ** રાજાને કહેવરાવ્યું કે "એક **સરસ્વતીકુટુંબ** આપના નગરની પાસે આવ્યું છે. આપની સંમતિ હોય તો શેહેરમાં રહેવાને તે આવે."

**સરસ્વતીકુટુંબ**નું નામ સાંભળતાં જ રાજાએ વિચાર્યું કે, "નામ **સરસ્વતીકુટુંબ** ધર્યું છે, તો એનાં વૃદ્ધ જન, વૃદ્ધ માતા, પુત્ર અને પુત્રવધુ કેવાંક ચતુર છે, તેની પરીક્ષા મારે પ્રથમ લેવી જોઇએ."

આ વિચારથી રાજાએ આશરે પાંચ શેર દૂધનો લોટો છલોછલ ભરીને પોતાના વિશ્વાસુ પરિજન સાથે તેમને ત્યાં મોકલ્યો. એ રાજપુરૂષે **સરસ્વતી** કુટુંબના રહેઠાણ પાસે આવી, વૃદ્ધ જનના હાથમાં તે લોટો આપીને કહ્યું: "**ભોજ** રાજાએ તમારો સંદેશો સાંભળી, ઉત્તરમાં આ દૂધ ભરેલો કલશ મોકલ્યો છે."

કલશને છલોછલ દૂધથી ભરેલો જોઈ, સરસ્વતી કુટુંબ તરત જ સમજી ગયું કે " આ દ્વારા રાજા ભોજ, પોતાનું ધારાનગર પ્રજાજનોથી ઉભરાયું છે, તેથી તેમાં હવે વધારે જનોનો સમાવેશ થાય તેમ નથી, તેથી તમારા સરસ્વતી કુટુંબનો પણ સમાવેશ થઇ શકે તેમ નથી, એમ સૂચવે છે. ખરે જ રાજા ભોજ આપણે સાંભળ્યું છે તેમ ચકોર છે અને તેના પ્રધાન શાણા છે. પરંતુ આપણે પણ આપણા ચાતુર્યનો ચમત્કાર તેને દેખાડીએ ત્યારે જ આપણું સરસ્વતી કુટુંબ નામ સાર્થ થાય."

પછી એ વૃદ્ધજને પેલા પરિજનના દેખતાં જ દૂધ જેટલી જ પાંચ શેરેક ખાંડ મંગાવી અને તેના દેખતાં જ એ ખાંડ તેણે ચપટી ચપટી કરી તે જ દૂધના લોટામાં સમાવી. અને કંઇ પણ કહ્યા કે સૂચવ્યા વગર તે લોટો પેલા પરિજન સાથે જ ભોજને પાછો મોકલાવ્યો.

ત્યાંથી વિદાય લઇ પરિજને ભોજ પાસે આવી પેલો લોટો મૂક્યો અને તેમાં પાંચ શેરેક ખાંડ એ સરસ્વતી કુટુંબના વૃદ્ધજને કેવી રીતે સમાવી હતી તેનો વૃત્તાંત કહ્યો.

તે સાંભળી, ચતુર રાજા મનમાં સમજ્યો:—" એ કુટુંબીઓ પોતાંની આવી યુક્તિથી મને એમ જણાવવા માગે છે કે, તારા છલોછલ દૂધથી ભરેલા લોટામાં જેમ પાંચ શેર ખાંડ સમાઇ ગઈ તેમ તારી ખીચોખીચ પ્રજામાં અમે પણ સમાઈ શકીશું. જેમ દૂધ અને ખાંડનો સંયોગ અન્યોન્યને અનુકૂલ છે, તેમ અમે પણ શાન્ત હોઈને તારી પ્રજાને કોઈ રીતિએ હરકત રૂપ ન થતાં, તેમાં એવાં તો ભેળાઈ જઈશું કે કોઇ અમને નોખાં નોધારાં લેખી શકશે નહીં. 'વનો હોય તો વેરીમાં પણ વાસ થાય,' તેમ કરતાં પણ અમને આવડે છે. તો તારી ભાઇચારાથી જાણીતી પ્રજામાં અમે વાસ સુખેથી કરી શકીશું, એમાં તારે લેશ શંકા રાખવી નહિ."

આ વ્યતિકરથી ભોજની ખાત્રી થઈ કે નામ પ્રમાણે આ સરસ્વતી કુટુંબ ચતુર તો છે. પરંતુ મારે હજી બીજી કાંઈ તેની વિશેષ પરીક્ષા લેવી જોઇએ, એવો વિચાર કરી, ભોજ વેષ બદલીને નગર બહાર સરસ્વતી

કુટુંબના ઉતારા આગળ આવ્યો. ત્યાં તેણે બે સ્ત્રીઓને બેઠેલી જોઇ. તેમણે, પુરૂષવર્ગની ભાળ પૂછતાં તેને એવી ખબર આપી કે, વૃદ્ધજન અને તેનો પુત્ર તળાવના જળમાં સાયંસંધ્યા કરવા ગયા છે. એટલે ભોજ રાજા પોતે ત્યાં તળાવ ઉપર ગયો. અને યુવાન પુરૂષ સામે જોઈ, રાજાએ અંજલિ ભરી જલપાન કીધું.

પેલા વિદ્વાન યુવાને જોયું કે ખામુખા હેતુપૂર્વક એણે અંજલિ ભરી જલપાન કર્યું છે. તેનો હેતુ મને સંકેતથી એમ જણાવવાનો છે કે જેમ તારા પૂર્વજ અગસ્ત્ય મુનિએ એક જ અંજલિમાં મહાસાગરને સમાવી જલપાન કર્યું હતું તેમ તું પણ જો તેનો ખરો વંશજ હોય તો આ નાની તલાવડીના જ જલનું આચમન કર. आकृतिर्गुणान्कथयति—એ ન્યાયે રાજવંશી તેજ ઉપરથી એ નિશ્ચયે ભોજરાજા છે, અને તેણે જેમ દૂધના લોટાથી અમારી ચાતુરીની પરીક્ષા લીધી તેમ અહીં મારી કસોટી કરવા આવ્યો છે. પરંતુ હું એ ખરો કે તેને મારો ચમત્કાર બતાવું."

પછી એ યુવાને તલાવડીમાંથી પગના અંગુઠા વતે એક કાંકરી બહાર કાઢી અને રાજાને દેખાડી તલાવમાં પાછી નાંખી. તે જોઇને રાજા પ્રસન્ન થયો. તે પણ સમજ્યો કે " તમે ક્ષત્રિ છો અને તમારામાંના રામચંદ્રજી પણ ક્ષત્રિય હતા. તેમણે સમુદ્ર ઉપર પથ્થરની પાજ તારી તેમ જો તમે આટલી નાની સરખી કાંકરી જ તરતી રાખી શકો, તો હું તમને ખરા ક્ષત્રિય માનું, એવો એનો ભાવ છે. "

પછી તેણે વિચાર કર્યો કે " જેવો એ બ્રાહ્મણ છે, તેવો જ હું પણ ક્ષત્રિય છું, એમાં તો શક નથી. અને જેમ કાલ ફરતાં એવા ક્ષત્રિય પૃથ્વી ઉપર મળવા દુર્લભ છે, તેમ એવા બ્રાહ્મણ પણ આ કલિકાલમાં મળે એમ નથી, તેથી તેવા મહાન્ પૂર્વજના વાદ કરવા, એ કોઇ રીતે યોગ્ય નથી ! "

આટલી પરીક્ષા કરી, છતાં ભોજને સંતોષ ન વળ્યો. તેથી એ કુટુંબ સાથે વિશેષ વાતચિત કરવાના ઇરાદાથી રાત્રિને સમયે કઠીયારાનો વેષ લઇ પાછો તેના મુકામે ગયો. માર્ગમાંથી તેણે લાકડાની નાની સરખી ભારી બાંધી લીધી. આ વખતે શહેરના દરવાજા બંધ થવાનો વખત થવા

આવ્યો હતો. રાજાએ તેમના ઉતારા પાસે આવી કહ્યું:—" હે વૃદ્ધજન ! જંગલમાં હું લાકડાં કાપવા રહ્યો, તેથી મોડું થયું, અને શહેરના દરવાજા બંધ થઈ ગયા. તમારે ત્યાં લાકડાં ખપશે, એવી ઉમેદથી હું અહિં તમારી પાસે આવ્યો છું. માટે તમને જોઈતાં હોય તો તે વેચાતાં લ્યો."

કઠીઆરાનાં આવાં વચન સાંભળી, તેમને લાકડાં જોઈતાં હતાં, તેથી પેલા વૃદ્ધે તે ખરીદ કર્યાં અને તેને પૈસા ચૂકવી આપ્યા. પૈસા લીધા પછી કઠીઆરા રૂપ રાજાએ કહ્યું:—" હે બ્રહ્મદેવ ! શહેરના દરવાજા બંધ થઈ ગયા છે, માટે આપ આજ્ઞા આપો તો હું આજ અહીં જ એક બાજુએ પડયો રહું."

વૃદ્ધ બ્રાહ્મણ:—" ભલે ભાઇ! પડી રહે એમાં અમારૂં શું જવાનું હતું ?"

એટલે કઠીઆરો ત્યાં જ લાંબો થઇને સૂતો. પેલાં ચાર જણાંઓએ વિચાર કીધો કે, આપણ ચારે જણ એક એક પોહોર સુધી જાગવાનો વારો કરીએ તો સારૂં; નહિ તો આ જંગલમાંથી કોઇ આપણા સરસામાન ઉપાડી જશે.

વૃદ્ધને જાગવાને રાત્રિનો આગલો ભાગ ઠીક પડે તેથી તેને માટે પહેલા પોહોરનો વારો ઠરાવાયો. વૃદ્ધ જાગતો રહ્યો અને બાકીનાં ત્રણ જણાં ઉંઘી ગયાં. બાદ યોગ્ય તકે વૃદ્ધની પરીક્ષા કરવા કઠીયારાએ (ભોજે) તેને પ્રશ્ન કર્યો:—

**असारे खलु संसारे सारमेतत्त्रयं स्मृतम् ॥**

ભાવાર્થ:—આ અસાર સંસારમાં ખરેખર ત્રણ વસ્તુઓ સારવાળી મનાયલી છે, તે કઈ કઇ ?

આ સાંભળી, વૃદ્ધજન બોલ્યો:—

**काश्यां वासः, सतां सेवा, मुरारेः स्मरणं तथा ॥ १ ॥**

ભાવાર્થ—કાશીમાં નિવાસ, સંતોની સેવા, અને મુરારિ–વિષ્ણુના સ્મરણમાં લીન રહેવું, એ ત્રણ વસ્તુઓ જ સારવાળી છે.

આ સાંભળી, રાજા ઘણા જ ખુશી થયો. પછી એક પોહોર પૂરો થયો ત્યારે વૃદ્ધજન સુઈ ગયો અને વૃદ્ધાનો જાગવાનો વારો આવ્યો, તેથી તે જાગતી બેઠી. પછી યોગ્ય તક આવતાં રાજાએ તેને પૂછ્યું—

**असारे खलु संसारे सारमेतद्द्वयं स्मृतम् ।**

ભાવાર્થ—આ અસાર સંસારમાં માત્ર બે જ વસ્તુ સારવાળી છે, એમ કહેવાય છે, તો તે કઈ કઈ ?

વૃદ્ધા તરત જ બોલી:—

**कंसारः शर्करायुक्तः कंसारिचरणद्वयम् ॥ १ ॥**

ભાવાર્થઃ—શાકર સાથે સીઝવેલો, કંસાર સારવાન છે અને કંસના શત્રુ( શ્રીકૃષ્ણ )નાં ચરણારવિંદ સુધા સમાન છે, આ બે વસ્તુઓ આ અસાર સંસારમાં સારવાળી છે.

આ સાંભળી, રાજા ઘણા જ ખુશી થયો. તેને વિચાર આવ્યો કે વૃદ્ધ ડોસીએ ભલી ઘડપણને યોગ્ય ખાદ્ય વસ્તુ અને સુયોગ્ય પૂજ્ય પ્રભુની વરણી કરી છે:

પછી બીજો પોહોર પૂરો થતાં ત્રીજો પેહોર શરૂ થયો. એટલે વૃદ્ધા સુઈ ગઈ અને તેનો પુત્ર સાચવવા બેઠો. પછી લાગ મળતાં કઠીઆરારૂપ રાજાએ તેને પૂછ્યું—

**असारे खलु संसारे सारं श्वशुरमान्दिरम् ।**

ભાવાર્થ—આ અસાર સંસારમાં સાસરાના ઘરનો વાસ જ સારવાળો મનાયલો છે, એ શું ખરૂં છે ?

આ સાંભળી પુત્રે ઉત્તર આપ્યો:—

**हरः शेते हिमगिरौ हरिः शेते पयोनिधौ ॥ १ ॥**

ભાવાર્થ—તેથી જ હર, શંકર હિમાચળમાં એટલે સસરાના ઘરને આંગણે અને હરિ, લક્ષ્મીપતિ, વિષ્ણુ ભગવાન સમુદ્રમાં સસરાને ત્યાં સુવે છે. ( લક્ષ્મી સમુદ્રમંથન વેળા સમુદ્રમાંથી નીકળી છે તેથી સમુદ્ર તેમનો પિતા લેખાય છે. )

આ સાંભળી, ભોજરાજા ઘણો જ પ્રસન્ન થયો. આ પ્રમાણે રાત્રિના ત્રણ પોહોર પૂરા થયા, એટલે પુત્ર પણ સુઈ ગયો અને તેની સ્ત્રી યુવતી જાગતી બેઠી. વળી સંધિ જોઈ રાજાએ તે પુત્રવધુને પૂછ્યું:—

**असारे खलु संसारे सारं सारंगलोचना ॥**

ભાવાર્થ—આ અસાર સંસારમાં બધું નકામું છે, માત્ર એકલી મૃગાક્ષી નાર જ સારવાળી છે.

આ શબ્દો સાંભળી, ચતુર પુત્રવધુ સમજી ગઈ કે, આ કઠીઆરો ન હોય પણ એ તો નક્કી રસીલો ભોજરાજા જ છે. અને તે માર્મિક અને રસિક પ્રશ્ન કરી મને ડુલાવે છે. પરંતુ હું યે ખરી કે તેને બોલતો જ બંધ કરી દઉં.

પછી એને જવાબ આપતાં તે બોલી:--

**यस्याः कुक्षौ समुत्पन्ना भोजराज! भवादृशाः ॥ १ ॥**

ભાવાર્થ—એથી જ હે ભોજરાજા! આપના જેવા રાજાઓ-શ્રેષ્ઠ પુરુષો એ નારીઓની કુખમાંથી ઉત્પન્ન થયા છે. તો પછી મૃગાક્ષી અસાર સંસારમાં સારવતી લેખાવી જ જોઇએ.

એ પુત્રવધુએ પોતાને આમ ઓળખી કાઢયો છે, એ જાણી ભોજ રાજા પ્રસન્ન થયો. થોડી વાર પછી શહેરના દરવાજા ઉઘડ્યા કે તરત જ તે નગરમાં ગયો; એક મોટી સ્વારી કાઢી, અને આ સરસ્વતી કુટુંબનો ભારે ઉત્સવપૂર્વક આદરસત્કાર કરી, નગરમાં નિવાસ આપ્યો અને તેમને ઘટતું વર્ષાસન પણ બાંધી આપ્યું.

---

## વાર્તા ૫૩ મી-સરસ્વતી કુટુમ્બ.

( ૨ )

એક સમય એવો હતો કે કાશ્મિર દેશ સરસ્વતીની ભૂમિ ગણાતો હતો, અને તેથી દેવી સરસ્વતીનું નામ પણ કાશ્મિરમુખમંડની પડયુ હતું. ત્યાં એક સરસ્વતીકુટુંબ વસતું હતું. તેની સ્થિતિ મધ્યમ સરની હતી. મૂળે જો કે આ કુટુમ્બ ધનાઢય હતું, પરંતુ 'દૈવ રૂઠે સર્વ રૂઠે ' તેમ દશા ફરતાં તેની સઘળી લક્ષ્મી તણાઇ ગઈ. લક્ષ્મી અને સરસ્વતીનો એક સ્થળે મેળ ન હોય, ' એ ઉકિત સફલ થઇ; અને મહા મુશ્કેલીએ દહાડા કાઢવાના આવ્યા. એવામાં અનાવૃષ્ટિથી દુષ્કાળ પડયો. એટલે એ આખું કુટુંબ એક દાસી સાથે ભોજનો આશ્રય મેળવવા ધારા નગર આવ્યું; અને ત્યાં એણે એક નાનું ઘર ભાડે લીધું, પરંતુ જેમ કસ્તુરીનો સુગન્ધ ઢાંકયો રહેતો નથી, તેમ આ કુટુબનાં સઘળાંયે જણાં વિદ્યાવંતાં અને શીળાં હોવાથી તેમની ખ્યાતિ ઢાંકી ન રહી. ભોજ રાજા વખતો વખત નગરમાં નવાં આવનારાંઓની ખબર કાઢતો હતો; તેથી એક વેળા એક દંડધરે ભોજને નવા આગંતુકોના આગમનની તેની પૃચ્છાના ઉત્તરમાં કહ્યું—

**બાપો વિદ્વાન બાપ પુત્રોપિ વિદ્વાન ।**
**આઈ વિઉષી આઇધુઆપિ વિઉષી ।**
**કાણી ચેટી સાપી વિઉષી વરાકી ।**
**રાજન્મન્યે વિજ્જ પુઞ્જં કુટુમ્બમ્ ॥**

ભાવાર્થ—હે રાજન્ ! એક નવું વિલક્ષણ, સરસ્વતી કુટુંબ આપણા ધારાનગર આવ્યું છે. તેમાં બાપ વિદ્વાન્ છે, દિકરો વિદ્વાન્ છે, માતા વિદ્વાન્ છે, પુત્રવધુ પણ વિદ્વાન્ છે, અને એક દાસી છે તેય છે તો ભણેલી પણ આંખ્યે જરાક કાણી છે. વિશેષમાં આ ટોળામાં એક રૂપવતી કન્યા છે, પરંતુ તેના ગુણો વિષે કે લગ્નેચ્છા વિષે કંઈ જણાયું નથી.

દંડધરના આવા પ્રહસનભર્યાં તેમજ સાભિપ્રાય સમાચારથી, ભોજ એ સરસ્વતી કુટુંબનું ચાતુર્ય પારખવા ઘણો જ ઉત્સુક થયો. તેથી,

રાત્રીનો પહેલો પોહોર થયો, ત્યારે પોતે વેષ બદલી એ કુટુંબ જે ગૃહમાં વસતું હતું ત્યાં ગયો. અને દ્વાર ઉપર જઈ હાંક મારી કે,

"હું એક પંથી ઘણે દૂરથી આવું છું, આવી કવેળાએ મારા જેવા અતિથિને કંઈ આશરો મળશે ?"

એટલે દાસી તરત જ બહાર આવી અને બોલીઃ—"હે પંથી! તારી યાચના નિષ્ફળ છે."

ત્યારે પંથીએ પ્રશ્ન કર્યોઃ—"હે સુંદરી! હું સારા અને ભલા માણસનું ઘર જોઈને આવ્યો છું અને મેં એક શુકન નાંખ્યો છે. તેથી મારો શબ્દ નિષ્ફળ જાય, એ તમારા જેવા કુલીનને શોભે નહીં. કહેવત છે કે "મરજો માગનાર કે મોં જોઈને માગ્યું નહીં અને મરજો આપનાર કે મોં જોઇને આપ્યું નહીં."

એટલે ચકોર દાસીએ કહ્યુંઃ—"હે પંથી! તારૂં કહેવું ખરૂં છે. પરંતુ અમે લાચાર છીએ. અમારું ઘર સૂતકી છે! અને સૂતકી ઘરમાંથી બ્રાહ્મણને દાન આપવું નિષિદ્ધ છે

તેના શબ્દોની ઢબછબ ઉપર કુતૂહલ જાગૃત થતાં પંથી બોલ્યોઃ—"તમારે ત્યાં કોનો જન્મ થયો છે ?"

દાસી બોલીઃ—"વિત્ત અને વીર્ય માત્રને હરી લેનારા દારિદ્રયરૂપી પુત્રનો પ્રસવ અહીં થયો છે!"

પંથી બનેલો રાજા દાસીનો આવો ચમત્કારિક ઉત્તર સાંભળી ઘણો જ ખુશી થયો. અને તેની ખાત્રી થઈ કે, જ્યારે એક દાસી આવી કુશળ છે, ત્યારે આખું સરસ્વતી કુટુંબ પણ બેશક કુશળ હોવું ઘટે છે.

ભોજ અને દાસી આમ વાત કરતાં હતાં, તે સાંભળી વૃદ્ધજને દાસીને અંદર બોલાવી અને કહ્યુંઃ—"થાકેલો પંથી આર્જવતાથી એક જ રાત્રિ માટે આપણે ત્યાં રાતનિવાસ માગે છે, માટે તેને અંદર બોલાવ, એ કોઇ સુજન દેખાય છે."

વૃદ્ધની ઇચ્છાથી દાસીએ પંથીને અંદર આવવા દીધો. અંદર આવતાં ભોજ તેના ઘરની સુઘડતા તેમ જ વ્યવહાર આદિ જોઈ ઘણો જ

પ્રસન્ન થયો અને પોતાની ઓળખ કરાવી. પછી તેમની શાલીનતાની પરીક્ષા કરવા આવવાનો પોતાનો હેતુ પણ પ્રકટ કર્યો.

પછી સર્વ સ્વસ્થ થઈ એકત્ર મળ્યાં, ત્યારે ભોજે પ્રથમ વૃદ્ધ-જનને નીચેનું પદ કહી સમશ્યાપૂર્તિ કરવા કહ્યું:—

**असारात्सारमुद्धरेत्**—અસાર વસ્તુમાંથી પણ શાણા માણસે સાર કાઢવો.

એટલે વૃદ્ધજન બોલ્યો;—

**दानं वित्तादृतं वाचः कीर्तिधर्मौ तथायुषः ।**
**परोपकरणं कायादसारात्सारमुद्धरेत् ॥**

ભાવાર્થ—જગત્‌માં અસારરૂપ વિત્ત—ધન મનાય છે, પરન્તુ તેમાંથી દાનરૂપ સાર, વાણીમાંથી ઋત-સત્યરૂપી સાર, આયુષ્યમાંથી ધર્મરૂપી તેમ જ કીર્તિરૂપી સાર અને અસાર કાયામાંથી પરોપકારરૂપી સાર, શાણા પુરૂષે કાઢી લેવો જોઈએ. અર્થાત્ અસાર વસ્તુને એળે ન જવા દેતાં તેમાંથીયે ઉત્તમ સાર કાઢવામાં આવે તો તે મહા ફલદાયી થાય છે.”

વૃદ્ધતાને યોગ્ય આવો ઉત્તર સાંભળી, રાજા ભોજ મનમાં ઘણો જ પ્રસન્ન થયો.

પછી બીજો પ્રસંગ કાઢી, પુત્રને કહ્યું કે, હું આ એક શ્લોકનું બીજું અને ત્રીજું ચરણ ઉચ્ચારૂં છું, અને તું આખોયે શ્લોક પૂરો કરઃ—

**हिमालयो नाम नगाधिराजः । चकार मेना विरहातुराङ्गी ।**

એટલે યુવાન બોલ્યો;—

**तव प्रतापज्वलनाज्जगाल हिमालयो नाम नगाधिराजः ।**
**चकार मेना विरहातुराङ्गी प्रवालशय्या शरणं शरीरम् ॥**

ભાવાર્થ—હે રાજન્ ! તારા પ્રતાપરૂપી જ્વલન—અગ્નિથી પર્વતોનો રાજા હિમાલય ગળવા ( ઓગળવા—પાણી પાણી થવા ) લાગ્યો; આમ પતિને ગળતો જોઇને તેનું શું થશે ? મારે વિધવા તો થવું નહીં પડે ? શું મારે વિરહવેદના વેઠવાની છે ? આવા વિરહવિચારથી આતુર થયલી

તેની અંગના સુંદરી મેનાએ હિમાલયના શરીરને પ્રવાલપર્ણના નવા અંકુરોની શય્યામાં ભારી રાખ્યું છે, જેથી તેને અગ્નિ ઓછો લાગે.

આવી સમશ્યાપૂર્તિથી રાજા ભોજ આશ્ચર્યચકિત થયો. પછી તેણે વૃદ્ધા સ્ત્રીને પૂછ્યું,—

**કવણુ પીઆવઉ ખીરૂ—**

ભાવાર્થ—"હું તે દુધ કોને પાઉં !"—એ પદની સમસ્યા હે માતા ! તમે પૂરી કરો.

એટલે વૃદ્ધા બોલી:—

**જઈ યહુ રાવણુ જાઈયઉ દહમુહ ઈક્કુ શરીરૂ;**
**જણુણી વિયમ્ભી ચિન્તવઈ કવણુ પીયાવઉ ખીરૂ.**

ભાવાર્થ—જ્યારે રાવણ જન્મ્યો, ત્યારે તેનું એક આખું શરીર અને દશ માથાં જોઇને તેની જનની કંપી ઉઠી અને તેને એવી ચિંતા થઈ કે, મારે આ દશ મોંઢાંમાંથી તેના કીયા મોંઢાને દુધ ધરાવવું !

ભોજ તેના આવા હાજર જવાબથી પરમ પ્રસન્ન થયો. પછી તેણે પુત્રવધુને નીચેની સમશ્યા પૂછી:—

**મઈં કણ્ઠિ ઈ વિલુલ્લઈં કાઇ.**

ભાવાર્થ—હવે મારે કોને ગળે વળગવું !

તરત જ પુત્રવધુ બોલી;—

**કાણુ વિ વિરહુ કરાલિઈં પઈ ઉડ્ડાવિયઉ વરાઉ ।**
**સહિ અચ્ચ ભુઉ દિટ્ઠુ મઈં કણ્ઠિ ઈં વિલુટ્ટલઈ કાઉ ॥**

ભાવાર્થ—એક કલહાંતરિતા સુંદરી–પ્રેમકલહમાં પતિનો તિરસ્કાર કરી પછી પસ્તાવો કરનારી સ્ત્રી–એ, વિરહથી વ્યાકુલ થયલા વરાક (ગરીબ) પતિને કામકેલીના સમયે એવો તો ચપટીમાં આબાદ ઉડાવ્યો કે તે બિચારો નિરાશ થઇને ત્યાંથી સોંસરો જ ચાલ્યો ગયો. પરંતુ પોતે સ્ત્રી તો વિરહાતુર હતી જ, માત્ર અભિમાન અને ચેષ્ટા ખાતર જ તેણે પતિનો તિરસ્કાર કરેલો હોવાથી તે વદાય થતાં પોતે વિરહથી બળવા લાગી; એટલે તે સખીને કહેવા લાગી કે, હે સખી ! હવે મારે

કોને ગળે વળગવું ? આજે આ મેં અતિ આશ્ચર્યભૂત ( નવાઈ પમાડે એવો ) પ્રકાર અનુભવ્યો છે. મારો કંઠ પતિના આશ્લેષ માટે વલખાં મારી રહ્યો છે, પણ તે તો રીસાઇને ચાલ્યો ગયો છે. તો કહે કે હવે કોને વળગવું ?

પછી રાજાએ આ સરસ્વતી કુટુંબમાં જે એક રૂપવતી કન્યા હતી તેની તરફ વાત કરવા દૃષ્ટિ ફેરવી, પરંતુ તે તો શરમાઇને કટાક્ષ મારતી અંદર જ ચાલી ગઇ, તે બહાર ન આવી; એટલે તેના મોહબાણથી ઘાયલ થયલો ભોજ લાચારીએ ત્યાંથી વિદાય થયો.

ત્યાંથી ભોજ રાજા સર્વેને ઘટતો સરપાવ આપી રાજભુવનમાં ગયો અને શયનાગારમાં જઈ પથારીમાં પડયો. પરંતુ પેલી રૂપવતી કન્યાના લાવણ્યનો મોહ તેને એવો તો સજ્જડ લાગ્યો હતો કે, તેને નિદ્રા આવી જ નહિ. અને ઘણી જ બેચેની જણાવા માંડી એટલે તે અગાશીમાં આવ્યો. તે વેળા પૂર્ણ ચંદ્ર પ્રકાશતો હતો. ચન્દ્રનાં કિરણો જો કે વસ્તુતઃ શીતલ છે પરંતુ વિરહાવસ્થાથી તેને એ કિરણો અતિ ગરમ લાગ્યાં અને ઘેલાની પેઠે લવારો કરવા લાગ્યો કે, મારાથી આ ઊનાં ઊનાં ચન્દ્રકિરણો મુદ્દલ સહન થતાં નથી, માટે તે નિવારવા માટે મારે માથે હે સેવક ! એક છત્ર ધર. ”

તરત સેવકે તેને માથે છત્ર ધર્યું; છતાં કાંઇ શાતા વળી નહીં, અને પેલી સૌન્દર્યમૂર્તિ કુમારિકાનું જ રટણ કરવા માંડયું.

દરમ્યાન પેલી રૂપવતી કન્યા પણ ભોજ તરફ મોહબાણે વિંધાયાથી એટલી બધી આકર્ષાઇ કે, તેને પણ ઘરમાં કાંઈ નિરાંત ન વળી અને છાનીમાની અભિસારિકાનો વેષ લઈ, રાજમંદિરે આવી અને એક દૂતી સાથે રાજાને પોતાનો સંદેશો કહાવ્યો. રાજાને તો તે જ જોઈતું હતું, એટલે એણે ઉપર તેને પાસે બોલાવી અને કહ્યું:—“ હે સુંદરી ! મને અસાધ્ય વ્યાધિથી મુક્ત કરવા તારાં વચનરૂપી અમૃતનો એક ઘુંટડો પા. ”

ત્યારે રૂપવતી બોલી:—

**राजन् भोजकुलप्रदीप निखिलक्ष्मापालचूडामणे**
**युक्तं संचरणं तवात्र भुवने छत्रेण रात्रावपि।**
**माभूत्त्वद्वदनावलोकनवशाद्व्रीडा विलक्षः शशी**
**माभूच्चेयमरुन्धती भगवती दुःशीलताभाजनम् ॥**

ભાવાર્થ—"હે **ભોજ** રાજન્! હે ભોજકુલના દીપક! હે સમસ્ત રાજાઓના ચુડામણિ! આ જગતમાં તમારે રાત્રિએ પણ માથે છત્ર ધરાવીને ફરવું, એ જ સર્વથા યોગ્ય છે; નહીં તો તમારૂં મુખ જોતાં લજ્જા પામતા ચન્દ્રને ભોંઠા પડી, શિઘ્ર ગતિથી વાદળાંમાં સંતાઇ જ જવું પડશે! તેમ બિચારી વસિષ્ઠ મુનિની પતિવ્રતા સતી ભગવતી **અરુંધતી** (આકાશમાં તારારૂપે સપ્તર્ષિની ગાહ્લી નામે ઓળખાતા તારાઓના ઝુમખા ભેગી તારારૂપે રહેલી છે તે) જે ઘણા કાળથી પોતાનું પતિવ્રતાપણું જાળવી રહી છે, તેના જોવામાં તમારૂં રૂપ આવે તો તેની કદાચ ધીરજ ખૂટી જાય, અને પતિવ્રત ગુમાવી બેસે."

રૂપવતીનું આવું અભિપ્રાયભર્યું વચન સાંભળી, રાજાએ ગાંધર્વ વિધિથી તેની સાથે તત્કાળ અગાશીમાં જ પાણીગ્રહણવિધિથી લગ્ન કીધું, અને અંતઃપુરમાં ભોગિની સ્ત્રી તરીકે તેને રાખી લીધી.

પછી **ભોજે સરસ્વતી** કુટુંબને શરપાવ તો આપ્યો હતો, પણ તે ઉપરાંત ઘટતી આજીવિકાની બીજી જોગવાઇ પણ કરી આપી.

## વાર્તા ૫૪ મી—સરસ્વતીકુટુમ્બ.

( ૩ )

એક વખતે ધારાનગરનો ભોજરાજા બ્રહ્મસભામાં વિરાજતો હતો તે વેળા દ્વારપાળે આવી વરદી માગી કે, "હે મારા સ્વામી! દૂર દેશથી આવેલો એક વિદ્વાન્ દ્વારે ઉભો છે. તેની સાથે એની વિદુષી સ્ત્રી, વિદ્વાન્ પુત્ર અને વિદુષી પુત્રવધુ પણ છે. એ આખુંયે કુટુંબ વિદ્યાવંતું હોઇને સરસ્વતી કુટુંબ તરીકે ઓળખાય છે. માટે આપની જો સંમતિ હોય તો સભામાં તેનો પ્રવેશ કરાવું."

ભોજઃ-"ભલે; અહો! સરસ્વતીની કૃપા મારી ઉપર ભારે છે!"

તરત જ દ્વારપાલે એ કુટુંબને સભામાં પ્રવેશ કરાવ્યો. પરંતુ તત્કાલ બીજા કેટલાક પંડિતો પણ સભામાં આવ્યા. એટલે રાજા તેમનો સત્કાર કરવાના પ્રસંગોમાં રોકાયો. દરમ્યાન પેલું કુલીન સરસ્વતી કુટુંબ લેશમાત્ર પણ અધીરૂં ન બનતાં, કે પોતાની અવજ્ઞા કે ઉપેક્ષા થયાનું પણ માની ક્રોધી ન થતાં, પોતાના સત્કારના યોગ્ય સમયની રાહ જોતું શાંત બેસી રહ્યું. નવા આગંતુક પંડિતોને ભોજ સંતોષી રહ્યો, હતો એટલે સહસા તેની દૃષ્ટિ આ કુટુંબ ઉપર પડી; અને તેને શાંત તથા વિનયી જોતાં વિલંબ સકારણ લાગવા માટે તેની ક્ષમા માગી. પછી તેનું ચાતુર્ય જાણવા નીચેનું ચરણ ધરી, સમસ્યાપૂર્તિ કરવા પ્રત્યેક જણને કહ્યુંઃ—

**क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे**

ભાવાર્થ—મહા પુરૂષોની ક્રિયાની સિદ્ધિ સત્વ-સામર્થ્ય-પરાક્રમમાં જ રહેલી છે, નહીં કે ઉપકરણ-સાધનોમાં—

અર્થાત્ જેમ અછકલા માણસો, 'ઠોઠ નિશાળીયાને વતરણાં ઘણાં' એ કહેવત પ્રમાણે, કોઈ કાર્ય કરવા માંડવા અગાઉ તે પાર પાડવાની પોતાની શકિત છે કે નહીં, તે ન વિચારતાં, પોતાના સામર્થ્ય ઉપર જ સંકલ્પબલ-ઇચ્છાશકિત ઉપર ઝઝુમવાથી જ કાર્ય સધાશે એવો વિચાર ન કરતાં, તે પાર પાડવાનાં સાધનોને મહત્વનાં અને પોતાના સામર્થ્ય તેમ જ ઇચ્છાશકિતને લઘુ-ગૌણ લેખે છે, તેમ મોટા પુરૂષો કરતા નથી; પરંતુ તેઓ પોતાનું સત્વ-સામર્થ્ય પ્રથમ માપે છે અને

ઇચ્છાશકિત, સંકલ્પબળ સબળ હશે તો કાર્ય સાધવાને સાધનો તો આપોઆપ આવી મળશે જ, એમ સમજે છે. અને કાર્ય પાર ઉતારવા તત્પર થાય છે.

આવું ભાવભર્યું ચરણ સાંભળી, વૃદ્ધ પુરૂષ પ્રથમ બોલ્યોઃ—

**घटो जन्मस्थानं मृगपरिजनो भूर्जवसनो**
**वने वासः कन्दामशनमपि च दुःस्थं वपुरिदम् ।**
**अगस्त्यः पाथोऽधिं यदकृतकराम्भोजकुहरे**
**क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥**

ભાવાર્થ—" મહાત્મા અગસ્ત્ય મુનિએ, અગાધ અને અતાગ સમુદ્રોના જળનું પાન કરવા રૂપ મહાભારત કાર્ય એકલે હાથે, વિના સાધને, અને તેય વિના આશ્રયે વિષમ સ્થિતિમાં કેમ સાધ્યું: જુઓ ખરા; તેમનાં સાધનસામગ્રીઓ શાં શાં અને કેવાં કેવાં હતાં ? તેઓને અનુકૂલતા કેવી હતી ! તેઓની જન્મભૂમિ તો એક ઘડો હતો; અર્થાત્ પિતામાતા તરફની કોઈ સાધન કે આશ્રયની અનુકૂળતા ન હતી; તેમનાં પરિજનો બાપડાં મૃગલાં હતાં; એટલે કોઇ સહાયક પણ ન હતું; વસ્ત્ર પણ 'ભૂર્જ'પત્રનાં-વૃક્ષની છાલનાં હતાં; નિવાસ પણ વનનો હતો; આહારમાં કન્દમૂળ હતાં, અને તેમનું શરીર પણ દુર્ઘટ હતું; છતાં તેમણે સમગ્ર વિશાળ મહા સમુદ્રને હાથની એક જ અંજલિમાં લીધો અને તેનું પાન કર્યું, કારણ મહાત્માઓની ક્રિયાસિદ્ધિ તેમના પોતાના સત્વ-સામર્થ્યમાં જ રહેલી છે, નહીં કે સાધનસામગ્રીઓમાં.

ભોજે આવું ચમત્કારિક કાવ્ય સાંભળી, પ્રસન્ન થઇને સોળ અમૂલ્ય મણિઓ તેને દાનમાં દીધા.

પછી તેણે એ વૃદ્ધજનની સ્ત્રીને કહ્યું:—" હે અંબા ! તમે પણ આ જ સમસ્યા પૂરી કરો."

એટલે તે બોલીઃ—

**रथस्यैकं चक्रं भुजगयमिताः सप्त तुरगा**
**निरालम्बो मार्गश्चरणविकलः सारथिरपि ।**

**रविर्यात्येवान्तं प्रतिदिनमपारस्य नभसः**
**क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥**

ભાવાર્થ—સૂર્ય જો કે તેના રથને માત્ર એક જ પૈડું છે; તેને દોરનારા વાહક જો કે સાત ઘોડા છે ખરા પરંતુ તેમની રાશ સર્પોની બનેલી છે એટલે તે વિષમ અને વિશ્વાસભરી નથી, જે માર્ગે તેનો રથ હંકાવાનો છે, તે માર્ગ કોઇ આધાર વગરનું આકાશ છે, તેનો સારથિ અરૂણ પણ પગ વગરનો અને અપંગ છે, તેમ છતાં તે દરરોજ અપાર અંતરવાળા સમગ્ર આકાશનો પાર કાઢે છે; એ ખરૂં છે કે મહાત્માઓ પોતાની કાર્યસિદ્ધિઓનો આધાર પોતાના સત્વ–સામર્થ્યમાં જ લેખે છે, નહીં કે આસપાસનાં સાધન-સામગ્રીઓમાં. '

વૃદ્ધ બ્રાહ્મણીની આવી પ્રાસાદિક ઉક્તિ સાંભળી, ભોજ પ્રસન્ન થયો, અને તેને સત્તર હાથીઓ તથા સાત રથ દાનમાં દીધા.

પછી ભોજ બ્રાહ્મણના પુત્રને કહ્યું;—" હે યુવાન્ ! તું પણ આ જ સમસ્યા પૂરી કર. '

એટલે તે પણ બોલ્યો:—

**विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि-**
**र्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।**
**पदातिर्मर्त्योऽसौ सकलमवधीद्राक्षसकुलं**
**क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥**

ભાવાર્થ—જો કે રામચંદ્રજીને જિતવાની હતી તો અજિત લંકા, ચરણવડે તરવાનો હતો મોટો સાગર, હરાવવાનો હતો દશ મસ્તકવાળા અને અસંખ્ય શૂરવીર તથા વિવિધ જાતિભાતિનાં વાહનોવાળા રાક્ષસોના દળના નેતા દુઃસહ રાવણને, જ્યારે તેને રણાંગણમા મદદ કરનારા હતા વાંદરાઓ અને રીંછો, તેમ પોતે હતા પગપાળા અને મૃત્યુધર્મવાળા માનવ, છતાંયે તેમણે દુર્જય સકલ રાક્ષસકુલને હણ્યું. કારણ મહાન પુરૂષો પોતાની ક્રિયાની સિદ્ધિનો આધાર પોતાના સત્વ–સામર્થ્ય ઉપર જ રાખે છે, નહીં કે આસપાસનાં સાધનસામગ્રીઓ ઉપર.

આથી પ્રસન્ન થઈ, ભોજે એ બ્રાહ્મણપુત્રને અઢાર હાથીઓનું દાન આપ્યું.

પછી તેની વહુ, જે સુકોમલ, મનોહારિણી અને ઘાટિલાં અવયવોથી સુશોભિત હતી, તેમ જ સાક્ષાત્ શૃંગારરસથી જ બનેલી હોય એવી સૌન્દર્યવતી હતી, તથા ચંપકલતા સમાન લાવણ્યમય ગાત્રવાળી હતી, તેને જોતાં રાજાને વિચાર આવ્યો કે "આ કોઈ સરસ્વતીનો લીલા અવતાર હોય એમ જણાય છે." પછી તેને મનથી પ્રણામ કરી તેણે કહ્યું:– "હે માત ! તું પણ આ સંબંધમાં એક આશિર્વચન બોલ."

એટલે તેણે નીચેની ઉક્તિ કહી:—

**धनुःपौष्पं मौर्वी मधुकरमयी चञ्चलदृशाम्**
**दृशां कोणो बाणः सुहृदपि जडात्मा हिमकरः ।**
**स्वयं चैकोऽनङ्गस्त्रीभुवनमपि व्याकुलयति**
**क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ।**

ભાવાર્થ—કામદેવ, જોકે તેનું ધનુષ્ય તો પુષ્પોનું બનેલું એટલે કે સુકોમળ છે; વળી એ ધનુષ્યની પણછ મધુકરમયી (ભ્રમરાઓની) છે, તેમ ધનુષ્યે ચઢાવાનું બાણ તે વનિતાઓનાં નેત્રોની અણી છે; તેનો સાથી પણ જડ તેમ જ હિમકર ( શિતલ–ઠંડો ) ચન્દ્રમા છે. અને પોતે અંગ વગરનો છે, છતાં તે ત્રણે ભુવનોનેય આકુલવ્યાકુલ કરી નાંખે છે: કારણ મોટા પુરૂષોની ક્રિયાસિદ્ધિ તેમના પોતાના જ સત્વ ઉપર અવલંબેલી છે; નહીં કે ઉપકરણો–સાધનસામગ્રીઓ ઉપર.

રાજા તેની આવી ચમત્કૃતિભરી કૃતિ સાંભળી, એટલો બધો પ્રસન્ન થયો કે દંડધરને બોલાવી રણવાસમાં મોકલ્યો અને રાણી લીલાવતીનાં, મોતી, વૈડુર્ય અને પરવાળાંનાં આભરણો મગાવી દાનમાં દીધાં.

આ રીતે ઉત્તમ પ્રકારે સત્કાર કરી, ભોજે આ સરસ્વતી કુટુંબને ધારા નગરમાં વસવાની સોઇ કરી આપી.

---

## વાર્તા ૫૫ મી—ભ્રુકકુણ્ડ પણ્ડિતની ચોરી.

એક સમયે ભોજ રાજા મધ્ય રાત્રિએ નવા રાજમંદિરમાં પર્યંક ઉપર સૂતો હતો. પોતે તે વેળા અર્ધો જાગતો હતો અને રાણી ઘસઘસાટ ઉંઘતી હતી, અને તેનું ઉત્તરીય વસ્ત્ર અસ્તવ્યસ્ત થયલું હતું. અને પાસેની બારીમાંથી આડાં ચંદ્રકિરણો તેની છાતી ઉપર પડ્યાં હતાં. આવું મનહર અને મોહક દૃશ્ય જોઈ વિલાસી ભોજ રાજાના મુખમાંથી એકાએક નીચેનું પૂર્વાર્ધ સહસા નીકળ્યુંઃ—

**गवाक्षमार्गप्रविभक्तचन्द्रिका-**
**विराजते वक्षसि सुभ्रु ते शशी ।**

ભાવાર્થ—હે કમાન જેવી વાંકી અને સુંદર ઘાટીલી ભ્રમરોવાળી સુંદરી! ગોખમાંની સોનાના દંડવાળી જાળીમાંથી આવવાને લીધે જેની ચંદ્રિકા (કિરણો) વહેંચાઇ ગઇ છે, એવો ચન્દ્ર તારી છાતી ઉપર વિરાજી રહ્યો છે.

આટલું પૂર્વાર્ધ સહસા તેના મુખમાંથી નીકળતાં તો શું નીકળી ગયું, પણ ઉત્તરાર્ધ સ્ફુર્યું જ નહીં, એટલું જ નહીં પણ તે જોડી કાઢવાને આ પૂર્વાર્ધનો ઘણી ઘણી વાર ઉચ્ચાર કર્યાં કર્યો છતાં તેની સ્ફુરણા તેને થઈ જ નહીં; એથી તે ઘણું ગુંચવાયો.

એવામાં એક બનાવ તેના શયનમંદિમાં બન્યો. ભ્રુકકુણ્ડ નામના એક મહાન સમર્થ વિદ્વાન બ્રાહ્મણને ચોરીની બડી આદત પડી હતી. અને તે રાત્રે સંગદોષથી ભોજના શયનમંદિરમાંનું જરઝવેરાત ચોરવાને બીજા ચોરો સાથે આવ્યો હતો. મૂળે તે બ્રાહ્મણ હતો, તેથી તેનું હૃદય કાતર–બીતરૂં હતું. એથી વારે વારે તેને ફટક ફટક થયાં કરતું હતું, કે રખેને પકડાયા તો માર્યા જ છૂટયા, અને અવશ્ય આખી બ્રાહ્મણ જાતને માથે કલંક ચોંટવાનું તો પછી આ અવતાર પણ ભ્રષ્ટ અને આ વિદ્યા પણ કલંકિની થવાની. આવો વિચાર આવતાં તેને પસ્તાવો પણ થયો કે "અહોહો! મને શી કમબખ્તી લાગી કે હું અહીં આ જે રાજાના મંદિરમાં ચોરી કરવા આવ્યો!"

તે આવા વિચાર કરતો હતો, તેવામાં જ તેણે ભોજના મુખથી ઉપરનું પૂર્વાર્ધ સાંભળ્યું અને તે સાથે યુક્ત ઉત્તરાર્ધ રચવાની તેની ગુંચવણ અને મુંઝવણ પણ તે સમજ્યો, અને જેમ નૃત્ય થતું હોય તે વેળા પ્રેક્ષક તરીકે પણ આવેલી નાચનારીનો પગ ઠપકો દેવા ચૂકતો જ નથી; જેમ સંગીત સાંભળી તાલ દેવા સંગીતપ્રિય જનનો ઠેકો અટકતો જ નથી, તેમ ભ્રુકકુણ્ડ જો કે કર્મદોષથી ચોર થયો હતો, એ ખરું, પરંતુ તેની વિદ્વત્તાની ઉર્મિ ક્ષીણ થઈ ન હતી; તેથી પ્રસંગ, સ્થિતિ કે સમયનું ભાન તે એકદમ ભૂલી ગયો અને નીચેનું ઉત્તરાર્ધ સહસા બોલી ઉઠયોઃ—

प्रदत्तझंपः स्तनसङ्गवाञ्छया
विदूरपातादिव खण्डतां गतः । '

ભાવાર્થ—હે રાજન્! રાણી લીલાવતીના સ્તનમંડળની પોતાના ચંદ્રમંડલ કરતાં વિશેષ અપૂર્વ શોભા નિહાળતાં તેના સંગની વાંછાથી તેણે પોતે આકાશમાંથી તેની ઉપર યાહોમ ઝંપલાવતાં તો શું ઝંપલાવ્યું ખરું, પરંતુ ઘણે દૂરથી ઝંપાપાત કર્યાને લીધે જાણે તેના કટકા થઈ ગયા હોય તેમ દીસે છે.

આવો પ્રાસાદિક ઉત્તર, કોઈ બહારના મનુષ્યના મુખમાંથી નીકળેલો સાંભળતાં રાજા એકદમ ચમકયો. અને તેને વિશેષ નવાઈ એથી લાગી કે, શયનમંદિર સુરક્ષિત તેમ જ એકાંતમાં હોવાથી બહારનો માણસ તેમાં શી રીતે આવી શકયો હશે, તે સમજાયું નહીં. તરત જ ભોજે પરિચારકોને બોલાવ્યા અને તપાસ કરાવી; પરંતુ લુચ્ચા ચોરે તો પલાયન કરી ગયા. પણ પેલો બીચારો ભ્રુકકુણ્ડ બ્રાહ્મણ નાશી ન શકાવાથી પકડાયો. તે રાત્રે તો રાજાએ તેને કેદખાનામાં પૂરાવ્યો. પણ બીજે દિવસે યોગ્ય સમયે બ્રહ્મસભા ભરાતાં પેલા કેદીને તપાસ માટે રૂબરૂ બોલાવરાવ્યો. એટલે એક કાળો મેંશ (ચોરી કરનારા પુરૂષ કાળાં કર્મથી કાળા થાય છે, એવી માન્યતા છે) જેવો પુરૂષ સિંહાસન સામે ખડો થયો. ભ્રુકકુણ્ડ બ્રાહ્મણ આબરૂ જવાની અણી આવ્યાથી ગભરાયો, પરન્તુ સમયસૂચકતા વાપરી, ભોજે ચોરી કરવા આવવાનું કારણ પૂછતાં તે બોલ્યોઃ—

**भट्टिर्नष्टो भारवीयोऽपि नष्टो**
**भिक्षुर्नष्टो भीमसेनोऽपि नष्टो ।**
**भ्रुक्कुण्डोऽहं भूपतिस्त्वं हि राज-**
**न्भभ्भापङ्क्तावन्तकः संनिविष्टः ॥**

ભાવાર્થ—હે રાજન્ ! હું શું કહું ? "**ભભ્ભા**" અક્ષરની આખીયે બારાક્ષરીને માથે જ સત્યાનાશનું વરદાન બેઠું હોય એવો ઘાટ આબાદ દેખાય છે; અને તેથી જ '**ભ**' અક્ષરથી જેનું જેને નામ શરૂ થાય છે, એવા જનોમાં, એટલે કે **ભભ્ભાની** પંક્તિ–બારાક્ષરીમાં જ **અંત**કે ( કાળે ) પ્રવેશ કર્યો હોય, અર્થાત્ જાણે **ભ**કાર નામવાળા સઘળાઓને ખાવાને કાલ તૈયાર થયો હોય એમ જણાય છે. કારણ પહેલો '**ભ**'વાળો **ભટ્ટિ** (કવિ)ગયો તેમ બીજો '**ભા**' વાળો **ભા**રવી પણ નાશ પામ્યો, ત્રીજો '**ભિ**' વાળો **ભિ**ક્ષુ(કવિ)પણ નાશ પામ્યો, તેમ ચોથો '**ભી**'વાળો **ભી**મસેન કવિ પણ મુઓ. હે રાજન્ ! હવે હું '**ભ્રુ**' વાળો **ભ્રુ**કકુણ્ડ અને '**ભૂ**' વાળો તું ભૂપતિ **ભોજ** એ બે વિદ્યમાન રહ્યા છીએ. તેમાંથીયે ચોરી માટે મને તું શિક્ષા કરીશ એટલે હું મરવાનો જ ! અને તું એકલો **ભૂ**પતિ **ભોજ** જ જીવતો રહીશ. તેમ થતાં કાલ તારો પીછો છોડવાનો નથી, તનેય ઉપાડી લેશે. માટે તારે મને શી શિક્ષા કરવી તેનો વિચાર પહેલેથી જ કરજે.

તેનું આવું સમયસૂચક તેમ જ અનાથપણું દર્શાવનારૂં કથન સાંભળી, રાજા **ભોજ**ને અતિશય હસવું આવ્યું અને તેનો ગુન્હો માફ કરી, પુષ્કળ દ્રવ્ય આપી, ફરીથી ચોરી નહીં કરવાની પાકી ચેતવણી સાથે "હે **ભ્રુ**કકુણ્ડ ! તું છૂટો છું. તારી મરજીમાં આવે ત્યાં વિહર" એમ કહી, ત્યાંથી વિદાય કર્યો.

---

## વાર્તા ૫૬ મી—જાનુદઘ્ન (ગોઠણબુડ) કવિ.

રાજા ભોજને મૃગયાનો ચડસ અતિશય હતો, તેથી કેટલીક વાર તે એકલો મનસ્વીપણે વનમાં મૃગો, સિંહો અને વ્યાઘ્રોના શિકાર અર્થે નીકળી પડતો હતો, અને નદીકીનારે પડાવ નાંખીને પણ રહેતો.

એક સમયે તે આમ એકલો મૃગયાર્થે નીકળી પડયો હતો, તે વેળા ક્ષિપ્રા નદીના તટ ઉપરના એક ગામડામાં રહેતા નિર્ધન વિપ્રે, રાજા નદીકિનારે સ્નાનાદિકથી પરવારી વિચાર કરતો ઉભો હતો તે સંધિનો લાભ લઈ, સ્ત્રીની પ્રેરણાથી તેને પોતાની નિર્ધનતાનું સ્વરૂપ દાખવવા પોતે તેમ જ સ્ત્રી માથે લાકડાંનો ભારો ઉંચકી, ભોજની દૃષ્ટિએ પડાય તેમ સામે પારેથી ઉતર્યાં અને તે બન્ને તેની સમીપ આવવા લાગ્યાં. રાજા તેમના વેષથી સમજ્યો કે, આ બંને ધણીધણીઆણી જાતે બ્રાહ્મણ છે, પણ દરિદ્રતાથી લાકડાંના ભારા વેચવાનો ધંધો કરે છે. પરંતુ તેની દરિદ્રતા વિદારતાં પહેલાં મારે તેમની વિદ્વત્તા અને ચતુરાઈ જાણવાં જોઈએ. આ વિચારથી તેણે તેમની બુદ્ધિનું માપ કાઢવા પેલા વિપ્રને આ પ્રશ્ન કર્યો:—

**कियन्मात्रं जलं विप्र**

હે વિપ્ર! નદીમાં પાણી કેટલું ઊંડું છે?

એટલે બ્રાહ્મણ બોલ્યો:—**जानुदघ्नं नराधिप !**

ભાવાર્થ—હે નરાધિપતિ ! જાનુ-ઢીંચણ બુડે એટલું*

રાજા:—**ईदृशी किमवस्था ते**—

ભાવાર્થ—તારી આવી પામર, એટલે કે તું પંડિત હોવા છતાં લાંકડાંના ભારા વેચનારા કઠિયારા જેવી, અવસ્થા કેમ થઈ?

બ્રાહ્મણ:—**न सर्वत्र भवादृशाः**

ભાવાર્થ—હે રાજન્ ! કાંઇ સર્વે જગાએ, તું જેવો દરિદ્રતાનો

---

* અહીં 'જાનુદઘ્ન' શબ્દમાં જે દઘ્નટ્ પ્રત્યયનો ઉપયોગ થયો છે, તે વિષે એવી સમજ છે કે વિદ્વાન્ હોય તે જ એનો ઉપયોગ કરી શકે. આથી રાજાએ તે સારો વિદ્વાન્ હોવાથી પરખ કરી.

શત્રુ છે તેવા સઘળા દરિદ્રતાના શત્રુ, દાતાઓ વસતા નથી, પણ ઉલટા સામાનું જે યત્કિંચિત હોય તેય હરી લેઈ દરિદ્રિ બનાવનારા હોય છે. તેથી હું તારા જેવા ઉદાર રાજા આશ્રયના અભાવે દરિદ્રી રહ્યો છું.

**ભોજે** કુતુહલથી તેને કહ્યું:—" હે વિદ્વાન્ ! તું મારી આ છાપ લે અને **ધારા** નગર જઈ મારે નામે કોષાધિકારીની પાસેથી એક લાખ મોહોર લઈ આવ. "

એ સાંભળી, બ્રાહ્મણ અને તેની સ્ત્રી ખુશી થયાં અને તેમણે વિશ્વાસથી લાકડાંના ભારા હેઠા નાંખ્યા અને બ્રાહ્મણ આશિષ આપતો, આશાભર્યો હોંસભેર કોષાધિકારી પાસે **ધારા** નગર ગયો અને એક લાખ મોહોર રાજા **ભોજે** આપવાનું કહ્યાનું જણાવી તે દેવા માગણી કરી.

એ સાંભળી, મશ્કરી ભર્યું હાસ્ય કરી ખજાનચી બોલ્યો:–"હે વિપ્ર ! તારી મૂર્તિ જ એવી છે કે, તે લાખ મોહોરને પાત્ર નથી. **आकृति-र्गुणान्कथयति**–માટે ચાલ્યો જા; તને મોહોર એક પણ મળવાની નથી."

આવા માનભંગ કરનારા ઉત્તરથી એ વિપ્રને ભારે વિષાદ થયો, અને આવા અધમ જન પાસે નિરર્થક યાચના કરી, આત્મમાન ગુમાવ્યા માટે પોતાની જાતને તથા ખજાનચીને હજાર ધીટકાર આપતો, **ભોજ** જ્યાં હતો ત્યાં પાછો આવ્યો અને રોષથી બોલ્યો:—

" હે રાજન ! ખજાનચી તો આપની છાપનીયે અવજ્ઞા કરે છે. મારી યાચનાને હસી કાઢે છે અને આપે કહ્યામાંની એક પણ મોહોર આપવાની સાફ ના પાડે છે.

રાજાએ વિશેષ કુતૂહલથી કહ્યું:—" હે વિપ્ર ! મારૂં નામ ' બમણ ભોજ ' છે, તેથી તારે લેશ વિષાદ ધરવાનો નથી. તારા ભાગ્યમાં એ કરતાં બમણી મોહોરો લખી હશે; માટે તું અમારી આ બીજી છાપ લે. ત્યાં પાછો જા અને કોષાધિકારીને મારે નામે બે લાખ મોહોરની યાચના કર. "

એટલે તે તો વધુ આતુર થતો ત્યાં ગયો; પરંતુ આ વેળાએ પણ ખજાનચીએ કાંઈ દાદ ન દીધી, એટલે વીલે મોંઢે પાછો ફર્યો અને ક્રોધથી

બોલ્યોઃ—"હે ભોજ! એ પાપી ખજાનચી તો મારી ઉલટી હાંસી કરે છે અને કહે છે કે એ લાખ મોહોર લેનારાનાં આવાં મોંઢાં હોય નહીં!"

ત્યારે રાજાએ કુતૂહલથી તેના ધૈર્યની વિશેષ પરીક્ષા લેવા ત્રીજી વાર છાપ આપી, તેને ત્રણ લાખ મોહોરની યાચના કરવા પાછો ધકકેલ્યો.

આશા અને તૃષ્ણા એ એવી વૃત્તિ છે કે, સામાન્ય રીતે મનુષ્ય તેમાં સ્વમાન ગુમાવાય છે છતાં મધલાળને વળગેલા મકોડાની પેઠે, જીવન જવા પર્યંત તેને વળગી રહે છે. આવી સ્થિતિ જાનુદઘ્ન પંડિતની હતી. તેથી તે ત્રીજી વાર ખજાનચી પાસે ગયો અને પાછો માનભંગ પામી ખાલી હાથે આવ્યો; અને આવતાં વેંત જ ક્રોધના આવેશમાં બડબડયોઃ—

"હે રાજન્! મારી આમ હાંસી કરાવવામાં તારે હાથ શું આવે છે? તને આજ્ઞા કરવાનું અને દીન વિપ્રને ખાલી ધકકેલા ખવડાવવાનુ અભિમાન કદાચ આવતું હશે, પરંતુ તારે મન હસવું છે, પણ મારે તો ખસીયાણા પડવાનું અને તેને અંગે અપમાન સહી મરવા જેવું થાય છે. 'દાતાથી સૂમ ભલો કે ઝટ દઇને (નકારનો) જવાબ દે.' તારે આપવું નથી તેથી જેમ 'નાચનારીનું આંગણું વાંકું' તેમ તું આવાં 'રામાં ટામાં' કરી મને થકવે છે. એ તો 'સકર્મીની જીભ અને અકર્મીના ટાંટીયા' જેવું થયું. હે રાજન્! તું એટલુંયે સમજતો નથી કે

"તારા જેવો દાતારૂપી મેઘ તો સર્વત્ર દાનની વૃષ્ટિ વરસાવે છે જ, પરંતુ દુર્ભાગ્ય રૂપી છત્ર મારે શિરે ઢંકાયલું હોવાથી તારી દાનવૃષ્ટિનાં છૂટાંછવાયાં બિન્દુ પણ મને મળતાં નથી.

"હે મેઘ! તું સર્વત્ર વૃષ્ટિ વરસાવે છે અને વૃક્ષાદિને પાનફુલથી ખીલાવે હસાવે છે, પરંતુ અમારા જેવાં આકડાનાં વૃક્ષોને તો તું વર્ષે છે ત્યારે તારા વર્ષવા અગાઉ આવેલાં અમારાં જે પાનફુલ હોય છે, તેય ખરી પડવાનો સંદેહ અને પ્રસંગ આવે છે.

"હું મારી દરિદ્રતાને દૂર કરવાનો ઉદ્યમ ખંતપૂર્વક આદરી રહ્યો છું, ત્યાં આ લાજ વગરની દરિદ્રતા મને પકડી રહી છે અને છોડવાનુંયે મન

કરતી નથી. સૂર્ય અંધારાને નિત્ય દૂર કર્યાં કરે છે, પરન્તુ તે તો હમેશાં તેની પાછળ જોસભેર દોડયું જ રહે છે."

એટલે **ભોજે** હસી તેને કહ્યું:—"હે વિપ્ર! મને તારા ક્રોધનો પરિચય આમ ન કરાવ; જા, મારી આ ચિઠ્ઠી લે અને ખજાનચીને કહે કે ત્રણ લાખ મોહોર અને દશ હાથી આપવા **ભોજે** કહ્યું છે. એટલે તે અવશ્ય આપશે. તને મારી ચિઠ્ઠીની પતિજ ન પડતી હોય તો આ મારો અંગરક્ષક તારી સાથે મોકલું છું."

પછી પેલા અંગરક્ષક સાથે ખજાનચી પાસે પેલો વિપ્ર ગયો અને તેની પાસેથી યથેષ્ટ દાન મેળવી ખુશી થતો, રાજાને આશિષ દેતો સ્વગૃહે સીધાર્યો.

આ પ્રસંગ વિષે ખજાનચીએ **ભોજ**ની ધર્મવાહિકામાં આવી નોંધ કરી:—

**लक्षं लक्षं पुनर्लक्षं मत्ताश्च दश दन्तिनः ।**
**दत्ता भोजेन तुष्टेन जानुदघ्नप्रभाषणात् ॥**

ભાવાર્થ—ખજાનચી પાસે વારંવાર મોકલી **ભોજે** લક્ષ લક્ષ આપવાનું કહાવી, આખરે જાનુદઘ્ન વિપ્રને તેના સંવાદોથી પ્રસન્ન થઇને ત્રણ લાખ મોહોર અપાવી અને ઉપરાંત દશ મદમત્ત હાથીઓ પણ અપાવ્યા.

---

## વાર્તા ૫૭ મી—નબળો ધણી બૈયર પર શૂરો.

**ધારા** નગરમાં દક્ષિણ દેશથી આવેલો **મલ્લિનાથ** નામનો એક વિદ્વાન્, પરંતુ દરિદ્રતા દેવીનો પરમ કૃપાપાત્ર બ્રાહ્મણ રહેતો હતો. તે એક મોટા પર્વને દિવસે નગરમાં મધુકરી માગવા નીકળ્યો. પરંતુ 'માણસ દોડે એક ગાઉ તો ભાગ્ય દોડે બે ગાઉ' એ કહેતી પ્રમાણે તેના ભાગ્યે જાણે ખેલ રચ્યો હોય તેમ પર્વ હોવાથી નગરની ઘણીખરી સ્ત્રીઓ સ્નાન કરવા **ક્ષિપ્રા** નદીએ ગઇ હતી. અને આર્ય ગૃહસ્થોનાં ઘરમાં યાચકને ભિક્ષા આપવાની વૃત્તિ પુરૂષવર્ગ કરતાં સ્ત્રીવર્ગને

વિશેષ હોય છે; તેથી મલ્લિનાથ ઘરોઘર ભટક્યો, પરંતુ "ઘરમાં કોઈ નથી," "અહીં તે તારે માટે કોણ રોટલા ઘડી મૂક્યા છે," એવા જવાબો મળ્યા. એટલે ખાલી હાથે અને 'સ્ત્રી શું કહેશે,' 'શો જવાબ દઈશ' એવો વિચાર કરતો ધડકતે હૈયે ઘેર પાછો ફર્યો.

તેને ગયો તેવો જ ખાલી પાછો આવેલો જોઈ, તેની ભૂખથી આકળી બનેલી સ્ત્રીએ કેટલાક "હરફોડા તરફોડા" કીધા. એટલે "નબળો માટી બૈયર ઉપર શૂરો" એ કહેતી પ્રમાણે રોષ અને અપમાનથી બળેલા મલ્લિનાથે લાકડીથી તેને એવી તો ઝુડી કે તેના વેદનાના બરાડાથી રાજપુરૂષ (ફોજદાર) ત્યાં દોડી આવ્યો. અને બ્રાહ્મણને મુસ્કેટાટ બાંધી રાજસભામાં લઈ ગયો.

તે વેળા સકલ ભૂપાળોનો શિરોમણિ ભોજ રાજા સિંહાસનને શોભાવતો ન્યાય ચૂકવાનું કામ ચલાવતો હતો. ત્યાં આવી દ્વારપાળે કહ્યું:—"હે રાજન્ ! દક્ષિણ દેશનો, એક લંગોટિયો બ્રાહ્મણ નામે મલ્લિનાથ છે, તેને ન્યાય માટે અમે બંદિવાન કરી આપની સમક્ષ આણ્યો છે; માટે આપ કહો તો તેને આપની હજુરમાં રજુ કરીએ."

રાજાની આજ્ઞા થતાં મલ્લિનાથને ત્યાં હાજર કરવામાં આવ્યો. બ્રાહ્મણ જાણી રાજાએ તેના બંધ છોડાવ્યા; એટલે તે રાજા ભોજને આશીર્વાદ દેતો બોલ્યો:—

"હે રાજન્ ! હાથી ઝરતા મદવડે શોભે છે; આકાશ જલથી ભરેલા મેઘોથી વિરાજે છે; રાત્રિ પૂર્ણ કલાવાળા ચન્દ્રથી પ્રકાશે છે; સ્ત્રી શીલ–પતિવ્રતાપણાથી શોભે છે; ઘોડો વેગથી પ્રકાશે છે; મંદિર નિત્ય નિત્ય નવલા ઉત્સવોથી વિરાજે છે; વાણી વ્યાકરણથી દીપે છે; નદીઓ હંસોનાં યુગલોથી અને સત્પુત્રોથી કુલ દીપે છે; તેમ હે ભોજ ! તારાથી આ વસુંધરા શોભે છે."

આવું સ્તુતિપર વચન સાંભળી, રાજાએ મલ્લિનાથને પૂછ્યું કે "હે વિદ્વાન્ ! તારો આ બોલવામાં શો ઉદ્દેશ છે ? તે સ્પષ્ટ કર.

ત્યારે કવિ મલ્લિનાથ અમુંઝાતો બોલ્યો:—

**अम्बा तुष्यति न मया न स्नुषया सापि नाम्बया न मया।**
**अहमपि न तया न तया वद राजन्कस्य दोषोऽयम् ॥**

ભાવાર્થ—હે રાજન્ ! સામાન્ય રીતે માતા પુત્રને જોઇને પ્રસન્ન થાય છે, પરંતુ મારી મા મને જોઇ ને પ્રસન્ન થતી નથી ! પણ ઉલટી ક્રોધે ભરાય છે ! તેમ જ મારી સ્ત્રીને જોઇને પણ રાજી નથી થતી; તેમ મારી સ્ત્રી પણ મને તથા મારી માતાને જોઇને રાજી થતી નથી. તેમ હું પણ મારી સ્ત્રીને કે મારી માને જોઈને રાજી થતો નથી. આમ અમે અન્યોન્યથી પ્રસન્ન થતાં નથી. તો હે રાજન્ ! તેમાં દોષ કોનો ? તે કૃપા કરીને સમજાવો ”

આથી **ભોજ** સમજ્યો કે એ સર્વ દોષ દરિદ્રતાનો જ છે, અને કવિ પ્રકારાન્તરે તેનું સૂચન કરે છે. પછી **ભોજ** બોલ્યો કે,

“ હે વિદ્વાન્ ! તારા કુટુંબમાં આવા પરસ્પર અણબનાવનું કારણ કલહ છે, અને એ કલહનું કારણ દરિદ્રતા છે. માટે હું તેના નિવારણ માટે એક લાખ મોહોર તને આપું છું. જેના પ્રતાપે કલહ તારા ઘરમાંથી પોબારા ભાગી જશે. ”

આમ કહી **ભોજે** તેને સંતોષ્યો અને સ્વગૃહે વિદાય કર્યો.

---

## વાર્તા ૫૮ મી—ત્રિવેલીથી ટાઢ ઉરાડનાર ભદ્રશેખર !

શિયાળાની ભર ઠંડીના સમયમાં પ્રજાના સુખદુઃખની માહિતી મેળવવા એક રાત્રે **ભોજ** રાજા નગરચર્યા જોવા નીકળ્યો હતો. ત્યાં તેણે એક દેવમંદિર આગળ આવતાં **ભદ્રશેખર** નામના વિપ્રને ટાઢથી **થરથરતો** અને કંપતા, લાંબા તીણા સ્વરથી નીચેના શ્લોકનું પુનરાવર્તન કરતો સાંભળ્યો:—

**शीतेनाध्युषितस्य माषफलवच्चिन्तार्णवे मज्जतः**
**शान्तोऽग्निः स्फुरिताधरस्य धमतः क्षुत्क्षामकुक्षेर्मम ।**
**निद्रा क्वाप्यवमानितेव दयिता संत्यज्य दूरं गता**
**सत्पात्रप्रतिपादितेव कमला न क्षीयते शर्वरी ॥**

ભાવાર્થ—" હે રાજન્ ! નિરંતર શીત સહન કરવાથી મારૂં શરીર અડદના જેવું કાળું ઠણુક બની ગયું છે; ને કુટુંબનું પોષણ કરવાની ચિન્તારૂપી સાગરમાં વારંવાર મુસળસ્નાન કીધાથી બધુંયે શરીર જરસટ થયું છે, એટલું જ નહીં પણ ક્ષુધાથી દુંટી સાથે જ મારૂં પેટ ચોંટી ગયું છે તેથી શ્વાસ પણ સહેલાઇથી લઈ શકાતો નથી, અને તેને લીધે નાભિમાંથી પરાણે શ્વાસ ઉપાડી ઉપાડી ટાઢથી શાંત થયલા મારા અગ્નિને વારંવાર દાબેલા હોઠવડે ધમતાં, (અર્થાત્ હોઠરૂપી ભુંગળીથી ફુંકી ફુંકી સચેત કરતાં) તરેહવાર અવાજ નીકળે છે; આવા ચિત્રવિચિત્ર અવાજથી ત્રાસેલી, મારી નિદ્રારૂપી વ્હાલી સ્ત્રી જાણે પોતાનું અપમાન થયું હોય તેમ મને છોડી નિર્ભય દૂર ચાલી ગઈ છે. માત્ર સત્પાત્રમાં દાનથી સ્થાપેલી ( અર્થાત્ સત્પાત્રને આપેલી ) લક્ષ્મી જેમ ક્ષય પામતી નથી તેમ મારે આ શિયાળાની રાત્રી ખૂટાડીયે ખૂટતી નથી, પરંતુ ઉલટી વૃદ્ધિ પામતી ( લાંબી થતી ) હોય તેમ, લંબાતી અને મારે પડખે વળગી રહેતી હોય તેમ લાગે છે."

તે બ્રાહ્મણના આ પુનરાવર્તનથી **ભોજ** સમજ્યો કે, તે વિદ્વાન્ હોવા છતાં દરિદ્રી છે અને લક્ષ્મીની પરમ અવકૃપા પામેલો છે. પરંતુ બીજે દિને સભામાં તેનો સત્કાર કરવાના વિચારથી ત્યાંથી રાજા ચાલી ગયો. બીજા કેટલાંક સ્થળે ફરી પાછો રાજભુવનમાં આવી સૂઈ ગયો.

સવાર થતાં બ્રહ્મસભા મળી, એટલે **ભોજે** દંડધરને બોલાવી, પેલો જે દરિદ્રિ બ્રાહ્મણ દેવમંદિરમાં રાત્રે ઉપરનો શ્લોક બોલતો હતો તેની ભાળ આપી સભામાં લઇ આવવા આજ્ઞા કરી. દંડધર ત્યાં દોડતો ગયો અને રાજાનું નિમંત્રણ તેને દીધું. એટલે તે પોતાની પાસે જે કોઇ ફાટયાંતુટયાં વસ્ત્રો હતાં તે સજી, તેની સાથે સભામાં આવ્યો, અને " સ્વસ્તિ " કહી નિર્દેશાયલું યોગ્ય સ્થાન અંગીકાર કર્યું.

પછી **ભોજે** તેને પ્રશ્ન કર્યો:—" હે વિપ્ર ! ગઈ કાલે રાત્રે તેં આ શિયાળાની દારૂણ ટાઢ શી રીતે સહન કરી ? "

ત્યારે બ્રાહ્મણ બોલ્યો:—" હે રાજેન્દ્ર ! તમે મેં એક કાલની જ રાત્રિ દારૂણ શીતમાં કેમ વિતાડી, એવો પ્રશ્ન શા માટે પૂછો છો ? મારા શિયાળાના

આખાએ દિવસો અને રાત્રિઓ કેમ વીતે છે તે જો આપે પૂછ્યું હત તો તે સાંભળી, પછી કાંઇ વિશેષ પૂછવાનું રહેત જ નહી. હશે, હું પોતે જ આપને તે કહું છું. હે રાજન્ ! મારૂં ત્રિવેલી બળ સમર્થ છે, અને એ બલે કરીને શિયાળાના દિવસ અને રાત્રિનું દારુણ શીત હું સહન કરૂં છું."

રાજાએ પરમ કુતુહલથી પૂછ્યું:—"હે વિપ્ર ! એ તારૂં ત્રિવેલી બળ કેવું છે, તે કહે."

બ્રાહ્મણ:—"હે રાજન્ ! સાંભળો:—

**रात्रौ जानुर्दिवा भानुः कृशानुः संध्ययोर्द्वयोः ।**
**राजन् शीतं मया नीतं जानुभानुकृशानुभिः ॥**

ભાવાર્થ—"હે રાજન્! હું મારાં બે ઢીંચણ વાળી પેટના ખાડામાં સમાવી, ટુંટીયું વળી, રાત્રિ નિર્ગમન કરૂં છું. એટલે ઢીંચણ એ મારી એક વેલી છે. દિવસે સૂર્ય(ભાનુ)ના તડકામાં બેસી ટાઢને ઉરાડી દઉં છું, એટલે એટલે ભાનુ એ મારી બીજી વેલી છે; અને સવાર તેમ જ સાંજના સંધિ-કાલમાં આ દેવસ્થાનના ચોઘડીયાંવાળાઓની તાપણીના અગ્નિથી ટાઢ શમાવું છે. એ મારી ત્રીજી વેલી. આમ જાનુ, ભાનુ અને કૃશાનુ, એ મારી ત્રિવેલી છે. અને એ ત્રિવેલીના સમર્થ બળથી શિયાળાના ગાઢ શીતવાળાં રાત્રિ અને દિવસની ટાઢ હું સહું છું."

એ સાંભળી, રાજા ભોજે તેને સુવર્ણથી ભરેલા ત્રણ કલશ દાનમાં દીધા. પરંતુ આ બ્રાહ્મણ જરાક વિશેષ લોભી થયો અને આટલા દાનથી સંતોષ ન પામતાં એક બીજો સ્તુતિપર શ્લોક બોલ્યો:—

**धारयित्वा त्वयात्मानमहो त्यागध्वनाऽधुना ।**
**मोचिता बलिकर्णाद्याः सच्चेतेगुप्तिवेश्मनः ॥**

ભાવાર્થ—હે મોટા દાનત્યાગરૂપી ધનવાળા રાજન્ ! તેં આ ભૂમિ ઉપર દાન દેવાનું મોટું માન ધારણ કરીને આજ સુધી સત્પુરૂષોનાં ચિત્તરૂપી બંદિખાનાંમાં બલિરાજ, કર્ણ આદિ જે દાનેશ્વરીઓ ગોંધાઈ રહ્યા હતા તેમને તારાં ( દાનેશ્વરીના ) યશનાં પ્રસિદ્ધ કર્મોથી મુક્ત કર્યા છે.

રાજાએ તેના આ શ્લોકથી પ્રસન્ન થઇને એક લાખ મોહોર વધુ આપી અને બ્રાહ્મણ આશિષ દેતો અને મળેલા ધનના ઉપયોગનો વિચાર કરતો ત્યાંથી વિદાય થયો.

---

## વાર્તા ૫૯ મી—નાયિકાનો નાયકને સંદેશ.

એક દિવસે ભોજરાજા બ્રહ્મસભામાં સિંહાસન ઉપર વિરાજમાન હતો અને કાલિદાસ, ભવભૂતિ, દંડી, બાણ, મયૂર, વરરુચિ આદિ નવરત્નોરૂપી મહાન્ કવીશ્વરો વિદ્યાવિનોદથી સભાને શોભાવી રહ્યા હતા, તે વેળા દ્વારપાળે આવી કહ્યું:—

"હે રાજન્! કોઈ મલ્લિનાથ નામનો દક્ષિણ દેશનો કવિ દ્વારમાં આવ્યો છે અને તે પોતાની રચેલી કવિતાવાળી આ ચિઠ્ઠી સભામાં આપના સિંહાસન સમક્ષ નાંખવા કહે છે."

ભોજે તે ચિઠ્ઠી લઈ, વાંચી. તેમાં નીચેના ભાવવાળો શ્લોક હતો:—

"એક બાલા-નાયિકાએ પોતાના નાયકને સંદેશા સાથે દાસી દ્વારા (ફુલનો)એક કરંડીયો મોકલ્યો, તે સમયે તેણે સંદેહને લીધે તેના સુરક્ષણના આશયથી કરંડીયાની ઉપર શેષનાગ, ગૌરિકાન્ત (સદાશિવ), હનુમાન અને ચમ્પાનું ફુલ, એટલી આકૃતિઓ આલેખી. નિપુણ કવિઓના તિલકરુપી આર્ય મલ્લિનાથ, હે રાજન્! આપની સભાના કવિઓને પૂછે છે કે, એ કરંડીયા ઉપર આવી ચાર આકૃતિઓ આલેખવામાં એ બાલાનો શો હેતુ હશે?"

આવો ચમત્કારિક અને ઉંડા રહસ્યવાળો પ્રશ્ન સાંભળી, વિદ્વાનો વિસ્મય પામ્યા અને શો ઉત્તર દેવો તેના ઉંડા વિચારમાં પડ્યા. એટલે સમયસૂચક કવિ કાલિદાસે રાજા ભોજને સવિનય કહ્યું કે, "હે રાજન્! પ્રથમ તો મલ્લિનાથને સત્વર સભામાં પ્રવેશ કરાવો. પછી તેના ઉત્તરનું થઈ રહેશે" અને તરતજ રાજાની સંજ્ઞા થતાં મલ્લિનાથ સભામાં આવ્યો, અને "સ્વસ્તિ" કહી અંગુલિનિર્દેશથી બતાવેલા સ્થાને બેઠો.

પછી ભોજે તેને પ્રશ્ન કર્યો—"હે વિદ્વાન્ ! શું તમે પોતે આ ઉત્તમ ગાથા રચી છે?"—

તે આનો ઉત્તર આપે તે પૂર્વેજ કાલિદાસ બોલ્યોઃ—"હે મલ્લિનાથ ! આવી સુરસ ગાથા માટે તમારી જેટલી પ્રશંસા કરૂં તેટલી ઓછી છે. એમાં તમે પ્રોષિતપતિકા—કાર્યને અંગે જેનો પતિ દૂર દેશ ગયો છે અને જે કામવેદનાથી દુઃખી થાય છે એવા નાયિકાના ચરિત્રનું વર્ણન તેમ જ વિશેષે કરીને તે તે ભાવના પ્રતિસ્પર્ધિનું વર્ણન ઉત્તમ રીતે કર્યું છે."

ભવભૂતિઃ—"રાવણના અશોક વનને ઉઝાડનારા હનુમાનના સીતાના સ્વદેશવહનનું વર્ણન કીધાથી આ ગાથા ઘણી સરસ લાગે છે."

ભોજઃ—"હે મલ્લિનાથ ! અન્ય કોઈ તમારો આશય સમજાવે તે કરતાં તમારે પોતે જ તે સમજાવો જોઈએ. મારી ઇચ્છા છે કે તમે પોતે જ આ ગાથાનું રહસ્ય વર્ણવો તો તે વિશેષ ઠીક થશે."

મલ્લિનાથ—હે દેવ ! કવિ કાલિદાસ કહે છે તેવો જ આ ગાથાનો મારો આશય છે. પતિ દૂર દેશાવર ગયો હોવાથી કામવેદનાથી પીડાતી એક વિરહાતુર રમણીએ દાસી સાથે તેને પોતાના હૃદયની સ્થિતિનું ભાન કરાવવા ફુલનો કરંડીયો મોકલ્યો અને તે દ્વારા એમ સૂચવ્યું કે,

"હે પ્રાણપતિ ! મારૂં કોમલ હૃદય આ પુષ્પોની પેરે દેહરૂપી કરંડીયામાં તારૂં ચિંતન કરતું સુરક્ષિત રહેલું છે."

હે રાજન્ ! તેણે આમ ફુલ તો મોકલ્યાં, પરંતુ વાયુથી તે કદાચ ઉડી જશે, એવો સંદેહ ઉઠતાં કરંડીયા ઉપર વાયુનું ભક્ષણ કરનાર શેષનાગને આલેખ્યો; અને તે દ્વારા સૂચવ્યું કે

"દક્ષિણનો વાયુ મારી કામવેદનાને ઉત્તેજિત, કરે છે, અને તેથી મારૂં મન તારાથી ચલિત ન થાય તે માટે તેને નિવારવા મેં તેના શત્રુ શેષનાગને આ કરંડીયા ઉપર આલેખ્યો છે."

પણ હે રાજન્ ! તેને વિશેષ એવો સંદેહ થયો કે, ફુલને કદાચ બાણ બનાવવા કામદેવ ઉપાડી જશે, માટે કરંડીયા ઉપર તેના શત્રુ સદાશિવની આકૃતિ આલેખું તો સારૂં. આવો વિચાર કરી તેણે તે ઉપર કામારિ સદાશિવની આકૃતિ આલેખી અને તે દ્વારા સૂચવ્યું કે,

" કામદેવ મને અતિશય પીડે છે, પરંતુ સદાશિવના ધ્યાનથી તેનું કંઇક નિવારણ થાય છે. "

વળી હે રાજન્ ! ફુલ ઉપર ભમરાઓ બેસી તેના મધુને ચૂસીજશે, અને વાસી બનાવશે, એવો સંદેહ થવાથી જેની અડાશે પણ ભમરાઓ નથી જઈ શકતા એવા ચંપાનું ફૂલ તેણે તે ઉપર આલેખ્યું અને એ દ્વારા તેણે સૂચવ્યું કે—

" હું કામાતુર છું છતાં બીજા ભમરાઓ મારી પાસે આવતા નથી. અને મારૂં હૃદય બીજાને મેં અર્પ્યું નથી. "

વળી સૂર્યને આ ફુલને કરમાવશે, એવો સંદેહ ઉઠતાં તેણે સૂર્યને જન્મતાં વેંતજ કાચું ફળ સમજી, કૂદીને પકડનારા હનુમાનની આકૃતિ તે ઉપર આલેખી, અને તે દ્વારા એમ સૂચવ્યું કે—

" મારા હૃદયરૂપી આરામ બાગને કોઇ ન રંઝાડે માટે અશોક વનના રક્ષક હનુમાનની ઉપાસના હું કરૂં છું. "

આવી ગાથાની અર્થગંભીર મીમાંસાથી સઘળી સભા હર્ષવતી તેમ જ આશ્ચર્યચકિતા થઇ. અને ભોજે મલ્લિનાથને એક લાખ સોના મોહોર, પાંચ હાથી અને દશ ઘોડાનું દાન દીધું. આથી પ્રસન્ન થયલા મલ્લિનાથે ભોજની નીચે પ્રમાણે સ્તુતિ કરીઃ—

**देव भोज तव दानजलौघैः-**
**सोऽयमब्धि रजनीति विशङ्के ।**
**अन्यथा तदुदितेषु शिलागो-**
**भूरुहेषु कथमीदृशदानम् ॥**

ભાવાર્થ—હે ભોજરાજ ! તમે જે દાન આપો છો તેના સંકલ્પ કરવાના જળના પ્રવાહોથી આ સમુદ્ર ઉત્પન્ન થયલો છે. કારણ જો તેમ ન હોય તો સમુદ્રમાંથી ઉત્પન્ન થયલાં ચિન્તામણિ, કામધેનુ અને કલ્પવૃક્ષ ભારે ભારે દાન શી રીતે આપી શકે ? અર્થાત્ તમારા દાનના સંકલ્પના જલથી સમુદ્ર બનેલો હોવાથી તેમાંથી ઉત્પન્ન થયલાં સત્વો—વ્યક્તિઓ પણ સહજ દાનધર્મની વૃત્તિ સાથે જ પ્રકટ થાય છે. આવો આપના દાનધર્મનો પ્રતાપ છે.

ભોજે એથી વિશેષ પ્રસન્ન થઇ તેને બીજી ત્રણ લાખ મોહોર આપી.

---

## વાર્તા ૬૦ મી—બાણભટનું ચરિત્ર.*

**केवलोऽपि स्फुरन्बाणः करोति विमदान्कवीन् ।**
**किं पुनः क्लृप्तसंधानं पुलीन्ध्रः कृतसंनिधिः ॥**

એકલો **બાણ** હોય તો પણ બીજા કવિઓનો મદ ઉતારી દે, ( એકલું **બાણ** હોય તો પણ પક્ષીઓનો મદ ઉતારે ), તો પછી ( તેના પુત્ર ) પુલીન્ધ્રનું જ્યારે અનુસંધાન થાય ( ભીલના હાથમાંથી તે લક્ષ્ય-પૂર્વક છૂટે ) ત્યારે પછી કહેવું જ શું ! અર્થાત્ તે અવશ્ય મદથી રહિત થઈ હેઠા પડે જ.

કાદંબરી નામના અપૂર્વ ગદ્યકાવ્યથી ચિરંજીવ થયલો સુપ્રસિદ્ધ **બાણભટ્ટ નર્મદા** નદીના મૂળની પૂર્વ દિશામાં આવેલા **અમર કંટક**ના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળેલી, **શોણ** નદીના તટ ઉપરના **પ્રીતિકૂટ** ગામનો વતની હતો. તેના પિતાનું નામ **ચિત્રભાનુ** અને માતાનું નામ **રાજદેવી** હતું. હર્ષચરિતમાં **બાણભટ્ટ** પોતે કહે છે તેમ તેમના પૂર્વજ **ચ્યવન** મુનિ હતા. **ચ્યવન**ના પુત્ર **દધિચિ**ની સાથે શાપથી પૃથ્વી ઉપર અવતાર પામેલી **સરસ્વતી** પરણી હતી. પણ **સારસ્વત** નામના પુત્રને જન્મ આપતાં વેંત જ **સરસ્વતી** શાપમુક્ત થઇ અને સ્વર્ગે સીધારી. **સાર-સ્વત**ને તેની કાકી **અક્ષમાલિકા**એ પુત્રવત્ ઉછેર્યો અને તે **સરસ્વતી**નો પુત્ર હોવાથી સહજ વિદ્યાસંપન્ન થયો. તેણે **અક્ષમાલિકા**ના પુત્ર **વત્સ**ને સમગ્ર વિદ્યા શીખવી, અને પછી તપશ્ચર્યા કરવા વનવાસ સેવ્યો. આ **વત્સ**થી **વાત્સ્યાયન** થયો. તેના વંશમાં કેટલીક પેઢીએ **કુબેર** થયો. તેના ચોથા પુત્ર **પાશુપત**ના પુત્ર **અર્થપતિ**થી **બાણભટ્ટ**નો પુત્ર **ચિત્ર-ભાનુ** ઉત્પન્ન થયો. અગીયાર ભાઇઓમાં **ચિત્રભાનુ** વિશેષ વિદ્યા-નિપુણ હતો.

---

* વાસ્તવિક રીતે, પુરાતત્ત્વવિદોએ સપ્રમાણ સિદ્ધ કર્યું છે તેમ **બાણભટ્ટ** ઈ. સ. સાતમા શતકના પૂર્વાર્ધમાં કનોજના રાજાશ્રી **હર્ષદેવ**ના સમયમાં થયો છે, અને તેના રાજ્યદરબારમાં જીવન વ્યતીત કર્યું છે, પરંતુ દંતકથાઓ તેને **ભોજ**નો ( ૧૧ મી સદી ) સમકાલીન કહે છે.

**બાણભટ્ટ** બાલ્ય અવસ્થામાં હતો ત્યારે તેની માતા **રાજદેવી** મરણ પામી હતી. તેથી **ચિત્રભાનુએ** અંતરના પૂરા ઉમળકાથી **બાણને** ઉછેર્યો અને વિદ્યાવાન્ કર્યો હતો. કાદંબરીમાં વૈશંપાયન(**શુક**)ના પિતાના નિઃસ્વાર્થ પ્રેમનું જે વર્ણન **બાણે** આલેખેલું છે, તે **ચિત્રભાનુના** તેની પ્રત્યેના પ્રેમનું તાદૃશ વર્ણન છે. **બાણ** ચૌદ વર્ષનો થયો ત્યારે **ચિત્રભાનુ** સ્વર્ગે સીધાર્યો અને એકલવાયો થયો. વિવિધ દેશો જોવાનું કુતૂહલ **બાણને** અત્યંત હતું. તેથી ઉષ્ણ ઋતુમાં એક દિવસ ભોજન કરી અને પાછલે પહોરે તે પ્રવાસે નીકળ્યો, તેટલામાં **હર્ષવર્ધન** રાજાનું નિમંત્રણ આવ્યું. તેથી તે તેના દરબારમાં જઈ વસ્યો. **શ્રીહર્ષ** જાતે સમર્થ વિદ્વાન્ હતો, અને પંડિતોની કદર ઉત્તમ પ્રકારે કરતો. **શ્રીહર્ષ** પાસે અગાધ સંપત્તિ હતી, અને તેની **બાણ** ઉપર અત્યંત પ્રીતિ હતી, તેથી તેને અનર્ગલ દાન આપતો. તે વિષે **બાણ** પોતે જ કહે છે કે

> **हेम्नो भारशतानि वा मदमुचां वृन्दानि वा दन्तिनाम्**
> **श्रीहर्षेण समर्पितानि कवये बाणाय कुत्राय तत् ।**
> **या बाणेन तु तस्य सूक्तिनिकरैरुट्टंकिताः कीर्तय-**
> **स्ताः कल्पप्रलयेऽपि यान्ति न मनाङ्‌ मन्ये परिम्लानताम् ॥**

ભાવાર્થ—શ્રીહર્ષદેવે **બાણ** કવિને સેંકડો ભાર હેમ(સુવર્ણ), મદ ઝરતા હાથીઓનાં વૃન્દો સમર્પણ કર્યાં, પરંતુ **બાણ** કવિએ પોતાની સત્કીર્તિ જે સારાં સારાં વચનોના સમૂહોથી જગતમાં ઉંડી કોતરી છે, તે કલ્પના તેમ જ પ્રલયકાલ પર્યંત પણ કરમાઈ નષ્ટ થાય એમ નથી.

શ્રીહર્ષના દરબારમાં **બાણભટ્ટ, મયૂર** આદિ પ્રતિભાશાલી કવિઓ વચ્ચે વિનોદમય વાગ્યુદ્ધ થતાં હતાં, અને રાજા **શ્રીહર્ષ** પંડે ઘણો જ હોંસીલો તેમજ રસીલો હતો, તેથી પ્રસંગપરત્વે અનેક વિષયો વિષે કવિતાઓ સ્પર્ધાથી રચાવતો. એવા સ્પર્ધાના પ્રસંગો અનેક વાર્તાઓમાં તેમ જ સુભાષિત શ્લોકોમાં અંકાયલા છે.

**બાણભટ્ટ** જેમ કાદંબરીના લેખક તરીકે સુપ્રસિદ્ધ છે તેમ ઐતિહાસિક ગ્રન્થ **હર્ષચરિતના** રચનાર તરીકે તેનું નામ પ્રકાશેલું છે. આ ગ્રન્થ તેણે ઈ સ. ૬૨૦ અરસામાં રચેલો હોવાનું સમજાય છે.

**બાણના** અપૂર્વ બુદ્ધિપ્રભાવ અને રસનિર્ઝર કાવ્યશક્તિની પ્રશંસા અનેક કવિઓએ કરેલી છે. ધર્મદાસ ' વિદગ્ધ મુખમંડન 'માં કહે છે:—

**रुचिरस्वरवर्णपदा रसभाववती जगन्मनो हरति ।**
**तत्किं तरुणी नहि नहि वाणी बाणस्य मधुरशीलस्य ॥**

ભાવાર્થ—રુચિર, સ્વર અને પદવાળી, રસ તથા ભાવથી પૂર્ણ એવી કોણ જગતનું મન હરે છે ? શું એ તરૂણી છે ? ના ના. એ તો પ્રકૃતિથી મધુર **બાણની** વાણી છે, કે જે મનોહારિણી છે.

**બાણકવિનો** કીર્તિકલશ રૂપ ગ્રંથ કાદંબરી છે. આ ગ્રંથ તે પોતે પૂર્ણ કરી શક્યો ન હતો. પરંતુ તેના પુત્ર **ભૂષણ** ( કોઇ પૂલીન્દ્ર કહે છે ) **બાણે** એવી ખુબીથી તેનો ઉત્તરાર્ધ રચ્યો છે કે બંને ભાગ બે જણની કૃતિના છે, એમ સહસા કળાય તેમ નથી. પુત્રે આમ પિતાની કીર્તિની પ્રસિદ્ધિમાં જ પોતાની કીર્તિ અંતર્હિત કરી ઉત્તમ પુત્રકૃત્ય પાળ્યું છે. આ ગ્રંથમાં **બાણે** ( પિતા અને પુત્રે પણ ) ગીર્વાણ ભાષા ઉપરની પ્રભૂતા, અને કાવ્યશકિતની અગાધતા, અને દિવ્ય ચમત્કારિતા એવી તો કુશલતાપૂર્વક દાખવી છે કે

**बाणोच्छिष्टं जगत्सर्वम्**

**બાણના** કલ્પના આદિના અતાગ વ્યયથી જગત હવે ઉચ્છિષ્ટ જેવું ભાસે છે, એ વચન સુપ્રસિદ્ધ થયું છે.

આ ઉપરાંત **બાણના** સંસાર અને જીવનવ્યવહારની હકીગત પ્રકાશમાં નથી આવી. કેટલીક દંતકથાઓમાં તે અંકાયલી; એમાંની એક દંતકથા નીચે વાર્તામાં આપેલી છે.

———

## વાર્તા ૬૧ મી–મહાકવિ મયૂર અને તેની કેકા.

**तावत्कविविहंगानां ध्वनिर्लोकेषु शस्यते ।**
**यावन्नो विशति श्रोत्रे मयूरमधुरध्वनिः ॥**

ભાવાર્થ—અન્ય અનેક કવિવિહંગો( કવિઓ રૂપી પક્ષીઓ )નો મનોહર કલરવ, લોકગણમાં પ્રશંસા ત્યાં સૂધિ જ પામે છે, કે જ્યાં સૂધી મત્ત કવિ મયૂરની મસ્ત કેકા તેમને કાને પડી નથી.

આવો, પ્રશંસા પામેલો, કેકાશોર શોધના અભાવે આજે સૈકાંઓ થયાં, આપણી રસસમૃદ્ધ, સાહિત્યવાડીની રમ્ય કુંજોમાંથી સુણાતો વિરમી ગયો હતો. કદાચ એકાદ કુંજે વળી તેના ભણકારા થતા હશે પણ એ કેકામાં અન્ય સર્વેને ભૂલાવતી કેકામસ્તી ન હતી જણાતી; તેથી ઉપલી સ્તુતિ, એ મિથ્યા ઉક્તિ હોવાની શંકા ઘણાકને થયાં કરતી હતી; પરંતુ દૈવયોગે આજે કંઇક અંશે, એ નામાંકિત કેકામસ્તી શ્રવણગોચર થવાનાં સુચિહ્નો પ્રકટવા લાગ્યાં છે.

અત્યાર સુધી પ્રસિદ્ધિમાં જણાયલી, કવિ મયૂરની કૃતિઓમાં सूर्यशतक મુખ્ય છે, અથવા અમુક વિદ્યાભ્યાસંગી વર્ગ બાદ કરીએ તો એ સિવાયની તેની અન્ય કૃતિઓ તરફ કોઇનું વિશેષ લક્ષ ખેંચાયું પણ નથી; છતાં મયૂરના નામે કંઈ કંઈ અન્ય છૂટી છવાઇ પદ્યોક્તિઓ પ્રચલિત છે, પરંતુ અલ્પ વસ્તુઓ દૃષ્ટાનું ધ્યાન કર્તૃત્વની દૃષ્ટિએ અલ્પ અંશે ખેંચે છે. આમ અન્ય સર્વત્ર બને છે તેમ નાની નાની કાવ્ય–કૃતિઓના કર્તૃત્વ વિષયે કદી કુતૂહલ થતું ન હોઇને, તેમ જ જેમ શેરડીનો તૈયાર રસ પીનાર, “કયા ક્ષેત્રમાં તે ઉગી છે” એમ પૂછવા પૂરતી જિજ્ઞાસાએ રાખતો નથી, તેમ મયૂરની આ નાની નાની કૃતિઓ પણ મુખપરંપરાએ ફરતી છતાં, તેના કર્તૃત્વ સંબંધમાં કોઇને જિજ્ઞાસા નથી થયલી જણાઈ નથી. તેની આવી એક ચમત્કારભરી કૃતિ નીચે આપી છે:—

પ્રસંગ ઉમા–મહેશની અક્ષક્રીડાનો છે. મહેશને પડખે ઉમા–પાર્વતી સાથે તેમની સખી વિજયા બેઠી છે. અન્ય સુરાસુર વર્ગ પણ તે જોવા હાજર થયલો છે. મહેશની દક્ષતાથી, દક્ષપુત્રી છતાં દેવી પાર્વતી

વારંવાર વિનોદ-વચનમાં મોહાત થાય છે, અને તેથી વિજયાને મુંઝાયલાં **પાર્વતી** સખીભાવે કહે છે:—

**विजये कुशलस्त्र्यक्षो न क्रीडितुमहमनेन सह शक्ता ।**

ભાવાર્થ—"હે વિજયે ! ત્ર્યક્ષ, ત્રણ ઇન્દ્રિય-નયન-વાળા, **મહેશ** બહુ કુશલ છે, તેથી એમની સાથે રમવા હું શકિતમતી નથી."

ત્યારે 'ત્ર્યક્ષ' શબ્દ ઉપર શ્લિષ્ટ કટાક્ષ કરતાં **શિવજી** બોલ્યા:—

**विजये कुशलोस्मि–न तु त्र्यक्षः अक्षद्वयमिदं पाणौ ॥**

ભાવાર્થ—"હે વિજયે ! ખરે હું કુશલ તો છું, પરંતુ એ કહે છે તેમ ત્ર્યક્ષ નથી (ત્રણ અક્ષપાસાવાળો). જો મારા હાથમાં તો બે જ પાસા છે."

ત્યારે **ગૌરી મહેશ**નો શબ્દવાદ ન ગણકારી બોલ્યાં:—

**किं मे दुरोदरेण**

ભાવાર્થ—"મારે ને દુરોદર-જુગાર-ને શું લાગે વળગે ? અર્થાત પાસા રમવા, એ જુગાર હોવાથી મારે તે રમવા નથી."

પાછા **શંકર** 'દુરોદર' શબ્દનો અર્થ ઉલટાવી, 'દુર-બેડોળ-ફાંદવાળા ઉદર-પેટવાળા ગણેશ,' એવા તેના એક અર્થને અનુલક્ષીને બોલ્યા:—

**प्रयातु यदि गणपतिर्न तेऽभिमतः ।**

ભાવાર્થ—"જો તને ન ગમે તો ગણપતિ અહિંયાંથી ચાલ્યો જાય !"

એટલે **પાર્વતી** તેમના આવા શબ્દછલથી લગાર છંછેડાઇને બોલ્યાં:-

**कः प्रद्वेष्टि विनायकम्**

ભાવાર્થ—"**વિનાયક**નો કોણ દ્વેષ કર્યો વળી ?"

ફરી 'વિનાયક' શબ્દના બે અર્થ-'ગણેશ' અને 'ગરૂડ' થતા હોવાથી, બીજો જ અર્થ લઇ **પાર્વતી**ને ચીડવતા **શિવજી** બોલ્યા:—

**अहिलोकः किं न जानासि ? ॥**

ભાવાર્થ—"અરે તેને એટલીએ ખબર નથી. સમસ્ત અહિલોક તો **વિનાયક**નો દ્વેષ કરે છે !"

હવે સ્ત્રીસ્વભાવસુલભ અકળામણથી મુંઝાઇ પાર્વતીએ આબાદ સીધો સખ્ત આક્ષેપ કર્યો:—

**वसुरहितेन क्रिडा भवता सह कीदृशी न जिह्रेषि ।**

ભાવાર્થ—"વસુ–ધન વગરના તમારા જેવા સાથે હોડમાં મૂકવાની મૂલ્ય-ઘૂતની ક્રીડા તે કંઈ રમાઈ શકે ? તમને નિર્ધનને, રમત માંડતાં શરમ પણ નથી આવતી ? તમે હોડમાં શું મૂકી શકવાના હતા ? "

પણ અકિંચનતાનો યથાર્થ આરોપ સુણ્યો ન સુણ્યો કરી, શંકરે તો શ્લેષનો જ આશ્રય કર્યો અને 'વસુ' શબ્દથી સૂચવાતા અન્ય દેવો તરફ નિર્દેશ કરતાં કહ્યું:—

**किं वसुभिर्नामातोऽभून् सुरासुरानेव पश्य पुरः ॥**

ભાવાર્થ—"અરે વસુનામના દેવોની શી વાત કરે છે ? આ તારી સાહામે ઉભેલા સુરાસુરોને જોતો ખરી ! તેઓ હાજર છે."

એટલે ચીઢાઇને પાર્વતી બોલ્યાં:—

**चन्द्रग्रहणेन विना चास्मि रमे किं प्रवर्तयस्येवम् ।**

ભાવાર્થ—"હજી તો ચન્દ્રગ્રહણ થયું નથી, અર્થાત્ તમે ચન્દ્રને કપાળે ધારણ કરી તેનો આનંદમય પ્રકાશ પાડ્યો નથી તેથી, અંધકારમાં રમું તે શું ? છતાં તમેય એમ કેમ ઉડાવો છો ! "

એટલે ચન્દ્રચૂડ ( મહાદેવ ) આંખ વિકસાવી, નન્દીને કહેવા લાગ્યા:—

**देव्यै यदि रुचेतदिदं नन्दिन् आहूयतां राहुः ॥**

ભાવાર્થ—"અરે નન્દીશ્વર ! દેવીને એમ જ ( ચન્દ્રગ્રહણ ) અભિમત હોય, તો રાહુને બોલાવો ! "

આ વચન ન ખમાયાથી પાર્વતી બોલ્યાં:—

**हा ! राहो सितदंष्ट्रे भयकृतिनिकटस्थिते रतिः कस्य ? ॥**

ભાવાર્થ—"અરે એ ધોળી દાઢવાળો રાહુ ભયભર્યો પાસે આવે તે કોને ગમતો હશે ? તેના સહવાસમાં તે ક્રિડા રમાય ખરી ? "

તરત જ હારાહોની હાર અહો કલ્પના કરી, શિવજી બોલી ઉઠ્યા:—

**यदि नेच्छसि संत्यक्तः सम्प्रत्येवैष हाराहिः ॥**

ભાવાર્થ—"અરે એમાં શું ? હાર રૂપે ધારણ કરેલા આ અહિ તને ઇષ્ટ ન હોય તો તેનો આ હું ત્યાગ કરૂં છું, પછી તારે બીજો કાંઈ વાંધો છે ?"

શંકરની વાગ્ઝરીમાં તણાતાં પાર્વતી વાદરૂપી દ્યુતમાંય દક્ષતા ચૂકયાં, અને તેવી જ તક શોધતા શંકરને પ્રસંગ અર્પતાં બોલ્યાંઃ—

**आरोपयसि मुधा किं नाहमभिज्ञा तवा ्स्य ।**

ભાવાર્થ–"વૃથા શું અર્થ આરોપ કર્યા કરો છો ? તમારું અઙ્ક–આભરણ તો મારા મનમાંય ન હતું !"

હવે આશ્લેષ( આલિંગન )રસિક નટરાજ મહેશે શ્લેષનું ગરિષ્ઠ બલ દાખવ્યું અને કહ્યુંઃ—

"વાહવાહ ! અમારા અંક–આરોપણનાં અનભિજ્ઞ ખરાંસ્તો ! બ્રહ્માનાં સો વર્ષ સુધી જે માટે તમે રમ્ય આપત્તિ અનુભવી તે તમારા મનમાંય નથી કેમ ? તમેય ઠીક વાત કરી !"

આમ પશુપતિ મહાદેવની વક્રોકિતલીલાએ પાર્વતીનાં અંગો અંગે સ્વેદસલિલ ઉતાર્યાં અને સલીલ હાવભાવે તરલ આનન ઉપર શરમની લાલિમા ઉભરી. કવિ મયૂર કહે છે કે આવું

**आननमव्याद्भवन्या वः**

ભવાની–પાર્વતીનું આવું પરસેવાથી સુંદર થયલું આનન તમને સદાય રક્ષો.

મયૂરની બાની આવી છે. આ ઉપરાંત બીજા પણ છૂટાછવાયા શ્લોકો તેના નામે પ્રચલિત છે. અને કદાચ ભવિષ્યમાં તેનું કોઈ પરિણામ-બદ્ધ ગ્રથન ( ગ્રંથ ) મળે પણ ખરૂં.

તેની કૃતિ–પ્રથમ ગ્રથન સૂર્યશતક છે. આ કૃતિનો ઇતિહાસ અનેક રીતે આપવામાં આવ્યો છે. જૈન પુસ્તકોમાં બાણ અને મયૂર સંબંધી કેટલીક કથાઓ–લગભગ ચારેક છે, અથવા તો સહુ એક જ વાતનાં

જૂદાં જૂદાં આલેખન પણ કહી શકાય. તેમાં એ બે કવિઓ વિષે આટલી વાતો મળી શકે છેઃ—(૧) તે બે એક સમયમાં થયા, (૨) તેઓ એક જ મુરબ્બિવટ નીચે હતા, (૩) તેમની વચ્ચે તીવ્ર સ્પર્ધા હતી, (૪) सूर्यशतक અને चण्डीशतक (**બાણનું**) એ બે તેમની આવી સ્પર્ધાના પરિણામ રૂપે હતાં.

આમાં પ્રથમ બે મુદ્દાઓની તરફેણમાં બીજાં ઘણાં પ્રમાણો છે. દાખલા તરીકે,

( અ ) **માધવ**કૃત **શંકર**દિગ્વિજયમાં, **શંકર**સ્વામિએ જિતેલા વિદ્વદ્વર્ગ સંબંધમાં, આવો ઉલ્લેખ છેઃ—

**स कथाभिरवान्तिषु प्रसिद्धान् विबुधान्बाणमयूरदण्डिमुख्यान्।**
**शिथिलीकृतदुर्मताभिमानान्निजभाष्यश्रवणोत्सुकाँश्चकार ॥**

ભાવાર્થ—તેમણે **આચાર્ય** શ્રી**શંકરે** કથાઓવડે, **અવન્તિ**ના પ્રસિદ્ધ, દુર્મતમાં અભિમાની એવા વિદ્વાનો જેમાં **બાણ**, **મયૂર**, **દણ્ડિ** જેવા મુખ્ય મુખ્ય હતા તેમને, નિજના ભાષ્યના શ્રવણ વિષે ઉત્સુક કર્યા.'

**બાણ** અને **મયૂર** **અવન્તિ**માં સાથે હતા એમ આમાં કહ્યું છે—પણ સાથે **દણ્ડિ**નેય મૂકયો છે. એટલે આ શ્લોકનું ઐતિહાસિક પ્રમાણત્વ બહુ ન સ્વીકારી શકાય.

(આ) सूर्यशतक ઉપર **મધુસૂદન** નામે કોઇ ટીકાકાર થયો છે. તેણે **બાણ** અને **મયૂર**ની સાથે જ રાજા **હર્ષ**નો પણ યોગ મૂકયો છેઃ–महाराजश्रीहर्षस्य सभ्यौ महाकवी पौरस्त्यौ बाणमयूरौ आस्ताम्। तयोर्मध्ये मयूरभट्टः श्वसुरः, बाणभट्टः कादम्बरिग्रन्थकारस्तस्य जामाता—

આમાં **મયૂર** સસરો અને **બાણ** જમાઈ એમ લખ્યું છે. પરંતુ કોઇ ઠેકાણે એમનો સંબંધ સાળાબનેવીનો પણ જણાવેલો છે; તેમાંય વળી કોણ સાળો, કોણ બનેવી, કે કોણ સસરો જમાઈ, એમાંય પણ ઘણી જ અસ્પષ્ટતા છે, છતાં તેમનો સંબંધ, વચમાં કોઇ પણ સ્ત્રીને લઇને હતો, એટલું યાદ રાખવું અગત્યનું છે; કારણ सूर्यशतक ની ઉત્પત્તિ એ સંબંધને લઇને છે.

(ઈ–ક) नवसाहसाङ्कचरितकार **પદ્મગુપ્ત** લખે છે કે, "**સિન્ધુરાજ** શિકારમાં જ્યારે **મયૂરમૃગયા** ટાંણે **બાણ**નો **મયૂર** ઉપર સંઘટ્ટન કરાવતો હતો ત્યારે, **બાણ** અને **મયૂર**નું સંઘટ્ટન કરાવતા **શ્રીહર્ષ**ની ઉપમા પામતો હતો."

આ ઉલ્લેખમાં **બાણ** અને **મયૂર**ની **સમકાલીનતા** ઉપરાંત **સ્પર્ધા** પણ સમજાય છે.

(ખ) **મધુસૂદન** પણ લખે છે કે तयोः कवित्वप्रसंगे स्पर्धाऽऽसीत्.

(ગ) એમની આ સ્પર્ધા વિષે રસિક ઉલ્લેખ એક નનામી ટીકામાંથી મળે છે*.

**મયૂર**ને અન્ય કવિઓએ આપેલું માન પણ તેની કૃતિના પરિચય માટે ઉત્સુકતા ઉત્પન્ન કરે તેવું જ છે.

**બાણ** પોતાના મિત્ર વર્ગમાં એક મદારીનું નામ **મયૂર** મૂકે છે. આ જ કવિ **મયૂર** ખરો કે? બ્યૂલ્હર કહે છે કે, કવિ તો બ્રાહ્મણ હોય તેથી એમ બને નહિ, એ મદારી તો કોઈ બીજો હતો. પણ ત્યારે **બાણ** જેવા નિસર્ગ પ્રતિભાવાળા કવિના મંડળમાં આવવા જેટલી કવિતા તો મદારીમાં હશે જ હશે; અથવા બ્રાહ્મણ **મયૂર** અન્ય **પ્રવૃત્તિ**ના અભાવે છેવટે ડમરુ લઈ નીકળ્યો હશે–એમ પણ હોય; પરંતુ નીચેનો શ્લોક આ વાત ઉપર બહુ જ સમર્થ પ્રકાશ પાડી શકે છે.

सूक्तिमुक्तावलि માં **રાજશેખર**ને નામે લખ્યું છેઃ—

**दर्पं कविभुजंगानां गता श्रवणगोचरम् ।**
**विषविद्येव मायूरी मायूरी वाङ्‌निकृन्तति ॥**

જેમ **માયૂરી** વિષવિદ્યાના મંત્રો કાને પડતાં જ સર્પના દર્પ હરાઈ જાય છે તેમ જ માયૂરી, **મયૂર** કવિની વાણી સુણતાં જ કવિભુજંગના દર્પ હરાઈ જાય છે.

---

*(Indian Antiquary Vol 1, 1912. Part translated by Buhler)

सूर्यशतक નો ટીકાકાર જયમંગલ કહે છેઃ

**भक्तमायूरकवक्त्रपदविन्यासशालिनी ।**
**नर्तकीव नरीनर्ति सभामध्ये सरस्वती ॥**

ભાવાર્થ—ભક્ત મયૂરનાં મુખનો પદવિન્યાસ એ જેનું શીલ બન્યું છે, એવી સરસ્વતી સભામાં નર્તકીની પેઠે નાચી રહે છે.

અન્ય એક સુપ્રસિદ્ધ શ્લોકમાં મયૂરને દેવી ભારતીનું કર્ણપૂર ( यस्या...कर्णपूरो मयूरो )કહ્યો છે. વળી પાછળથી થયેલા અન્ય લેખકોમાંનાં બહુને બાણની જોડે મૂકવા લાયક અન્ય કોઈ સમકાલીન યોગ્ય લાગ્યો હોય તો તે મયૂર જ છે.†

---

## વાર્તા ૬૨ મી–બાણ અને મયૂરની તુલના

પૂર્વે દેવોની નગરી અમરાવતીને પણ શોભામાં હરાવનારી, ઉજ્જયિની નગરીમાં વૃદ્ધ રાજા ભોજનો પૂજ્ય, શાસ્ત્રપારંગત, કવિ મયૂર વસતો હતો. તેનો જમાઇ બાણ પણ ત્યાં રહેતો હતો. તે વિલક્ષણ હતો. તે બેયને અન્યોન્ય મત્સર હતો; કહ્યું છે કે—

**न सहन्ति इक्कामिक्कम्–न विना तिट्ठन्ति इक्कामिक्केन ।**
**रासह वसह तुरंगा जूयारि पण्डिय डिम्भा ॥**

ગધેડા, બલદીયા, ઘોડા, જુગારી, પંડિતો અને બાળકો એ ન તો એકમેકને સહી શકે, ન વા એકમેકથી જૂદાં રહી શકે.

---

† આ વાર્તાની હકીકત મુખ્યત્વે, સમય અને સાધનના અભાવે પ્રો. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ, બી. એ. એમણે "ગુજરાતી"ના ૧૯૧૮ના દિવાળીના તા. ૧૮–૯–૧૮ના અંકમાં લખેલા લેખના આધારે તૈયાર કરેલી છે. આ વાર્તામાંની શૈલી પણ બહુશઃ તે જ લેખની છે, જો કે વિશેષ સ્ફોટ અત્ર તત્ર કરેલો છે. આટલી છૂટ લેવા દેવા માટે મારા સ્નેહી પ્રો. ચન્દ્રશંકરનો હું અત્રે આભાર માનું છું.

તે પ્રમાણે **બાણ** અને **મયૂર** સ્પર્ધામાં અન્યોન્યના દ્વેષી હતા છતાં મિત્રાચારીભર્યો સંબંધ તે બે વચ્ચે ટકયો હતો. તેઓ **ભોજ**ની બ્રહ્મસભામાં પોતપોતાના ચઢીઆતા પણા વિષે એક દહાડો તીક્ષ્ણ વાદ વિવાદ કરતા હતા, ત્યારે **ભોજ** રાજાએ તેમને કહ્યું:—

હે પંડિતો ! આપ કાશ્મીર પધારો–ત્યાં **ભારતી** જેને ઉત્કૃષ્ટ માને તે જ ઉત્તમ. આ વચનથી પ્રેરાઈને, ભાથું લઈ તેઓ પંથે ચડ્યા પરંતુ કાશ્મીર પોહોંચવા અગાઉ માર્ગમાં તેમણે ૫૦૦ બળદ ઉપર લાદેલાં પુસ્તકો જોયાં. પૃચ્છા કરતાં તેમને જણાયું કે તે તો ૐ ઉપરની સહુ ટીકાઓ હતી. પાછા આગળ ચાલતાં એમણે ૨૦૦ બળદ પુસ્તકોથી લાદેલા મળ્યા. ફરી તપાસ કરતાં તે 'બ્રહ્મ'ની મિમાંસાનાં જણાયાં. આ સાંભળી પોતાની શ્રેષ્ઠતા વિષેનો તેમનો ગર્વ ગળી ગયો અને **અક્ષરસમ્રાજ્ઞી ભારતી**ને મળ્યા વગર જ પાછા ફરવા નિશ્ચય કરી, રાત્રે ધર્મશાળામાં આવી સૂઈ રહ્યા.

પણ તેમની પરીક્ષાનું કુતૂહલ **ભારતી**ને જ થયું. તેથી તેણે મોડી રાત્રે ધર્મશાળામાં પધારી, **મયૂર**ને પ્રથમ જાગૃત કર્યો અને શીઘ્રસમસ્યાપૂર્તિ માટે આ પદ આપ્યું: शतचन्द्रं नभस्तलम् ।

**મયૂર** અર્ધી ઉંઘમાં જ, **ભારતી**ને ચરણે નમી, સત્વર બોલી ઉઠ્યો:–

**दामोदरकराघातविह्वली[illegible]तचेतसा ।**
**दृष्टं चाणूरमल्लेन शतचन्द्रं नभस्तलम् ॥**

ભાવાર્થ—દામોદર કૃષ્ણનો વજ્રસાર મુકકો પડતાં જ વિહ્વલચિત્ત બનેલા **ચાણુર** મલ્લની ઘૂર્ણાયમાન આંખોએ આકાશમાં સો ચન્દ્ર દીઠા.

**મયૂરે** ખુબ કરી. કવિ તો ખરો અને શીઘ્રતા એ બહુ.

હવે **બાણ**નો વારો આવ્યો. **ભારતીએ** તેને એમ જ ઉઠાડીને પૂછતાં–તે સજાગ થઈ જરા ગણગણીને પછી બોલ્યો:—

**तस्यामुत्तुंगगौधाग्रविलोलवदनाम्बुजै-**
**र्विरराज विभावर्यां शतचन्द्रं नभस्तल[illegible] ॥**

ભાવાર્થ—આકાશમાં ચન્દ્ર તો એક હતો, પણ ઉપર ઉન્નત પ્રાસાદની અગાશીએથી સુંદરીવૃન્દ આનન ( મોઢું ) નીચું રાખી જોતું હતું–તે

વખતે ઉંચું જોનારને ભ્રાંતિ થઈ અને વિલોલ વદનકમલોએ વિરાજિત એવા ઉંચા આકાશમાં રાત્રિએ તેણે સો ચન્દ્ર નિરખ્યા.

**ભારતી પ્રસન્ન** થયાં અને કહ્યું કે, તમે બેય કવિ છો-**મયૂર** શીઘ્ર વધુ છે તો **બાણ** રસિક વધુ છે.

---

## વાર્તા ૬૩ મી--મયૂર અને બાણની દેવભકિતની ચર્ચા.

**ભોજ**રાજાની સભામાં વિરાજતા પંદરસેં પંડિતોમાં **બાણ** અને **મયૂ**રની, પ્રથમ શ્રેણીના સોળ પંડિતોમાં ગણના થતી હતી. તે બંને જમાઈસસરો થતા હતા. એ સિદ્ધ નિશ્ચય છે કે, સ્પર્ધાથી મનુષ્યની શકિત વિશેષ સતેજ તેમ જ ચમત્કારિક થાય છે. **ભોજ** રાજા પંડિતો વચ્ચે ઈર્ષ્યારહિત-સ્પૃહણીય સ્પર્ધા જગવી, તેઓની સતેજ અને સિદ્ધ કાવ્યશકિતનો આનંદ મેળવતો હતો. તેના આ આનંદકાર્યમાં **બાણ** અને **મયૂર** વચ્ચેનું વાગ્યુદ્ધ વિશેષ દીપી ઉઠતું.

એક સમયે એમ બન્યું કે, મધ્યરાત્રિને સમયે **મયૂર** કવિને ઓચિંતી કાંઈકિ સ્ફુરણા થઈ, એથી તે વગર વિચાર્યે દોડયો દોડયો પોતાના જમાઇ **બાણ**ભટ્ટને મંદિર ગયો. પણ જેવો તે એના દ્વાર આગળ આવ્યો કે તેને પોતે કવખતે દીકરીને ઘેર આવ્યાનું ભાન થયું અને અયોગ્ય કાર્યમાં ઝંપલાવ્યાનો વિચાર આવ્યો. પણ તે આ વિચાર-વમળમાં ગોટાતો હતો તેટલામાં તો તેના કાને દીકરીનાં પ્રણયકોપનાં વચન પડ્યાં. એટલે તે ત્યાં જ દૈવનો પ્રેર્યો, ભાનભૂલો બની સ્થિર થઈ ઉભો રહ્યો. અને દીકરીજમાઈની પ્રેમગોષ્ઠી સાંભળવાના અનુચિત-પણાનું ભાન જ તેને ન રહ્યું.

દરમ્યાન **બાણ** પોતાની પત્નીના પ્રણય-કલહને શાન્ત પાડવાને અને તેનું માન મૂકાવવાને વિવિધ સ્નેહભર્યાં વચનો કહેતો હતો, તે એને કાને આવતાં હતાં.

**બાણુ**ને પત્નીને શાંત પાડતાં પાડતાં મહામુશીબત પડી અને પ્રભાતનો સમય થવા આવ્યો. આખરે સ્ત્રીને સમજાવવાનો જેવો કોઈ પ્રકાર અવશેષ ન રહ્યો ત્યારે છેવટનો પગે પડવાનો પ્રકાર અજમાવવા વિચાર કરી **બાણુ** પત્નીની માફી માગતાં બોલ્યોઃ—“ હે પ્રિયે ! આટલી વાર ક્ષમા કર. હવે હું તને કદીયે કોપાયમાન નહીં કરૂં. હે પ્રાણુપ્રિયે !

**गतप्राया रात्रिः कृशतनुः शशी शीर्यत इव**

ભાવાર્થ—“ હવે રાત્રિ તો લગભગ ક્ષીણુ થવા આવી છે; અને તું પોતે જ જો કે આ કલાથી ક્ષીણુ થતો ચન્દ્ર પણુ જાણે સોરાઈ ગયો હોય તેમ અસ્ત થવા આવ્યો છે. ”

થોડી વાર વિચાર કરી, પોતાના વચનનું કંઈ ધાર્યું પરિણામ આવેલું ન જોતાં બીજું ચરણુ બોલ્યોઃ—

**प्रदीपोऽयं निद्रावशमुपगतो घूर्णत इव ।**

ભાવાર્થ—“હે પ્રિયે ! લગાર આમ જો તો ખરી, આ આપણો દીવો પણું જાણે નિદ્રાવશ થતો હોય તેમ ઘૂર્ણ થતો અર્થાત્ ઓલવાતો દેખાય છે. ”

આવું આજીજીભર્યું વચન કહ્યા છતાં જ્યારે તેણી હરગીજ ડગી જ નહીં ત્યારે તે પાછો બોલ્યોઃ—

**प्रणामान्ते मानं त्यजसि न यथा त्वं क्रुधमहो**

ભાવાર્થ—“પતિ પ્રણામ કરે એટલે સ્ત્રીએ પણ માન તજવું, એવો પ્રણયકલહનો અવધિ છે; છતાં મારા પ્રણામને અન્તે તું માન ત્યજતી નથી પણ ઉલટી ક્રોધે ભરાય છે.

આ સાંભળી, તે સ્ત્રીએ ક્રોધ ન શમાવતાં પતિને ઉલટો ચરણુપ્રહાર કર્યો, અને તેથી તેના નેપૂરનો થયલો ખણુખણાટ મયૂરને કાને આવ્યો. એથી મયૂરને ઘણો જ ખેદ થયો. તેટલામાં આ પાસ **બાણુ** રૂસણું લઈ બેઠેલી પ્રિયા ઉપર ન ચીઢાતાં ઉલટું આવું પ્રણયવચન બોલ્યોઃ—

**कुचप्रत्यासत्त्या हृदयमपि ते सुभ्रु ! कठिनम् ॥**

ભાવાર્થ—"ખરે જ હે સુંદર ભવાંવાળી! મને લાગે છે કે સ્તનના નિરંતરના સંબંધથી તારૂં હૃદય પણ તેના જેવું જ કઠિન થયું છે. એથી જ તે મારા આટઆટલા વિનયવચનથી કોમળ થતું જ નથી, પણ ઉલટું વજ્ર જેવું કઠિન બને છે."

પ્રિયાના ક્રોધશમનને અર્થે **બાણે** ઉચ્ચારેલા આ શ્લોકોમાંનું 'सुभ्रु'– 'હે સુંદર ભવાંવાળી!' એવું નમ્ર સંબોધન સાંભળતાં જ **મયૂરનો** પુત્રીના અવિવેકથી ઉછળેલો રોષ માયો સમાયો નહીં; તેથી તે પ્રસંગ કે પોતાની અવસ્થિતિનું ભાન ભૂલી એકદમ ત્રાડી ઉઠયોઃ—

"અરે! એને તું 'सुभ्रु' કહી કેમ સંબોધે છે? એ તો 'चण्डि'– 'ક્રોધની મૂર્તિ' એવા સંબોધનને યોગ્ય છે."

તે બોલતાં તો શું દીકરી અને જમાઇના પ્રણયકલહની વચ્ચે પૂરાઇને આવું બોલ્યો; પણ તેને તરત જ વિચાર થયો કે, મેં આ અઘટિત કામ કર્યું. પણ તેટલામાં તો **મયૂરની** પુત્રીએ પિતાનો સાદ વર્ત્યો અને **બાણ** તથા તે બન્ને ચમકયાં. પુત્રીએ તો કોઇ વિચાર કરવા ન રહેતાં **મયૂરને** આવા અઘટિત વર્તન માટે પૂરતો બદલો આપવા, એકદમ બારીએથી તેની ઉપર તાંબુલના રસની પીચકારી છોડી (થુંકી) અને શાપ આપતી બોલીઃ—"હે પિતા! તને આવા અઘટિત વર્તન માટે આ મારા તાંબુલના રસના સ્પર્શથી કોઢ નીકળજો."

**બાણની સ્ત્રી** પતિવ્રતા હતી, તેથી તેનું થુંક અડકતાં જ **મયૂરને** કોઢ નીકળ્યો. **મયૂર** ત્યાંથી ભોંઠો પડી ઘેર સીધાર્યો. અને પ્રાતઃકાલ થતાં સર્વ પોતપોતાના વ્યવહારમાં જોડાયા.

પછી બ્રહ્મસભાનો સમય થતાં **બાણ** અને **મયૂર** પણ પોતપોતાને સ્થાને આવી બેઠા. **મયૂરે** સભામાં આવતાં કોઢવાળી જગ્યા છૂપાવવા ખુબીબંધ ઉપરણું ઓઢયું હતું. પરંતુ પ્રસંગ નીકળતાં, ચેતેલો **બાણ** તેને ભોંઠો પાડવાની નીચ તદબીરથી પ્રેરાઇ શ્લેષવાળું,

આતું ખુબીબંધ ટોળભર્યું વચન બોલ્યોઃ— "**આવઉ વરકોઢી**"

ઉતાવળે તેમ અમે ઢબેથી બોલવાને લીધે, તે દ્વિ–અર્થી વચન હોવાનો ભાસ થાય તેમ હતું:—(૧) 'આવઉ વરક ઉઢી" ઉપરણું ઓઢીને આવ્યા? અને (૨) 'આવઉ વર કોઢી'—કોઢવાળા આવ્યા?

આવા માર્મિક દ્વિ–અર્થી વચનથી **મયૂર**ને લાગ્યું કે, **બાણે** ટોણા મારી રાત્રિનો પ્રસંગ **ભોજ**ને સંકેતથી સમજાવ્યો. આ વિચારથી તે તો ભોંઠો જ પડયો, અને એકદમ કાંઈ પણ ન બોલતાં ઘેર ગયો.

ત્યાંથી ઘટતી તૈયારી કરી, પરભાર્યો નગર બહાર **સૂર્ય**ના મંદિરે ગયો. ત્યાં તેણે એક કુંડ રચાવ્યો, અને તેને પડખે એક મોટો, ઉંચો થાંભલો દટાવ્યો. અને એ થાંભલાને સો સીકાં લટકાવરાવ્યાં. પછી ખેરના ગટ્ઠા કપાવી તેવડે કુંડ ભરાવ્યો, અને તેમાં અગ્નિ પ્રદિપ્ત કરાવ્યો. પછી થાંભલે ચઢી, ટોચના સીકામાં પગ મૂકી ઉભો રહ્યો, અને **સૂર્યશતક** રચવા માંડયું. જેવો તેનો પહેલો શ્લોક રચાઈ રહ્યો કે, પહેલું (ટોચનું) સીકકું છરીવતી કાપી તેની હેઠેના બીજા સીકાને વળગી રહ્યો. પછી બીજો શ્લોક રચ્યો, અને તે પૂરો થયો એટલે તેને કાપી ત્રીજા સીકાને વળગ્યો. આમ અનુક્રમે ૭ શ્લોક બોલી ૭ સીકકાં કાપી, **મયૂર** સાતમા સીકાને વળગ્યો.

તેની ધારણા, આવી રીતે આખું **સૂર્યશતક** રચી, **સૂર્ય**ની આરાધના કરવાની હતી, અને શતક પૂરું થતાં જો **સૂર્ય** પ્રસન્ન થઇને પોતાનો કોઢ ન મટાડે તો એકદમ કુંડમાં પડી **સૂર્ય**ને પોતાના દેહનો ભોગ આપવાની હતી. પરંતુ જેવો તે છટ્ઠો શ્લોક બોલી, છટ્ઠા સીકકાને તોડી, સાતમાને વળ-ગવા જતો હતો, તેવામાં જ **સૂર્યનારાયણ** સાક્ષાત્ પ્રત્યક્ષ થયા અને વરદાન માગવા કહ્યું. **મયૂરે** તેની પાસે 'કોઢ'નો નાશ થવાનું વરદાન માગ્યું. અને શ્રીસૂર્ય "તથાસ્તુ" કહી ત્યાંથી વિદાય થયા.

પછી **મયૂરે** હેઠા ઉતરી, **સૂર્ય**ના મંદિરમાં જઈ, શ્રી **સૂર્યનારાયણ**ના પ્રતિબિંબ સમક્ષ **સૂર્યશતક** પૂરૂં કર્યું અને તેમનું યથાવિધિ પૂજન કરી, તેની શાંતિ નિમિત્ત યથાયોગ્ય દાન દીધાં. અને તેના ભક્તિપ્રભાવને, સુગંધ નગરમાં પ્રસર્યો.

બીજે દિવસે કોઢથી મુકત થઇ, ચંદનાદિ સુગંધી દ્રવ્યોનું મર્દન કરી, **મયૂર** બ્રહ્મસભામાં હાજર થયો. તેને કોઢ વિનાનો નિર્મળ જોતાં જ **બાણ** વિસ્મય પામ્યો. દરમ્યાન **ભોજે** **મયૂર**ને સૂર્ય દેવ પ્રસન્ન થયાની અને તેથી કોઢ ટળ્યાની વાર્તા સાંભળી હતી, તેથી બ્રહ્મસભામાં આવતાં **મયૂર**ની સૂર્યભકિતની પ્રશંસા કરી.

આથી **બાણ**ની ઇર્ષ્યા તેજદાર થઈ. અને જેવું **મયૂરે** સાભિપ્રાય ( હેતુ સહ ) **બાણ** સામું જોયું કે તે બોલ્યો:–" હે **મયૂર**! એમાં તે તું મકલાય છે શું ? એ તો સૂર્યદેવનો પ્રતાપ છે. એ કાંઈ તારી નિર્મલ શકિતનો મહિમા નથી. "

ત્યારે **મયૂરે** કહ્યું:—" હે **બાણ**! એમ જો આરાધનાથી જ દેવને પ્રસન્ન કરવાનું રીઢું પડયું હોય તો તું પણ તેમ કરી આવો કોઈ ચમત્કાર દેખાડ. પરંતુ તે કાંઈ સહેલું નથી. એ તો મનુષ્યના પોતાનામાં સંયમ અને આગ્રહી આસ્થા હોય તો જ દેવભકિત સફળ થાય છે. "

**મયૂર**નું આ વચન **બાણ**ના હૃદયમાં શલ્ય પેરે ભોંકાયું, અને તેણે દેવીની આરાધના કરી, અપૂર્વ ચમત્કાર દર્શાવવાનો આગહ ધર્યો.

પછી તે નગર બહાર ભુવનેશ્વરીને મંદિર ગયો. ત્યાં તેણે પોતાના હાથપગ કાપી નાંખ્યા અને " ચંડીશતક "ના સો શ્લોક રચવાને તત્પર થયો. પણ તેને **ચંડિકા** દેવી ' હાજરાહજુર ' હતી, તેથી જેવો તેણે સ્તવન કરતાં પહેલા શ્લોકનો છઠ્ઠો અક્ષર ઉચ્ચાર્યો કે તરત જ **ચંડિકા** દેવી તેને પ્રત્યક્ષ થયાં અને તેનાં અવયવ પૂર્વની પેઠે તેના અંગ સાથે પાછાં જોડાઇ ગયાં. પછી **બાણે** ' ચંડીશતક ' પૂરૂં કર્યું અને ત્યાં **ચંડિકા** દેવીનું એક સુંદર મંદિર બંધાવરાવ્યું.

આમ **બાણ** અને **મયૂરે** પોતપોતાના ઇષ્ટ દેવતાની આરાધનાથી આશ્ચર્યજનક ચમત્કાર દર્શાવ્યા. એ જોઈ રાજા **ભોજ** તથા **ધારા-નગર**ની સકલ પ્રજા પરમ પ્રસન્ન થયાં અને તે બંનેને પુષ્પમાળા અને મોતીની થાળોથી વધાવ્યા.

આમ સૂર્ય અને ચંડીનો પ્રભાવ જામતો જોઇને જૈનોએ પોતાના આચાર્ય **માનતુંગાચાર્ય**ને આગળ કર્યા. તેમણે પોતાનાં અંગો બેંતાળીશ

લોહશૃંખલાઓથી બાંધ્યાં અને भक्तामर સ્તોત્ર રચ્યું, અને દરેક શ્લોક બોલતાં અકકેકી સાંકળ તોડી, '**જીન**' દેવનો પ્રભાવ સ્થાપ્યો.

**ભોજે** પણ તેઓને મોટા મદઝર માતંગ ઉપર બેસારી સ્વારી કાઢી અને આખા નગરમાં ફેરવી, અને ત્રણેને ભારે સરપાવ આપ્યો.*

---

*सूर्यशतक ની રચનાના સંબંધમાં આવી બીજી બે દંતકથાઓ છે:–

( ૧ ) કહેવાય છે કે **મયૂર**ની પુત્રી બહુરૂપવતી હતી, **બાણ** અને **મયૂર** સમવયસ્ક હતા. એટલે **બાણ** અને એ **બાણ**પત્નીની ઉમ્મર જોતાં તેણીના પિતા જેવડો તો ખરો જ. વળી **બાણ** અને **મયૂર** મિત્રો હતા. એટલે કોઈ વાર સંસ્કૃત કાવ્યની મસ્ત મદિરાના પાનમાં બેયના સંબંધના અંતરાયો ગળી પણ જતા હતા. **મયૂર**ની ભાવનામયતાની સંસ્કૃતિ કોઈ વાર રસની હદમાંથી પ્રાકૃત હદમાં ઉતરી જતી. લોકકથા કહે છે કે **મયૂરે** પોતાની જ પુત્રીની કેલિનું બહુ જ ઉઘાડું વર્ણન કર્યું, તેથી તેની પુત્રીએ તેને શાપ આપ્યો અને તેને કોઢ થયો. આ કેલિવર્ણન તે જ मयूराष्टक ; તેમાંની એક લીટી, જેનો અર્થ **બાણ**ની ઉમ્મર ઉપર કટાક્ષમાં ફલિત થઇ શકે છે તે લીટી તેની પુત્રીને સાલે તેમાં નવાઇ નથી. આવી રીતે મળેલા કોઢની નિવૃત્તિ થવા તેણે सूर्यशतक લખ્યું.

( ૨ ) બીજી કથા એમ છે કે એક વાર ઘણાં વર્ષનો પ્રવાસ કરી **મયૂર** ફરી સ્વભૂમિમાં આવ્યો. પુત્રીને જોયે તેને વર્ષો વીતી ગયાં હતાં, તેથી પાણીના ઘાટપર પ્રભાતે સ્નાન કરવા આવેલી **બાણ**પત્નીને તે ઓળખી ન શકયો. તેણે પણઘટ ઉપર પોતાની વેણીના કેશ હસ્તપુટોમાં લીધો કે તરત જ **મયૂર** કવિ બોલી ઉઠયો:––

**एणीदृशः पाणिपुटे निरुद्धा वेणि विरेजे शयनोत्थितायाः**
**सरोजकोशादिव निस्सरन्ती श्रेणिर्घनीभूय मधुव्रतानाम् ॥**

ભાવાર્થ—શયનમાંથી હમણાં જ ઉઠેલી મૃગનયનીના પાણિપુટે રહેલી વેણી કેવી શોભે છે ? જાણે કમલકોશમાંથી બાહાર નીકળતી મધુલોભી ભમરાઓની હાર જ ઘનીભૂત થઇ ( જામી ) ન હોય !

આમ સજ્જનતાને હડસેલી કવિતાનો ઉભરો ખાલી કરવા માટે **બાણ**પત્નીએ **મયૂર**ને શાપ આપ્યો, અને કોઢનું નિવારણ કરાવવા માટે માટે તેણે सूर्यशतक રચ્યું.

---

## વાર્તા ૬૪ મી—એક વસ્તુ ઉત્તમ નથી !

એક દિવસે ભોજરાજાએ પોપટને ભણાવ્યું કે एको न भव्यः એક વસ્તુ જગતમાં સારી નથી. પછી બ્રહ્મસભા મળતાં તેણે પંડિતોને એ પ્રશ્ન પૂછ્યો અને પોતાનો મનોગત અભિપ્રાય કહેવા આહ્વાન કર્યું. સભાના પંડિતો આનો કોઈ હેતુ સમજી શકયા નહી; એટલે શો ઉત્તર આપવો તેનો વિચાર કરવામાં બહુ જ ગુંચવાયા.

પછી વરરુચિ નામના એક પંડિતે આ પ્રશ્નના સમાધાન માટે છ મહિનાની મુદ્દત માગી, અને તે માટે દેશાવરનો આશરો લીધો. તે ફરતો ફરતો ધારાનગરની પડોશના અરણ્યમાં જઈ ચઢ્યો. ત્યાં બકરાં ચરાવતો એક વૃદ્ધ ગોવાળ તેની નજરે ચઢ્યો. મધ્યાહ્નનો વખત હતો, અને એકાન્ત અરણ્યમાં આવો વિશ્વાસુ, સરળ ચિત્તવાળો સાથી એકાએક મળી ગયો, એટલે નિરાંતે થાક ઉતારવાની ઉર્મી તેને થઈ આવી. અને તે ગોવાળની પાસે ગયો અને દોરીલોટો માગી પાણી પી, તૃષા નિવારી, આરામ લેવા ઝાડની છાયામાં લેટી પડયો. પરંતુ ભોજે પૂછેલા પ્રશ્નનું સમાધાન માથે લટકતું હતું, તેથી તેને કાંઈ ચેન ન પડયું અને આકળવિકળ થતો આળોટવા લાગ્યો.

પેલા વૃદ્ધ ગોવાળે તેને આમ બેચેન જોઈને પૂછ્યું કે "હે મહારાજ ! આપ આમ આટઆટલાં કવળીયાં કેમ ખાઓ છો ? તમે સોરાયલા જણાઓ છો, તેથી મને લાગે છે કે ખરે જ તમે કંઈક અમુંઝાઓ છો. માટે મને તમારી મુંઝવણ જણાવવા કૃપા કરશો ?

એટલે વરરુચિ બોલ્યોઃ—"હે વૃદ્ધજન ! તારાથી મારી ચિંતા ટળાય તેમ નથી. એ તો સગર્ભાની પીડા વાંઝણી જાણી ન શકે ? બાકી મારી બેચેની વિષે કહેવાનું કે—

**चिता चिंता समानास्ति बिंदुमात्र विशेषतः ।**
**सजीवं दहते चिंता निर्जीवं दहते चिता ॥**

ભાવર્થ—હે ભાઈ ! ચિંતા અને ચિતા એ સરખાં છે જ; માત્ર ચિંતાના 'ચિ' માં અનુસ્વાર છે તેટલો જ ફરક એ બે શબ્દો વચ્ચે છે, પરંતુ

એ બિંદુ( શૂન્ય )ને લીધે ચિંતામાં ચિતા કરતાં વિશેષે, અને તે સાથે અન્યને પોતાના જેવા શૂન્ય કરવાની શકિત આવી ગઇ છે. ચિતા તો જીવ વિનાના દેહને બાળે છે, ત્યારે ચિંતા તો જીવતો બાળી શૂન્ય જેવો જ બનાવે છે. ”

ત્યારે વૃદ્ધ ગોવાળે કહ્યું:—“ હે મહારાજ ! તેની કાંઈ ફીકર નહીં, એ તો ધરડા ગાડાં વાળે. વેદ વગેરે ચૌદ વિદ્યાઓ છે ખરી, પરંતુ તે સહુ કરતાં પંદરમી અનુભવ વિદ્યા ઓર છે, અને સર્વથી ચઢીઆતી છે. એકલું ભણતર પાંગળું છે, એ તો ગણતર સાથે હોય તો જ કામનું. માટે તમે મને તમારી મુંઝવણ કહો. ”

એટલે વરરુચિએ પોતાની મુંઝવણનો સવિસ્તર વૃત્તાંત તેને કહ્યો. તે સાંભળી, વૃદ્ધ ગોવાળે કહ્યું કે “ એ કાંઈ મોટી વાત નથી. હું એનો ખુલાસો તમને અત્યારે કરતો નથી, પરંતુ રાજા ભોજની બ્રહ્મસભામાં સઘળા પંડિતો આગળ અચૂક કરીશ. પણ મારો સાથી આ શ્વાન છે, તે મારા જેવો જ વૃદ્ધ છે અને અશકત છે. તેના વિના મારાથી અને મારા વિના એનાથી રહી શકાય, એમ નથી. તેથી, તેને અહીં મૂકીને તમારી સાથે મારાથી ધારાનગર અવાય તેમ નથી. તેમ મારાથી તેને ઉચકી શકાય તેમ નથી, માટે તમે એને જરા ખભે ઉચકી લ્યો તો હું ત્યાં આવી ભોજ રાજાના પ્રશ્નનો ખુલાસો કરૂં ”

વરરૂચિએ ‘ ગરજ સાકરપેં ગળી ’ ! એ કહેતી પ્રમાણે બ્રાહ્મણ હોવા છતાં તે કબૂલ કર્યું અને ખભે શ્વાનને ઉચકી, વૃદ્ધ ગોવાળ સાથે ધારાનગરની બ્રહ્મસભામાં હાજર થયો. અને પૃચ્છાના ઉત્તરમાં તેણે ભોજને તેની શંકાનું સમાધાન વૃદ્ધ ગોવાળ કરશે, એમ કહ્યું. એટલે ભોજે પેલા ગોવાળને एको न भव्यः નો પ્રશ્ન કર્યો:

તરત જ ગોવાળ બોલ્યો કે, “ હે રાજન્ ! જગતમાં એક લોભ જ સારો નથી. ”

ત્યારે રાજાએ ‘ એમ કેમ ’ એવો પ્રતિપ્રશ્ન કર્યો.

તેના ઉત્તરમાં ગોવાળે કહ્યું:—“ હે દેવ ! તે આપની સમક્ષ દૃષ્ટાંત સાથે જ સાબીત થયલું છે, છતાં તે આપ કળી શકતા નથી, એ નવાઇ

જેવું છે. આપ જ જુઓ કે, આ ઉત્તમ, વેદપાઠી બ્રાહ્મણ જે સામાન્ય રીતે શ્વાનને અડકાય તો સ્નાન કરે, તે ગરજનો માર્યો આટઆટલે દૂરથી તેને ઉચકીને મારી સાથે આવ્યો છે, એ, હે રાજા ! લોભનો નહીં તો કોનો પ્રતાપ છે ? માટે હે મહારાજ ! લોભ એ જ એક સારી વસ્તુ નથી. તે જ સઘળાં પાપ, અને વિકારોનું મૂળ છે."

સભા તેના સદૃષ્ટાંત ખુલાસાથી ખુશ થઇ અને **ભોજે** પેલા વૃદ્ધ ગોવાળની ઘટતી કદર કરી.

---

## વાર્તા ૬૫ મી-માઘકવિનો વૃત્તાંત.

**तस्य श्री भोजभूपस्य बालमित्रं कवीश्वरः ।**
**श्री माघो नंदनो ब्राह्मी स्यन्दनः शीलचंदनः ॥**

( श्री सिद्धार्षिसूरिप्रबन्ध ).

શ્રીમાન્ **ભોજ** રાજાના ( ઇ.સ. ૧૧ મું સૈકું ) સમયમાં કહેવાય છે તેમ*, ધારાનગરીના રાજા **ભોજ**દેવનો સમકાલીન હતો. પરંતુ વસ્તુ-સ્થિતિ તપાસતાં તે બીજા **ભોજ**દેવ ( ઇ. સ. ૬૬૫ )નો સમકાલીન હશે, એમ સમજાય છે. તે ગુજરાતનો વતની હતો. **માલવા** અને ગુજરાતની સરહદની વચ્ચે આવેલા, એક વખતના ગુજરાતના રાજ્યના પાટ-નગર **શ્રીમાલ** નગરમાં તેનું જીવન વ્યતીત થયું હતું. હાલ તે "**ભિન્ન-માલ**' ગામથી પ્રસિદ્ધ છે.

પોતાના કાવ્યકલશરૂપ **શિશુપાલવધ** કાવ્યમાં કવિવંશવર્ણનમાં **માઘ** પોતે જણાવે છે કે શ્રી **વર્મલાત** રાજાનો (ઈ. સ. ૬૦૦-૬૨૫) **સુપ્રભદેવ** નામે મહાસેનાપતિ, સર્વાધિકારી હતો, તે ધર્મનિષ્ઠ હતો; અને તે જાણે

* પ્રબોધચિંતામણિથી **માઘકવિ** ઇ. સ. ૧૧ મા સૈકાના ઉત્તરાર્ધમાં થયાનું જણાય છે, પરંતુ પુરાતત્ત્વવિદોએ સપ્રમાણ સિદ્ધ કર્યું છે કે તે નવમા શતકથી અર્વાચીન નથી અને બીજા **ભોજ**નો સમકાલીન ન હતો.

22

બીજો રાજા જ હોય તેવો અધિકાર ભોગવતો હતો. જેમ બુદ્ધ ભટ્ટારકનું વચન પ્રાજ્ઞ જનો અંગિકાર કરતા તેમ રાજા વર્મલાત હરેક પ્રસંગે સુપ્રભદેવનું વચન, કોઈ પણ અનુરોધની ખાતર નહીં પણ તે સત્ય તેમ જ હિતકર હતું તેથી પાળતો. એ સુપ્રભદેવને દત્તક નામનો ઉદાત્ત, વિશાળ હૃદયવાળો, ક્ષમાશીલ, મૃદુ, અને ધર્મતત્પર પુત્ર હતો. કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે અજાતશત્રુ—યુધિષ્ઠિરનું ગુણગ્રહણ કરવાનું જે લક્ષણ વર્ણવેલું છે, તે લક્ષણ દત્તકમાં હતું, અર્થાત્ તે ગુણગ્રાહી હતો, એમ લોકો સમજતા હતા. તે ચાપવંશી વર્મલાત રાજાના પુત્ર વ્યાઘ્રમુખનો પ્રધાન હતો. (ઇ. સ. ૬૨૫–૬૪૦). દત્તક સર્વાશ્રય હતો, લક્ષ્મી તેના ચરણમાં રોળાતી હતી. તે સર્વને ઉપકારથી આનંદ આપતો હતો; તે સજ્જનોમાં અગ્રણી હતો. વિદ્યાવાન્ પણ તેવો જ હતો. માઘ પંડિત તેનો પુત્ર હતો.

માઘને વ્યાઘ્રમુખ રાજાનો પરમ આશ્રય હતો. તે સર્વોત્તમ પંડિત હતો. જેમ કાવ્યરત્નોમાં કાલિદાસની લઘુત્રયી—ત્રણ મહાકાવ્યો—રઘુવંશ, કુમારસંભવ અને મેઘદૂત વખણાય છે, તેમ કિરાતાર્જુનીયમ્, શિશુપાલવધ અને નૈષધચરિત, એ સુવિખ્યાત બૃહત્રયીમાંનો માઘનો શિશુપાલવધ મનહર, રમણીય અને ઉત્તમ સુશ્લિષ્ટ કાવ્ય તરીકે પંકાય છે. અને તે પંચ મહાકાવ્યોમાં ઉચ્ચ સ્થાન પામેલો છે. માઘની કવિતાના લક્ષણ વિષે કહેવાય છે કે,

उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
नैषधे पदलालित्यं माघे सन्ति त्रयो गुणाः ॥

ભાવાર્થ—કાલિદાસની ઉપમા, ભારવિનું અર્થગૌરવ, અને નૈષધનું પદલાલિત્ય પંકાય છે; પરંતુ માઘમાં તો આ ત્રણે ગુણો એકત્રિત થયા છે.

માઘના દાદા શ્રી વર્મલાત રાજાના પ્રધાન હતા. તેથી તેમણે અગાધ સંપત્તિ જમાવી હતી, અને લક્ષ્મી તથા સરસ્વતી એક જ સ્થળે સંગત થતી નથી, એ વચન અસત્ય ઠરાવ્યું હતું. તે જ પ્રમાણે માઘના પિતાએ પણ સંપત્તિ અનર્ગલ સંચી હતી.

**માઘની** બાલ્યાવસ્થા તેમ જ વિદ્યાર્થી અવસ્થા સંબંધમાં કાંઇ જાણવા જેવું અન્ય સાધન મળતું નથી. માત્ર તેના ગૃહસ્થાશ્રમ અને ઉદાર જીવનવ્યવહાર સંબંધમાં કેટલીક કિંવદતીઓ મળે છે, તેમાંની જે મુખ્ય છે, તે નીચે ઉતારેલી છે.

---

## વાર્તા ૬૬—મી માઘ પંડિતની ઉન્નતિ.

એ ખરૂં જ છે કે જેમ ફરતા ચક્રના આરા એક વખત ઉંચા જાય છે તો બીજી વેળા તે પાછા નીચા આવે જ છે, તેમ મનુષ્યના ભાગ્યના ઉદય અને અસ્તનાં પણ પરિવર્તનો નિર્માણ થયલાં છે. એથી જ સુજ્ઞો કહે છે કે; જેને સંપત્તિના કાલમાં હર્ષ થતો નથી, તેમ વિપત્તિના સમયમાં વિષાદ થતો નથી, અને રણ(ભર આપત્તિની મધ્ય)માં જે અડગ ધીરજને સેવે છે, એવા ત્રણ ભુવનના તિલક–શણગાર રૂપ પુત્રને જનની વિરલ જન્મ આપે છે. અર્થાત્ એવા આ પુરૂષો જગતમાં વિરલ જ જન્મે છે.

આવા વિરલ પુત્રોમાં કવિ **માઘની** ગણના કથાકારો કરે છે. **માઘ** પંડિત પૂર્વ અવસ્થામાં ઘણો જ ધનાઢ્ય હતો; ભલભલા રાજાઓના વિભવ અને સમૃદ્ધિને પણ છક્કડ મારે એવી એની ઉત્કૃષ્ટ પ્રકારની સંપત્તિ હતી અને પોતે જેમ તેનો સંપૂર્ણ છૂટથી ઉપભોગ કરતો તેમ તેનો રસભર ઉપભોગ અન્ય જનોનેય કરાવવામાં પણ તે તેવો જ ઉદાર હતો. અતિથ્યસત્કાર અને દાનસમર્પણમાં તે રાજાઓને પણ કયાંકનો ક્યાંક હઠાવી દેતો. પરંતુ પૂર્વ જન્મના સંસ્કારે દશા ફરતાં તે છેક દરિદ્રી થયો. છતાંયે તેની અને તેની સતી સ્ત્રીની સ્વાભાવિક ઉદારતા વિભવના સમય કરતાંયે વિશેષ તેજદાર થઇ હતી; કહો કે તે પરાકાષ્ટાએ પૂગી હતી. આમ संपत्तौ च विपत्तौ च महतामेकरूपता—સંપત્તિ તેમ જ વિપત્તિના સમયમાં મહાન્ પુરૂષોની વૃત્તિ અને વૃત્ત એકસરખાં જ રહે છે, એ કથનને સંપૂર્ણ અંશે આ દંપતિએ ચરિતાર્થ કર્યું હતું.

**માઘ** પંડિત પૂર્વ અવસ્થામાં શ્રી લક્ષ્મી દેવીના ઉત્સંગમાં યથેષ્ટ વિહરતો હતો. જેમ રાજા **ભોજના** વિદ્યાવ્યાસંગ અને દાનકીર્તિનો

સુગંધ દેશમાં ચારે કોર પસરતો હતો, તેમ **માઘ** પંડિતનો દાનધર્મ અને વિદ્યાપ્રેમનો સુગંધ પણ તેવો જ બહેકતો હતો. સ્વાભાવિક રીતે સમાન ગુણ અને કાર્યથી પંકાતી, ઉન્નત હૃદયવાળી વ્યકિતઓ વચ્ચે ઈર્ષ્યા રહિત, અને અનુસરણીય, સ્પર્ધા હોય છે, તે પ્રમાણે **ભોજ**રાજાને **માઘ**ના વિદ્યાપ્રેમ અને દાનકર્મના અદ્‌ભુત વૃત્તાંતો સાંભળતાં, 'પોતાનાં વિદ્યાપોષણ અને દાનશકિત તેને દાખવવાની ઉત્કટ વૃત્તિ અવરનવર થતી, અને તે હેતુથી શ્રી**માલ**પુરમાં રાજપુરુષોને વારંવાર મોકલી, **માઘ**ને કેટલોક સમય **ધારા** નગરમાં રહી જવા નિમંત્રણ મોકલ્યાં કરતો હતો.

આખરે **ભોજ**ના અતિ આગ્રહને માન આપી, પંડિત **માઘ** શિયાળાની મોસમમાં એક સમયે **ધારા**નગર આવ્યો. **ભોજે** વિવિધ રાજવંશી વિભવસામગ્રીઓથી તેનો ઉત્તમ રીતે સત્કાર કર્યો અને નિત્ય નિત્ય અનેક નવલાં વિનોદનાં સાધનોથી તેને આનંદમગ્ન કરવાની તરેહતરેહવાર પેરવીઓ કરી.

પ્રાતઃકાલે માંગલિક વાદ્યોના સૂર તેમ જ કલકંઠી નર્તકીઓનાં સંગીત અને નૃત્ય સાથે **માઘ** પંડિત જાગૃત થતો; દંતધાવન કરી, સુગંધી તૈલાદિ દ્રવ્યોથી અંગનું મર્દન કરાવી, સ્નાનાદિથી પરવારતો; પછી ઇષ્ટપૂજનાદિ આટોપી લઈ **ભોજ**ની બ્રહ્મસભામાં વિરાજતો. ત્યાં પોતે કાવ્યગોષ્ટી કરતો, અને પંડિતોના ચાતુર્યના રસભર પરિચયથી આનંદ લેતો. પછી ભોજનશાળામાં વિવિધ પાકસામગ્રીઓ આરોગતો અને અને વિવિધ વિલાસોથી મનને આનંદિત કરતો બપોરનો સમય નિર્ગમન કરતો.

તે પછી નમતા પોહોરે, અગડ વગેરે સ્થળોએ જઈ મલ્લાદિની કુસ્તી અને અંગશકિતના ખેલો, પ્રાણીઓની જીવલેણ હરીફાઈઓ આદિ વિનોદો જોતો, તો કદાચિત મૃગયા માટે રાજા સાથે જતો, કે ઉદ્યાનવિહાર કરતો. પછી વાળું કરી, મધ્યરાત્રિ પર્યંત નૃત્યસંગીતાદિથી આત્માને પ્રસન્ન કરતો.

આ પ્રકારે રાજવંશી સુખવિભવ મહાલતાં, **માઘ** અન્તે કંટાળ્યો અને **ભોજ** પાસે વિદાય માગી. આથી **ભોજને** આશ્ચર્ય થયું અને તેને અહીંના

કરતાં ગૃહે એવાં તે શાં ઉપભોગઆનંદનાં સાધન વધારે નવલ હશે કે અહીંનું આતિથ્ય એને ઊણું જણાયું, એવો વિચાર આવ્યો. એટલે **માઘને** તે વિષે તેણે પેરે પેરે પ્રશ્નો કર્યા, અને **શ્રીમાલપુર** આટલા વહેલા સીધારવાનું કારણ પૂછ્યું. **માઘ** પંડિતે કાંઈ પોતાનો સત્કાર યથાસ્થિત થતો ન હતો, કે પોતાને કાંઈ ઊણું લાગતું હતું, તે કારણે વિદાય માગી ન હતી, પણ લાંબો સમય એક ને એક સ્થળે રહેવાથી કંટાળો ઉપજવાને લીધે જ સ્વગૃહે જવાનો સંકેત કર્યો હતો. તેથી તેણે પોતાનાથી **માળવાની** ટાઢ સહન થતી નહીં હોવાનું નિમિત્ત જણાવી, વળી બીજી ફેરો પ્રસંગવશાત્ **ધારાનગર** આવવાની આશા આપી, **ભોજનું** કુતૂહલ વિવેકભેર શમાવ્યું.

પછી અનુકૂલ દિવસ જોઇ, યોગ્ય વિદાય સાથે **માઘ** **શ્રીમાલપુર** સીધાર્યો. **ભોજ** પણ **ધારાનગરના** દ્વાર પર્યંત તેને વળાવવા સાથે ગયો. આ પ્રસંગે **માઘે** **ભોજની** પાસેથી એક વેળા **શ્રીમાલપુર** પધારવાનું વચન લીધું, અને બંને મિત્રો પુનર્મિલનના વિચારમાં પૂરા પ્રેમભાવથી છૂટા પડ્યા.

આ પ્રસંગને કેટલોક સમય વીત્યા પછી, **ભોજને** પણ **માઘનો** વિભવ જોવાની ઉત્કટ આતુરતા થઇ. એથી સૈન્યાદિની ઘટતી રાજવંશી સાજવારી સાથે તે **શ્રીમાલપુર** ગયો. **માઘે** તેના રાજવંશી સત્કારને ક્યાંય વેગળો મૂકે એવા સંપૂર્ણ વિભવ, ઠાઠમાઠ અને ઉપભોગનાં સાધનોથી **ભોજનો** ઉત્કૃષ્ટ પ્રકારે આદરસત્કાર કર્યો. તેને આપેલા ઉતારાનું મંદિર જ એવું તો વિશાળ હતું કે **ભોજની** સૈન્યાદિની સાજવારી તેના એક જ ખુણામાં પૂર છૂટથી સમાઈ રહી. આવા સુંદર અને હરેક ઉચિત સામગ્રીથી સંપન્ન, વિશાળ મંદિરમાં ઉતરતાં વેંત જ **ભોજનો** પોતાની મહત્તા અને રાજવંશી સંપત્તિ અને વિલાસનો ગર્વ જ ગળી ગયો. એ મંદિરની સઘળી ભૂમિ સુવર્ણમય હતી. અને ઓરડાઓનું કામ મીનાકારી તેમ જ અદ્‌ભુત કારીગરીના નમુનારૂપ હતું. આવી અનુપમ શોભા જોઇને તે છકક જ થઇ ગયો.

પછી સ્વસ્થ થઈ, તે સ્નાન કરવાના સ્થળે ગયો. ત્યાંની સોઇ તો વળી ઓર જ હતી. દાસીઓએ અભ્યંગોથી મર્દનાદિ કરી તેને સ્નાન

કરાવ્યું. પછી તે દેવસ્થાનમાં ગયો તો તેની જગ્યા મણિમરકત વગેર કીમતી હીરાઓથી જડેલી હતી, પરંતુ જાણે તેમાં શેવાળવાળું જળભર્યું હોય એવો આભાસ થતો હતો. ભોજે એવા આભાસથી તેમાં જતી વેળા પાણીમાં કદાચ વસ્ત્ર પલળશે, એવી ભ્રાંતિ થતાં તેને જરાક ઉંચું લેવા માંડયું, એટલે પરિચારકે એ ભૂમિ જ એવી ખુબીવાળી હોવાનું નિવેદન કર્યું, ત્યારે તે આશ્ચર્યચકિત થયો. પછી ત્યાં સંધ્યા, દેવપૂજા આદિથી પરવારી, ભોજ માઘ પંડિત સાથે તેની ચંદ્રશાળામાં ગયો. ત્યાં કદીયે નહીં સંભળાયલા વા નહીં દીઠેલા ગ્રન્થો તેમ જ તરાહતરાહની, નમુનેદાર શિલ્પકામની પુરાણી વસ્તુઓ જોઈ, અને તે જોવાની તલ્લીનતામાં વખત કયાંયે ચાલ્યો ગયો તે મુદ્દલ જણાયું નહીં.

પછી તે ભોજન અર્થે પાકશાળામાં ગયો. ત્યાં બેસવાની તજવીજ, અને વિભવભોજનની સામગ્રીઓનો ઠાઠ, નવા નવા, દુષ્પ્રાપ્ય ભોજ્ય, ચોષ્ય ( ચુસવાના ) અને લેહ્ય ( ચાટવાના ) પદાર્થો, ઋતુ–કઋતુનાં શાકફલાદિ, સંસ્કારેલી વિવિધ વસ્તુઓ એ સર્વ જોઈને તે અતિશય વિસ્મય જ પામ્યો. તે વેળા વાર્તાવિનોદ કરનારા લહૂઆ હાજર રહેલા હતા, તેમણે ટોળ, હાસ્ય, મજાક આદિથી ત્યાં આનંદની રેલી વર્ષાવી, અને તેના તાનમાં સ્વાદની લિજ્જતમાં ભોજે નિયમ કરતાં પણ વિશેષ ભોજન લીધું. પછી અનેક જાતિનાં સુગંધી જલોથી ઉદ્વર્તન ( હાથ ધોઇ ખાદ્ય પદાર્થોનો પાસ કાઢી નાંખવાને ) કર્યું અને મુખવાસગૃહમાં જઈ, મુખશુદ્ધિ કરી બાસઠ પાનનાં બહેંકતાં બીડલાં આરોગ્યાં.

આ પ્રમાણે ભોજનાદિથી પરવારી, ભોજ માઘની વિદ્યાશાળામાં ગયો. ત્યાં અનેક વિપ્રો, ગાયકો, કીસબીઓ આવ્યા હતા. તેમના સંગમાં મધ્ય પોહોર વીતાવ્યો. પછી આશ્રિત ભાટચારણાદિના મુખથી પરાક્રમી રાજાઓનાં યશોગાન સાંભળી, સાયંકાળ પર્યંત પરમ આનંદ લીધો.

પછી વાળું કરી, નૃત્ય–સંગીતાદિની લહેરથી મન પ્રફુલ્લ થતાં, મધ્યરાત્રિ થવા પૂર્વે શયનગારમાં ગયો. જો કે એ ઋતુ શિયાળાની હતી,

છતાં શયનાગારની રચના એવી તો અદ્ભુત હતી કે ત્યાં જતાં ઉન્હાળાની ભ્રાન્તિ થાય. અહીં જઇ ભોજ, સ્વચ્છ શ્વેત વસ્ત્ર ધારણ કરી, ચંદનાદિ શીતલ પદાર્થોનો લેપ અને અંગરાગ કરાવી, રમણીય દાસીઓના કોમલ હસ્તથી ફેરવાતા પંખાના મંદ મંદ વાયુનો અનુભવ લેતો, શૃંગારરસથી ભરેલી વાર્તાઓ સાંભળતો એવો તો ભર નિદ્રામાં પડયો કે, પ્રાતઃકાલે શરણુઈ, ભેરી અને શંખના નાદ થતાં તેમ જ ભેરવી છેડાતાં જાગી ઉઠયો. માઘ પંડિત પણ એ સ્થળે તેની જ સાથેના પર્યંકમાં સૂતો હતો અને સર્વ તજવીજ ચીવટથી રખાવતો હતો,

આમ ભોજે કેટલાક દિવસ માઘના અનુપમ આતિથ્યનો લાભ લેવામાં વીતાડ્યા. અને ત્યાંથી જવાનું મન જ ન થયું. પરંતુ રાજ્યકાજને અંગે આખરે વિદાય લેઈ તે ધારા નગર જવા નીકળ્યો, ત્યારે માઘે તેને “નવ્ય ભોજસ્વામી પ્રાસાદ” નામનો જે નૂતન ગ્રંથ પોતે રચ્યો હતો તે અને તેનું પુણ્ય પણ ભોજને સમર્પણ કર્યાં. તે સ્વીકારી, આભાર અને વિસ્મયથી તલ્લીન હૃદયે ભોજ માળવે આવ્યો. અને મરણ પર્યંત તે માઘના દિવ્ય સત્કાર અને આતિથ્યને વિસર્યો જ નહીં.

---

## વાર્તા ૬૭ મી—માઘ પંડિતની અવનતિ અને મૃત્યુ.

પ્રાણી માત્રનું ભાગ્યચક્ર કાંઈ સદા સ્થિર રહેવાને સરજાયલું નથી. આથી કહેવાય છે કે, જે મનુષ્ય પૂર્વ અવસ્થામાં સુખી તે ઉત્તર અવસ્થામાં દુઃખી. પરંતુ જેમ ગરમીમાંથી શીતલ સ્થળે જવામાં અનહદ આનંદ આવે છે, તેમ જો પૂર્વ અવસ્થામાં દુઃખ સહ્યા પછી ઉત્તર અવસ્થામાં સુખનો અનુભવ થાય છે તો તે ઓર બાહાર આપે છે. પણ કંઈ મનુષ્યનું ધાર્યું થતું નથી. ‘આદર્યાં અધૂરાં રહે ને હરિ કરે સો હોય,’ એ સત્ય જ છે. કર્મની ગતિ ન્યારી જ છે. આનો સચોટ દૃષ્ટાંત માઘનું જીવન છે.

માઘ પંડિતે જેવાં પૂર્વ અવસ્થામાં સમૃદ્ધિ અને વિભવનાં રાજવંશી અસામાન્ય સુખો અનુભવ્યાં હતાં, તેવાં જ કાલબળથી અસાધારણ દુઃખો

દ્રવળ સંપત્તિના નાશના અંગનાં જ નહીં, પણ શારીરિક પીડાનાં યે, ટુંકમાં આધિ, વ્યાધિ, અને ઉપાધિ એ ત્રિતાપનાં અસહ્ય સંકટ વેઠવાનું તેના ભાગ્યમાં નિર્માણ હતું. પરંતુ માઘનો આત્મા કોઈ દૈવી સત્ત્વવાન હોવાથી, વિપત્તિનો સમય પણ તેણે સંપૂર્ણ ધૈર્યથી નિર્ગમ્યો. એથી જેમ સ્ત્રીની વિરુપતા પતિવ્રતપણાથી, હલકું ભોજન ઉષ્ણતાથી, અને હલકાં વસ્ત્ર ઉજળાશથી વિશેષ શોભે છે, તેમ તેની દરિદ્રતા પણ તેની પરમ સત્વવતી ધીરતાથી વિરાજી હતી.

કહેવાય છે તેમ માઘ પંડિતના પિતાએ તેની કેશવી જાતિની અષ્ટોત્તરી મહા જન્મોત્રી એક પ્રખર જ્યોતિર્વિદ પાસે કરાવી હતી. તેમાં એવું ભવિષ્ય ભાખેલું હતું કે, "પૂર્વ અવસ્થામાં માઘ સંપૂર્ણ સમૃદ્ધિવાન રહેશે, તેનો વિદ્યાવિજય પ્રકાશશે, તેની ઉદારતા અતિશય વિરાજશે, અને તેની કીર્તિ, જલમાં જેમ તેલ તેમ, જગતમાં ફાલ સાથે પ્રસરશે; પરંતુ પૂર્વજન્મના કર્મયોગથી તેની ઉત્તર અવસ્થામાં સર્વ સંપત્તિનો વિનાશ થશે, એટલું જ નહીં પણ તે દરિદ્રી થશે અને પગના રોગથી રીબાઇ રીબાઇને મરણ પામશે. છતાં તેનો આત્મા ઉદારતા અને દાનધર્મને લેશ પણ ત્યજશે નહી.

માઘનો પિતા પોતે જો કે સુજ્ઞ અને શાણો હતો, દૈવની ક્રૂર અનિવાર્યતા સમજતો હતો, છતાં તેણે, મનુષ્યસ્વભાવ પ્રમાણે 'દૈવની ગતિ રોકાય ત્યાં સુધીયે રોકવાને પૂરતું મથન પુરૂષાર્થીએ કરવું જોઈએ' એવા વ્યાવહારિક વિચારથી માઘને દરિદ્રિ અવસ્થા ભોગવવાનો વારો ન આવે, એવી સઘળી શકય તજવીજ કરી. માઘનું આયુષ્ય જોશીએ ૬૦ નું આંકયું હતું, પરન્તુ તેના પિતાએ તો સામાન્ય રીતે ૧૦૦ વર્ષનું તેનું આયુષ્ય ગણી, તેના છત્રીસ હજાર દિવસની નિત્યની ખર્ચીના છત્રીસ હજાર હાર હીરાજડિત કરાવી મૂકયા અને મરણસમયે માઘને દિષ્ટ કુલને ઘટે તેવી રીતે મર્યાદાસર રહેવાકરવાની શિખ આપી, પ્રાણ છોડ્યા.

દૈવની ગતિ વિચિત્ર છે અને કોઇથી રોકી રોકાતી નથી. જો રોકી શકાઈ હોત તો સમર્થ, પુણ્ય શ્લોક, રાજાઓ નલ, યુધિષ્ટિર અને રામે

દૈવની ગતિ રોકી જ હત અને દુઃખસંતાપને નિવાર્યાં જ હત. પણ તે શક્ય ન હતું જ. **માઘના** સંબંધમાં પણ તેમ જ બન્યું. **માઘ** પંડિતે પંડિતાદિને મોંમાગ્યાં દાન દેવામાં તેમ જ રાજવંશી વિભવને પણ હઠાવે એવા અનુપમ દિવ્ય વિભવથી લખલૂટ ખર્ચ કરવામાં, કુબેરના જેટલી સઘળીએ સંપત્તિ અલ્પ સમયમાં ખર્ચી દીધી. એ ખરૂં છે કે 'લક્ષ્મી પગ કરે છે ત્યારે રોકી રોકાતી નથી,' તેમ **માઘની** સઘળી લક્ષ્મી અનર્ગલ ખર્ચથી અચ્છક ચાલી ગઇ, અને પોતે છેક દરિદ્રી અવસ્થામાં આવી પડયો. એટલે જે શ્રી**માલ** નગરમાં પોતે આનંદવિભવ મહાણેલા તેમાં જ દરિદ્રી અવસ્થામાં રહેવું તેને ઝેર જેવું અકારૂં લાગ્યું. એ ખરૂં છે કે—

**वरं वनं व्याघ्रगजादिसेवितं**
**जलेन हीनं बहुकंटकावृतम् ।**
**तृणानि शय्या परिधानवल्कलं**
**न बन्धुमध्ये धनहीनजीवनम् ॥**

ભાવાર્થ—વાઘ, હાથી આદિ પ્રાણીઓથી વસાયલા, જલ વિનાના, અને કાંટાથી છવાયલા વનમાં રહેવું, ઘાસની શય્યા ઉપર પોઢવું અને વલ્કલ પહેરવાં, એ બહેતર છે, પણ ધનહીન થયા પછી બન્ધુવર્ગમાં રહેવું, એ કોઈ રીતે યોગ્ય નથી જ.

આથી તે કોઇના જાણવામાં ન આવે તેમ છૂપી રીતે શ્રી**માલ** નગર છોડી, પોતાની પતિવ્રતા સ્ત્રી સાથે **ધારા** નગર આવી રહ્યો.

વિપત્તિ વેળા જ સ્ત્રી અને મિત્રના પ્રેમની ખરી કસોટી થાય છે. **માઘને** સંપત્તિ વેળા જેવા પ્રેમથી તેની પત્ની ચહાતી હતી તેવા જ પ્રેમથી બલ્કે તેથી પણ વિશેષ વિપત્તિ વેળા તેને ચહાતી હોવાથી, એને બિલકુલ ઓછું ન આવે તેમ વર્તતી હતી. તેના આવા માનપાત્ર વર્તાવનો અનુભવ થતાં **માઘને** પરમ સંતોષ થતો.

**ધારા** નગરમાં આમ આવીને પ્રચ્છન્નપણે રહ્યા પછી, **શિશુપાલવધ** નામના ચમત્કારિક મહાકાવ્યના રચનાર તરીકેની ઉજ્જ્વલ કીર્તિ સંપાદન કરનાર, **માઘ** પંડિતે ભાગ્યદશા પલટાતાં, પોતાની કૃતિઓ અને પુસ્તકો

ઘરાણે મૂકી મૂકી, દોહ્યલા દિવસ વિતાડવા માંડ્યા. તે આવી માઠી દશામાં રહેતો હતો છતાં અનાયાસે દ્વારે આવેલા કોઇ યાચકને નિરાશ કરતો નહીં અને યથાશકિત કંઇક કંઇકિ આપી રાજી કરતો. પણ તેના ભાગ્યમાં આખરે વિશેષ વિષમ દશા ભોગવવાનું નિર્માણ થયું હતું, તેથી પુસ્તકાદિ ઘરાણે મૂકવાનું કાંઇ જ તેની પાસે ન રહ્યું, અને ઉલટો પોતે પગે સોજા આવવાથી ઘરમાં જ અટકી પડ્યો.

જ્યારે પોતાનો કાંઈ જ ચારો ન રહ્યો, ત્યારે માઘે પોતાના જીવનસમાન અણમોલું, પુસ્તક શિશુપાલવધ લઇને પોતાની સ્ત્રીને ભોજરાજાની સભામાં મોકલી. તેણે સભામાં જઈ આશીર્વાદ દઇ, પેલું પુસ્તક ભોજના ચરણમાં સમર્પી, માઘ પંડિતને તે ઉપર ધન ધીરવાની માગણી કરી. ભોજે શલાકા મૂકી ( ઓચિંતું જે પાનું ઉઘડે તે ઉઘાડી ) પુસ્તક જોયું તો તેમાં આ શ્લોકે તેનું ધ્યાન ખેંચ્યું:—

**कुमुदवनमपाश्रि श्रीमदम्भोजषण्डं**
**त्यजति मुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ।**
**उदयमा्िमरश्मिर्याति शीतांशुरस्तम्**
**हतविधिनिहतानां ही विचित्रो विपाकः ॥**

( शिशुपालवध ११–६)

ભાવાર્થ—ખરે જ દૈવ રૂઠતાં કર્મની ગતિ પણ વિચિત્ર થાય છે. રાત્રિ પૂરી થતાં ચંદ્રનો અસ્ત થાય છે અને સૂર્ય ઉદય પામે છે, એટલે કુમુદો–(પોયણીઓ)નું વન નિસ્તેજ–શોભાહીન થાય છે; અને કમલનું વન પૂર્ણ શોભા ધરે છે; ઘુવડોનો આનંદ વિલાઇ જાય છે ત્યારે રાત્રિનો વિરહ વેઠી કંટાળેલાં પ્રેમી ચકવાચકવીઓનાં યુગલ અતિ આનંદમાં આવે છે. આમ કુદરતી વ્યતિકરથી એકી વેળા એકને આનંદ તો બીજાને શોક થાય છે. અહોહો ! દુષ્ટ વિધિ જેમની ઉપર પ્રહાર કરે છે તેની ગતિ આવી જ થાય છે.

આ શ્લોકનો ગૂઢ અર્થ માઘની દશા સાથે વિચારતાં ભોજરાજા ઘણો જ ખિન્ન થયો. અહાહા ! જેનો આવો શ્લોક એક ચમત્કારિક અર્થ છે તે

સમગ્ર ગ્રન્થ કેવો હશે? એ તો તેના બદલમાં આખી પૃથ્વી માઘને આપું તોયે ઓછી છે, પણ હાલ તાત્કાલિક એને 'હ્રી' શબ્દથી યોગ્ય અર્થની પુષ્ટિ કરવા ખાતર ત્રણ મોહોર આપું છું એમ વિચારી, તેણે તેની પત્નીને કહ્યું:—

"હે માજી! અત્યારે હું તમને ત્રણ લાખ મોહોર આપું છું. એ માત્ર તમારી તત્કાલિક ખાધાખર્ચી માટે જ છે. આવતી કાલે સવારે હું જાતે માઘ પંડિત પાસે આવીશ, અને નમસ્કાર કરી તેમના સર્વેય મનોરથ પરિપૂર્ણ કરીશ."

એટલે માઘની પત્ની રાજસેવકો પાસે ત્રણ લાખ મોહોર ઉપડાવી ઘર તરફ તો સીધારી. પરંતુ દૈવને હજી તેના તથા તેના પતિના મોટા મનની તેમ જ આત્મભોગની અતિ ચુસ્ત કસોટી કરવાની હતી. તેથી એવો કુદરતી સંજોગ બન્યો કે, જેવી તે મોહોરો રાજસેવકો પાસે ઉચકાવી જતી હતી, તેવામાં માર્ગમાં ગીધડાં પેરે યાચક બ્રાહ્મણોનાં ટોળાં તેની આગળ આવી ઉભાં. અને તેમણે તેના પતિ માઘના દાનધર્મ અને વિદ્યાપ્રિયતાનાં મુક્ત કંઠે વખાણ કીધાં. મૂળે તેનો આત્મા ઉદાર હતો, અને અન્યને સંતોષવામાં જ પોતાનો સંતોષ માનવો એ તેનું વ્રત હતું, તેમાં પતિની પ્રશંસા સાંભળી, એટલે પોતાના પતિની તેમ જ પોતાની દરિદ્રતાનો ખ્યાલ જ તે બીલકુલ વિસરી ગઇ અને સઘળુંયે ધન તેમને સમર્પ્યું.

આ ધર્મપ્રિય ભારત વર્ષમાં આવો પ્રસંગ કાંઈ નૂતન કે અત્યંત અસાધારણ નથી. શું કર્ણ રાજાએ કુરૂક્ષેત્રની રણભૂમિમાં રથ નજીક ઘવાઇને અશરણ પડ્યા છતાં સવા ભાર સોનું આપવાના પોતાના નિત્યના વ્રતના પાલન માટે વ્રણની અસહ્ય પીડા સહેવા છતાં ખસીને હાથે જ પથ્થર લઇ દાંતને મઢેલું સોનું તોડી વિપ્રને તે દાનમાં આપ્યું ન હતું? શું હરિશ્ચંદ્ર રાજાએ ઢેડને ઘેર રહી, પોતાના એકના એક અશરણ પુત્ર અને સ્રીને વેચી વિશ્વામિત્રને સંતોખ્યા ન હતા! શું શિબિ રાજાએ પોતનાં અંગોનું માંસ સીંચાણાને આપી તેના પંજામાંથી પક્ષીને બચાવ્યું ન હતું!

શું દધિચી મુનિએ દેવોના કલ્યાણને અર્થે પોતાનાં હાડ ઈન્દ્રને આપ્યાં ન હતાં ? તો પછી પ્રકૃતિથી જ ઉદાર અને દાનધર્મને જ મુખ્ય અને પરમ ગણનાર **માઘ**ની પત્ની પોતાના જીવનચારાનોયે વિચાર કોરાણે મૂકી દે અને સર્વસ્વ સમર્પણ કરે, એમાં અસાધારણ નવાઇ જેવું કાંઈ નથી.

આમ સઘળુંયે દ્રવ્ય આપી, એ સતી વ્રતશીલ સ્ત્રીએ પોતાના માંદા અને અસહ્ય વેદનાથી પીડાતા પતિ પાસે આવી સઘળોયે પ્રસંગ વર્ણવતાં કહ્યું:—

"હે નાથ ! રાજા **ભોજે** તો મને બહુ બહુયે માન દીધાં, આપ પ્રત્યે પૂજ્યભાવ તેમ પ્રેમભાવ પણ બહુ જ ભારે દાખવ્યા, તેમ ધન પણ પુષ્કળ આપ્યું. પરંતુ હું માર્ગમાં આવતી હતી ત્યાં યાચકોએ આવી આપના ગુણોનું અદ્‌ભુત ગાન કર્યું. એટલે તેમને તે સઘળુંયે ધન મેં દાનમાં આપી દીધું અને આપને પાછાં હતાં તેવાં તે તેવાં જ દરિદ્રી રહ્યાં."

તે સાંભળી, **માઘ** ઉલટો પરમ સંતુષ્ટ થયો અને દાનધર્મ પરમ સ્વાર્થત્યાગથી પાળ્યા માટે તેને ધન્યવાદ દેતો બોલ્યો:—"હે દેવી ! તેં જે કર્યું છે, તે સર્વથા યોગ્ય જ કર્યું છે. તું મારી મૂર્તિમતી કીર્તિ છે, આપણી ચિંતા રાખનાર દીનદયાળ છે. ભાગ્યમાં જે અવશ્ય નિર્માણ થયું હશે તે સહ્યા વિના છૂટકો જ નથી. આપણે પુરૂષાર્થ કરવો, અને જે સમયે જે આવી પડે તે તે સમયે કાં તો સુખ વા દુઃખ હોય તે તટસ્થ વૃત્તિથી અનુભવવું, એ જ ખરી માણસાઈ છે. મારી ખાત્રી છે કે, મારો આત્મા આ દાનથી કચવાયો નથી, પણ ઉલટો આટલુંયે આપવાનો અવકાશ આવ્યો તેથી ઘણો જ સંતુષ્ટ થયો છે. તું શાણી છું, તેથી એ સમજું છું જ કે—

**अवश्यं भाविभावानां प्रतिकारो भवेद्यदि ।**
**तदा दुःखैर्न लिप्येरन् नलरामयुधिष्ठिराः ॥**

ભાવાર્થ—જે હોનાર વસ્તુ હશે તે અવશ્ય હોશે જ, તેને અટકાવનારો કોઇ ઉપાય જો હોત તો તો **નલરાજા**, **રામચંદ્ર** અને **યુધિષ્ટિર** જેવા સર્વસમર્થ રાજાઓ દુઃખથી લેપાયલા રહેત જ નહીં.

પરંતુ હે સતિ ! મને એક જ ચિંતા થાય છે. આપણો નિર્વાહ તો દૈવ ચલાવે છે તેમ ચાલશે, પરંતુ આપણે દ્વારેથી અતિથિ નિર્મુખ જાય, કે યાચકો નિરાશ થઈ પાછા ફરે, કે ગાયો ગવાહ્નિક ન પામે, એ મને તદ્દન અસહ્ય થઈ પડે છે. આથી મારા મનમાં એવી અંતિમ ભાવના ઘોળાય છે કે,

**अर्था न सन्ति न च मुञ्चति मां दुराशा**
**त्यागे रतिं वहति दुर्ललितं मनो मे ।**
**याञ्चा च लाघवकरी स्ववधे च पापम्**
**प्राणाः स्वयं व्रजत किं परिदेवनेन ॥**

ભાવાર્થ—"હે પ્રાણપ્રિયે ! આપણા ઘરમાં કિંચિત્ દ્રવ્ય નથી, તેથી દાન આપતાં જીવ સંકોચાય છે, પણ દ્રવ્યપ્રાપ્તિની દુષ્ટ આશા મારો કેડો છોડતી નથી. તેમ માગીતાગીને દાન દેવામાં કઠોર પ્રકૃતિવાળું મન રૂચિ ધરાવે છે; પરંતુ "જાચવાથી રૂડું મર્ણું," તેમ હે સાધ્વી! યાચના કરવી એ હલકાઈ છે; વળી, તેનો અંત આણવાને આત્મઘાત કરૂં, એવો વિચાર આવે છે, પરંતુ આત્મઘાત કરવો, એ મહાપાપ છે, કારણ એથી કાંઈ કર્મપાશ તૂટવાનો નથી, પરંતુ ઉલટું કર્મબંધન વધે છે, માટે શોક કરવાથી શું વળે ? તેથી હે જીવ ! તું તારી મેળે આ દેહમાંથી ચાલ્યો જા, એવો અંતિમ વિચાર આવે છે."

તે આમ પોતાની પત્ની સાથે વિચાર કરતો હતો તે વેળા દ્વારમાં ઉભેલા એક સુજ્ઞ યાચકના મુખમાંથી તેની મુંઝવણ સમજાતાં સહજ આવો ઉદ્ગાર નીકળ્યો:—

"હે મેઘ ! તું સૂર્યનાં કીરણોથી તપેલા પર્વતોને, તથા ભયંકર દાવાનલથી જલતાં વિધુરવન અને જંગલોને તેમ જ શોષાયલા જલવાળી સેંકડો નદીઓ અને નદોને પૂર્ણ કરી કરી ખાલી થઈ ગયો છે, એ જ તારી મોટી શોભા છે."

આટલું બોલી તે વિશેષ કુતૂહલથી માઘના દ્વારમાં મુંગો ઉભો રહ્યો; ત્યારે તેણે માઘને પોતાની સાધ્વી પત્નીને, વિરાગવૃત્તિ વધતાં આવાં વચન કહેતો સાંભળ્યો:—

**दारिद्र्यानलसंतापः शान्तः संतोषवारिणा ।**
**याचकाशाविघातान्तर्दाहं केनोपशाम्यते ॥**

ભાવાર્થ—હે સાધ્વી ! દારિદ્રયરૂપી અગ્નિથી ઉત્પન્ન થયલો સંતાપ સંતોષરૂપી પાણીથી શમે છે; પરંતુ યાચકોની આશાઓને નકાર્યાના પ્રહારથી અંતઃકરણમાં જે દાહ ઉઠે છે, શી રીતે શમે ? તેમ જ

**न भिक्षा दुर्भिक्षे पतति दुरवस्थः कथमृणम्**
**लभन्ते, कर्माणि द्विजपरिवृढान्कारयति कः ।**
**अदत्त्वापि ग्रासं ग्रहपतिरसावस्तमयते**
**क्व यामः किं कुर्मो गृहिणि ! गहनो जीवनविधिः ॥**

ભાવાર્થ—વળી આવા દુકાળના સમયમાં માગી ભિક્ષા પણ મળતી નથી; તેમ ધન પણ કોઈ ધીરતું નથી, એવી દુરવસ્થા છે. કોઇના દાસ થઈ કર્મ કરીનેય એ પૈસા મેળવીએ, પરંતુ જાતના બ્રાહ્મણ ઠર્યા, એટલે કોઈ નોકર તરીકે પણ રાખે નહીં. માટે ગૃહિણી ! મેં આજે એવો નિશ્ચય કીધો છે કે, ગ્રહપતિ–સૂર્યનો અસ્ત થાય તે પર્યંત કોઇને દાન દીધા વિના અન્નનો એક ગ્રાસ–કોળીયો–પણ હું મુખમાં મૂકનાર નથી. હે સાધ્વી ! તો કહે હવે આપણે કયાં જઈશું ? અને શું કરીશું ? ખરે જ જીવન નિર્ગમન કરવાનો વિધિ ગહન છે.

વળી હે સાધ્વી ! મારા એક મિત્રે એક પ્રસંગે પોતાની સ્થિતિ વર્ણવતાં આ જે કહ્યું હતું તે જ મારા વિષે ખરૂં પડયું છેઃ—

**क्षुत्क्षामः पथिको मदीयभवनं पृच्छन्कुतोऽप्यागत-**
**स्तत्किं गेहिनि ! किंचिदस्ति यदयं भुङ्क्ते बुभुक्षातुरः ।**
**वाचास्तीत्यभिधाय नास्ति च पुनः प्रोक्तं विनैवाक्षरैः**
**स्थूलस्थूलविलोललोचनजलैर्बाष्पाम्भसा बिन्दुभिः ॥**

ભાવાર્થ—ભૂખથી પીડાતો એક વટેમાર્ગુ ક્યાંકથી મારૂં ઘર પૂછીને ચાલી ચલાવી યાચના માટે મારે ઘેર આવ્યો. ત્યારે મેં પૂછ્યું કે હે ગૃહિણિ ! ઘરમાં કાંઈ પણ ખાવાનું છે ખરૂં ? કે જે આપી આ ભૂખથી

આતુર પુરૂષની ભૂખ સંતોષીએ. ત્યારે તેણે છે, એમ મોંઢેથી તો કહ્યું. પરંતુ વગર બોલ્યે જ નકાર દર્શાવતાં તેણે મોટાં મોટાં અશ્રુનાં બિંદુઓ લોચનમાંથી સાર્યાં. ”

હે સાધ્વી ! આવી મારી પામર સ્થિતિ છે, માટે મારા પ્રાણને વિનતિ કરૂં છું કે,

**व्रजत व्रजत प्राणा अर्थिनि व्यर्थतां गते ।**
**पश्चादपि हि गन्तव्यं क्व सार्थः पुनरीदृशः ॥**

ભાવાર્થ—હે મારા પ્રાણ ! આ યાચક લોકો નિરાશ થઈને મારે ઘેરથી નિર્મુખ પાછા ફરે છે તેમની સાથે તમે પણ હવે ચાલવા માંડો. મોડા વહેલા પણ પાછળથી તમારે જ્યારે આ દેહમાંથી જવું જ છે ત્યારે હાલ જ ચાલ્યા જાઓ; કેમકે આવો સંગાથ તમને ફરી ફરીને ક્યાં મળવાનો હતો ? ”

આ વાક્ય બોલતાં જ મધ્ય રાત્રિના સમયે **માઘના** પ્રાણ પરલોક સીધાર્યા.

• તે સમયે તેની સાધ્વી સ્ત્રીએ શોક કરતાં વિલાપ કર્યો:—

**सेवन्ते स्म गृहं यस्य दासवद्भुभुजः सदा ।**
**स स्वभार्यासहायोऽयं म्रियते माघपंडितः ॥**

ભાવાર્થ—અહાહા ! મારા પતિ **માઘ** પંડિત કે જેને ગૃહે પૃથ્વી-પાલો સદા દાસની પેઠે ઝઝુમતા રહેતા હતા; તે આજે મરણ પામ્યા છે અને તેમના મિત્ર તરીકે કહો, કે સહાયક તરીકે કહો, કેવળ એક સ્ત્રી જ તેમની પાસે સેવામાં રહેલી છે. અરેરે દૈવની ગતિ કેવી છે !

પ્રભાત થતાં રાજા **ભોજ** કેવા સંજોગોમાં **માઘ** પંડિત મરણ પામ્યો તેના સવિસ્તર સમાચાર મળતાં વેંત જ મૂર્છા પામ્યો અને પોતાના બાળ મિત્રને સંકટમાં સડવા છતાં પોતે યોગ્ય સહાયતા આપી ન શકયો તે માટે અત્યંત દિલગીર થયો. પછી તે ઉઘાડે પગે સર્વ રાજ-પુરૂષો, પ્રધાનાદિ અધિકારીઓ, નગરજનો અને પરિચારકો સાથે **માઘ**

પંડિતને ઘેર ગયો. હજારો બ્રાહ્મણો તેના અંત્યેષ્ટિ સંસ્કાર માટે ત્યાં એકઠા થઈ ગયા હતા. રાજાને આવેલો જોઈ **માઘની સ્ત્રી** બોલી:—

"હે મહારાજ! આ મહાપંડિત તમારા દેશમાં આવી ભાગ્યવશાત્ મરણ પામ્યા છે. અને તેની સઘળી ઉત્તરક્રિયા આદિ તમારે જ કરવાની છે."

ત્યારે **ભોજે** કહ્યું:—"એ મારૂં કર્તવ્ય છે, મિત્રકૃત્ય; છે તેની કોઈ ફીકર તમારે રાખવી નહીં"

પછી **ભોજે** પરમ પાવની **નર્મદા** નદીને તટે **માઘના** શબને અંત્યેષ્ટિ સંસ્કાર કરાવવા ઉપાડી જવા માટે યથાયોગ્ય સર્વ સામગ્રી તૈયાર કરાવી અને શાસ્ત્રવિધિ પ્રમાણે બ્રાહ્મણો તેના શબને ત્યાં લઇ ગયા. **માઘની સ્ત્રીએ** સતી થવાનો આગ્રહ દર્શાવ્યો. તેથી બન્નેને માટે સુકાં ચંદનકાષ્ટની ચિતા ત્યાં ખડકાવી અને બન્નેને યથાવિધિ અગ્નિસંસ્કાર કરાવ્યો. પછી **ભોજે** જેમ એક પુત્ર પિતાની ઉત્તરક્રિયા કરે તેમ તેના પિત્રાઇને હાથે **માઘ** અને **માઘની** પત્નીની સાંગોપાંગ ઉત્તરક્રિયા કરાવી અને અઢળક ધન દાનમાં દીધું. આમ એક ઉન્નત આત્મા ઉદયકાલનાં સુખો અને વિપત્તિનાં દુઃખો પૂર્ણ ધૈર્યથી સહીને પંચત્વને પામ્યો. અહાહા "કર્મનકી ગતિ ન્યારી."

**માઘ શ્રીમાલ** નગરનો રહીશ હતો. ત્યાં એની જ્ઞાતિના અને તેના પિતા તેમ જ એનાથી આશ્રય પામેલા ઘણા બ્રાહ્મણો હોવા છતાં **માઘ** ભૂખ અને રોગથી પીડાઈ મરણ પામ્યો. તેથી તેમની નિર્દયતાના સ્મારકરૂપે લોકોએ તે દિવસથી શ્રી**માલ**નું નામ "ભિન્નમાલ" પાડ્યું. ગુજરાત અને **મારવાડ**ની સરહદ વચ્ચે "ભિનમાલ" (**भिन्नमालव**) નામનું ગામડું આદ્યાપિ પર્યંત મોજુદ છે.

———

# વાર્તા ૬૮મી—સીતા રંધવારીની પંડિતાઈ.

કર્ણાવતી નગરીમાં ઉત્તર હિન્દની સીતા નામની એક બાલકુમારી પરદેશી ( ભૈયાની જાતની ) બ્રાહ્મણી રહેતી હતી. તેનાં માતપિતા આદિ વૃદ્ધો તેની બાલ્યાવસ્થામાં જ ગુજરેલાં હોવાથી, તેમ તેને પાંખમાં લૈ એવું તેનું અડીને કોઇ સગું ન હોવાથી, તે ઉમ્મરે આવ્યા છતાં કુંવારી રહી હતી. પોતાને જીવારાનું કોઈ સાધન ન હતું, તેથી એકલદુકલ પંડિતોને રાંધીને તેમ જ તેમની અન્ય તજવીજ ઉઠાવીને આબરૂભેર દહાડા કાઢવાના હેતુથી તે ધારાનગરમાં આવી વસી હતી.

તે ઉપર કહ્યું તેમ જીવન નીભાવતી હતી, તે દરમ્યાન એક વેળા ચૈત્ર વદ અમાસ ને રવિવારે સૂર્યગ્રહણ હતું ત્યારે તેને ત્યાં નર્મદા નદીમાં સ્નાન કરી, સરસ્વતીની આરાધના કરવાના હેતુથી એક પરદેશી ધનાઢ્ય વિપ્ર આવી ઉતર્યો. એ બ્રાહ્મણે ગ્રહણ થવાના કલાક અગાઉ બુદ્ધિને સતેજ કરનારી માલકાંકણીનાં પુષ્કળ બી ગાંધીને ત્યાંથી આણ્યાં, વાટયાં અને તેનું તેલ કાઢયું. તે કંઇક અનઘડ હતો, તેથી “ ન દીઠાનું દીઠું ને માર મૂળા ને મીંઠું ” એ કહેતી પ્રમાણે એક સપાટે જાણે કાલિદાસ પંડિત જ બની જવું હોય તેમ પુષ્કળ માલકાંકણીનું તેલ પીધું.

પછી વખત થતાં સરસ્વતીની આરાધના કરવા યોગ્ય સામગ્રી સાથે નદીના તટે ગયો. મૂળે ચૈત્ર વૈશાખનો તડકો, તેમાં પુષ્કળ તેલ પીધેલું એટલે તે જીરવી ન શકાયું, અને આકળવિકળ થયો એટલે મંત્રસાધનાનું કામ પડતું મૂકી સીધ્રોસટ તરત સીતાને ઘેર પાછો ફર્યો અને બીજા સૂર્યગ્રહણ વેળા પ્રયોગ કરવાનો વિચાર કરી સૂઈ ગયો.

ગ્રહણ પત્યા પછી સીતાને ત્યાં તેણે ખાધું. પણ થોડીક વારમાં નાકછુંટ ઉલટી થઈ અને અચેત થઇને પડયો. બે ત્રણ કલાક થયા છતાં તે ન ઉઠયો, ત્યારે સીતાને વહેમ ગયો કે હું છું કુંવારી, તેમ રસોઇનો ધંધો કરૂં છું, મારે ઘેર આવા લોક ખાવા અને રહેવા અવરનવર આવે છે, એટલે હું ચાહ્ય તેવી શુદ્ધ છુ, છતાંએ લોક તો મને

હલકી ગણે છે; અને વિવિધ આળ ચઢાવી મારી ચેષ્ટાળીઓ કરે છે. તેમાં આ પરદેશી મારે બારણે આવી મુઓ છે અને તેની પાસે “ પાંચ પૈસા ” છે, તેથી જગત નિશ્ચે એના દ્રવ્ય માટે એને માર્યાનું કલંક મારે શિરે ઓરાડશે; અને રાજા ભોજ મને ખુની ગણી, નિશ્ચે અવળી ઘાણીમાં ઘાલી પીલાવશે; તેથી એવો દુઃસહ પ્રસંગ આવે તે પહેલાં મારે મરવું, એ બેહેતર છે. સો વસા આ પરદેશીએ કાંઈ કારણે ઝેર ખાધેલું હશે. તેથી તેણે ઉલટી કરેલું અન્ન જ હું ગળી જાઉં, એટલે તેની સાથે મારા પણ દિવસ ગણાતા થાય.

આવો વિચાર કરી, સીતા તેનું ઓકેલું અન્ન ગળી ગઈ. પણ ‘ કુદરતને કરવું હતું ’ તે જેને તે ઝેર ગણુતી હતી, તે તો બુદ્ધિને સતેજ કરનારૂં માલકાંકણીનું તેલ હતું. તેથી એ તેલવાળી ઉલટી ગળતાં માલકાંકણી તેના પેટમાં ગઇ અને સદ્‌ભાગ્યે પેટમાં ઠરી, એટલે તેના પ્રતાપે સીતાની બુદ્ધિ સતેજ થઇ. પેલો પરદેશી તો બીજે દિવસ સાવધ થયો, અને સીતાને તેનો ઊંડો ભાવ જોઈ યોગ્ય સમયે વર્યો.

પછી અલ્પ સમયમાં સીતા સરસ્વતીના પ્રસાદથી રઘુવંશાદિ મહાકાવ્યો, વાત્સ્યાયનાદિક કામશાસ્ત્રો, ચાણાક્યાદિ નીતિશાસ્ત્રો, અને મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રો શીખી ગઇ.

તેને પેલા પરદેશીથી એક વિજયા નામની સુંદર રૂપવતી પુત્રી થઈ. તેને પણ એણે પોતાના જેવી જ પંડિતા બનાવી. વિજયા ચૌદેક વર્ષની થઈ, એટલે તેનો પિતા પરદેશી મરણ પામ્યો.

આમ સીતા પાછી અટુલી પડી. એવામાં ચોરો તેની માલમતા લુંટી ગયા. અને ખાવાના પાજા સાંસા પડ્યા. પરણવા અગાઉ તો તે મૂર્ખ હતી એટલે રસોઇનો ધંધો લીધો હતો, પણ હવે તો પંડિતા થવાથી તેને એમાં લાજ લાગી. તેથી ભોજની બ્રહ્મસભામાં જઈ બુદ્ધિપ્રભાવ દાખવી, યોગ્ય સ્થાન મેળવવાનો અને વિજયાને ભોજના અંતઃપુરમાં ગોઠવવાનો નિશ્ચય કર્યો.

પછી તે એક દિવસે પુત્રી વિજયાને સાથે લઈ, ભોજની બ્રહ્મસભામાં ગઈ. સીતા વિધવા હતી છતાં તેની સુંદરતા નાશ પામી ન હતી, તેમ તેની

પુત્રી વિજયા પણ સુંદર અને નવયૌવના હતી. અને બ્રહ્મસભાના પંડિતો ભોજના જેવા જ રસીયા હતા. તેથી બન્ને માદીકરીને જોતાં તેઓ મોહ પામ્યા અને સમગ્ર સભા જાણે ચિત્રામણનાં પુતળાં હોય તેમ સ્થંભિત જ થઈ ગઈ. સીતાએ સભામાં પ્રવેશ કરી, રાજાને વંદન કીધું અને "સ્વસ્તિ" વચનથી આશીર્વાદ દેઈ યોગ્ય સ્થાને બેઠી. પછી ભોજને ઉદ્દેશીને સીતા નીચેના શ્લોક બોલી:—

**शौर्यं केसरिणा परोपकरणं कल्पद्रुमेणार्पितम्**
**लावण्यं मकरध्वजेन त्व शरच्चन्द्रेण शुभ्रं यशः ।**
**धैर्यं ते कमठाधिपेन विपुलं गाम्भीर्यमम्भोधिना**
**सौभाग्यं तु तवैव केवलमिदं तत्केन नो विद्महे ॥**

ભાવાર્થ—" હે રાજન્ ! કેસરી સિંહે તને શૌર્ય અર્પ્યું છે; કલ્પ વૃક્ષે તને પરોપકારવિધિ આપ્યો છે; કામદેવે લાવણ્ય, અને શરદ્ ઋતુના ચન્દ્રે તને ઉજ્જ્વલ યશ સમર્પ્યો છે; કચ્છપ પ્રભુ વિષ્ણુએ તને વિપુલ ધૈર્ય અને સહિષ્ણુતા અર્પ્યાં છે, સાગરે વિશાલ ગંભીર અર્પ્યું છે અને સૌભાગ્ય તો કેવળ તારૂં પોતાનું સહજ છે. આમ તારા ઉત્કૃષ્ટ ગુણો પ્રસિદ્ધ છે, એટલે હે રાજન્ ! અમે તને કેમ ન ઓળખીએ ?

વળી—

**शौर्यं शत्रुकुलक्षयावधि यशो ब्रह्माण्डभाण्डावधि-**
**स्त्यागस्तर्कुकवाञ्छितावधिरियं क्षौणी समुद्रावधिः ।**
**श्रद्धा पर्वतपुत्रिकापतिपदद्वन्द्वप्रणामावधिः**
**श्रीमद्भोजमहीपते निरवधिः शेषो गुणानां गणः ॥**

ભાવાર્થ—હે શ્રીમાન્ મહિપતિ ! હે ભોજ ! શત્રુના કુલનો ક્ષય કરવો, એ શૌર્યનો અવધિ-અંત છે. આખું બ્રહ્માંડરૂપી પાત્ર ભરાઈ જાય એ યશનો અવધિ છે, સુતરનો તાંતણો[1] પણ કને ન રાખતાં, જે માગે તે આપી દેવું, એ ત્યાગનો અવધિ છે; સમુદ્ર એ પૃથ્વીનો અવધિ છે; તેમ જ હિમાચલની પુત્રી પાર્વતીના પતિ સદાશિવનાં ચરણયુગલને

૧ ત્રાગડો, દેશ્ય શબ્દ

પ્રણામ કરવા, એ શ્રદ્ધાનો અવધિ છે; આ પ્રમાણે સર્વેનો અવધિ છે, પરંતુ તારા ગુણ તો નિરવધિ છે. અર્થાત્ તારા ગુણ અવધિ–મર્યાદાથી રહિત છે.

**સીતા**ના આવા ચતુરાઇ તેમ જ પંડિતાઇભર્યાં ઉત્તરોથી **ભોજ** રાજા પ્રસન્ન થયો અને તેને બ્રહ્મસભામાં નિત્ય આવવાનો અધિકાર આપ્યો અને જીવાઇ બાંધી આપી.

---

## વાર્તા ૬૯ મી–વિજયાનું શૃંગારચાતુર્ય.

**સીતા** પંડિતાનું મન ઉપર કહ્યા પ્રમાણે **ભોજે** જીવાઈ બાંધી આપ્યા છતાં ન માન્યું. કારણ તેનો મનોરથ પોતાની પુત્રીને **ભોજ**ના રણવાસમાં ગોઠવાનો હતો. પણ તેની ખબર દૂત દ્વારા **ભોજ**ને મળી હતી. તેથી તે એના મનની મુંઝવણ કળી ગયો. પરંતુ તેને સંતુષ્ટ કરવા અગાઉ **વિજયા**નું ચાતુર્ય જાણવાનો વિચાર **ભોજે** કર્યો. **વિજયા** નવયૌવના અને કુમારી હતી, તેમ **સીતા**એ તે કામશાસ્ત્રાદિની જ્ઞાત્રી હોવાનું કહ્યું હતું, અને પોતે વિલાસી હતો, તેથી રાજા **ભોજે** વિનોદમાં તેને સુંદરીના સ્તનમંડલનો અવધિ વર્ણવવા કહ્યું. તે **ભોજ** રાજાના અંતઃપુરમાં ગોઠવાવા માગતી હતી, તેથી તેણે પૂર બહારમાં આવી નીચે પ્રમાણે વર્ણન કર્યું:—

> उन्नाहश्चिबुकावधिर्भुजलतामूलावधिः संभवो
> विस्तारो हृदयावधिः कमलिनीसूत्रावधिः संहतिः ।
> वर्णः स्वर्णकथावधिः कठिनता वज्राकरक्ष्मावधि–
> स्तन्वंग्याः स्तनमण्डले यदपरं लावण्यमस्तावधिः ॥

ભાવાર્થ—હે રાજન્! પાતળી કાઠીવાળી સુંદરીના ભરાઉ સ્તનમંડલની ઉન્નતિ—ઉંચાશનો અવધિ ચિબુક ( હડપચી ) સુધી છે; એના મૂલ–ઉત્પત્તિનો અવધિ હાથના મૂળ બગલ પર્યંત છે; એના વિસ્તારનો

અવધિ હૃદય પર્યંત છે; તેમ જ બંને સ્તન વચ્ચેના અંતરનો અવધિ માત્ર વચ્ચેથી કમલનો તંતુ જ પસાર થાય એટલો અતિ નિકટ છે; એના વર્ણ–રંગનો અવધિ સુવર્ણની ઉપમા આપવી એ છે; એટલે કે તે રતાશ મિશ્રિત પીળાશ મારતાં છે; એની કઠિતાનો અવધિ વજ્રની ભૂમિની ઉપમા આપવી એ છે. પરંતુ તેના લાવણ્યનો તો અવધિ જ નથી.

વિજયાનું આવું ચમત્કારિક અને શૃંગાર રસથી છલબલતું વર્ણન સાંભળતાં ભોજ મોહાંધ થયો અને સહસા નીચેનો અર્ધ શ્લોક બોલ્યો:-

**किं वर्ण्यते कुचद्वन्दमस्याः कमलचक्षुषः**

ભાવાર્થ—આ કમલસમાન સુન્દર લોચનવાળી સુદરીનાં કુચનું તે કેમ વર્ણન થાય!

આવું કામાતુર વચન સાંભળી, રાજાને વિશેષ મોહાંધ બનાવતી ચતુર વિજયા બોલી:-

**सप्तद्वीपकरग्राही भवान्यत्र करप्रदः ।**

ભાવાર્થ—"હે નરપતિ! પૃથ્વીના સાતે દ્વીપો(બેટો)માંથી કર ગ્રહણ કરવાને આપ સમર્થ છો, છતાં જેને આપ પોતે જ કર (હાથ) આપવા તૈયાર થયા છો, તેની આગળ તે આવાં સ્તનમંડળની શી મહત્તા છે? સર્વનો કર (જકાત) આપ ગ્રહણ કરો અને તમારો તે કર સ્તનમંડળનું ગ્રહણ કરે, એથી એનું વિશેષ ઐશ્વર્ય કીયું હશે?"

વિજયાના આ આકર્ષક વચનથી રાજાનું હૃદય વિશેષ વિંધાયું, અને ફરીથી સહસા નીચેનો અર્ધ શ્લોક બોલ્યો:—

**प्रहतमुरजमन्द्रध्वानवाद्भिः पयोदैः**
**कथमलिकुलनीलैः सैव दिग् संप्ररुद्धा ।**

ભાવાર્થ—"મૃદંગના જેવા ગંભીર ગાજતા, અને ભમરાના સમૂહ જેવા નીલા–શ્યામ મેઘોએ તે જ દિશા કેવી રીતે રોકી રાખી છે?"

તરત જ તેનો ઉત્તર આપતાં વિજયા બોલી:—

**प्रथमविरहस्वेदम्लायिनी यत्र वाला**
**वसति नयनवान्तैरश्रुभिर्धौतवक्त्रा ॥**

ભાવાર્થ—"જેવી રીતે વિરહી સુંદરીનાં નેત્રમાંથી નીકળતી શ્વેત અશ્રુની ધારાથી તેનું મુખ ધોવાય છે તેવી રીતે જે દિશામાં પ્રથમ સ્વામીનો વિયોગ થવાથી ઉત્પન્ન થયલા દુઃખથી ગ્લાનિ પામતી વિરહિણી સ્ત્રી વસે છે તે દિશા મેઘથી છવાઈ ગઈ છે.

**વિજયા** પંડિતાએ આ વચન દ્વારા એવો અભિપ્રાય દર્શાવ્યો કે, હું તો તમને મારો દેહ સમર્પી ચૂકી છું. હવે મારા ઘર તરફની દિશા મેઘમંડળથી છવાઇ ગઇ છે, માટે મારાથી ઘેર જવાશે નહી; કારણ કે મારી નવી યુવાવસ્થામાં મારાથી પ્રથમ વિરહ સહન શકે એમ નથી, તેથી પ્રસિદ્ધ રીતે આપે હવે મારો અંગિકાર કરવો જોઇએ.

**ભોજ** પણ તે સમજ્યો. પરંતુ અતિ ઉતાવળા ન થતાં તેણે **વિજયા** સાથે કેટલોક શૃંગારરસથી છળબલતો વાગ્વિનોદ ચલાવ્યો. અંતે **ભોજે** વિશેષ મોહાંધ બની બની, લજ્જા પામી, **વિજયાને** પોતાના અંતઃપુરમાં મોકલી દીધી, અને ભોગિની સ્ત્રી તરીકે રાખી લીધી.

આમ ભોજના અંતઃપુરમાં ભોગિની સ્ત્રી તરીકે તે રહેતી. હતી તે દરમ્યાન એક વેળા **વિજયા** અતઃપુરના મંદિરની બારીએ રાત્રિએ બેઠી હતી, ત્યારે જાળીયામાંથી ચંદ્રનાં કિરણો તેના સ્તન ઉપર પડ્યાં. એટલે તે ગર્વથી બોલીઃ—

**अलं कलङ्कशृंगारकरस्पर्शनलीलया ।**
**चन्द्र ! चण्डीशानिर्माल्यमसि न स्पर्शमर्हसि ॥**

ભાવાર્થ—"હે ચન્દ્ર ! ચંડિકાના પતિ શંકરના મસ્તકના શૃંગારરૂપ હતો, ત્યાંથી હેઠો ઉતરતાં તું શિવનિર્માલ્ય છું, તેમ તું કલંકયુક્ત છું, માટે મને તારે કર( કિરણ )નો સ્પર્શ કરવો એ યોગ્ય નથી.

આ રીતે **સીતા રંધવારી** અને તેની પુત્રી વિજયાએ **ભોજ** રાજાનું મન મેળવ્યું અને **સીતા** પોતાની વિદ્યાના પરાક્રમથી તેની માનીતી થઇ, અને તે ઉપરાંત બ્રહ્મસભામાં યોગ્ય સ્થાન પામી. ત્યારે **વિજયા ભોજના** અંતઃપુરમાં રહી. **ભોજપ્રબંધમાં** સીતાના જે વિવિધ વાગ્દવિનોદો પ્રકટ થયા છે, તે રસભર અને પ્રશસ્ત છે.

---

## વાર્તા ૭૦ મી—ગુર્જરી સ્ત્રીઓના શૃંગારનો શ્લેષ.

એક સમયે ભોજરાજા દરબારમાં પોતાના મુલકના પંડિતોની પંડિતાઇ વખાણતો હતો અને ગાંડી ગુજરાતમાં એવા પંડિતો પ્રશંસાપાત્ર ન હોવાનું કહી ત્યાંના જે પંડિતો તેના દરબારમાં હતા તેમની નિંદા કરતો હતો. એટલામાં એક ગુજરાતી પુરૂષ ત્યાં હાજર હતો તેનાથી, 'તેજીને તુકારો બસ' એ કહેતી પ્રમાણે માતૃભૂમિ ગુજરાતની નિંદા સહન ન થઈ, તેથી તે અવિવેકી ગણાવાનો ડર ન રાખતાં એકદમ બોલી ઉઠયો:—

"હે રાજન્! અમારા ગુજરાત દેશમાં તો બાલકથી માંડી વૃદ્ધ પર્યંત અને રંક ગોવાળ જાતથી માંડી બ્રાહ્મણ પર્યંત ઘણા મહાજનો સુજ્ઞ અને વિદ્યાવાન છે, અને તમારા પંડિતોનાં માન કયાંયે મૂકાવે એવા ચતુર છે. તમારા માળવાના પંડિતો તેમની બરોબરીમાં કયાંયે પાછા હઠે."

આવું ગર્વભર્યું વચન બોલી, પેલો ગુજરાતી પુરૂષ ભોજ કે બીજો કોઈ તેને કાંઇ કહે તે પહેલાં માનખંડનથી ચીઢાઇ, દરબારમાંથી સોંસરો ગુજરાતને પંથે પડ્યો. અને કેટલેક દિવસે ગુજરાતના પાટનગર અણહિલપુર પાટણ આવી, રાજા ભીમદેવની સભામાં હાજર થયો. તેણે ત્યાં ભોજના દરબારમાં બનેલા ઉપરના પ્રસંગનો સઘળો વૃત્તાંત કહ્યો. આથી વિદ્યારસિક ભીમદેવે ગુજરાતના માણસોનું ચાતુર્ય ભોજની સભામાં સિદ્ધ કરવાના ઉદ્દેશથી મહાચતુર પ્રતાપદેવી નામની વેશ્યા અને ભોજક નામનો મહાન વિદ્વાન્ ગોવાળ, એ બેને ધારાનગર મોકલ્યાં.

ધારાનગર પહોંચતાં પ્રાતઃકાલે ભોજક ભોજની સભાના દ્વાર આગળ જઈ ઉભો. ભોજે એક નવો અણઘડ પરદેશી સભાદ્વારમાં આવેલો જોઇ, તેને પોતાનું કથનીય કહેવા ફરમાવ્યું. એટલે તે એક દુહો બોલ્યો:—

"સોય એ હુ ગલિ કણ્ઠુલઉ ભણ કેહઉ પહિડાઈ ।
ઉર લચ્છિહિ મુહ સરસતિ સીમ નિબદ્ધિ કાઈ ।।

ભાવાર્થ—" હે ભોજ ! તારા હૃદયમાં લક્ષ્મી રહેલી છે; મુખમાં સરસ્વતી રહેલી છે, પરન્તુ એ બેના સીમાડાને છૂટો પાડવા વાસ્તે તેં આ કીયું કંઠે શોભીતું આભરણ પહેર્યું છે ! "

રાજાએ ઉત્તર આપ્યો:—એ સરસ્વતીકંઠાભરણ છે.

ભોજ પોતાના આભરણ વિષે ગોપનું આવું ચમત્કારિક વચન સાંભળી, હૃદયમાં વિસ્મય પામતો હતો, એટલામાં તો સુંદર શણગાર સજી, પડખે જ આવી ઉભેલી પ્રતાપસુંદરી વેશ્યા તરફ તેની દૃષ્ટિ ગઈ. તેને જોતાં જ અકસ્માત્ ભોજના મુખથી બોલી જવાયું:—" इह किम् ,"

આટલા જ શબ્દ સાંભળી, જાણે સરસ્વતિએ સ્વજાતિના પક્ષપાતથી તેને કૃપાપાત્ર કરી હોય તેમ સુંદરીશિરોમણિ, મહાચતુર, વારાંગના પ્રતાપસુંદરી પણ તેનો હેતુ પામી જઈ, હાજરજવાબીથી તત્કાલ બોલી:—पृच्छान्ति.

રાજા તેનો આવો સુઘટિત ઉત્તર સાંભળી, પરમ પ્રસન્ન થયો અને ગોપાળ ભોજક તથા વારાંગના પ્રતાપસુંદરી દરેકને ત્રણ ત્રણ લાખ મોહોરો આપવા કોષરક્ષકને આજ્ઞા કરી. કોષરક્ષકે ત્રણ ત્રણ વાર કહ્યા છતાં, તે ન ગણકાર્યું. ત્યારે રાજાએ તેને મર્મમાં કહ્યું કે શું તારે મારી હાંસી કરાવવી છે ? એટલે કોષરક્ષકે નાણાં આપ્યાં.

પછી ભોજે બ્રહ્મસભામાં પ્રવેશ કર્યો. ભોજક અને પ્રતાપસુંદરી પણ તેની પાછળ જ સભામાં પેઠાં અને તે ભોજે અંગુલિનિર્દેશથી બતાવેલે આસને બેઠાં. પરંતુ સઘળા પંડિતોને વિસ્મય થયો કે, એવું રાજાએ વારાંગનાને પૂછ્યું શું અને તેના માત્ર पृच्छन्ति એટલા જ સામા શબ્દથી તે કેમ સંતોષાયો ? પરંતુ પોતાની અજ્ઞાનતા છૂપાવવા તેમણે કોઈ અધીરતા પ્રકટ ન કરી. પણ આખરે કોષરક્ષક પોતાની આતુરતા દબાવી ન શકયો અને ત્રણ વાર રાજાને તે વિષે પ્રશ્નો કર્યા, એટલે રાજાએ તેનો અર્થ આ પ્રમાણે પ્રકાશ્યો:—

"હે પંડિતો! આ વારાંગનાનાં કટાક્ષ અંજન–રેખાસહિત તેના કાન પર્યંત જતાં આવતાં હતાં, તે જોઇ મેં તેને પ્રશ્ન કર્યો કે, इह किम् તારાં કટાક્ષો અહીં (આટલી હદ) સુધી વારંવાર શું કરવા આવ-જાવ કરે છે ! ત્યારે વારાંગનાએ મારો પ્રશ્ન આબાદ કળી જઇ, ઉત્તરમાં કહ્યું:—'पृच्छन्ति।' એ કટાક્ષો મારા કાનને એમ પૂછે છે કે, "હે કર્ણ ! તમોએ જે ભોજરાજાની કીર્તિનું શ્રવણ કર્યું છે, તે ભોજ આ જ કે !" હે ભોજ ! આ શંકાનો નિર્ણય કરવા માટે કટાક્ષો કર્ણપર્યંત આવાગમન કર્યાં કરે છે.'

"મારા મનના આવા અભિપ્રાયને આવી ચિકિત્સાથી, આવી ચતુરતાથી કહેવા માટે એ વારાંગનાને હું મારૂં સમગ્ર રાજ્ય આપી દઉં તોયે ઓછું છે કારણ એ સાક્ષાત સરસ્વતી દેવી જેવી છે."

આમ કહી તેને બીજી નવ લાખ મોહોર ભોજ રાજાએ જામદારખાનામાંથી અપાવી.

તે વેળા પેલો ગુજરાતી જે ભોજની બ્રહ્મસભામાં હતો, તે બોલી ઉઠ્યો:–"હે રાજન્ ! જોયો આપે પેલો ભોજક ગોવાળ અને આ પ્રતાપ સુન્દરી વેશ્યા ! એ બંને સુંદર ગુજરાતનાં છે ! હવે ગુજરાતની પંડિતાઇની આપની ખાત્રી થઇ ?"

ભોજ રાજા ખસીયાણો પડયો. મનથી તેને ખાત્રી થઇ કે, ગુજરાત ગાંડીના લોક કાંઇ ગાંડા–મૂર્ખ નથી, પણ વેશ્યા અને ગોવાળ પર્યંત રંક તથા પામર જનો પણ વિદ્યાના વ્યાસંગવાળા છે ખરા. મારા દરબારીઓએ ભીમદેવની પ્રતિસ્પર્ધાથી મને નાહક ભ્રમમાં નાંખ્યો.

પછી ભોજે પ્રકટપણે પેલી પ્રતાપસુંદરીને તેના બુદ્ધિચમત્કારની પરીક્ષા કરવા ગુજરાતની સ્ત્રીના શણગાર અને ઉપકરણ વર્ણવા કહ્યું; એટલે તેણે નીચેના એક શ્લોકથી તેનું વર્ણન કીધું:—

**नासाभूषाङ्कवपिता वन्हिवाहो दृगंजनम् ।**
**अहो भाग्यं गुर्जरीणां गृहसंमार्जने मनुः ॥**

"હે રાજન્! આ શ્લોકનો અર્થ આપની બ્રહ્મસભાના માળવાના પંડિતોએ કરવો, અને તેનું રહસ્ય સમજાવવું, એવી મારી વિનતિ છે."

એટલે રાજા ભોજે માળવાના પંડિતોને તેનું વિવેચન કરવા વિનવણી કરી, પરન્તુ કોઈ પણ પંડિત તે કરી શકયો નહીં અને કાલિદાસ પ્રસંગપરત્વે બહારગામ ગયો હતો, એટલે સભાની પ્રતિષ્ઠા જવા જેવો દેખાવ થયો. કારણ આ શ્લોકનું વિવેચન કરવામાં કેવળ શબ્દના અર્થ જ જાણવાની નહીં પણ ગુજરાતની સ્ત્રીઓના અલંકાર તેમ જ તેમના ગૃહનાં ઉપકરણોથી પણ માહિતગાર હોવાની વિશેષ અગત્ય હતી.

જ્યારે કોઈ પંડિતે ઉપરના શ્લોકનું વિવેચન કરવાની હા ભણી નહીં, ત્યારે વારાંગના પ્રતાપસુન્દરીએ પોતે જ તેનું આમ વિવેચન કર્યું:—

"હે રાજન્! ગુજરાતની સુન્દરીઓના નાકે 'અંગદપિતા વાલિ' લટકી રહ્યો છે! તેઓ નાકે મોતીનું લટકણીયાવાળું જે આભૂષણ પહેરે છે, તે ત્યાંની પ્રાકૃત ભાષામાં 'વાલિ' કહેવાય છે અને વાલિ એ અંગદના પિતાનું નામ છે. એ વાલિ નામના મહા સમર્થ વાનરને અંગદ પુત્ર જન્મ્યો, ત્યારે તેને ખુશી કરવા વાલિએ માર્ગમાં જતાં દશ માથાવાળા રાવણને પકડી લાવી ઉંધે માથે અંગદને પારણે ઘુઘરા પેરે લટકાવી મૂકયો હતો, અને જેમ પારણામાં સૂતેલો બાલક પોતાના પગ ઉંચા કરી, લટકતા ઘુઘરાને લાતો મારી તેના મંજુલ અવાજથી ખુશી થાય છે તેમ, અંગદ રાવણનાં દશ માથાંને લાતો મારી મારી ખુશી થતો હતો. વાલિ આવો સમર્થ એ હોવા છતાં ગુજરાતની સુન્દરીઓના નાકના આભૂષણને સ્થાને લટકી રહ્યો છે અને સુન્દરીઓ લગાર લગાર લલિત અંગવિક્ષેપથી એ 'વાલિ'ને હિલોરા ખવરાવી રહી છે.

"વળી હે રાજન્! ગુર્જર રમણીઓનાં કમલ સમાન પ્રફુલ્લ નેત્રનું આભૂષણ વહ્નિનું વાહન છે! મેષ–બોકડો એ વહ્નિનું વાહન છે અને ગુજરાતની સુન્દરીઓ નેત્રમાં જે અંજન સારે છે તે 'મેંશ' કહેવાય છે. યજ્ઞમાં આપેલાં બલિદાન સઘળા દેવોને અગ્નિદેવ પોતાના વાહન ઉપર બેશી પહોંચાડે છે. તે વાહન પોતાના દેહનું આરોપણ અગ્નિમાં

કરી (નાંખી) કાળી મેંશ રૂપે પ્રકટ થાય છે અને ગુજરાતની સુન્દરીઓનાં નેત્રમાં સારાઇ અલંકાર રૂપ બને છે. અને મેંશ નામે ઓળખાય છે.

"વળી હે રાજન્ ! ગુજરાતની મનહર સુન્દરીઓનું ગૃહસંમાર્જનનું ('વાસીદાં' વાળવાનું) કામ, મન્વંતરોના અધિપતિ સાવર્ણિ નામના મનુ ભગવાન્ કરે છે ! જેનાથી ગુજરાતની સુન્દરીઓ વાસીદું વાળે છે તે 'સાવર્ણું' કહેવાય છે. સ્વર્ગમાં જેટલા કાલ સૂધી દેવના અધિપતિ ઇન્દ્ર રાજ્ય કરે છે, તેટલા કાલ પર્યન્ત પૃથ્વી ઉપર મન્વન્તરોના અધિપતિ મનુ ભગવાન રાજ્ય કરે છે. જેમ વર્તમાન સમયે વૈવસ્વત નામે મનુ પૃથ્વીનું કાલયંત્ર ચલાવે છે, તેમ હવે પછીના કાલમાં સાવર્ણિ નામના મનુ આ સંસારચક્ર ચલાવશે, એમ શાસ્ત્રો કહે છે. તે સાવર્ણિ મનુ, આગળ રાજ્ય પામવાની ઇચ્છાએ ગુજરાતની સુન્દરીઓના હાથમાં શોભતો રહી, ગૃહસંમાર્જનનું તેમનું કાર્ય ઉઠાવી રહ્યો છે.

"હે રાજન્ ! આમ ભરતખંડની અન્ય સુન્દરીઓની અપેક્ષાએ ગુજરાતની સુન્દરીઓનું ભાગ્ય ઘણું જ આશ્ચર્યકારક છે."

ગુજરાતની વારાંગના પ્રતાપસુન્દરીની આવી ચમત્કારિક બુદ્ધિશક્તિ જોઈ, રાજા ભોજ વિસ્મયાપન્ન થયો અને તે દિવસથી "ગાંડી ગુજરાત" કહેવાનું વિસરી ગયો.

પછી તેણે ગુજરાતના ભીમદેવના દરબારમાં પોતાની પ્રતિષ્ઠાને હીણું ન લાગે, એવા મોટા પ્રમાણમાં પ્રતાપસુન્દરી અને ભોજક ગોવાળને બક્ષીસ દીધી અને પૂરા મરતબા સાથે ગુજરાત વળાવ્યાં.

---

## વાર્તા ૭૧ મી–રાજશેખર કવિ

### ( ૧ )

એક દિવસ **ભોજરાજા** રાજમાર્ગે હાથિણી ઉપર આરૂઢ થઈ ફરતો હતો, તેવામાં એક 'રોર'–દરિદ્રિ પુરૂષને ભોંય ઉપર પડેલા દાણા વીણતો દીઠો. તેની કાન્તિ ઉપરથી એ પુરૂષ **ભોજને** બ્રાહ્મણ જણાયો. તેથી વિસ્મય પામી, **ભોજે** તેને પ્રશ્ન કીધોઃ—

**નિય ઉયર પુરણમ્મિ ય અસમત્થા કિંપિ તે હિ જાએહિં ।**

ભાવાર્થ–"જે મનુષ્ય પોતાના ઉદરને પૂરવા(પોષવા)ને અસમર્થ છે, તે મનુષ્ય શા માટે આ પૃથ્વી ઉપર જન્મતો હશે ! અર્થાત્ તે જન્મ્યો તોયે શું અને ન જન્મ્યો તોયે શું ? તેનું જીવન એળે જાય છે, અને અન્ય ગૃહસ્થોને તેમ આ પૃથ્વીને ભારરૂપ થાય છે."

એટલે બ્રાહ્મણ તેનો આશય સમજી, તેના મર્મને પણ ભેદે એવો ઉત્તર તત્કાલ આપ્યોઃ—

**સુ સમત્થા વિ હુ ન પરોવયારિણો તેહિ વિ નહિ કિંપિ ।।**

ભાવાર્થ—"ત્યારે જે પુરૂષ સારી રીતે સમર્થ હોવા છતાંયે બીજાને ઉપકાર કરતા નથી તેવા પુરૂષ આ જગતમાં જન્મ્યા તોયે શું અને ન જન્મ્યા તોયે શું ?

"હે રાજન્ ! "મરજો આપનાર કે મેં જોઈ માગ્યું નહીં," એ કહેવત શું સાચી નથી ? પેટ ભરા કાગડાના જન્મમાં અને એવા પુરૂષના જન્મમાં ફેર શો ?"

આ ઉત્તરથી રાજા તેનું ચાતુર્ય પરખાતાં વિશેષ કસોટી કરવા એક વધુ માર્મિક વચન બોલ્યોઃ—

**પરપત્થણાવપત્તં મા જણણિ જણેસુ એરિસં પુત્તં ।**

ભાવાર્થ—"પારકા લોક પાસેથી પ્રાર્થના–ભિક્ષા માગીને જે નિરન્તર પોતાની આજીવિકા ચલાવે છે, એવા પુત્રને હે જનનિ ! તું શા માટે જન્મ આપતી હશે ?"

ત્યારે બ્રાહ્મણે પણ તેવો જ સામો માર્મિક જવાબ દીધોઃ—

**મા પુહવિ મા ધરિજજસુ પત્થણ ભંગો કઓ જે હિં ॥**

ભાવાર્થ—"હે ધરણી માતા ! જેણે યાચકની યાચના( પ્રાર્થના )નો ભંગ કર્યો છે તેવા પુરૂષને તારે ધારણ કરવો નહીં, કારણ એવા યાચકની પ્રાર્થનાનો ભંગ કરનારા પુરૂષોનો ભાર વધતાં જતાં તારે એક દિન રસાતળમાં જવું પડશે, ત્યારે તારે આધારે રહેતા બીજા પરોપકારી લોકોની શી ગતિ થશે ?"

આ પ્રકારનો ઉત્તર સાંભળી, રાજા તેની ઉપર પરમ પ્રસન્ન થયો અને હાથિણિએથી ઉતરી તેને કને બોલાવી પ્રશ્ન પૂછયોઃ—" હે વિપ્ર ! તું આવો વિદ્વાન્ તેમ જ બુદ્ધિશાલી છે, છતાં તારે આવી દુર્દશા કેમ ભોગવવી પડે છે ? તારૂં નામ શું ? "

ત્યારે બ્રાહ્મણ બોલ્યોઃ—" હે નરેન્દ્ર ! જ્યાં તમારૂં રાજદ્વાર નાના પ્રકારના પંડિતો રૂપી મેઘોની ઘટાથી છવાઈ રહેલું છે, ત્યાં મારા જેવા પામર મનુષ્યના પ્રવેશ મેળવવાના શા આશરા ? હું કાંઈ લોકમાં પંડિતાઈથી જાણીતો ન હોવાથી અને તમારે ત્યાં તો પંકાયલાઓને સોંસરો પ્રવેશ મળતો હોવાથી તમારા એક પ્રધાનપુરૂષે દેખાડેલી આ યુક્તિ પ્રમાણે તમને ભેટી શકયો છું અને મારી દરિદ્ર સ્થિતિનો ખ્યાલ આપી શકયો છું. હે રાજન્ ! તમારા દર્શનની આતુરતા રાખનાર, આ મનુષ્યનું નામ જો કે મોટું રાજશેખર છે, પરન્તુ સ્થિતિથી તો ભિક્ષુશેખર નામને યોગ્ય છે. "

તેના આવા વચનથી ભોજ પરમ સંતુષ્ટ થયો અને તેને પોતાનું વાહન હાથિણી જ સઘળા સાજ સાથે ત્યાં ને ત્યાં અર્પણ કરી, અને તે ઉપરાંત કેટલાક અલંકાર પણ સમર્પ્યા.

રાજશેખર હાથિણીનુ દાન લેવા પહેલાં કચવાયો; કારણ શાસ્ત્રમાં હસ્તિદાન ગ્રહણ કરનાર વિપ્રને મોટું પ્રાયશ્ચિત્ત કરવાનું લખેલું છે, પરંતુ આપદ્ધર્મ જાણી તેણે તે દાન સ્વીકાર્યું. પણ એ હાથિણીને હું બાંધીશ

ક્યાં? ખવડાવીશ શું? વગેરે વિચારો આવ્યાથી રાજા પ્રત્યે નીચેનો શ્લોક બોલ્યોઃ—

**निर्वाता न कुटी[1] न चाग्नि शकटी[2] नापि द्वितीया पटी[3]**
**वृत्ति र्नारभटी[4] न तुन्दिलपटी[5] भूमौ च घृष्टा कटी[6] ।**
**तुष्टि[7] र्नैकघटी[8] प्रिया न वधुटी[9] तेनाप्यहं संकटी[10]**
**श्रीमद्भोज तव प्रसाद करटी[11] भक्तां ममा पत्तटी[12] ॥**

ભાવાર્થ—હે રાજન્ ! તારા જેવા સંસ્કારી અને કદરદાન રાજાએ આપેલા હાથીના દાનનો અસત્કાર કરવો, એ મને યોગ્ય નથી જ, તેમ તેના અસ્વીકારથી તારૂં અપમાન કરવું, એ તેથી પણ વિશેષ યોગ્ય નથી. પરન્તુ મારી એક મુંઝવણ છે તે સાંભળઃ—

મારી (કુટી) ઝુંપડી એવી ખખરવખર છે કે તે ચારે પાસથી વાયુને તેમાં આવતો અટકાવી શકે એવી નથી, અર્થાત્ તે બંધિયાર અને વાયુના ઝપાટાથી મારૂં જ રક્ષણ કરી શકે એવી નથી તો તારી શિળી, રાજમન્દિરમાં સુખચેનથી રહેલી હાથિણિનું શી રીતે રક્ષણ કરી શકશે? વળી મારી એવી એવીયે ઝુંપડીમાં ટાઢ ખાળવાને અગ્નિની (શકટી) સગડી પણ નથી, તેમ પહેરેલાં વસ્ત્રાદિ સિવાય બીજું ફાલતુ વસ્ત્ર (પટી) પણ ઓઢવાને નથી. તેમ (આરભટી) ભણવા અને ભણાવવા સિવાયનું બીજું કોઇ આજીવિકાનું મારે સાધન નથી, એટલે માંડમાંડ અમારૂં પૂરૂં થાય, તેમાં તારી હાથિણીને શું ખવડાવું? ભોંયે પાથરવાની ગોદડી (પુટી) પણ નથી, અને ભોંય ઉપર કેડ (કટી) અને શરીર ઘસી ઘસીને રાત્રિ વિતાડું છું. અન્ન પૂરૂં ન મળવાથી મને એક ઘડી-(ઘટી)નો પણ સંતોષ (તુષ્ટિ) નથી; અને ખાવાનું ન હોય તો પછી પ્રિય કુલીન પત્ની (વધુટી) તો ક્યાંથી જ હોય? તેથી કુભારજા સ્ત્રીના વચનપ્રહારથી નિરંતર હું વિશેષ સંકટ (સંકટી) ભોગવું છું.

"માટે હે શ્રીમાન્ ભોજરાજ! તમે પ્રસન્નતાથી આપેલી આ હાથિણી (કરટી) પોતાના દંતુશળવડે મારી આપત્તિરૂપી નદીના તટ(તટી)ને વિદારનાર નીવડો, એવી મારી પ્રાર્થના છે."

આ પ્રકારની અર્થયુક્ત વાણી સાંભળી તેમ જ તેના શ્લોકમાં 'ટી'–અન્તવાળા બાર અનુપ્રાસના શબ્દથી ચમત્કાર પામી, પ્રસન્ન થઇ બાર લાખ મોહોરનું દાન દેવા ભોજે કોષાધિકારી ઉપર ચિઠી લખી આપી અને પોતે ત્યાંથી વિદાય થયો.

---

## વાર્તા ૭૨ મી—રાજશેખર કવિ.

### ( ૨ )

એક દિવસ ભોજરાજા ગુપ્તચર્યા કરતો મહાકાલેશ્વર મહાદેવની ધર્મશાળા આગળથી પસાર થતો હતો, ત્યારે દૂરના ગામડામાંથી આવી ઉતરેલા, રાજશેખર નામના એક પ્રવાસીને પોતાની સ્રીને નીચેનો શ્લોક બોલી સમજાવતો સાંભળ્યો:—

**पोतानेतान्नय गुंणवति ! ग्रीष्मकालावसानं**
**यावत्तावच्छमय रुदतो येन केनाशनेन ।**
**पश्चादम्भोधररसपरीपाकमासाद्य तुम्बी**
**कुष्माण्डी च प्रभवति यदा के वयं भूभुजः के ॥**

ભાવાર્થ—"હે ગુણવતિ ! આ ગ્રીષ્મ (ઉન્હાળા) ઋતુના દિવસ પૂરા થાય ત્યાં સુધી આપણાં બાલુડાંને જે કંઇ આછું પાતળું ખાવાનું મળી આવે તે ખવડાવી, રોતાં શાંત રાખ. કારણ તે પછીથી તો મેઘના જલથી તુમડી અને કહોળી ઉત્પન્ન થઇ પરિપકવ થશે, એટલે આપણા સુખ આગળ રાજાનું સુખ પણ શી ગણત્રીમાં છે ?"

એકાંત સ્થળેથી આવો અર્થભર્યો શ્લોક સાંભળી, ભોજરાજાએ તેને બોલાવી પોતાનું વાહન અને વસ્ત્રાભૂષણાદિ તેને સમર્પ્યાં. આથી રાજશેખર કવિ પોતાના જેવા દરિદ્રિ પુરુષની દરિદ્રતા કાપી શકે, એવો સમૃદ્ધ થયો. એટલે પ્રસન્ન થયલા રાજશેખરે અન્યોક્તિવાળો નીચેનો શ્લોક તત્કાળ બોલી કેવી સ્થિતિમાંથી તેને ઉગારી તેણે કેવો સમૃદ્ધ કર્યો છે તે વર્ણવતાં બોલ્યો:—

**भेकैः कोटरशायिभिर्मृतमिव क्ष्मान्तर्गतं कच्छपैः**
**पाठीनैः पृथुपङ्कपीठलुठनाद्यस्मिन्मुहुर्मूर्च्छितम् ।**
**तस्मिन्नेव सरस्यकालजलदेनागम्य तच्चेष्टितम्**
**येनोत्कुम्भनिमग्नवन्यकरिणां यूथैः पयः पीयते ॥**

ભાવાર્થ–"હે રાજન્! જે સરોવરમાં તેનું પાણી ગ્રીષ્મ ઋતુમાં સૂકાવાથી બખોલો પડેલી હતી અને જેમાં દેડકાં જાણે મરી ગયાં હોય તેમ ભરાઈ સૂઈ રહ્યાં હતાં, તેમ જ જેના ઉંડાણમાં કાચબાઓ પણ પેસી ગયા હતા, તથા જેના અવશેષ રહેલા કાદવમાં મોટી મોટી પીઠવાળા મગરો ગરમીથી વારંવાર તરફડતા આળોટતા હતા, તે જ સરોવર સર્વ પ્રાણીઓને સજીવન કરનાર વરસાદના આગમનથી એટલું બધું ભરાઈ ગયું કે વનના હાથીઓનાં ટોળેટોળાં કુંભસ્થળે કરીને એટલા ઉંડા પેસી પાણી પીયાં જ કરે છે.

"અર્થાત્ હે રાજન્! અચાનક આપેલી આ સમૃદ્ધિથી હું સરોવર માફક સમૃદ્ધ થયો છું."

કહેવાય છે કે **રાજશેખરે** આમ અકાલ જલવૃષ્ટિના કરેલા સૂચનથી તે વર્ષમાં **માળવામાં** દુઃસહ દુષ્કાળ પડયો હતો.

---

## વાર્તા ૭૩ મી—લંગોટીયો શાંભવદેવ.

કેટલાક વખતથી, ભારે દરિદ્રતા વેઠતો, **શાંભવદેવ** નામનો બ્રાહ્મણ **ધારાનગરમાં** આવી વસ્યો હતો.

**બહુ વણજાં બહુ છોકરાં બે નારી ભરથાર;**
**તેને દૈવે મારીયો કયા મારે કિરતાર.**

એ કહેવત પ્રમાણે તે અનેક છોકરાંવાળો હોવાથી તેને ખાવા-પીવાના બહુ બહુ સાંસા વેઠવા પડતા હતા; અને તેની ચિંતામાં એની વિદ્વત્તા, શાણપણ, સ્વમાન, આદિ ગુણો અંધકારમાં પડ્યા જેવા થયા હતા. એ સત્ય છે કે એક દરિદ્રતાએ તેના સઘળા ગુણોનો જાણે નાશ કર્યો હોય તેમ જણાતું હતું.

ભોજના દરબારમાં અનેક કવિઓ પોષાતા હતા. પણ "જેમ વાડ વિના વેલો ચઢે નહીં અને જેમ ઉત્કૃષ્ટ મહામૂલું માણેક પણ કંચન (વીંટી) વિના શોભે નહીં," તેમ આ બિચારા દરિદ્રિ શાંભવ દેવનો ધડો કોઇ પંડિતે ન કર્યો. એટલે વિના આશ્રયે તે પીડાતો હતો; અને ક્યારે ભોજરાજા મળે કે તેને મારું સંકટ જણાવું, એવી આશાથી તેને મળવાનો હરેક લાગ શોધતો હતો. તેવામાં અનાયાસે એક દિવસ રાત્રિચર્યા કરતો તે શ્રી મહાકાલેશ્વરના મંદિરમાં શ્રી ચંડીને પગે લાગવા આવ્યો, તે તકનો લાભ લઇ, શાંભવ દેવ ભોજને "સ્વસ્તિ" કહી, દીન વદને તેની સામે ટગર ટગર જોઇ રહ્યો. તરત જ "હવે મારી દરિદ્રતાનો નાશ થશે" એવા સંતોષથી તેની આંખમાંથી હર્ષનાં આંસુ સર્યાં.

એટલે રાજાએ તેને પૂછ્યું:—"હે વિપ્ર! તું શા માટે રુએ છે?"

શાંભવ:—"હે રાજન્! મારા ઘરની સ્થિતિ સાંભળ:—

"એક દિવસે ચોખા વેચનારાને રસ્તામાં 'ચોખા લેવા છે, ચોખા,' એવો પોકાર ઉચ્ચ સ્વરે કરતો સાંભળી, 'મારી બિચારી પત્ની મારો નાનો છોકરો રખેને તે લેવાને રોઇને આગ્રહ કરશે તો શું કરીશ?' એવા વિચારથી રાંક મોહોંડે તેના કાનમાં પ્રયત્નપૂર્વક આંગળી ઘાલીને બેઠી, અને તે જ સમયે મને આવેલો જોઈ, એકદમ તેની આંખમાંથી શ્રાવણ અને ભાદરવો વરસી રહ્યો. એથી મારા હૃદયમાં જે શલ્ય ઊંડું ભોંકાયું હતું તે શલ્ય તમને જોતાં જ નીકળી ગયું અને તેનો કરાર વળવાથી આ હર્ષાશ્રુ નિકળ્યાં છે."

ભોજે શિવ! શિવ! કૃષ્ણ! કૃષ્ણ! કહી તેની દયા ખાધી. પરન્તુ તેની પંડિતાઈ વિશેષ જાણવાના વિચારથી મુંગો રહ્યો અને દાનાર્પણનો કંઈ પણ ઉચ્ચાર ન કાઢ્યો; એટલે શાંભવ દેવે એક અન્યોક્તિ ઉચ્ચારી:

"હે મહાન્ વૃક્ષ! તેં કોની કોની ઉપર તારાં અંગો આદિથી ઉપકાર કીધા નથી? તેં સુગંધોથી પવનોને, સુંદર કુણી કુણી કુંપળોથી હરણોને, તારી છાયાથી તપસ્વીઓને, તારાં પુષ્પોથી ષટ્પદ–ભમરાઓને,

તારાં ફૂલોથી પક્ષીઓને, તારી છાયાથી ગરમીથી પીડાયલાં જનોને, અને તારાં થડથી મદ ઝરતા હાથીઓને કૃતાર્થ કર્યા છે. આ પ્રમાણે હે મહાન્ વૃક્ષ! તું સર્પની ઉપર પણ ઉપકાર કરવાને સમર્થ છે, તેથી જ તેં અન્ય વૃક્ષોને આપદા વિનાનાં કર્યાં છે.

તેના આવા પ્રાસાદિક કાવ્યથી **ભોજ** પરમ પ્રસન્ન થયો અને તેને પૂછ્યું:—"હે વિપ્ર! તમે આજે જ કયાંથી ફૂટી નીકળ્યા? આટલા દિવસ કયાં હતા?"

**શાંભવ**:—"હું **શિવનો** ભકત હોવાથી **શ્રી કાશીપુરીમાં શ્રી વિશ્વનાથનાં** ચરણોમાં રહેતો હતો."

**ભોજ**:—"ત્યારે ત્યાંથી અહીં કેમ આવ્યા?"

**શાંભવ**:—"**શ્રી શંકર વિશ્વનાથ** આત્મજ્યોતિમાં ભળાયા, એટલે હું શિવભકત હોવાથી અહીં દ્વાદશ જ્યોતિર્લિંગમાં સુવિખ્યાત **શ્રી મહાકાલેશ્વરની** સંનિધિમાં રહેવા આવ્યો છું."

તરત જ **ભોજના** મુખથી "શિવ, શિવ" એવા ઉદ્ગાર નીકળી ગયા. પછી તેણે આશ્ચર્યચકિત થઈ પૂછ્યું:—"હે **શાંભવ** દેવ! એમ બનવું સંભવિત નથી. **કાલના** પણ **કાલ શ્રી શંકર** અજન્મા છે અને વિશ્વમાં વ્યાપી છે, તેઓ પોતાના દેહરૂપ **કાશીને** છોડી ગયા, એ આશ્ચર્યકારક છે. ઠીક. તેઓ ગયાનું તો જાણ્યું પણ તેમના શિરના અલંકારરૂપ ત્રિભુવનજનની ગંગા તથા તેમનાં અન્ય ઉપકરણોનું શું થયું! તે પણ શું તેમની જ સાથે કૈલાસમાં સીધાર્યાં?"

**શાંભવ**:—"ના. તેનું શું થયું તે સાંભળ:—

**अर्धं दानववैरिणा गिरिजयाप्यर्धं शिवस्याहृतम्**
**देवेत्थं जगतीतले पुरहराभावे समुन्मीलति।**
**गङ्गासागरमम्बरं शशिकला नागाधिपः क्ष्मातलम्**
**सर्वज्ञत्वमधीश्वरत्वमगमत्त्वां मां च भिक्षाटनम्॥**

ભાવાર્થ—"હે મહારાજ! **શિવના** દેહનો અર્ધો ભાગ (**હરિ** અને **હર** એક જ સ્વરૂપમય હોવાથી) દાનવોના વેરી **હરિએ** લઇ લીધો, અને

બાકીનો અર્ધો ભાગ તેમની અર્ધાંગના પાર્વતીએ લીધો. આ પ્રમાણે, હે દેવ! ત્રિપુરાસુરને હણનારા શંકરનો દેહ વિલાઈ ગયો, અને જગતતલ ઉપરથી તેમનો અભાવ થયો; એટલે તેમને શિરે રહેતાં ગંગાજી સમુદ્રમાં (તેની પત્ની હોવાથી) ચાલ્યાં ગયાં, તેમના હાર રૂપ નાગાધિપતિ શેષ પાતાળમાં પેસી ગયો, તેમના ભાલમાં રહેતા ચન્દ્રની કલા આકાશમાં સ્વધામ વિચરી ગઈ. હવે રહ્યું તેમનું સર્વજ્ઞપણું, સાર્વભૌમપણું, અને ભિક્ષાટન. આમાંનાં પહેલાં બે હે દેવ! તારી પાસે ચાલ્યાં આવ્યાં અને તેમનું ભિક્ષાટન મારી પાસે આવ્યું છે. એટલે હું ભિક્ષા માગતો ફરું છું."

આ શ્લોકથી ભોજ રાજા અતિશય પ્રસન્ન થયો અને શાંભવ દેવને જે જોઈએ તે માગી લેવા કહ્યું. બ્રાહ્મણ શાંભવ બિચારો નિર્લોભી તેમ જ સંતોષી હતો, તેમ નિવૃત્તિપરાયણ હતો; માત્ર ઉદરપૂરણ કરવા પૂરતી જ પ્રવૃત્તિ તેને ગમતી હતી; તેથી તટસ્થપણે બોલ્યોઃ—

"હે દેવ! મારે તારા અલંકાર કે સુવર્ણ કે મોહોરો નથી જોઈતાં. કારણ લક્ષ્મી જાતે ચંચલ સ્વભાવવાળી હોઇને ચિરંતન રહેતી નથી, તેમ તેનો પાસ જેને લાગે છે તે પુરૂષ સદ્‌ગુણોને જ દેશવટો આપવા પ્રેરાય છે. તેથી તેની મને અપેક્ષા નથી. પણ કુટુંબનો નિર્વાહ અનાયાસે ચાલી શકે તે માટે મારે તો માત્ર થોડીક જ જમીન અને એક દુઝણી મહિષી (ભેંસ) જોઈએ છીએ. માટે એટલી જ તજવીજ કરી આપે તો મોટો ઉપકાર.

" હે રાજન્! તારી સ્નેહભરી દૃષ્ટિ જેની ઉપર ક્ષણમાત્ર પણ પડે છે તેનો તે અચુક અનુગ્રહ કરે છે. અને જાણે ઈર્ષ્યાથી આકુળવ્યાકુળ થઇ હોય તેમ દરિદ્રતા તેને ઝટ ત્યજી જાય છે."

ભોજઃ—"હે સુજ્ઞ વિપ્ર! આટલી નાની યાચના માટે તમારે આટલું બધું કહેવાની જરૂર નથી. તમારી ઇચ્છાથી વિશેષ આપી તમને દુભવવા, એ પણ મને યોગ્ય નથી લાગતું. હું તમને એક બાખડી મહિષી તથા રસાલ જમીનનો એક ટુકડો મળે, એવો બંદોબસ્ત કરું છું."

તરત જ ભોજની આજ્ઞા થતાં જમીનનો લેખ ત્રાંબાપત્ર ઉપર કરી આપવા રાજપુરૂષ તૈયાર થયો, અને ઢંઢેરે એક ભેંસ ત્યાં આણી દીધી.

પરંતુ તે આણનાર રાજપુરૂષ જીવનો દરિદ્રિ હતો; એટલે તેણે એક વાંઝણી પરંતુ જાજરમાન કલેવરવાળી નાગોરી ભેંસ આણી.

શાંભવ દેવ ચતુર હતો તેમ જ દુનીઆનો ખાધેલોપીધેલો હતો, તેથી તેનાં આંચળ જોતાં જ ચેત્યો કે ભેંસ માત્ર દેખાવમાં જ સારી છે, પરન્તુ દુધ સારૂ કામ આવે એવી નથી. માત્ર વિદાળવા જેવી અને મફતનું ખવડાવવા જેવી જ થશે. આથી તેણે યુક્તિથી ભેંસ પાસે જઈ જાણે તેની સાથે કાંઈ વાત કરતો હોય તેમ તેના મોં સાથે કાન અને કાન સાથે મોં મેળવતો હોય તેવો દેખાવ કીધો.

તેની આવી ચેષ્ટાથી રાજાને નવાઈ લાગી. તેથી શાંભવને તેણે આમ કેમ કર્યું, એવો પ્રશ્ન કર્યો. ત્યારે શાંભવે કહ્યું કે " હે રાજન્! મેં આ ભેંસને હૃષ્ટપુષ્ટ જોઇ. પૂછ્યું કે તું છેલ્લી કયારે વીઆઇ હતી? ત્યારે તેના ઉત્તરમાં, એ મને કહે છેઃ—

**भर्ता मे महिषासुरः कलियुगे चामुंडयाप्याहत-**
**स्तस्मात्तदिवसादहं च विधवा वैधव्यधर्माश्रिता ।**
**दन्ता मे गलिता कुचा विगलिताश्छिन्नं विषाणद्वयं**
**वृद्धायां मयि गर्भसंभवविधिं पृच्छन्न किं लज्जसे ॥**

ભાવાર્થ—"હે વિપ્ર! તું આવો ચતુર થઇને મારી સ્થિતિ પણ સમજતો નથી? ખરે! મારી સ્થિતિ વિષાદ કરાવે એવી છે. મારો ધણી મહાસમર્થ દાનવ મહિષાસુર હતો તેને તો આ કલિયુગમાં ચાંમુંડા દેવીએ હણ્યો છે અને તે દિવસથી હું વિધવા થઇ છું, તેથી વિધવાધર્મ પાળતી આવી છું, એટલે તે દિવસથી મેં સંસારસુખ જોયું જ નથી; અને હવે જોવાય તેમ પણ નથી; અર્થાત્ મારો વિયાવાનો સંભવ જ હવે નથી. વળી ઉમર થવાથી મારા દાંત ગળી ગયા છે, મારાં આંચળ પણ સુકયાં છે, મારાં શિંગડાં પણ ખરી પડવા લાગ્યાં છે. આમ વૃદ્ધ થવાથી હવે મારામાં ગર્ભ રહેવાનો સંભવ પણ રહ્યો નથી; તેથી હે વિપ્ર! તું મને કયારે વીઆઈ છો, એવો પ્રશ્ન કરતો કેમ લાજતો નથી? તેમ મારી આબરૂ લેવા મારા અ.વલામાં હાથ નાંખતાં તું કેમ શરમાતો નથી?"

રાજા **ભોજ** તરત જ રાજપુરૂષની લુચ્ચાઈ સમજ્યો. એટલે તેને બોલાવી ઠપકો આપ્યો. પછી તેણે **શાંભવને** એક ઉત્તમ નાગોરી ભેંસ અપાવી. અને બ્રાહ્મણ **શાંભવ** ત્યાંથી મુકતકંઠે આશીર્વાદ દેતો સ્વગૃહે ગયો અને કુટુંબનું પાલનપોષણ કરતો આનન્દ માહાણવા લાગ્યો.

---

## વાર્તા ૭૪ મી—રાજ્યદાન અને પ્રધાનની ચાતુરી.

એક દિવસે બ્રહ્મસભા ભરાઇ હતી. એટલામાં દ્વારપાળે આવી અરજ કરી કે, " હે મહારાજ ! કવિશેખર નામનો કોઈ વિદ્વાન્ મહાત્મા દ્વારે આવ્યો છે, તે આપનાં દર્શનની અભિલાષા રાખે છે. "

**ભોજે** કહ્યું:—" ઠીક છે, એમને અંદર પ્રવેશ કરાવ. "

પ્રતિહાર નમન કરીને ગયો અને થોડી વારમાં કવિશેખર અંદર આવ્યો. તેની વિદ્વત્તા જાણવા માટે રાજા મુંગો જ બેસી રહ્યો અને તેને કંઇ પણ પૂછ્યું કે ગાછ્યું પણ નહીં.

પેલા વિદ્વાન્ બ્રાહ્મણે બ્રહ્મસભામાં દાખલ થતાં જ " સ્વસ્તિ ! " વચન ઉચ્ચારી રાજાના સત્કારનીયે રાહ ન જોતાં આ શ્લોક ઉચ્ચાર્યોઃ—

**राजन्दौवारिकादेव प्राप्तवानस्मि वारणम् ।**
**मदवारणमिच्छामि त्वत्तोऽहं जगतीपते ॥**

ભાવાર્થ—"હે રાજન્ ! મને તમારા દ્વારપાળ પાસેથી તો વારણ ( નિવારણ-સભા પ્રવેશના અટકાવરૂપી હાથી ) મળી ચૂકયો છે, પણ હવે તો હું તમારી પાસેથી મદો-મત્ત વારણ (હાથી) મેળવવાની ઇચ્છા રાખુ છું. "

આ શ્લોક સાંભળી, **ભોજ** અત્યાનન્દ પામ્યો. અને કાંઈ ન બોલતાં પોતે પૂર્વ દિશા તરફ મુખ કરી બેઠો હતો, તે પૂર્વ દિશાનું પોતાનું રાજ્ય તે બ્રાહ્મણને મનમાં સંકલ્પ કરીને આપી દીધું. અને રાજા દક્ષિણ દિશા તરફ મુખ ફેરવી બેઠો.

**ભોજનું** આવું, હેતુ ન સમજી શકાય તેવું, વિચિત્ર વર્તન જોઈ, પેલો બ્રાહ્મણ આશ્ચર્ય પામ્યો. તે મુંઝવણથી મનમાં બરબરબડ્યો

કે "આમ કેમ? શું એ આમ મોંઢું ફેરવી મારી સામે જોવાનો પણ વિનય દાખવતો નથી ?"

તે એમ રાજાના મનની વાત પામી ન શક્યો, છતાં ન ગુંચવાતાં તે દક્ષિણ દિશાએ રાજાના મુખ તરફ વળ્યો અને ત્યાં જઈ આ બીજો શ્લોક બોલ્યો:—

**अपूर्वेऽयं धनुर्विद्या, भवता शिक्षिता कथम् ।**
**मार्गणौघस्समायाति, गुणो याति दिगन्तरम् ॥**

ભાવાર્થ—"હે રાજન્! ધનુર્વિદ્યાના વ્યવહારથી માર્ગણ–બાણ-સમૂહ દૂર જાય છે અને ગુણ( પણછ ) સમીપ આવે છે; પરંતુ આપ આવી અદ્ભુત ધનુર્વિદ્યા ક્યાંથી શીખ્યા છો કે જેથી માર્ગણો( માગણ–યાચકો )ના સમૂહો દૂર જવાને બદલે આપની પાસે ખેંચાઈ આવે છે અને ગુણ ( સદ્‌ગુણ પ્રશંસાવડે ) દૂરના દૂર ચાલ્યા જ જાય છે, અર્થાત્ લોકમાં પ્રસરે છે.

આ સાંભળી, ભોજ વધારે આનંદ પામ્યો. તેણે પોતાના મનથી સંકલ્પ કરીને દક્ષિણ દિશાનો દેશ પણ તેને અર્પણ કર્યો, અને પોતે પશ્ચિમ દિશા તરફ મોંઢું કરીને બેઠો. આથી વિશેષ વિસ્મય પામેલો કવિ તે તરફ ગયો અને બોલ્યો:—

**सर्वज्ञ इति लोकोऽयं, भवन्तं भाषते मृषा ।**
**पदमेकन्न जानीषे, वक्तुं नास्तीति याचके ॥ १ ॥**

ભાવાર્થ—"હે રાજન્! આપ સઘળું જાણો છો, સર્વજ્ઞ છો, એવું લોકો ખોટું ભાખે છે. કારણ કે "નથી" એ શબ્દ તમે યાચકોને કહી જ જાણતા નથી."

આ સાંભળી, આનન્દ પામી, રાજાએ મનથી સંકલ્પ કરી, પશ્ચિમ દિશાનો પ્રદેશ પણ તે કવિને આપી દીધો, અને પોતે ઉત્તર દિશા તરફ મોંઢું ફેરવીને બેઠો. એટલે છેક જ વિસ્મય પામતો બ્રાહ્મણ તે તરફ ફરી બોલ્યો:—

**सर्वदा सर्वदोऽसीति, मिथ्या त्वं स्तूयसे बुधैः ।**
**नारयो लेभिरे पृष्ठं, न वक्षः परयोषितः ॥ १ ॥**

ભાવાર્થ—"હે રાજન્! કવિઓ અને પંડિતો તમને સર્વદા વખાણે છે કે "તમે સર્વસ્વના દાતા છો, હમેશ બધું આપો છો" પણ તેમનું એ કહેવું ખોટું છે; કારણ કે આજ સુધી તમે શત્રુઓને પુંઠ અને પરસ્ત્રી-ઓને વક્ષસ્થળ આપ્યું નથી. (અર્થાત્ પરસ્ત્રી તમે ભોગવી નથી, અને આપ હાર્યા નથી તેથી આપની કીર્તિની જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે.)

**ભોજે** તરત જ ઉત્તર દિશાના પ્રદેશનો સંકલ્પ કર્યો. અને આમ પોતાની બધી પૃથ્વી આ કવિને અપાઈ ચૂકી જાણી, કાંઈ અવશેષ ન રહેતાં રાજા સિંહાસન ઉપરથી ઉઠી ઉભો થયો. પણ પેલો કવિ કવિશેખર તેના મનનો અભિપ્રાય સમજી ન શકવાથી ધીરજ ખોઈ બોલ્યો:—

**राजन्कनकधाराभिस्त्वयि सर्वत्र वर्षति ।**
**अभाग्यछत्रसंछन्ने मयि नायान्ति बिंदवः ॥**

ભાવાર્થ—"હે રાજન્! તમે બધે ઠેકાણે સોનાનો વરસાદ વરસાવો છો, પણ મારી ઉપર અભાગ્યરૂપી છત્ર ઢંકાયલું છે, તેથી તેનાં થોડાં ટીપાં પણ મારી ઉપર પડતાં નથી!"

રાજા તેને જવાબ ન આપતાં ઉઠીને પોતાના અંતઃપુરમાં ગયો. બ્રહ્મસભા તો આશ્ચર્યચકિત થતી ચિત્રામણનાં ચિત્રો પેરે સ્તંભિત જ થઈ ગઈ.

આ પ્રમાણે રાજાને કવખતે પોતાની પાસે આવેલો જોઈને રાણી લીલાવતી આશ્ચર્ય પામી. રાજાએ કહ્યું, "હે રાણી લીલાવતી! મેં મારૂં આ રાજ્ય એક કવિને આપી દીધું છે, માટે આ દેશ મૂકીને ચાલો. આપણે હવે તપોવનમાં જઈ રહીએ."

આ તરફ પેલો કવિશેખર પોતાને રાજાએ કાંઈ ન આપ્યું જાણી દિલગીર થયો. અને તે બ્રહ્મસભામાંથી બહાર નીકળવા લાગ્યો. તે વખતે

બુદ્ધિસાગર પ્રધાને તેને રોકતાં પૂછ્યું:—" હે કવિરાજ! રાજાએ તમને શું આપ્યું?"

કવિએ ઉદાસ મને કહ્યું:–" રાજાએ મને કાંઈ પણ આપ્યું નથી."

બુદ્ધિસાગરે કહ્યું:—" તમે રાજાને જે શ્લોકો સંભળાવ્યા તે મને પાછા કહી સંભળાવો."

બુદ્ધિસાગરની ઉમ્હોંશ જોઈ કવિશેખર રાજાને સંભળાવેલા પાંચે શ્લોક તેની આગળ ફરી બોલી ગયો. ચતુર પ્રધાન સમજી ગયો કે રાજાએ એને બધું રાજ્ય આપી દીધું છે, અને તેથી જ અમુંઝાઈ અંતઃપુરમાં સીધાર્યો છે. પછી તેણે એ બ્રાહ્મણને કહ્યું: " હે પંડિતજી! તમને રાજાએ જે કાંઈ આપ્યું હોય તેના લાખ ટકા હું તમને આપું છું. બોલો, તમે તે મને વેચાણ આપો છો?"

પોતાને રાજાએ કાંઈ આપ્યું નથી, છતાં આ પ્રધાન એક લાખ ટકા આપવા માગે છે તેથી આનંદ પામી કવિએ કહ્યું:—" હે પ્રધાનજી! મારે તે કબૂલ છે. રાજાએ મને જે કાંઈ આપ્યું છે તે તમને એક લાખ ટકે હું વેચું છું."

આ સાંભળી, વૃદ્ધ પ્રધાન બુદ્ધિસાગરે તુરત તે બ્રાહ્મણને પોતાના ખજાનામાંથી લાખ ટકા ગણાવી આપ્યા. પોતાને લાખ ટકા ધન મળ્યું તેથી આનન્દ પામીને કવિ ત્યાંથી ચાલ્યો ગયો.

પછી પ્રધાન રાજાની પાસે ગયો, ત્યાં રાજા પોતાનો દેશ છોડી જવાની તૈયારી કરતો હતો, તેને જોઈ પ્રધાને પૂછ્યું:– " હે મહારાજ! આપે ક્યાં જવાની આ તૈયારી કરવા માંડી?"

રાજા બોલ્યો:—" હે પ્રધાનજી! પેલા આજ નવા આવેલા પંડિત કવિશેખરને મેં મારૂં રાજ્ય આપી દીધું છે, તેથી આ દેશ છોડી જવાની તૈયારી હું કરૂં છું."

પ્રધાને કહ્યું:—" હે મહારાજ! હવે તેમ કરવાની જરુર રહી નથી, તે કવિએ એક લાખ ધન લઈ આ રાજ્યનું વેચાણ મને પાછું કર્યું છે.

તેનાં નાણાં મેં મારા ખજાનામાંથી તેને ચુકવી પણ આપ્યાં છે. તે લઇને તે કવિ જતો રહ્યો છે. માટે હવે આપને અત્રેથી જવાની જરૂર રહી નથી."

બુદ્ધિસાગરની આવી બુદ્ધિ જોઈ, રાજા ઘણો આનન્દ પામ્યો, અને તેની ફરી કદર કરી.

---

## વાર્તા ૭૫ મી–નસીબમાં કોદરા તે ક્યાંથી પામે ચોખા?

એક સમયે રાજા **ભોજ** રાત્રે ફરતો ફરતો એક દેવમંદિર સમીપ આવ્યો. ત્યાં એક બ્રાહ્મણી સ્ત્રીને નીચેનો દુહો બોલતો સાંભળીઃ—

**માણુસડા દસદસ દસા સુણિયઈ લોયપસિદ્ધ ।**
**મહ કન્ત હ ઈક્ક જ દસા અવરિ નવોરિહુ લિદ્ધ ॥**

ભાવાર્થ—"માણસ માત્ર દશા દસકે ચઢતી પડતી અનુભવે છે, એ વાત લોકપ્રસિદ્ધ છે; પરંતુ મારા કંથને તો એક જ દશા જન્મારાથી ચાલ્યાં કરે છે. તેણે બીજી–દરિદ્રતા સિવાયની–દશા સ્વપ્નેય દીઠી નથી."

આ દુહો સાંભળી, **ભોજને** તેની ઉપર અતિશય દયા આવી. પરંતુ તે વેળા તો તે મુંગો મુંગો ત્યાંથી ચાલ્યો ગયો. પણ પ્રાતઃકાલે બ્રહ્મસભા મળતાં પેલી સ્ત્રીના પતિને બોલાવી મંગાવ્યો અને સૂચના આપી લાખ લાખ રૂપૈઆનાં બે રત્નો જે બે બીજોરાંમાં તેણે અગાઉથી ઘલાવ્યાં હતાં, તે સાથે બે બીજોરાં તેને અર્પણ કર્યાં.

બ્રાહ્મણ તે સમજ્યો નહીં, અને "રાજાએ આપી આપીને બે જ બીજોરાં આપ્યાં, એણે જો એથી કાંઇ વિશેષ આપ્યું હત તો તેના ભણ્ડારમાં શી ખોટ આવવાની હતી? પણ આખરે લોભી તે લોભી જ." એવો વિચાર કરતો તે બ્રાહ્મણ દેવમંદિરે પોતાની પત્નીની પાસે ન જતાં પરભાર્યો શાકબજારમાં સાધાર્યો અને તે એક કાછીઆને થોડે મૂલ્યે વેચ્યાં.

તે જ વેળા એક ગૃહસ્થ **ભોજ**ની સભામાં જવા માટે શું લઈ જવું તેનો વિચાર કરતો ઉભો હતો તેણે એ બે બીજોરાં સારાં લાગવાથી વેચાતાં લઇ લીધાં અને સભામાં જ લાગલા આવી રાજાને અર્પણ કર્યાં.

**ભોજે** જોતાં વેંત જ તે વર્ત્યાં; અને સહસા તેના મુખથી નીચેના ઉદ્ગાર નીકળ્યાઃ—

**વેલામહલ્લ કલ્લોલ પલ્લિદં જઈ વિ ગિરિનઈ પત્તં ।**
**અણુસરઈ મગ્ગલગ્ગં પુણોવિ રયણાય રે રયણં ॥**

ભાવાર્થ—સમુદ્રમાં રહેલું રત્ન ભરતીનાં મોજાંથી ઉછળી પડી અથડાતું અથડાતું કદાચિત્ પર્વતમાં રહેલી નદીને પામે છે, પરન્તુ તેવાં જ ભરતીનાં મોજાંના ઉછાળાથી પાછું કૂટાતું કૂટાતું રત્નાગરમાં આવે છે. માટે ભાગ્ય એ મોટી વાત છે.

કારણ કે—

**प्रीणिताशेषविश्वासु वर्षास्वपि पयोलवम् ।**
**नाप्नुयाच्चातको नूनमलभ्यं लभ्यते कुतः ॥**

ભાવાર્થ—અખિલ જગતને તૃપ્તિ પમાડનાર મેઘ વર્ષા ઋતુમાં ઘણો વરસે છતાં સંચિત ન હોય તો ચાતકના મુખમાં તેનું એક બિંદુમાત્ર ન જાય. એ તો જેને ન મળવાનું હોય તે ક્યાંથી મળે ? ”

**ભોજે** પછી પેલા દરિદ્રી બ્રાહ્મણને બોલાવી તેના દેખતાં જ પેલાં બીજોરાં ખોલાવ્યાં, અને તેમાં ઘાલેલાં રત્નો દેખાડ્યાં, અને પછી તેને તે સમર્પણ કર્યાં. પેલો બ્રાહ્મણ પણ અતિ આનંદ પામતો સ્વગૃહે ગયો.

---

## વાર્તા ૭૯ મી–મારૂં દારિદ્રય બાળ.

વિવેકશર્મા નામે બ્રાહ્મણ અતિ ગરીબ હતો. તે થોડી ઘણી વિદ્યા ભણ્યો હતો. તે બિચારો પોતાના ગુજરાન માટે અત્યન્ત મહેનત કરતો હતો. છતાં મહા મુશ્કેલીએ માંડ માંડ જીવનગારો ચલાવી શકતો. તેથી કંટાળી જઈ, તેણે ધારાનગરમાં ભોજરાજાની પાસે આવવાનો વિચાર કર્યો. પણ રાજાની પાસે જવું એટલે કાંઈ પણ ભેટ તો લઈ જ જવી જોઇએ, એવો તેને વિચાર સૂઝયો. કારણ રાજમંદિર, દેવમંદિર વગેરે ઠેકાણે જતાં કાંઇ પણ ભેટ લીધા વિના ન જવું, એવો યોગ્ય શાસ્ત્રવિધિ છે. તે વિષે કહેલું છે કે—

**रिक्तपाणीर्न पश्येत राजानं देवतां गुरुं ।**
**दैवज्ञं भिषजं मित्रं फलेन फलमादिशेत् ॥ १ ॥**

ભાવાર્થ—“ ખાલી હાથે, એટલે કાંઈ પણ ભેટ લીધા વગર રાજા, દેવમંદિર, ગુરૂ, જોશી, વૈદ્ય અને મિત્રને ત્યાં જવું નહિ. પરન્તુ ફ્લની ભેટ દ્વારા સામું ફ્લ માગવું; અર્થાત રાજા પાસેથી બક્ષીસ, વૈદ્ય પાસેથી દવા, જોશી પાસેથી ભવિષ્ય કથનરૂપી ફલ ફલ–ભેટ આપીને મેળવવું.

આથી રાજાની પાસે કાંઇ પણ ભેટ તો લઇ જ જવી જોઇએ, એવો તેણે મન સાથે ઠરાવ કર્યો. પણ ભેટ શી લઈ જવી ? પોતે અતિશય ગરીબ હતો. તે બે પૈસા ખરચી શકે તેવો પણ ન હતો. સુદામાના તાંદુલ જેમ શ્રીકૃષ્ણે હોંસથી ખાધા હતા તેમ શું હાલના સંસારમાં રચ્યા પચ્યા રહેલા રાજા કાંઈ ખાવાની ચીજોથી પ્રસન્ન થવાના હતા ? પણ ત્યારે તે મારે બીજી શી ચીજ લઇ જવી ?

તેને આમ થોડી વાર વિચાર કરતાં કોઈ ચીજ એવી ન દેખાઈ કે, જેથી રાજા પ્રસન્ન થાય. આખરે જ્યારે કાંઈ ચીજ ન મળી ત્યારે તે ખાવાની જ ચીજ લઇ જવા તૈયાર થયો. પોતાના ગામમાં શેરડી સારી થતી હતી. તેના બે ચાર કટકા પોતે માગી લાવ્યો અને તે પોતાના જૂના પુરાણા ધોતીઆને છેડે બાંધી, ધારાનગર તરફ ચાલ્યો, અને બીજે દિવસે ધારાનગર આવી પહોંચ્યો.

તે પાધરો બ્રહ્મસભા આગળ આવ્યો. તે દિવસે કોઇક કારણથી સભા ભરાવાને વાર હતી, અને રસ્તાનો તે થાકેલો આવ્યો હતો, તેથી તેને ઉંઘ આવતી હતી. એટલે જ્યાં બીજા માણસો પણ સભા ભરાવાની રાહ જોઇ બેઠા હતા ત્યાં જઈને પોતે બેઠો, પણ ત્યાં તેને ઉંઘ આવવા લાગી. તેથી પોતાની પાસે બેઠેલા માણસોને તેણે કહ્યું:—" ભાઈઓ ! હું અત્રે જરા સુઈ જાઉં છું. સભા ભરાય ત્યારે કૃપા કરી મને જગાડજો."

આમ કહી, શેરડીના કટકાવાળું પેલું પોટલું માથા નીચે મૂકી તે સુઇ ગયો. તે બાપડો નચિંતાઇથી ઉંઘી ગયો, એટલે ત્યાં એકઠા થયલા માણસોએ તેની ગમ્મત કરવા વિચાર કર્યો. તેના માથા નીચેનું પોટલું ધીમેશથી તેમણે ખેંચી લીધું અને તેમાંથી શેરડીના કટકા કાઢી લઈ, બાવળના લાકડાના કટકા બાંધી દીધા અને પાછું એ ઠેકાણે મૂકી દીધું. બિચારો બ્રાહ્મણ ઉંઘના ઘેનમાં બીલકુલ ચેત્યો જ નહીં.

થોડી વાર થઈ અને કચેરી ભરાઇ, એટલે પેલા લોકોએ તે બ્રાહ્મણને જાગૃત કર્યો. તે બિચારો ગભરાઇને સફાળો બેઠો થયો અને પેલું પોટકું જોયા વગર જ બગલમાં મારી, હાંફળોફાંફળો સભામાં સોંસરો પેઠો.

પછી યોગ્ય તક આવતાં ભર સભા વચ્ચે બધાના દેખતાં જ પેલું પોટલું છોડી, વિના ભયે શેરડીના જ કટકા છે એમ સમજી, પેલા લાકડાના કટકા રાજાની આગળ મૂકયા. અને પોતે શું મૂકે છે તે ઉપર ધ્યાન જ ન આપ્યું.

પરંતુ આ પાસ તો બાળવાનાં લાકડાનાં કટકા જોઇ આખી સભા આશ્ચર્ય પામી. રાજા ભોજ પોતાની સામે લાકડાનાં કટકા મૂકાયલા જોઇ ગુસ્સે થઇ ગયો. તે શું કરવું તેના વિચારમાં હતો. બ્રાહ્મણ પણ શેરડીને બદલે લાકડાના કટકા નીકળ્યા જોઈ ગભરાઈ જ ગયો.

રાજાના મનનો વિચાર તથા બ્રાહ્મણનો આવો ગભરાટ જોઇ, કાલિદાસ બ્રાહ્મણની વાહારે તત્પરતાથી ધાયો. અને સમયસૂચકતા વાપરી ઉભો થઇને બોલ્યો:–

"હે મહારાજ ! આ ગરીબ બ્રાહ્મણે આપની પાસે આ લાકડાના કટકા મૂકી એક સમસ્યા કહી છે, તેણે કંઈ આપની મશ્કરી કરી નથી. તેની એ સમસ્યા આ પ્રમાણે છેઃ—

**दग्धं खांडवमर्जुनेन हि वृथा कल्पद्रुमैर्भूषितं ।**
**दग्धा वायुसुतेन हेमनगरी लंकापुरी स्वर्णभूः ॥**
**दग्धो लोकसुखो हरेण मदनो किं तेन युक्तं कृतं ।**
**दारिद्र्यं जनतापकारकमिदं केनापि दग्धं न हि ॥ १ ॥**

ભાવાર્થ—"હે રાજન્ ! જે મોટી મોટી વસ્તુઓ મોટા ગણાતા પુરૂષોએ બાળી છે, તે લોકને આનંદ આપનારી હોવાથી તેમણે એમાં કાંઈ મોટાઈનું કે જનકલ્યાણનું કાર્ય કર્યું નથી. આપ જ જુઓને કે પેલા અર્જુને બળાવી બળાવીને લોકની ઇચ્છા પૂરી પાડનારાં કલ્પવૃક્ષોથી શોભાયમાન એવું જે ખાંડવ વન તેને અગ્નિને આપી દઈને બાળી નંખાવ્યું ! અર્થાત્ લોકોપકારનું એટલુંયે સાધન વણસાડાવ્યું ! ( તેમ જ ) રાવણને વસવાની અને લક્ષ્મીના નિવાસરૂપ સુવર્ણમય લંકા વાયુસુત હનુમાને બાળી નાંખી; ( વળી ) બધા લોકને સુખ આપનાર જે કામદેવ તેને હર–શંકર, મહાદેવજીએ બાળી નાંખ્યો ! પણ તેથી શું કાંઈ લોકોના સુખની વાત થઈ ? નહિ જ, ઉલટું લોકનાં સુખનાં સાધનોનો વિનાશ કર્યો. પરંતુ તેમણે જે બાળવું જોઇતું હતું તે તો તેઓ બાળી જ શકયા નથી. ખરી રીતે તો લોકોને દુઃખ આપનાર દરિદ્રતાને બાળવી જોઈતી હતી, પણ તેને તો કોઈએ પણ બાળી નાંખી જ નથી.

"માટે હે મહારાજ ! આ, બ્રાહ્મણનું કહેવું એવું છે કે, આ લાકડાન કટકાથી મારૂં દારિદ્રય આપ બાળી નાંખો."

રાજા આ સાંભળી, આનન્દ પામ્યો. તેના મનનો ક્રોધરૂપી તાપ શમી ગયો. પછી તેણે પેલા બ્રાહ્મણને દશ હજાર મોહોર આપી ખુશી કર્યો તે લઈ બ્રાહ્મણ ગભરાતો ચારે પાસ જોવા લાગ્યો. એટલે રાજાએ આશ્ચર્ય પામી તેને તેમ જોવાનું કારણ પૂછ્યું. તેનો બ્રાહ્મણે જવાબ આપ્યોઃ—

"હે મહારાજ! આપે મને આ દ્રવ્ય આપ્યું તો ખરું પણ તેથી મેં પાછળ ફરીને જોયું કે, ઘણાં વર્ષથી જે દરિદ્રતા મારી પાછળ લાગી હતી તે હજી છે કે ગઈ?"

બ્રાહ્મણનું આવું ભોળપણ જોઇને આખી સભા હસી પડી. પછી પેલો બ્રાહ્મણ ત્યાંથી રવાના થયો.

---

## વાર્તા ૭૭ મી--દિગંબર કુલચંદ્ર યતિ અને ભોજની પુત્રી.

એક દિવસ રાજા **ભોજ** સંધ્યાકાલનું નિત્યકર્મ પરવારી, નગરમાં ફરવા નિકળ્યો હતો. તે વેળા એક દિગંબર યતિ ટેલીયા બ્રાહ્મણની પેઠે નીચેની ગાથા બોલતો બોલતો નગરમાં ફરતો સંભળાયોઃ—

**એઉ જમ્મુ નગ્ગુહ ગિઉ ભડસિરિ ખગ્ગુ ન ભગ્ગુ ।**
**તિક્ખાં તુરિયાં ન માણિયાં ગોરી ગલિ ન લગ્ગુ ॥**

ભાવાર્થ–"અતિશય ભડ શૂરવીરપણાની શોભા રૂપી ખડ્ગ (તરવાર) ધારણ કરતાં, અને દિગંબર થઈ ભ્રમણ કરવામાં મેં મારો આ જન્મારો આખોએ વિતાવ્યો. પણ તરૂણીઓનાં તીખાં–તીણાં કટાક્ષો માણ્યાં નહીં, અર્થાત્ સુખનાં ઉપકરણો સાથે સ્ત્રીસુખ માણ્યું નહીં. કારણ નાનપણથી વાંઢા જોગટાઓની સંગત થવાથી હું દિગંબર યતિ બન્યો અને કોઈ દિવસ સુકોમલ સુન્દરીના કંઠમાં હાથ નાંખી આનન્દ મેળવ્યો નહીં; આમ મારો જન્મારો એળે ગયો છે."

**ભોજે** એ દિગંબરને તેની, શૂરવીરને યોગ્ય સામર્થ્યની ગર્વોક્તિ-ભરી, આવી ગાથા સાંભળી, પાસે બોલાવ્યો અને પ્રશ્ન કર્યોઃ—

"હે દિગંબર ! તારું નામ શું ? અને તારું સામર્થ્ય કેટલું છે ? તું ક્યાંથી આવું છું ? અને તારી શી ઇચ્છા છે ?"

એટલે પેલો ચતુર દિગંબર બોલ્યોઃ–"મારું નામ કુલચન્દ્ર યતિ છે. હું દક્ષિણ દેશથી આવું છું. ત્યાંના નગુણા રાજા તૈલિપ દેવે મારી વિનતિ ન સ્વીકારી. તેથી તેની ઉપર મને રોષ ચઢ્યો છે. મારું ધાર્યું થાય તો હું તેને મૂળથી ઉચ્છેદી નાંખું. હે રાજન્! તેનો તું શત્રુ અને પ્રતિસ્પર્ધિ, તેમ શૂરવીર અને સાધનસંપન્ન છું. વળી મેં તારું મોટું નામ તથા મોટું દિલ સાંભળ્યું છે, તેથી તેની ઉપરનો મારો વૈરાગ્નિ શમાવવા અહીં ધારાનગર આવ્યો છું. તારે મારું સામર્થ્ય સાંભળવું છે? ભલે ત્યારે સાંભળઃ—

**देव दीपोत्सवे जाते प्रवृत्ते दन्तिनां मदे ।**
**एकच्छत्रं करोम्येव सगौडं दक्षिणापथम् ॥**

ભાવાર્થ–"હે દેવ! મારું એવું અતુલ સામર્થ્ય છે કે, હાથીના કુંભસ્થળમાંથી ઝરતો મદ જે સમયે માયો સમાતો નથી અને ઉભરાઈ જાય છે એવો દીપોત્સવીનો સમય આવી પહોંચે તે અગાઉ જ હું ગૌડ બંગાળા તેમ જ દક્ષિણના પ્રદેશને એક રાજાના એકછત્ર હેઠળ–એકચક્રવે આણી શકું, અને એ રાજાને છત્રપતિ–ચક્રવર્તી બનાવી શકું એમ છું."

'તેનું આવું ગર્વભર્યું પરાક્રમ સાંભળી, ભોજરાજા તો દિગ્મૂઢ જ થયો. એ સમયે તેને દૂતોએ આવી સમાચાર કહ્યા કે, ગુજરાતનો રાજા ભોળો ભીમદેવ સિંધુલ દેશના રાજાને જિતવા સિંધ ગયો છે, તેથી ગુજરાત જિતવાનો આ ખરો મોકો છે. આ સાંભળતાં જ ભોજને વિચાર સ્ફુર્યો કે, આ કુલચન્દ્ર યતિની પોતાના સામર્થ્યની ગર્વોક્તિ નાણવાની યોગ્ય તક મળી છે, માટે તેને ગુજરાત જિતવા મોકલું.

આ વિચારથી તેણે કુલચંદ્રને એ કાર્ય ઉપાડી લેવા વિનતિ કરી, અને તેણે એ કબુલ કીધું.

એટલે તરત જ ભોજે પોતાના રાજ્યમાં પડો વજડાવ્યો, સર્વ સામંતાદિને સૈન્યની ઘટતી તૈયારી કરવા લખોટાઓ દેશાવર મોકલ્યા. અને સર્વ સામગ્રીઓ તૈયાર થતાં, દિગંબર કુલચંદ્રને સેનાપતિપદ આપી ગુજરાત મોકલ્યો. તે વેળા ભોજે તેને કહ્યુંઃ—

**નવ જલ ભરીયા મગ્ગડા ગયણિ ધડક્કઈ મેહુ ।**
**ઈત્થન્તરિ આવિસિઈ તઉ જાણીસીઇ નેહુ ॥**

ભાવાર્થ–"રસ્તાઓ નવા ( વર્ષાદના ) જલથી ભરાય, અને ગગનમાં મેઘ ગાજી ઉઠે, તે દરમ્યાન જો તું જિત મેળવી પાછો ધારાનગર આવીશ તો તારો સ્નેહ ખરો સમજાશે."

આ સંદેશાથી પ્રફુલ્લ થઇ ફુલ્લચંદ્ર યતિએ સઘળા સૈન્ય સાથે દડમજલ કરી, ગુજરાતનું પ્રતિગ્રહ અને રક્ષક સૈન્ય તેને અટકાવવાને કંઈ કરી શકે તે અગાઉ અચાનક, પણ ઘણો જ સજ્જડ છાપો પાટનગર અણહિલપુર પાટણ ઉપર માર્યો. અને થોડા કાલમાં પાટનગરને તોડીફોડી, છિન્નભિન્ન કીધું; મહેલ અને બજારો લુંટયાં; ગુર્જર દેશનું ચલણ બન્ધ કરાવ્યું અને મુખ્ય નગરદ્વારના પાયામાં ઉલટી સમજથી માળવાનું નાણું ( કપર્દિકા કોડી ) દટાવ્યું. એ દિવસથી એવી ખ્યાતિ સમસ્ત ગુજરાતમાં પ્રસરી ગઈ કે ફુલ્લચન્દ્ર યતિએ અણહિલપુર નગર ભાગ્યું.

પછી ફુલ્લચંદ્રે ભોળા ભીમદેવના પ્રધાન સાથે તહનામું કર્યું અને માળવે પાછો આવ્યો. ત્યાં ભોજે વિજયોત્સવનો દરબાર ભર્યો અને તે મધ્યે ફુલ્લચંદ્રે પૂરી ફુલાશથી ગુજરાત જિત્યાની હકીગત સંભળાવી, ગુજરાતનું નાણું બન્ધ કરાવી, માળવાનું નાણું દાટયાની વાત કહી.

એ સાંભળતાં જ ભોજ તેની ઉપર ઘણે જ ગુસ્સે ભરાયો અને તડુકો કરી બોલ્યો:—

" હે ફુલ્લચન્દ્ર ! તું યતિ તે યતિ જ રહ્યો. તું કમઅકલી છે. કાંઈ યતિ–જોગટો તે મુસદ્દીગીરી જાણે ! તેં માળવાનાં કોડાં ત્યાં વાવી અપશકુન કર્યા. અરેરે ! તેં ઉલટું કીધું. ત્યાં તેં અંગારા કેમ ન દાટયા ! તારે ગુજરાતનું નાણું ખંડણી પેટે ભોળો ભીમદેવ આપણા દરબારમાં પાઠવે, એવી ઘટતી ગોઠવણ કરવી જોઇતી હતી. હવે તો તારા આ અપશકુનિયાળ કામથી માળવાનું નાણું ત્યાં ઘસડાઇને જશે. "

( ઇતિહાસ જોતાં એમ જ થયું છે. **ભોજ** મરણ પામ્યા પછી **ગુજ**રાતના **પ્રતિનિધિ** નાગર **ડામર—દામો**દરના તહથી **માળવાનાં** દેવાલયોની સમૃદ્ધિ ગુજરાતમાં ગઈ અને **સિદ્ધરાજે** યશોવર્મા તથા **નરવર્માને** હરાવી **માળવાની** ઋદ્ધિસિદ્ધિ લુંટી હતી. )

પછી **ભોજે** દરબાર બરખાસ્ત કીધો.

તે પછી **કુલચન્દ્ર** યતિ **ભોજના** રાજભુવનમાં પૂરતા માનમરતબા સાથે રહેવા લાગ્યો. તેઓ બંને વિવિધ આનન્દવિનોદ માહાણતા હતા. એક દિવસે શરદ પૂર્ણિમાની રાત્રિએ **ભોજ** અને કુલચન્દ્ર મહેલની અગાસીમાં બેઠા હતા, તેવામાં **ધારાધિપતિ ભોજે** ચન્દ્રના સામું જોઇ નીચેનું પૂર્વાર્ધ ઉચ્ચાર્યુંઃ—

**येषां वल्लभया सह क्षणमिव क्षिप्रं क्षपा क्षीयते**
**तेषां शीतकरः शशी विरहिणामुल्केव संतापकृत् ।**

ભાવાર્થ—"જે પુરૂષો પોતાની વલ્લભા—પ્રાણપ્રિયા સાથે રાત્રિને એક ક્ષણ હોય તેમ આનન્દમાં વિતાવે છે, તેમને ચન્દ્ર શીતળ છાંય આપી શાંતિ કરે છે, પરન્તુ જેઓ (ચકોર પક્ષી) પોતાની પત્નીનો વિરહ વેઠે છે, તેમને તો તે જાણે ઉલ્કા( અગ્નિનાં આકાશમાંથી વરસતાં ઉંબાડીયાં )નો દાહ હોય તેમ સંતાપ કરનારો નીવડે છે.

એટલે આ શ્લોકનું ઉત્તરાર્ધ પૂરૂં કરતાં, પોતાની એકલી અટૂલી સ્થિતિનું ભાન કરાવતો રસિક યતિ કુલચન્દ્ર બોલ્યોઃ—

**अस्माकं तु न वल्लभा न विरहस्तेनोभयभ्रंशिना-**
**मिन्दु राजति दर्पणाकृतिरसौ नोष्णो न वा शीतलः ॥**

ભાવાર્થ—" પરન્તુ હે નરેન્દ્ર ! અમારે યતિઓને તો કોઈ વલ્લભા—પ્રિયતમા નથી, તેમ તેનો વિરહ પણ સહેવાનો નથી, તેથી અમારા જેવા સંયોગવિયોગથી ભ્રષ્ટ થયલા યતિઓને તો આ ચન્દ્રમા જાણે દર્પણમાં તેની આકૃતિ પ્રતિબિંબિત થઈ હોય તેવો જ જણાય છે. તે અમને ઉષ્ણ—ઉનો લાગતો નથી તેમ શીતલ—શીળોયે લાગતો નથી."

**ભોજ** યતિ **ફુલચન્દ્રનો** અભિપ્રાય સમજ્યો અને તેને લાગ્યું કે, જેણે પૂર્વાવસ્થામાં ગૃહસ્થાશ્રમનાં સુખ માહાણી ઇન્દ્રિયોને પરિતૃપ્ત કીધી નથી, તેણે પરમ પદ પામવાની ઇચ્છાથી કદિ પણ યોગસાધન સાધવા આબાલબ્રહ્મચર્ય સ્વીકારવું નહીં! અને છતાં જો તે વિના ગૃહસ્થાશ્રમે સંન્યસ્ત કે યતિત્વ અંગિકાર કરે છે તો તેની ઇન્દ્રિયસુખની લાલસા મટી નહીં ગયાથી તે હેઠો પડે છે અને ઉલટી અવનતિ પામે છે.

પછી **ભોજે ફુલચન્દ્રની** ઇચ્છા સમજીને તેનો એક સુન્દર વારાંગના સાથે મેળ કરી આપ્યો. અને તેના દરબારમાં તે સુખચેનથી રહેવા લાગ્યો.

કેટલાક કહે છે કે **ભોજરાજાની** એક અતિ રુપસંપન્ન રાજકુંવરી સાથે **ફુલચન્દ્રને** સ્નેહ બન્ધાયો અને તેઓએ ગાંધર્વલગ્ન **ભોજથી** છાનાં કર્યાં હતાં; અને તે વાત પોતાને કાને આવતાં, “કણકમાં પાણી પડયું તે નહીં પડયું નહીં થાય,” એમ સમજી ઇશ્વરેચ્છાને પ્રધાન ગણી, પોતાની પુત્રી તેને આપી, અને તેના શૌર્યકાર્યના બદલામાં દરબારમાં રહેવા દીધો.

---

## વાર્તા ૭૮ મી—શંકર કવિનું પ્રાસંગિક ચાતુર્ય.

**ભોજરાજા** શ્રી **જગન્નાથજીની** યાત્રા કરી આવ્યા પછી ત્યાંની મૂર્તિઓ જેવી, શ્રીકૃષ્ણ, **સુભદ્રા** અને **બલરામ** એ ત્રણની મૂર્તિઓ દેવસેવામાં રાખતો હતો. એક દિવસ પૂજન કરતાં હાથમાંથી **બલરામની** મૂર્તિ છટકી અને હેઠી પડી. આને અપશકુન ગણી હવે શુંનું શું યે અનિષ્ટ થશે, એવા વહેમથી તે મોટી ચિંતામાં પડ્યો. તેને એવો વિચાર આવ્યો કે, “હસ્તિનાપુરને હલના અગ્ર ભાગથી ઉંધું વાળવા તૈયાર થયલા **બલરામ** શું કોપાયમાન થઈને મારા **ધારાનગરને** ઉંધું તો નહીં વાળે?” અગર પોતાના શિષ્ય **દુર્યોધનને** અયોગ્ય રીતે હણવાથી જેમ **ભીમને** ઉખેડવા તત્પર થયા હતા, તેમ મારું નિકંદન કાઢવા ઉદ્યુક્ત તો નહીં થાય?

આવો વિચાર આવતાં તેણે **બલભદ્રની** શાન્તિને અર્થે કોઈ ધર્મ-કૃત્ય કરવાની અને ઉચિત પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવાની ઉત્કટ આતુરતાથી

પંડિતોની સભા બોલાવી; અને ધર્મશાસ્ત્રો શોધાવ્યાં. પરન્તુ તેમાંથી યોગ્ય સમાધાન ન જડયું. ભોજે પોતે કોઈ સમાધાન ન જડે ત્યાં સુધી ભોજન નહીં લેવાની બાધા લીધી. એટલે બિચારા આશ્રિત પંડિતોને પણ ભૂખ્યા રહેવું પડયું. અને નગરમાં ચારે કોર આ સંકટની વાત પ્રસરી ગઈ.

એટલામાં સૌરાષ્ટ્ર દેશથી એક જડસા જેવો જણાતો શંકર નામનો પંડિત ધારાનગરમાં ધસ્યો ધસ્યો પેઠો. તેવામાં સામે માલણ મળી. તેને ભોજ પાસે જવાનો ઉપાય પૂછતાં તેણે બલભદ્રની મૂર્તિ રાજાના હાથમાંથી પડ્યાથી તેના પ્રાયશ્ચિત્તના શોધનમાં સર્વ પંડિતો રોકાયા હોવાનું કહ્યું. આમ અનાયાસે પ્રસિદ્ધિનો લાગ આવ્યાથી, શંકર કવિ પહેલાં બજારમાં ગયો. ત્યાંથી તેણે એકાદું પુસ્તક મેળવી, લુગડે વિંટાળી બગલમાં મારી લીધું; અને બ્રહ્મસભામાં લાગલો જ ગયો.

ત્યાં રાજાએ હર્ષભેર નવા આવેલા શંકર કવિને પ્રશ્ન કર્યો:—"હે મહારાજ ! મારી શંકાનું નિવારણ આપ કરી શકશો ?"

શંકર:—"હે રાજન્ ! ઘણી જ ખુશીની સાથે. શંકા નિવારવી, એ તો અમારૂં પંડિતોનું નિત્યનું કામ છે. અને એટલા માટે તો હું આ અલભ્ય પુસ્તક બગલમાં જ મારીને જ્યાં ત્યાં ફરૂં છું. એમાં સઘળી બાબતોના ખુલાસા છે. માટે આપને જે પૂછવું હોય તે બેલાશક પૂછો અને આપની મુંઝવણ ટળાવો."

ભોજ:—"આપના પુસ્તકનું નામ શું !"

શંકર:—"એ કંટકમર્દન નામનું ધર્મશાસ્ત્ર છે. એમાં સઘળી શંકાઓનાં નિરસન છે."

આ એક નવા ધર્મશાસ્ત્રનું નામ સાંભળી, આશ્ચર્યપૂર્વક ભોજ બોલ્યો:—"હે દ્વિજ ! આજે પૂજા કરતાં મારા હાથમાંથી બલભદ્રજીની મૂર્તિ સરી પડી છે. તેથી મારૂં મન દગદગે છે કે રખેને કાંઇ ઉત્પાત તો નહીં થાય. માટે એનું કોઇ સમાધાન શોધી આપો."

શંકર કવિએ તરત જ પુસ્તકનાં પાનાં ફેરવ્યાં અને કાંઇ વાંચતો હોય તેવો દેખાવ કર્યો. પછી તેણે તે બન્ધ કરી, મોટા આલાપ સાથે નીચેનો એક શ્લોક ઉચ્ચાર્યો:—

**औत्पातिकं तदिह देव विचारणीयम्**
**नारायणो यदि पतेदथवा सुभद्रा ।**
**कादम्बरीमदविघूर्णितलोचनस्य**
**युक्तं हि लाङ्गलपतेः पतनं पृथिव्याम् ॥**

ભાવાર્થ—જો **નારાયણ** અથવા તો **સુભદ્રા**ની મૂર્તિ હાથમાંથી સરી પડે તો હે દેવ ! ઉત્પાત અવશ્ય થાય, અને તેના નિવારણનો વિચાર કરવો, એ અવશ્ય યોગ્ય છે. પરન્તુ કાદમ્બરી નામની ભારે આકરી મદિરાનું પાન કરવાથી જેનાં લોચન ઘૂમાયલાં છે એવા, લાંગલ–હલને ધારણ કરનારા **બલરામ**ની મૂર્તિ પૃથ્વી ઉપર પડે તો તે યુકત છે, અર્થાત્ દોષપાત્ર નથી; મદ્ય પીનારા પૃથ્વીને ભેટે ત્યારે જ તેને નિરાંત વળે, ત્યારે જ તેનો નિશો ઉતરે, માટે આ જે થયું છે તે યોગ્ય જ થયું છે; એમાં વહેમ ધરવા જેવું કે ઉત્પાતની ચિંતા રાખવા જેવું કાંઈ જ નથી.

**શંકર**ના આવા સમાધાનથી **ભોજ**નો ઉત્પાતનો વહેમ ટળ્યો, અને **શંકર**ને યોગ્ય દાન દીધું.

પછી સઘળા પંડિતોને વિદાય કરી, પોતે ભોજનગૃહમાં ગયો અને નિત્ય વ્યવહારમાં નિમગ્ન થયો.

---

## વાર્તા ૭૯ મી—શાથી શું નાશ થયું જાણવું ?

એક દિવસ પ્રાતઃકાલે **ભોજ**રાજાનો પઢાવેલો પોપટ ઓચિંતો **नष्टम्** એમ બોલ્યો. તે ઉપરથી **ભોજ**ને તે વિષયે પંડીતો પાસે એક સમસ્યાપૂર્તિ કરાવવાની ઉત્કટ ઇચ્છા થઈ. યોગ્ય સમયે બ્રહ્મસભા ભરાતાં સર્વ પંડિતો આવ્યા. એટલે नष्टम् ઉપર સમસ્યાપૂર્તિ કરવાનું નિમન્ત્રણ પંડિતોને કર્યું. તેઓ **ભોજ**ના મનનો અભિપ્રાય સમજ્યા નહીં, એટલે કેવા આશયવાળી સમસ્યાપૂર્તિ કરવી તેના વિચારમાં ગુંચવાયા.

તેમનો ગુંચવારો જોઈ, પ્રકાશમાં આવવાનો યોગ્ય સંધિ મળતાં ગુજરાતી પંડિત **વામદેવ** હતો તે બોલી ઉઠ્યોઃ—

**कुभोज्येन दिनं नष्टम् कुकलत्रेण यौवनम् ।**
**कुपुत्रेण कुलं नष्टम् तन्नष्टं यन्न दीयते ॥**

ભાવાર્થ—"નઠારૂં ભોજન મળે ત્યારે દિવસનો નાશ થયો-અર્થાત્ દિવસ ખરાબ ગયો જાણવો, તેમ કુભારજા મળે ત્યારે યુવાવસ્થા ખરાબ થઇ સમજવી, કુપાત્ર પુત્ર નીવડે ત્યારે કુલ કલંકિત થયું જાણવું અને જે વસ્તુ દાનમાં અપાઇ નથી તે સઘળી નાશ પામી-એળે ગઇ જાણવી; કારણ સત્પાત્રને અપાયલું દાન અવિનાશી છે, જ્યારે બીજું બધું નાશવંત છેઃ—

"વળી હે રાજન્! અમારા ગુજરાતના લોકમાં આ એક કહેતી પ્રચલિત છેઃ—

"દાળ બગડી તેનો દિવસ બગડ્યો; અથાણું બગડયું તેનું વર્ષ બગડયું; બાયડી બગડી તેનો ભવ બગડ્યો અને પુત્ર કપુત થયો તેનું કુલ બગડયું!"

ભોજ રાજા પોતાના અભિપ્રાયને મળતો જ વામદેવનો ઉત્તર મળતાં ઘણો ખુશી થયો અને તેને એક લાખ મોહોરનું દાન દીધું.

---

## વાર્તા ૮૦ મી-વરરૂચિનું દારિદ્રયખંડન.

એક વખતે ધારાનગરના એક સુપ્રસિદ્ધ શિવાલયની ધર્મશાળામાં કનોજથી આવેલો વરરૂચિ નામનો એક મહાપંડિત તેની પત્ની સાથે ઉતર્યો હતો. થોડાક દિવસ તો તેણે આકાશવૃત્તિ ઉપર કાઢયા, પરંતુ તે નભ્યું નહી, અને અન્નના સાંસા પડતાં એક દિવસે યાચના કરવા શહેરમાં ગયો. તે આખાયે શહેરમાં ભટકયો, પરન્તુ નવરાત્રિના દિન હોવાથી સ્ત્રીવર્ગનું દેવીનાં મંદિરોમાં દર્શન અર્થે જવાનું થયાથી તેમ જ પુરૂષવર્ગનું હૃદય દાન દેવાને સામાન્ય રીતે આતુર હોતું નથી તેથી, તેને કાંઈ પણ માધુકરી મળી નહીં. એથી સંતાપ પામતો ઠાલી હાથે જ ઘેર આવ્યો. એટલે તેની પત્નીએ તેના મનનું સાંત્વન કરતાં કહ્યુંઃ—

ભાવાર્થ–'હે નાથ! તમે સમજુ અને વિદ્વાન છો, છતાં શું એ વિસરી ગયા છો કે આયુષ્ય, કર્મ, વિત્ત, વિદ્યા અને મૃત્યુ, એ પાંચે મનુષ્ય જ્યારથી ગર્ભમાં આવે છે ત્યારથી જ તેને માટે નિર્માણ થઇ ચૂકેલાં હોય છે; તેને નિવારવાને કોણ સમર્થ છે ?'

"ચિત્રગુપ્તે જે સુખદુઃખ આપણાં લલાટ વિષે લખેલાં છે, તેનું ઉલ્લંઘન કરવાને અથવા તો તેના લેખમાંના એક પણ અક્ષરમાં ફેરફાર કરવાને દેવો પણ સમર્થ નથી, તો મનુષ્ય તે કોણ માત્ર છે?

"વળી હે નાથ ! શાસ્ત્રનું આ વચન શું તમને અજાણ્યું છે?

**येन यत्रैव भोक्तव्यं सुखं वा दुःखमेव वा ।**
**स तत्र च बध्वा वा बलाद्दैवेन नीयते ॥**

ભાવાર્થ—"જે પ્રાણી જે જગ્યા ઉપર સુખ અથવા તો દુઃખ ભોગવવાનું છે, તેને તે જગ્યા ઉપર જ દૈવ જાણે તેને દોરડી બાંધીને લઇ જતું હોય એમ પરાણે લઈ જાય છે.

"હે નાથ! શું તમે એ જાણતા નથી કે શ્રીમાન્ જગદ્ગુરુ **શંકરાચાર્ય**, શ્રી **કાશીક્ષેત્રમાં મણિકર્ણિકાને** કાંઠે હતા છતાં મર્ણવેળા અપવિત્ર **ગાધાક્ષેત્રમાં** પહોંચ્યા !

"માટે હે નાથ ! તમારે મિથ્યા ચિંતા કરવી યોગ્ય નથી. જો કર્મના બન્ધનને છોડી શકાતું હોત તો **નળરાજા**, યુધિષ્ઠિર અને **રામચન્દ્ર** દુઃખોમાં લેપાઈ રહેત જ નહીં ! માટે તમારે પ્રાપ્ત સ્થિતિથી સંતોષ માનવો ઘટે છે."

એટલે વરરુચિ બોલ્યોઃ—"હે ગૃહિણી ! તારૂં કહેવું ખરૂં છે, પરંતુ મેં આટઆટલી વિદ્યા સંપાદન કરી, છતાં તેની કદર કરનાર કોઇ રાજા કે શ્રીમંત પણ મળ્યો નહીં, અને કર્મે ભીખ માગવી રહી, એથી જ મનો આટલો સંતાપ થાય છે. એ સત્ય છે કે:—

**अपुत्रस्य गृहं शून्यं शून्यं बन्धुहीनस्य च ।**
**मूर्खस्य च दिशः शून्याः सर्वशून्या दरिद्रता ॥**

ભાવાર્થ–"જેના ઘરમાં પુત્ર નથી, તેનું ઘર શૂન્યકાર છે; તેમ જ જેને કોઈ બન્ધુ નથી તેનું ઘર પણ શૂન્ય છે; તે જ પ્રમાણે મૂર્ખને સર્વ દિશા શૂન્ય છે; પરન્તુ તે સર્વેમાં દરિદ્રીની સ્થિતિ વિશેષ સન્તાપજનક છે. કારણ કે તેને તો સઘળુયે શૂન્ય છે. તેનામાં ગમે તેટલા ગુણ હશે, ગમે તેટલું જ્ઞાન હશે, પરન્તુ તેને તો કોઇ તરફથી માન મળનાર નથી.

"વળી તું શું એ જાણુતી નથી કે, જેમ માણિક્ય ગમે તેટલું ઉત્કૃષ્ટ હોય છે છતાં જ્યાં સુધી કાંચનના સમાગમમાં આવતું નથી ત્યાં સુધી તે શોભતું નથી; તે પ્રમાણે પંડિતો અને લતાઓ પણ સારા (શ્રીમંતના કે નૃપતિના) આશ્રય વિના શોભતાં નથી."

ત્યારે તેની સ્ત્રી બોલીઃ—"હે નાથ! તમે આટલા પંડિત હોવા છતાં આમ મોહ શા માટે પામો છો? એ તો

**कर्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ?**
**दारिद्र्यदुःखरोगाश्च बंधनव्यसनानि च ॥**

ભાવાર્થ—"દેહધારીઓને પોતાનાં કર્મોના અપરાધરુપી વૃક્ષનાં દરિદ્રતા, દુઃખ, રોગ, બંધન અને વિપત્તિ આદિ ફળો ભોગવ્યે જ છૂટકો છે."

વરરૂચિઃ—"એ ખરૂં પરંતુ પુરૂષાર્થ તો મનુષ્યે કરવો જ જોઈએ અને એથી જ આપણે આ ધારા નગરમાં ભોજરાજાનો આશ્રય શોધવા આવ્યાં છીએ. અહીં રહે આપણને પખવાડીયું થયું, પણ તેને કયાંયે મળવાનો કે તેની બ્રહ્મસભામાં પ્રવેશ મેળવવાનો પણ કોઈ મેળ ખાતો જ નથી. કોઈ અગ્રણી પંડિત આપણો હાથ ઝાલે તો હમણાં ઠેકાણું પડે, પરન્તુ

**ब्राह्मणा गणका वेश्याः सारमेयाश्च कुक्कुटाः ।**
**दृष्ट्वेष्वन्येषु कुप्यन्ति न जाने तस्य कारणम् ॥**

ભાવાર્થ—"ગણિકાઓ, વેશ્યાઓ, કુતરાંઓ અને કુકડાઓ એક બીજાને જોઇને ક્રોધે ભરાય છે; અને તેનું કારણ સમજાય છે કે તેઓ અજ્ઞાન છે. પણ બ્રાહ્મણો જેવા સમજુ વિદ્વાનો જાતભાઇને જોતાં કોપે છે, તેનું કારણ મારાથી સમજાતું નથી.

"હે સ્ત્રી! આમ છે છતાં હું આજે **ભોજ**ની બ્રહ્મસભામાં જો સહજ પ્રવેશ નહીં મળે તો પરાણે પણ પ્રવેશ મેળવ્યા. વિના જંપનાર જ નથી. પણ તેની સન્મુખ ધરવાને કંઇક જોઇશે તે ક્યાંથી લાવવું,"

તેની પત્નીએ પ્રભાતમાં કંઇક આણી આપવાનું કહી, તેનું મન શાંત પાડયું અને રાત્રિ શાંતિથી વીતાવી. પછી પ્રભાત થતાં તે પાસેના બજારમાં ગઈ અને કાછીયાના હાટેથી એક જામફળ અને એક મરચું માગી લાવી, અને પતિને ચરણે ધર્યું.

પછી તે લઈ, **વરરૂચિ** **ભોજ**ની સભાના દ્વાર આગળ ગયો. ત્યાં એના દરિદ્રિ જેવા દેદાર જોતાં મદમત્ત હાથિણીઓના મહાવતે તેને અંદર જતો રોકયો. પરંતુ કર્મસંજોગે મોડું થવાથી **કાલિદાસ** તે વેળા ઉતાવળો ઉતાવળો સભામાં જતો હતો તેની નજરે ચઢતાં, તેણે પોતાની સાથે **વરરૂચિ**ને સભામાં પ્રવેશ કરાવ્યો.

પછી **વરરૂચિ** સભામાં ગયો અને સંધિ મળતાં રાજાના ચરણે પેલા એક જામફળ અને એક મરચાની ભેટ ધરી અને યોગ્ય આસને બેઠો.

**ભોજ**ને આ નવીન જાતની ભેટથી નવાઈ લાગી, તેથી **વરરૂચિ**ને આવી નૂતન ભેટ લાવવા માટે પ્રશ્ન કર્યો, ત્યારે **વરરૂચિ** બુદ્ધિપ્રભાવ દાખવતો બોલ્યોઃ—

"હે રાજન્! આ જામફળ એ 'બહુબીજ' કહેવાય છે; તે સમર્પી આપનાં ધર્મકૃત્યો એનાં બહુબીજની પેઠે અનેકગણાં થાઓ, વા ફાલો' એવા સંકલ્પપૂર્વક મેં આપનું કલ્યાણ ઇચ્છયું છે?

"હે રાજન્! આ મરિચિ છે, તે અર્પણ કરવામાં મારા બે હેતુ છે. એક તો જેમ **રાવણ**ના મામા **મરિચિ**એ સુવર્ણના મૃગ બની **સીતા** અને **રામચન્દ્ર**ને લોભાવી સંતાપ ઉપજાવ્યા, તેમ આપને ખોટી વસ્તુથી મોહ ન થાઓ, એવું સૂચન મેં કીધું છે. વળી જેમ ભોજનના છ રસોમાં–મરચાંનો તીખો રસ ઓર લિજ્જત આપે છે, તેમ આપ ઓર સંસારરસ અનુભવો."

ભોજ તેના આવા સમયસૂચક ઉત્તરથી પ્રસન્ન થયો, પરન્તુ તેનું વિશેષ હીર તપાસવા તેણે તેને પ્રશ્ન કર્યો કે, "હે વરરુચિ! તમે આવા સુજ્ઞ હોવા છતાં કેમ કાંઇ પુરુષાર્થ ન કર્યો ? અને કેમ કેવળ દૈવ ઉપર જ આધાર રાખતાં શીખ્યા ? આમ તમે તમારૂં આવું શાણપણ અન્ધારે કેમ નાંખ્યું ?"

એટલે વરરૂચિ બોલ્યો:—"હે રાજન્! તમે મને પ્રારબ્ધવાદી લેખો છો, પરંતુ પુરૂષાર્થવાદી થઇને મેં ઘણા ઘણા અનુભવો લીધા છે, છતાં જ્યારે કાંઈ પણ આરો ન રહ્યો ત્યારે જ ન છૂટકે હું પ્રારબ્ધવાદી થયો છું. ક્ષય તેમ જ વૃદ્ધિ એ ઉભયે પ્રારબ્ધ-દૈવને અધીન છે. તેનું અકકેકું દૃષ્ટાંત બસ છે.

હે રાજન્!

**खल्वाटो दिवसेश्वरस्य किरणैः सन्तापितो मस्तके।**
**वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः॥**
**तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः।**
**प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः॥**

ભાવાર્થ—"એક તાલ પડેલો પુરૂષ ઉનાળાની મોસમમાં સૂર્યના સખ્ત તાપથી પીડાતો ક્યાંયે છાંયડો ન મળ્યો ત્યારે તાડના વૃક્ષની આછી છાંયમાં મુહૂર્ત થોભ્યો. પરંતુ તેને કર્મે ત્યાં શાંતિ ન હતી. તેથી થોડીક ક્ષણમાં તાડ હાલ્યાથી મોટું તાડફલ ટોચેથી છૂટું પડયું અને તેના તાલવાળા માથા ઉપર પડયું એટલે તેનું માથું 'ટચાક' શબ્દના અવાજ સાથે ફુટયું. આવી "લેને ગઇ પૂત અને ખોઇ આઈ ખસમ" તેની પેઠે છાંય ભોગવવાની તો કયાંય રહી, પણ ઉલટું માથું ફુટવાથી પીડા વહોરી. જ્યાં ભાગ્ય રહિત મનુષ્ય જાય છે ત્યાં આપત્તિઓ પણ તેના પહોંચવા અગાઉ જ કયારનીયે પહોંચી જાય છે."

આમાં કાંઈ પણ શક નથી. કહેવત છે કે "અભાગીયો જમવા જાય તો વાટેથી વેઠે પકડાય? એમ કરતાં જો જમે તો માખી આવી પાછું કાઢે."

"હે રાજન્! આમ ક્ષય થવામાં જેમ પ્રારબ્ધ-દૈવ બલવાન છે, તેમ વૃદ્ધિમાં પણ તે જ પ્રધાનપણે વર્તે છે. એનું પણ એક દૃષ્ટાંત આપને કહું છું, તે સાંભળો:—

**भग्नाशस्य करण्डपिण्डिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा**
**कृत्वा सुविवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः।**
**तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैव यातः पथा**
**लोकाः पश्यत दैवमेव हि नृणां वृद्धौ क्षये कारणम् ॥**

ભાવાર્થ—"એક ગારૂડીએ સર્પ કાઢવાના ખેલથી જીવારો ચલાવવા મહા મુશ્કેલીથી એક સાપને પકડ્યો, અને કરંડીયામાં પૂર્યો. એ કરંડીયામાં ગોળાકાર વિંટળાઇને પડી રહેવાથી સાપનું શરીર દુઃખવા લાગ્યું; અને બહાર નીકળવાની કોઈ વાટ ન જડવાથી આશાભંગ થયો અને ભૂખથી તેની ઇન્દ્રિયો આકુલવ્યાકુલ થઈ; પરંતુ તેનું દૈવ સબળ હોવાથી, ભક્ષ્યની આશાથી એક ઉંદરડાએ એ કરંડીયાને કરડી બાકું પાડયું અને પોતે અન્દર પેઠો. તે પેઠો કે તરત જ ભૂખાળવો સર્પ ચપ દઇને તેને ગળી ગયો. આમ અનાયાસે આપોઆપ ભક્ષ્ય તેના મોંમાં આવી પડયું. એથી એની ભૂખ શાંત થઈ, અને હાલવાચાલવાનો કંઇક જીવ તેનામાં આવ્યો. એટલે જે બાકોરાથી ઉંદર આવ્યો હતો તે જ બાકોરામાંથી સટક દઈને સર્પ બહાર સટકી ગયો. આમ બન્ધાયલો સર્પ છૂટો થયો અને મદારીની આશા ધૂળમાં મળી. માટે હે લોકો! આ દાખલામાં તેમ જ અન્યમાં પણ મનુષ્યની વૃદ્ધિ અને ક્ષયનું કારણ દૈવ જ છે.

"હે રાજન્! આવા અનેક અનુભવો મને થવાથી, આખરે મારે પ્રારબ્ધવાદી થવું પડયું છે."

**ભોજઃ**—"હે બ્રહ્મન્! તમે **ભૂતપતિ શંકરના** પાર્શ્વદ સમાન અથવા ખરૂં કહું તો સાક્ષાત્ **ભૂતપતિ** સમાન દીદારમાં દેખાઓ છો, છતાં આમ ભીખી ખાવાનું પ્રયોજન શું?"

તરત જ **વરરૂચિ** બોલ્યોઃ—"હે રાજન્! તારે મારા દીદારથી ભય રાખવાનું કોઇ કારણ નથી. હું કાંઈ તારી મોહોરો ઓહોરો લેવા આવ્યો નથી, માટે કદાચ એવી આશંકા રહેતી હોય તો તે કાઢી નાંખજે. હું તો અકિંચન અવસ્થામાં સુખ માહાણવાને ટેવાયલો છું. હું તારા જેવા દાનશીલ રાજાનાં દર્શન કરી, કૃતાર્થ થવા તેમ જ પૂર્ણ **શંકરત્વ** પામવામાં રહેલી જે કોઇક કચાશ રહી ગઈ છે તે પૂર્ણ કરવા આવ્યો છું. એ કચાશ શી છે તે સાંભળઃ—

**जातः शूली कदशनवशात् भिक्षुयोगात्कपाली**
**वस्त्राभावाद्विगतव्यसनः स्नेहशून्याज्जटावान् ।**
**इत्थं राजन् ! तव परिचयादीश्वरत्वं मयाप्तम्**
**नाद्यापि त्वं मम नरपते ह्यर्धचन्द्रं ददासि ॥**

ભાવાર્થ—"હે રાજન્ ! મને માત્ર એક જ લાક્ષણિક ચિન્હ (અર્ધ-ચન્દ્રત્વ ) સિવાય **શંકર**નાં સર્વે ઉપકરણો પ્રાપ્ત થયાં છે. અને એટલી ખોટ હવે તારા પરિચયથી પૂરી થશે. સૂકું અને હલકું અનાજ ખાવાની ટેવ પડ્યાથી હું **શૂલી**–ત્રિશૂલ જેવો પાતળો અને લાંબા સોટા સરખો થયો છું; એટલે ત્રિશૂલ તો મને પ્રાપ્ત થયું. હું ભિક્ષાર્થી–નિત્ય નિત્ય અન્ન માગી લાવવા જેવી દરિદ્રિ સ્થિતિને વશ થયો છું તેથી, ભીખ માગવાના ધાતુપાત્રને અભાવે મારે કાચલું ( નાળીયેરનું ) લેવું પડે છે, તેના યોગે **કપાલી** થયો છું; એટલે 'કપાલ' પણ મને મળ્યું છે. વળી પહેરવાનું વસ્ત્ર પણ નહીં હોવાથી અર્થાત્ અતિશય આછાંપાતળાં કે કે ફાટેલાંતુટેલાં વસ્ત્ર હોવાથી વસ્ત્રહીન–**દિગંબર** થયો છું; વળી જ્યાં ખાવા તથા પીવાની ચીજોના સાંસા, ત્યાં માથામાં ઘાલવાનું સ્નેહ–તેલ ન હોવાથી માથાની જટા સૂકી, લુખ્ખી અને બરછટ થઈ છે, તેથી **જટાવાન** પણ થયો છું; હે રાજન્ ! તમારા જેવાના પરિચયથી મને આમ શંકરનાં **શૂલી, કપાલી, દિગંબર,** અને **જટાધારી** એ નામો ધારણ કરવા યોગ્ય લક્ષણો પ્રાપ્ત થયાં છે અને તેટલા પર્યંત ઈશ્વરત્વ–રૂદ્રત્વ મળ્યું છે ખરૂં, છતાં માત્ર એક જ ચિન્હની ખામી છે; તે મને હજી સુધી **અર્ધ-ચન્દ્રત્વ** ( અંગુઠો અને તર્જનીને પ્રસારતાં તેનો આકાર અર્ધચન્દ્ર જેવો થાય છે, તેથી કોઈને ડોકેથી તે વતી ઝાલી કાઢી મૂકવો તેને અર્ધચન્દ્ર દીધો કહે છે; તેમ અંગુઠો અને તર્જની પ્રસારી અર્થાત્ પોસલો ભરી અન્ન આપવું તેને પણ અર્ધચન્દ્રત્વ આપ્યું કહેવાય છે. )—પોસલો ભરી અન્ન પણ આપ્યું નથી. તેથી જો મને તેટલું–અર્થાત્ મારો દેહ ટકે એટલું અનાજ મળે એવી કોઈ સોઈ કરી આપે તો, અગર મને ગળે પકડી કાઢી મૂકે તો અર્ધચન્દ્રત્વ મળતાં મને પૂરેપૂરૂં ઈશ્વરત્વ પ્રાપ્ત થાય, અને એટલી ઉણપ પૂરી થાય.

"હે રાજન્ ! મારે તારી મહોરો બહોરો જોઇતી નથી. અને તેની અપેક્ષાથી હું આવ્યો પણ નથી. એ દુગ્ધા મારા જેવા અકિંચન અવસ્થા ભોગવનારાને જોઇતી નથી; માત્ર નિત્ય પોસલો અન્ન મળે, એવી ગોઠવણ થાય એટલે બસ. તેથી કૃપા કરીને તેવી જોગવાઇ કરી આપ.

ભોજે તેનો મનોરથ તત્કાલ જ પૂર્ણ થાય એવી તજવીજ કરી આપી, અને વરરુચિ આશિર્વાદ દેતો ત્યાંથી વિદાય થયો.

---

## વાર્તા ૮૧ મી--વ્યાઘ્રચર્મના કમંડલુવાળો તણ્ડુલ દેવ.

એક વખત ભોજ રાજા ધારાનગરની બહારના ઉદ્યાનમાં અશ્વ ઉપર આરૂઢ થઈ, ફરતો હતો. તેવામાં એક દરિદ્રિ બ્રાહ્મણ સામેથી આવતો જણાયો. તેના હાથમાં તુંબીના લાકડાનું, પરન્તુ વ્યાઘ્રચર્મ મઢેલું કમંડલુ હતું. તે જોતાં ભોજ સમજ્યો કે, આ બ્રાહ્મણ અતિ દરિદ્રી હશે. પરન્તુ તેના મુખ ઉપર લખલખારા મારતું, વિદ્યાનું તેજ જોઈ, તે વિદ્વાન હશે, એમ તેને લાગ્યું. તેથી ઘોડો થોભાવી, ભોજ તેની પાસે ગયો. અને તેને પૂછ્યું:—

" હે વિપ્ર ! તમારૂં નામ શું ? તમે કયાંથી આવો છો ? તમે શા હેતુથી હાથમાં ચામડાનું કમંડલુ લઇને ફરો છો ?"

ઝગઝગતા રાજતેજથી તેમ જ વિનયયુકત વાણીથી તે અવશ્ય ભોજ રાજા હોવો જોઇએ, એવો વિચાર પેલા બ્રાહ્મણને આવ્યો. એટલે ઉત્તર આપતાં પહેલાં " સ્વસ્તિ " કહી આશીર્વાદ આપ્યો. પછી તણ્ડુલ દેવ બોલ્યો:—" હે દેવ !

**वर्तते यत्र सा वाणी कृपाणी रिक्तशाखिनः ।**
**श्रीमन्मालवभूपाल तत्र देशे वसाम्यहम् ॥**

ભાવાર્થ—" હે શ્રીમાન્ માલવ દેશના ભૂપાલ ! જે દેશમાં વાણી દરિદ્રતારૂપી વૃક્ષને કાપનારા ખડ્ગની ગરજ સારે છે તે દેશમાં અર્થાત્ આપના જ દેશમાં હું રહું છું:---અર્થાત્ મારા જેવા ગરીબો પણ વિના આશ્રયે તમારા રાજ્યમાં રહેલા છે:—

"હે રાજન્ ! મારે પોતે મારૂં નામ લેવું એ યોગ્ય નથી, છતાં તમારા પ્રશ્નને નકારવો ઉચિત નથી, માટે કહું છું કે, શાલી( ડાંગર )નાં છોડાં કાઢ્યા પછી જે કણ રહે છે તેને નામે મારું નામ છે. માત્ર તેમાં દેવ શબ્દ ઉમેરવો. અર્થાત્ મારૂં નામ તણ્ડુલ દેવ છે. ત્રીજા પ્રશ્નનો ઉત્તર એ છે કે, હે ઉદાર પુરુષોના શિરોમણિ ! જ્યાં સુધી આપ **ભોજરાજા** પૃથ્વી ઉપર રાજ્ય ચલાવો છો, ત્યાં સુધી લોઢા અને ત્રાંબાનો અભાવ-દુકાળ જ રહેવાનો. તેથી હું આ ચામડાનું કમંડલુ લઈને ફરૂં છું.

**ભોજઃ**—"હે તણ્ડુલ દેવ ! તમે આવા વિદ્વાન હોવા છતાં તેમ જ મારા દેશના નિવાસી હોવા છતાં, અત્યાર સુધી બ્રહ્મસભામાં કેમ ન જણાયા ?"

**તણ્ડુલદેવઃ**—"હે રાજન્ ! એનો ઉત્તર આપતાં તમારા જીવને ઉદ્વેગ થશે, પરંતુ યાચક વિદ્વાનોના કલ્યાણ માટે કહું છું કેઃ—

**देव त्वद्दानपाथोधौ दरिद्रस्य निमज्जतः ।**
**न कोपि हि करालम्बं दत्ते मत्तेभदायक ॥**

ભાવાર્થ—"હે મદમત્ત હાથીઓને દાનમાં આપનાર રાજા ! તમારા દાનરૂપ સમુદ્રમાં દારિદ્ર્ય ડુબી જાય છે, અને તેમાંથી નીકળવાને ઇર્ષ્યાળુ પંડિતાદિઓ દરિદ્રિઓને સભામાં આવવા હાથનો ટેકો પણ આપતા નથી, એ જ મોટી અને ખરી મુશ્કેલી આપની સમક્ષ આવવામાં છે.

**ભોજઃ**—"હે તણ્ડુલ દેવ ! હું પૃથ્વી ઉપર રાજ્ય ચલાવું છું ત્યાંસુધી લોઢા અને ત્રાંબાનો જ અભાવ રહેવાનું તમે કહ્યું તેનું કારણ શું !"

**તણ્ડુલ દેવઃ**—તમારા સંબંધમાં આ એક ઉક્તિ પ્રચલિત છેઃ

**अस्य श्री भोजराजस्य द्वयमेव सुदुर्लभम् ।**
**शत्रूणां शृंखलैर्लोहं ताम्रं शासनपत्रकैः ॥**

ભાવાર્થ—"આ **ભોજ**રાજાના રાજ્યમાં લોઢાનો ઘણોખરો જથ્થો શત્રુઓના પગમાં ઠોકાતી બેડીઓમાં ખપી જાય છે, અને ત્રાંબાનો જથ્થો

મોટે ભાગે દાનનાં તામ્રપટ્ટોમાં ખપે છે; તેથી એ બે ધાતુઓ મળવી અતિશય દુર્લભ થઈ પડી છે. ”

**ભોજે** એથી પ્રસન્ન થઈ તેને લાખ મોહોર આપી અને બ્રહ્મસભામાં નિત્ય આવવાનો અધિકાર આપ્યો અને પંડિતો સભામાં વિના મુશ્કેલીથી આવી શકે, એવો બંદોબસ્ત પણ સાથે સાથે કર્યો.

---

## વાર્તા ૮૨ મી-આંખ મીંચાઈ કે સઘળું ફોક.

એક દિવસ રાજા **ભોજ** મહેલના ઉપરના ભાગમાં સૂતો હતો, ત્યાં છાપરું ફોડી **વી**રવલય નામનો એક બ્રાહ્મણ ચોરી કરવા પેઠો, અને તેણે એ ઓરડામાંથી લેતાં તો શું વૈડૂર્યમણિ આદિ વિવિધ રત્નો ઉપાડ્યાં, પરંતુ તે જ વેળા તેનું બ્રાહ્મણહૃદય કંપ્યું અને વિચાર આવ્યો કે,

“ શા ભોગે મારે આવાં રત્નોની ચોરી કરવી જોઈએ ? બ્રાહ્મણનું એ કર્તવ્ય નથી. આ તો ઉલટું મારે સ્વર્ગલોકમાં કરજના ભારરુપ થશે અને ચોર્યાસીના ફેરામાં અનેક જન્મો લેવા છતાંયે તેમાંથી મુકત કોણ જાણે ક્યારેય થવાશે ? ”

આવો વિચાર આવતાં **વી**રવલયને અતિશય વૈરાગ્ય થયો અને રત્નો માત્ર કાચના કટકા જેવાં બે બદામનાં લાગ્યાં અને તેને પાછો વિચાર આવ્યો કે,--

**ये व्यङ्गाः कुष्ठिनश्चान्धाः पङ्गवश्च दरिद्रिणः ।**
**पूर्वोपार्जितपापस्य फलमश्नन्ति देहिनः ॥**

ભાવાર્થ--“ જે દેહધારી પ્રાણીઓ અપંગ, કે ઓછા અંગવાળાં હોય છે, કોઢીયાં, તેમ જ આંધળાં હોય છે, તેમ પાંગળાં કે દરિદ્રી હોય છે; તે સર્વે પોતાનાં પૂર્વજન્મનાં કર્મનાં ફલ એ રીતે ભોગવે છે.

“ માટે મારે કર્મે આવેલી દરિદ્રતા ટાળવાને મેં જે ચોરીનો ધંધો લીધો છે તેથી તે અવસ્થા કાંઈ ટળવાની નથી, પણ ઉલટો હું પાપના

આગારમાં કળતો જાઉં છું. વળી " કાચો પારો ખાવું અન્ન તેવું છે ચોરીનું ધન, " એ પણ મારે વિસરવું જોઇતું નથી. વૃદ્ધ ચાણાક્યમાં એ ખરું કહ્યું છે કે,

**अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ।**
**प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥**

ભાવાર્થ—"ચોરી આદિ અન્યાયને માર્ગે કમાવેલું ધન માત્ર દશ વર્ષ પર્યંત જ ટકાવ્યું ટકે છે, પરન્તુ અગીઆરમું વર્ષ થતાં તે સમૂળું નાશ પામે છે. આથી पुनर्दरिद्रि पुनरेव पापीના રહેંટમાં હવે ફસી રહેવું, એ મારા જેવા વિદ્વાનને ઘટતું નથી."

**વી**રવલય આ પ્રમાણે વિચારમાં મગ્ન થયલો શુંઢમુંઢ થઇને બેઠો હતો ત્યાં **ભોજ** રાજાની આંખ એકાએક ઉઘડી ગઈ, અને દિવ્ય શયનમાં બેઠો થયો. પછી પોતાની વિવિધ અલંકારો અને કુદરતી સૌન્દર્યથી તેમ જ નિર્દોષ મધુરતાથી શોભતી, રાણી **લી**લાવતીને સુતેલી જોઈ, અને તે જ વેળા તેને પોતાનાં રાજ્યપાટ, સુખસમૃદ્ધિ આદિનો વિચાર આવ્યો; અને પૂર્ણ આનન્દના આવેગમાં નીચેનાં ત્રણ ચરણો સહસા તેના મુખમાંથી નિસર્યાં:—

**चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः**
**सद्बान्धवाः प्रणयगर्भगिरश्च भृत्याः ।**
**वल्गन्ति दन्तिनिवहास्तरलास्तुरंगाः**

ભાવાર્થ—"(મારે) ચિત્તને હરનારી, યુવતી રમણીઓ છે; મિત્રો પણ અનુકૂળ છે, બાંધવો પણ સારા છે; સેવકાદિ વર્ગ પણ પ્રેમથી ભરપૂર વાણી બોલે છે અને મારો પડતો બોલ ઝીલે છે, અનેક મોટાં દંતૂશળોવાળા હાથીઓ પણ છે, તેમ ચપળ વેગવાળા તુરંગોય છે:—"

આ ત્રણ ચરણોનું તેણે આવર્તન ઉપર આવર્તન કરવા માંડયું, છતાં ચોથું ચરણ સ્ફૂર્યું જ નહીં ! દરમ્યાન પેલો ચોર **વીરવલય** એની મુંઝવણ ચેતી ગયો અને પોતાની સ્થિતિ ભૂલી જઈ, સહસા નીચેનુ ઉચિત ચરણ બોલી ઉઠયો—

**संमीलने नयनयोर्न हि किंचिदस्ति ॥**

ભાવાર્થ—"પણ આંખ મીંચાઇ ગઇ એટલે એમાંનું કાંઈ નથી. 'આપ મુઆ પછી ડુબ ગઇ દુનીયાં,' એમ થવાનું"

રાજા તેની આ પૂર્તિથી ચોંકયો, અને દંડધરને બોલાવી શયનાગાર શોધાવ્યો, આમ વચ્ચે બોલી ઉઠનાર શકદાર સખ્સને તરત જ પકડાવ્યો પણ ખરો. પરન્તુ આવી ભાવભરિત પૂર્તિથી તે **વીરવલય** ઉપર **એટલો** તો **પ્રસન્ન** થયો કે, તેને પોતાના હાથનું સુવર્ણકંકણ આપી દીધું.

**વીરવલય** પણ એ કંકણ લઈ મુંગો મુંગો નીચે ઉતરી ઘેર ચાલતો થયો. રસ્તામાં તેને એ કંકણ કોઇ બ્રાહ્મણને આપી દેવાનો વિચાર થતાં એક શિવાલયને ઓટલે સૂતેલા, અકિંચન અવસ્થા ભોગવતા બ્રાહ્મણને ઉંઘમાંથી ઉઠાડી, પેલું વલય આપી દીધું અને કહ્યું કે, "હે વિપ્ર! આ કંકણ રાજા **ભોજ**નું છે; અને તેણે પ્રસન્ન થઈને મને તે આપ્યું છે. એની કીંમત ઘણી જ ભારે છે; માટે દરિદ્રતાનો માર્યો પાણીના મૂલ્યે કોઈને રખે વેચી દેતો." આવો ઉપદેશ આપી **વીર**વલય પોતાને ઘેર ગયો.

બીજે દિવસે પેલો બ્રાહ્મણ બજારમાં ગયો અને **ભોજ**નું કંકણ ઝવેરીઓને હાટે વેચ્યું અને તેના મૂલ્યમાંથી સુન્દર કપડાં ખરીદ્યાં. પરંતુ દંડધરો, તેને ચકચકતાં કપડાંલત્તાવાળો જોઈ વહેમ પડ્યો, તેથી એને મુશ્કેટાટ બાંધી **ભોજ** પાસે લઇ ગયા.

**ભોજે** તેને પ્રશ્ન કર્યો:—"હે વિપ્ર! તારી પાસે ગઈ કાલે રાત્રે તો પહેરવાને ફાટયું વસ્ત્ર પણ ન હતું, અને તું શિવાલયની બહાર પેટમાં પગ ખોસી સૂઈ રહ્યો હતો. તો પછી આજ પ્રભાતમાં તારા હાથમાં આવું ઉત્તમ કંકણ કયાંથી આવ્યું?"

એટલે પેલો બ્રાહ્મણ બોલ્યો:—"હે રાજન્! જે સૂકાયલા સરોવરમાં દેડકાઓ મરી ગયા જેવા થયા હતા, કાચબાઓ જેની ફાટેલી ભોંયની બખોલોમાં ઉંડા ઉતરી ગયા હતા, માછલાંઓ છીછરા કાદવવાળા પાણીમાં મૂર્ચ્છા ખાતાં લોથલોથ કરતાં હતાં તે સરોવરને ઓચિંતા માવઠાના વરસાદે

એવું તો છલોછલ ભરી દીધું કે વગડાના હાથીઓ ત્યાં આવી પોતાનાં કુંભસ્થલો તેમાં ડૂબાવી પાણી પીવા લાગ્યા છે.”

**ભોજ** તરત જ સમજ્યો કે, રાત્રે જે ચોરને મેં મારૂં કંકણ પ્રસન્ન થઇને આપ્યું હતું, તેણે જ આને તે દાનમાં દીધું **હશે.** એથી વિશેષ ચકચાર ન કરતાં ઉલટી તેને એક લાખ મોહોર આપી વિદાય કર્યો.

---

## વાર્તા ૮૩ મી—ભાસ્કર અને શાકલ્યનો સંવાદ.

એક દિવસે રાજા **ભોજ** પાછલી રાત્રિએ નગરચર્ચા જોવા નીકળ્યો અને ફરતો ફરતો એક શિવાલયના દ્વાર આગળ આવી ઉભો. ત્યાં મોટા ઓટલા ઉપર સૂતેલા બે બ્રાહ્મણો, **શાકલ્ય** તથા **ભાસ્કર**ને નીચે પ્રમાણે વાત કરતા સાંભળ્યાઃ—

( ઝબકીને જાગેલો એક વિપ્ર ) **શાકલ્ય** ( તડુકાબેર ):—“હે પ્રવાસી ! આ મારા પાથરણાની પાસે તું કેમ સૂતો છું ? અલ્યા તું જાગું છું કે કેમ ? ચાલ ઉઠ. તારા બાપનું કંઇ અહીં દાટયું બાટયું છે ?”

( એટલે બીજો સૂતેલો બ્રાહ્મણ ) **ભાસ્કર** નરમ થઈનેઃ—“હે ભાઈ ! તને હું પગે લાગું છું. જો મારી કોઈ તકસીર થઈ હોય તો ક્ષમા કર. તુંયે બ્રાહ્મણ છું અને હુંયે બ્રાહ્મણ છું. હું વખાનો માર્યો દૂર દેશાવરથી આવ્યો છું. આજે મધ્યરાત્રિના સમય અગાઉ નગરનાં દ્વાર બંધ થાય તે પહેલાં અહીં દોડતો દોડતો આવી ચઢ્યો. અને કોઈ સ્થળે આશ્રય મળે એમ ન હોવાથી થાકયોપાકયો હું તારે પડખે સૂઈ ગયો. તારા ઓસીકે કમંડલુ પડેલું તેમ જ ખભે જનોઇ લટકેલું જોઇ તું વેદપાત્ર બ્રાહ્મણ છું, એમ જાણીને નિરાંતે સૂઇ ગયો તે અત્યારે તેં ઘાંટો પાડયો ત્યારે જ જાગ્યો.”

**ભાસ્કરે** નરમાશથી ઉત્તર આપ્યો તેથી **શાકલ્ય**નો ક્રોધ ઉતર્યો અને તેની સાલસાઈ જોઈ, વિવેકથી બોલ્યોઃ—“હે વિપ્ર ! તું મને નમન

કરે છે, તેથી તને મારા આશિર્વાદ છે કે, તું દીર્ઘાયુષી થા. હે ભાઇ ! તું ક્યાંથી આવું છું ? તારૂં નામ શું છે ? અને અહીં શા કામે આવ્યો છું ?".

**ભાસ્કર**:—"હે મહારાજ ! મારૂં નામ **ભાસ્કર** છે. હું પશ્ચિમ સમુદ્રના તીર ઉપર આવેલા પવિત્ર **પ્રભાસપાટણ**નો નિવાસી છું. ત્યાં રહ્યે રહ્યે મેં **ભોજ**ના દાનધર્મની ઘણી જ પ્રશંસા સાંભળી. તેથી લાલચનો માર્યો એટલું છેટું ખેડી અહીં તેની યાચના કરવા આવ્યો છું. તું વૃદ્ધ હોવાથી મારા પિતા સમાન છું. મેં તો તને મારો પરિચય કરાવ્યો, હવે તું કૃપા કરીને તારો પરિચય કરાવે તો સારૂં"

**શાકલ્ય**:—"હે વત્સ ! મારૂં નામ **શાકલ્ય** છે, હું પણ તારી જ પેઠે **એક**શિલા નગરીથી **ભોજ** પાસેથી દ્રવ્ય મેળવવાની લાલસાથી અહીં આવેલો છું. હે પુત્ર ! તારૂં મોંજ જ કહી આપે છે કે, તું મોટા કુટુંબમાં રહેલો છું અને વખાનો માર્યો આવેલો છું."

**ભાસ્કર**:—"હે તાત ! તું સત્ય કહું છું. મહાત્મા **ભર્તૃહરિ** કહે છે તેમ—

**पुण्य ग्रामे वने वा महति सितपटच्छन्नपालीं कपाली-**
**मादाय न्यायगर्भे द्विजहुतहुतभुग्धूमधूम्रोपकण्ठम् ।**
**द्वारं द्वारं प्रवृत्तो वरमुदरमुदरीपूरणाय क्षुधार्तो**
**मानी प्राणी स्वदेशे न पुनरनुदिनं तुल्यकुल्येषु दीनः ॥**

ભાવાર્થ—"પવિત્ર ગામમાં અથવા તો વિશાળ વનમાં ધોળાં વસ્ત્રથી ભિક્ષાનું ખપ્પર ઢાંકી, ન્યાય જાણનારા બ્રાહ્મણોએ આહુતિ આપેલા અગ્નિના ધૂમાડાથી ધૂમાયલા પ્રત્યેક ઘરે ઉદરનો ખાડો પૂરવાને માટે ભૂખથી પીડાઇ ભટકતા, માની–આત્મસંમાન ધરાવનારા પ્રાણીને ધન્ય છે. પરંતુ સ્વદેશમાં પોતાના જેવા કુટુંબીઓમાં કંગાલ થઇ રહેવું, એના જેવું ધિક્કારપાત્ર બીજું કાંઇ પણ નથી."

**શાકલ્ય**:—"હે વત્સ ! તારે મને એ હવે કહેવું પડે તેમ નથી. તેં ન કહ્યું હોત તોયે તારૂં દુઃખ સમજાય એવું છે. પરન્તુ તત્કાલ તારે કેમ અહીં આવવું થયું તે કહે."

**ભાસ્કરઃ**—" હે તાત ! સાંભળઃ—

**क्षुत्क्षामाः शिशवः शवा इव भृशं मन्दाशया बान्धवाः**
**लिप्ता झर्झरघर्घरी जतुलवैर्नो मां तथा बाधते ।**

**गेहिन्या त्रुटितांशुकं घटयितुं कृत्वा सकाकुस्मितम्**
**कुप्यन्ति प्रतिवेश्म लोकगृहिणी सूचिं यथा याचिता ॥**

ભાવાર્થ—ભૂખથી મારાં બાળકો કંતાઇ ગયા જેવાં અને જાણે મડદાં હોય તેવાં હાડકાંના માળા જેવાં થયાં છે; મારા બાંધવો આશય મંદ થવાથી દિગ્મૂઢ બની ગયા છે; પાણીનું માટ ઘસાવાથી તેનાં છિદ્રો લાખના કણોથી હું પૂરી પૂરીને ચલાવું છું; છતાં આ સર્વ સંકટથી મને જેટલી પીડા થતી ન હતી, તેટલી, બલ્કે તે કરતાં પણ વધુ પીડા, જ્યારે મારી ગૃહિણી પોતાનું ફાટેલું લુગડું સાંધવાના હેતુથી પાડોશણની પાસે લગાર હસતી હસતી સોય માગવા ગઇ ત્યારે તેણે ચીઢાઇને અઘટિત વચન કહ્યું. તેથી થઇ અને હું યાચના કરવા આટલે દૂર ચાલી આવ્યો. "

**ભોજ** રાજાથી, **ભાસ્કર**નું પોતાની અવદશાનું આવું કરૂણરસિક વર્ણન સાંભળી ન શકાયું અને તરત જ છતા થઇને પોતાનાં અંગનાં વસ્ત્રો **ભાસ્કર**ને સમર્પ્યાં અને કહ્યુંઃ—" હે **ભાસ્કર** ! આ શૃંગારો લઇ, તું તારે દેશ અને તારાં વાડીવિસ્તારને સંતોષ. "

**ભાસ્કર**ને આમ કહી, **ભોજે શાકલ્ય**ને પ્રશ્ન કર્યોઃ—" હે શાકલ્ય ! **ભાસ્કર**ની અવદશા સાંભળી, મારી ધીરજ ખૂટી, એટલે મારે છતા થવું પડ્યું, તેથી તારી અવદશાનું વર્ણન સાંભળવાની તક મને મળી નહીં. પરંતુ તું હવે તે કહે. "

**શાકલ્યઃ**—" હે રાજન્ ! ચોમાસામાં એક રાત્રે ભારે વર્ષાદ વરસ્યે ત્યારે જાણે તલાવડી હોય તેમ મારા ઘરનો દેખાવ થઇ રહ્યો. અમારાં પૂજાનાં આસન જાણે કાચબા હોય તેમ તેમાં તરવરવા લાગ્યાં; જાણે મોટી માછલી હોય તેમ સાવરણી ડુબકી ખાવા લાગી; કડછી જાણે સર્પની જીહ્વા હોય તેમ પાણીમાં તરતી મારાં છોકરાંને ભય પમાડવા

મંડી. મારી સ્ત્રીએ વરસાદનો મારો ન સહન થવાથી માથે સુપડું ઉંધું વાળ્યું અને ઘરની ભીંતડીયો પડું પડું થતી ડરાવવા લાગી;

"બાકી હે રાજન્! હમેશાં તો તારૂં રાજભુવન અને મારૂં ભુવન શોભામાં સમાન છે.

पृथुकार्तस्वरपात्रं भूषितनिःशेषपरिजनं देव ।
विलसत्करेणुगहनं संपत्तिसमभावयोः सदनम् ॥

ભાવાર્થ—હે રાજન્! તારા મંદિરમાં જેમ પૃથુ–વિશાલ, કાર્તસ્વર–(સુવર્ણ)નું પાત્ર ખણખણ થાય છે, તેમ મારા ઘરમાં પણ પૃથુકો(બાલકો)નાં આર્ત (દુઃખથી નીકળતાં) રૂદનરૂપી પાત્ર ગાજે છે; વળી જેમ તારા મંદિરમાં (આખે શરીરે અલંકારોથી) ભૂષિત (શણગારાયલાં) પરિજનો છે, તેમ મારા ઘરમાં પણ ભૂ–ભોંય ઉપર, ઉષિત સૂનારાં પરિજનો છે; જેમ તારૂં રાજ્યભૂવન વિલસતી (શોભતી) કરેણુઓ(હાથિણીઓ)થી વ્યાપેલું છે, તેમ મારાં ઘરનાં વિલ–બિલ–ખાડા અને દરમાં રેણું–ધુળ સદેલી–વ્યાપેલી છે. હે નૃપ! શું આવું આપણાં બંનેનાં ઘરની શોભાનું સરખાપણું નથી?"

ભોજ શાકલ્યના, પોતાની સ્થિતિના આવા ચિતારથી ઘણો જ દયાર્દ્ર થયો અને તેને એક લાખ મોહોર આપવાનું ફરમાન લખી આપ્યું.

એટલે શાકલ્યે તેની પ્રશંસા કરતાં કહ્યું:—

अत्युद्धृता वसुमती दलितोऽरिवर्गः
क्रोडीकृता बलवता बलिराजलक्ष्मीः ।
एकत्रजन्मनि कृतं यदनेन यूना
जन्मत्रये तदकरोत्पुरुषः पुराणः ॥

ભાવાર્થ—"આ જુવાન રાજાએ પોતાની યુવાવસ્થામાં એક જ જન્મમાં જે કાર્યો કર્યાં છે, તે કાર્યો કરવાને પુરાણપુરૂષ વિષ્ણુને ત્રણ ત્રણ જન્મ લેવા પડ્યા છે. હે ભોજ! તેં એક જ જન્મમાં વસુધાનો ઉદ્ધાર કર્યો, શત્રુના સમૂહોનો નાશ કર્યો અને બલવાન રાજાઓની લક્ષ્મી

પરાણે પોતાને ત્યાં આણી; ત્યારે **વિષ્ણુને** પૃથ્વીનો ઉદ્ધાર કરવા **વરાહ અવતાર** લેવો પડયો; શત્રુને મારવા **નૃસિંહ** અવતાર લેવો પડયો **અને બલિરાજાની** લક્ષ્મી લેવા **વામન** અવતાર લેવો પડયો. ”

**ભોજરાજાએ** આથી પ્રસન્ન થઇ, **શાકલ્યને** બીજી ત્રણ લાખ મોહોરો આપવાની વ્યવસ્થા કરી; અને ત્યાંથી વિદાય કર્યો.

---

## વાર્તા ૮૪ મી-વાગ્ભટ્ટ અને અશ્વિનીકુમાર.

**માળવાના** અલંકારરૂપ **ધારાનગરમાં ભોજ** રાજાનો રાજવૈદ્ય **વાગ્ભટ્ટ** રહેતો હતો, તે આયુર્વેદના મર્મનો જ્ઞાતા હતો; વિચક્ષણ તેમ જ શોધક હતો. તે **બૃહદ્ બાહડને** નામે પણ જાણીતો હતો. તે વૈદક વિદ્યાનો પોતાનો અભ્યાસ સિદ્ધ કરવા, કુપથ્યો અન્ય પ્રાણીઓને આપી, તેથી તેમને કેવા રોગો થાય છે, તે તપાસતો અને સુશ્રુતાદિના ઔષધોપચારથી એ રોગોનો નાશ કરતો. આવી રીતનો અનુભવ લેતાં એક દિવસે તેને એવો વિચાર આવ્યો કે, પાણી વિના જીવ કેટલા દિવસ સુધી ટકી રહે છે, તે તપાસવું જોઇએ. આથી તેણે ત્રણ દિવસ પર્યંત બીલકુલ પાણી જ ન પીધું. તૃષા મારવાથી તેને તાળવામાં તથા હોઠમાં ભારે પીડા થઇ. એટલે તેણે પોતાના અનુભવનો શ્લોક નીચે પ્રમાણે રચ્યોઃ—

> क्वचिदूष्णं क्वचिच्छीतं क्वचित्क्वथितशीतलम् ।
> क्वचिद्भेषजसंयुक्तं वारि क्वापि न वारितम् ॥

ભાવાર્થ—પાણી કવચિત્ ઉનું, તો કવચિત્ ઠંડું, કવચિત્ ઉકાળીને ટાઢું પાડેલું, તો કવચિત્ ઔષધાદિથી ભેળવેલું પાણી પીવું; સાજી કે રોગવાળી કોઇ ને કોઈ સ્થિતિમાં ઉપર જણાવેલા યોગ્ય પ્રકારનું પાણી પીવાનો વૈદકમાં વિધિ છે; પરંતુ પાણીનો નિષેધ કયાંએ પણ કરાયો નથી. અર્થાત્ પાણી એવો ઉત્તમ પદાર્થ છે કે, તે આરોગ્યશીલ, તેમ જ રોગશીલ ઉભય પ્રકૃતિમાં આવશ્યક છે.

આ પ્રમાણે સ્વાનુભવથી સિદ્ધ પ્રયોગો કરી, **વાગ્ભટ્ટે** એક ગ્રન્થ રચ્યો છે. અને તે **વાગ્ભટ્ટને** નામે પ્રસિદ્ધ છે. **વાગ્ભટ્ટનો** જમાઈ **લઘુ બાહડ** હતો, તે પોતાના સસરા **બૃહદ્ બાહડ** ઉર્ફે મોટા **વાગ્ભટ્ટની** સાથે **ભોજરાજાના** રાજભુવનમાં જતો.

એક વખતે એમ બન્યું કે મોટા **વાગ્ભટ્ટે ભોજરાજાના** શરીરની ચિકિત્સા કરી અને કહ્યું કે,–" હે રાજન્ ! આજ તમે રોગથી રહિત છો."

આમ નિત્યના નિયમ પ્રમાણે રાજવૈદ્યની રીતિ પ્રમાણે તેણે પોતાનો અભિપ્રાય તેને જણાવ્યો, પરંતુ તે સાંભળતાં નાના **વાગ્ભટ્ટ** ઉર્ફે **લઘુ બાહડે** મોંહ મચકોડયું.

ચકોર **ભોજરાજાએ** તે જોયું, એટલે તેને પ્રશ્ન કર્યો; " હે નાના વૈદ્યરાજ ! તેં કેમ મોંહ મચકોડયું ? એનું કાંઇ કારણ ? "

એટલે **લઘુ બાહડ** બોલ્યોઃ—" હે રાજન્ ! વણ પૂછયે બોલવું નહીં, એમ શાસ્ત્ર કહે છે; બૃહસ્પતિ સરખા મોટા પુરૂષોનાં પણ વણ પૂછયે બોલ્યાથી અપમાન થયાં છે; પરન્તુ આપ અમારા પાલક હોવાથી હું મારી લાગણી છુપાવી શકયો નહીં અને આપ ચેતી ગયા. આજે પાછલી રાતના આપ પથારીમાં આળોટયા તે વેળાએ જ આપના શરીરમાં ક્ષયરોગે પ્રવેશ કર્યો છે; અને તેથી આપની મુખકાન્તિ ઉપર કિંચિત્ શ્યામ છાયાનો આભાસ જોવામાં આવે છે. "

આ પ્રકારની ચિકિત્સા જાણે દેવનું સત્યવચન હોય તેમ મક્કમપણે **લઘુ બાહડે** કરી, તેથી **ભોજ** અતિશય વિસ્મય પામ્યો; અને પ્રવેશ પામેલા રોગના નિવારણનો ઔષધોપચાર પૂછયો. એટલે **લઘુ બાહડે** તેનું મૂલ્ય ત્રણ લાખ મોહોર થશે અને તે તૈયાર કરતાં છ મહિના લાગશે, એમ વિનય સાથે કહી દીધું. **ભોજે** શરીરના આરોગ્યનો આ ગંભીર પ્રશ્ન હતો એટલે તરત જ એટલી રકમ કોષરક્ષક પાસેથી **લઘુ બાહડને** અપાવી, અને તેણે શુભ મુહૂર્ત જોઇ, ઉચિત ઔષધ તૈયાર કરવા માંડયું. બરાબર છ મહિના થયા એટલે તે તૈયાર થયું. પછી એક નાની કાચની શીશીમાં એ ઔષધ ભરી **ભોજ** પાસે લઇ આવ્યો અને વળતે દિવસે તેનો પ્રયોગ કરવા જણાવ્યું.

**ભોજે** બીજે દિવસે દવા ખાવાનું યોગ્ય મુહૂર્ત હોવાથી, **રસાયણ** ખાવા અગાઉ વૈદક શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રાતઃકાલે ઉઠી દેવતાર્ચન કર્યું; બ્રાહ્મણોને દાન દીધાં, અમીર ઉમરાવોને પોશાક આપ્યા; રાજભુવનમાં ઉત્સવ ઉજવવાની દુવાઇ ફેરવી. પછી **લઘુ બાહડની** સૂચના પ્રમાણે શયનમન્દિરમાં ગયો. રાજા જેવો પથારીમાં બેઠો કે તરત જ જાણે અકસ્માતથી પડી ગઇ હોય તેમ **લઘુ બાહડે** પેલી **શીશી** હાથમાંથી છટકાવી; એટલે ભોંયે અફળાતાં ફુટી ગઈ. રાજા તો દિગ્મૂઢ થઇ ગયો. તેને લાગ્યું કે ૭ મહિનાની અને ત્રણ લાખ મોહોરાના ભોગે કરેલી મહેનત આમ અકસ્માતથી ધૂળમાં મળી; અને ક્ષયરોગ જેવો ભયંકર રોગ નીકળવાની આશા પલકારામાં દુરાશા થઈ ગઇ. તેને આનો આઘાત એટલો મોટો લાગ્યો કે, તે મોટું મન રાખી શકયો જ નહિ, અને એકદમ ત્રાડયોઃ—

" હે વૈદ્યરાજ! આ તેં શું કર્યું? કાંઇ ભાન ભૂલ્યો છે કે શું ? ૭ ૭ મહિનાની મહેનત પાણીમાં ગઇ, અને ત્રણ લાખ મોહોરો ચપટી પેરે ચાલી ગઈ, તેનું તો કાંઇ નહીં, પણ મારા ગભીર રોગનોયે કાંઇ વિચાર ન કર્યો ? આખરે તેં છોકરવાદ કરી ? "

**લઘુ બાહડ** તેના આવા ક્રોધભર્યા વચનથી ગભરાયો નહીં, પણ ઉલટો હસ્યો. એટલે રાજાનો ક્રોધ વિશેષ પ્રજળયો.

એ જોઈ **લઘુ બાહડ** પોતાનું હસવું રોકી, **ભોજને** તેનું મન શાંત કરવા કહ્યુંઃ—" હે રાજન્ ! તમારો રોગ સમૂળગો નષ્ટ થયો છે ! આ દવા જ એવા પ્રકારની હતી ! આપના જેવા રાજવંશીઓના રોગો કાંઇ ઔષધોના ઉકાળાઓનાં પાત્રો નિત્ય નિત્ય ભરી ભરીને પાવાથી મટાડાય નહીં; એ રીતિ તો રંક જનોને માટે છે. તેથી મેં ઉત્તમ વૈદક ગ્રન્થો તપાસી, તમારે માટે આ એક સુગંધી ચૂર્ણ તૈયાર કર્યું હતું અને તમને ચેતાવવાની જરુર ન લાગ્યાથી જાણે અકસ્માત્ થયો હોય તેમ મેં શીશી ભોંયે પટકી અને તેના સુવાસથી આપનો તમામ વ્યાધિ નાશ પામ્યો છે. જ્યાં સુધી રોગ ઊંડો જામ્યો નથી હોતો ત્યાં સુધી કોઈ રસાયન ખાવું,

એ ધાતુને ક્ષીણ કરનારૂં છે, અને આપનો રોગ રસાયન વિના મટે એવો હતો. હે રાજન્! આપનો રોગ નાબુદ થયાની ખાત્રી કરી લેવા આજે પાછલી રાત્રિના આપ દર્પણમાં ઝીણવટથી આપનું મુખારવિંદ જોશો તો મેં કહી હતી તેવી શ્યામલ છાયા હવે જતી રહેલી આપને જણાશે. ”

આમ કહી, લઘુ બાહડ ઘેર ગયો અને ભોજે પાછલી રાત્રીએ તપાસતાં મુખકાન્તિ પૂર્વની પેઠે નિર્મલ જણાઈ. પછી તેણે બીજે દિવસે લઘુ બાહડને બ્રહ્મસભામાં બોલાવ્યો અને તેની કુશળતાની પ્રશંસા કરી જીવન પર્યંતની આજીવિકા બાંધી આપી.

પછી મોટા તેમ જ નાના એ બે વાગ્ભટ્ટોએ ધારાનગરના પ્રજાજનોના વિવિધ રોગોની ચિકિત્સા કરવા માંડી અને કુશળ ઔષધોપચારો શોધી શોધીને તેના પ્રયોગો પણ ચીવટાઇથી યોજવા માંડ્યા. આથી ધારાનગર અને તેની આસપાસના પ્રદેશોમાં રોગરાઈ જેવું કાંઇ જ ન રહ્યું. રોગો નિર્વીર્ય અને હતાશ થયા.

આમ થતાં રોગો સ્વર્ગમાં ગયા અને આરોગ્યશાસ્ત્ર તથા વૈદકવિદ્યાના આચાર્ય અશ્વિનીકુમારને પાયે પડી વિનવણી કરી કહ્યું:—“ હે આયુર્વેદના પ્રણેતા ! આપે અમને સ્વર્ગમાંથી હાંકી કાઢ્યા, અને પેલા એ મસરાજમાઈ નાના અને મોટા વાગ્ભટ્ટે ભોજના રાજ્યમાંથી અમને હડસેલી કાઢ્યા છે. ત્યારે આપ કહો, હવે અમારે જવું ક્યાં ? ભય રહે છે કે જો એ બે જણા ફાવ્યા તો આખી પૃથ્વીને નિરોગી બનાવશે અને સ્વર્ગનર્કની વાટ ઉજ્જડ કરશે. ”

એ સાંભળી, અશ્વિની કુમાર બંધુઓએ તેમને ઘટતું આશ્વાસન આપ્યું અને બંને વાગ્ભટ્ટોની કુશળતાની પરીક્ષા કરવા, નીલ વર્ણનાં પક્ષીનું રૂપ લીધું અને બંને ભાઇઓ લઘુ બાહડ( નાના વાગ્ભટ્ટ )ના મંદિરના ગોખ નીચેના એક પોલા ભાગમાં છૂપાયા. પછી તેઓ લઘુ બાહડ સાંભળે તેમ મોટે સાદે સ્પષ્ટતાથી कोऽरुक् कोरुडक् कोऽरुक् ( कः अरुक् ) “ રોગ વગરનો કોણ હોય ?” “ રોગ વગરનો કોણ હોય ? ” “ રોગ વગરનો કોણ હોય ? ” એમ ત્રણ સામટા ઉચ્ચાર વારંવાર કરવા લાગ્યા.

આવા પક્ષીના જેવા સ્પષ્ટ ઉચ્ચાર, સાંભળી, લઘુ બાહડે વિચાર કર્યો:–"આ પક્ષીની પેઠે લાંબા કૂજિત સ્વરે કોણ બોલે છે? મારે પણ તેને પક્ષીના કૂજનના જેવો જ ટુંકાક્ષરી ઉત્તર આપવો જોઇએ." આમ વિચાર કરી તે બોલ્યો:—૧ मितभुक्, २ हितभुक् ३ अशाकभुक्."

તેના કહેવાનો ભાવાર્થ આ છે:—**૧ મિતભુક્** માપસર, પચે તેટલું ભોજન ખાનાર; મિતાહારી. પેટના ચાર ભાગ ગણી, બે ભાગ એટલે અર્ધું પેટ ભરાય તેટલું ખાનાર, એક ભાગ જલ માટે ઉંણો રાખનાર અને એક ભાગને વાયુના સંચાર માટે ખાલી રાખનાર, મિતાહારી રોગરહિત હોય છે.

**૨ હિતભુક્** શરીરને સદતી હોય, પથ્ય આવતી હોય, તથા પરિણામે હિતકારી હોય, તે વસ્તુઓ ખાનારો રોગરહિત થાય.

**૩ અશાકભુક્** शाकेन वर्धते रोगः શાકપાંદડાંથી રોગ થાય છે, એ નિયમને પાળનારો, ચોમાસાંનાં નવાં પાણીથી રસબસ થયલાં શાક જેવાં કે આરીયાં, તુરીયાં, કાકડી, ચીભડાં આદિ નહીં ખાનારો, નીરોગી રહે.

નાના વાગ્ભટ્ટનું આવું યોગ્ય વચન સાંભળી, નીલ વર્ણના પક્ષીરૂપે આવેલા બે અશ્વિનીકુમારોમાંથી એક આનંદ પામ્યો; પરંતુ બીજાને વિશેષ ખાત્રીની અપેક્ષા લાગ્યાથી તેણે कोऽरुक्, कोऽरुक्, कोऽरुक्, એમ બોલવું ચાલુ રાખ્યું. એટલે નાનો વાગ્ભટ્ટ પોતાના કથનના સમર્થનમાં સ્પષ્ટતાથી નીચેનો શ્લોક બોલ્યો:—

**अशाकभोजी घृतमत्ति योऽन्धसा**
**पयोरसान् शीलति नात्ति योऽम्भसा ।**
**अभुक् विभुक् नापकृतां विदाहिना**
**चलत्प्रभुक् जीर्णभुगल्पसारभुक् ॥**

ભાવાર્થ—શાક આહાર નહીં કરનારો મનુષ્ય જો ઘી ખાય અને દુધમાં સીજાવેલા ચોખા અર્થાત્ દુધપાક ( अमृतं क्षीरभोजनम् ) ખાય તથા તે મલાઇ તેમ જ દુધના એવા રસવાન પદાર્થો ખાતાં વચ્ચે પાણી ન પીએ, તેમ અભુક્–ભૂખ્યો ડાંસ જેવો ન રહે, તેમ વિભુક્–અતિશય ખાઉધરો

અકરાંતીયો ન થાય, તે જ પ્રમાણે નુકસાન કરનારા વાયડા પદાર્થો ન ખાય તેમ તપેલી ઇન્દ્રિઓને ઉત્તેજે એવી તીખી તમતમતી વસ્તુઓ ખાય નહીં, તેમ પહેલી વાર ખાધેલું પચ્યા અગાઉ અજીર્ણમાં પાછું ખાય નહીં, તેમ જ અસાર--રસ વિનાના પદાર્થોનું ભોજન ન કરે, તો તે સદાકાલ નિરોગી રહે.

વાગ્ભટ્ટના આ સમાધાનથી બીજા અશ્વિનીકુમારની શંકા ટળી. અને બંને તત્કાલ મુંગા રહ્યા. પરંતુ ફરીથી તેની રોગચિકિત્સાની પરીક્ષા લેવા બીજે દિવસે પાછા બંને જણ પક્ષીરૂપે જ ત્યાં આવ્યા અને કોઽરુક્, કોઽરુક્, કોઽરુક્ એવા ઉચ્ચાર કાઢવા લાગ્યા. એટલે નાના વાગ્ભટ્ટે પાછો આ પ્રમાણે ખુલાસો કર્યો:—

**वर्षासु यस्तिष्ठति शरदि पिबति हेमन्तशिशिरयोरत्ति ।**
**माद्यति मधुनि ग्रीष्मे स्वपिति भवति च खलु सोऽरुक् ॥**

ભાવાર્થ—વર્ષા ઋતુમાં જે મનુષ્ય ઘરમાં બેસી રહે, અર્થાત્ બહાર ભટકયાં ન કરે, શરદીમાં માત્ર પીવા યોગ્ય પદાર્થો જ પીએ; અર્થાત્ છાશ, વર્ષાદનું તાજું પાણી, આદિ ન પીવા યોગ્ય પ્રવાહીઓ ન પીએ; હેમંત અને શિશિર ( શિયાળો ) એ બે મોસમોમાં પાક આદિ ધાતુપુષ્ટિના પદાર્થોનું સેવન કરે, મધુમાસ અર્થાત્ વસંત ઋતુમાં માદક પદાર્થો સેવે, અને ગ્રીષ્મ ઋતુમાં નિદ્રાનું સેવન કરે, તે મનુષ્ય નિશ્ચયે અરોગી થાય.

બીજે દિવસે આટલા ખુલાસાથી બંને અશ્વિનીકુમારોએ સંતોષ માન્યો. પરંતુ હજીયે વાગ્ભટ્ટની પરીક્ષા લેવાની બેયની આતુરતા શમી નહી હતી. તેથી ત્રીજે દિવસે તે બંને એક મહાન્ યોગીઓનું રૂપ ધરી તેની સન્મુખ આવ્યા. અને આવો પ્રશ્ન પૂછ્યો;—“ પૃથ્વીમાં પણ નહીં ઉત્પન્ન થયલું, આકાશમાં પણ નહી થયલું, તેમ જ મર્દન પણ નહીં કરેલું, કોઈ પણ પ્રકારના રસથી પણ નહીં બાંધેલું, પથ્ય, અને પૂર્વના આયુર્વેદના આચાર્યોએ માન્ય કરેલું એવું, સર્વસાધારણ ઔષધ કીયું ? ”

આ પ્રશ્ન સાંભળતાં વાગ્ભટ્ટ તત્કાલ જ બોલ્યો: “ એવું ઔષધ તો લંઘન–લાંઘણ–નક્કર કષ્ટ ભૂખ્યા રહેવું, એ છે; એ જ એક સર્વોપરિ

ઔષધ છે. જેમ કોઇ પણ રોગનું મૂળ અજીર્ણમાં જ હોવાનું તેમ કોઈ પણ ઉપચારનું મૂળ ઉપવાસ જ છે.

વાગ્ભટ્ટનું આ વચન સાંભળી, બંને અશ્વિનીકુમારો પ્રસન્ન થયા અને તેને વરદાન માગવા કહ્યું. એટલે વાગ્ભટ્ટે મનોવાંચ્છિત વર માગ્યો અને તથાસ્તુ કહી બંને બંધુઓ સ્વર્ગે સીધાર્યા.

---

## વાર્તા ૮૫ મી–" અતિ ઋણિયાને ઋણ નહીં અને અતિ દુઃખિયાને દુઃખ નહીં."

એક સમયે ધારાનગર બહાર કોઇ ઉત્સવપ્રસંગે લોકોની ભારે મેદિની જામી હતી. રાજા ભોજ તે વારે એક સુંદર અરબ્બી ઘોડા ઉપર સ્વાર થઇ, ઉત્સવના અંગે ભરાયલી ગુર્જરીમાં અહીંતહીંનાં દૃશ્ય જોતો વિચાર કરતો ફરતો હતો. મેદિની બહુ વખત થયાથી વિખેરાવાની અને નગરમાં પાછી વળવાની તૈયારીમાં હતી. તેવામાં બંદોબસ્ત રાખવા મૂકેલા એક દંડધરનો હાથી છૂટયો અને લોકોએ નાસભાગ કરી મૂકી, અને નગરના દ્વારમાં ટપોટપ ભરાઇ જવા માંડયું. તે વેળા ધારાનગરના પડોશના નેસડામાંથી માથે છાશનાં માટ મૂકીને વેચાવા નીકળેલી કેટલીક ગોવાળણીઓ પણ તેમાં ધાઇને પેઠી. દોડતાં દોડતાં તેમાંની એક ગોવાળણીનું માથા ઉપરનું ગોરસનું માટ ભડાક દેતે હેઠું પડયું અને નદીના પ્રવાહ પેરે તેની છાશનો મોટો રેલો નીકળ્યો.

" તમાશાને કાંઇ તેડું હોતું નથી;" તેમ લોકોનાં વૃંદ તે જોવાને તેની આસપાસ જામ્યાં. કેટલાક લોક આ બીચારી ગોવાળણીની દયા ખાવા લાગ્યાં, તો કેટલાક " પણ શું જોઇને એ ભેગી દોડી? શું કંઇ બાપનો લાડવો ખાવાનો હતો ? એ તો એ જ દાવની." ઇત્યાદિ વચનો બોલવા લાગ્યા. પરંતુ પેલી ગોવાળીઅણ તો આટલું નુકસાન થયા છતાં રડવા કે શોક ધરવાને બદલે પહોળે મોંઢે ખડખડ હસવા લાગી.

રાજા ભોજ તેમ જ સઘળી મંડળી આ કૃત્ય જોઈ અતિ આશ્ચર્ય પામી. રાજા ભોજ કુતૂહલથી ત્યાં આવ્યો. પછી તેણે આ ગોવાળી-અણને હસતી જોઈ આશ્ચર્યથી પૂછ્યું:—

"હે બહેન ! તને ઘણું નુકસાન થયું છે; કદાચ વાગ્યુ પણ હશે. છતાં જાણે કાંઇ જ થયું ન હોય તેમ આનંદમાં કેમ હિલોરા ખાઇ રહી છું. તને રજ પણ વિષાદ કેમ થતો નથી ?"

એટલે માત્ર રાજાની ઉત્સુકતા નિવારવાને જ, તે બોલી:—"હે રાજન્ ! વિષાદ થવાના વારા વહી ગયા ! આપ એ તો જાણો છો જ કે 'અતિ ઋણિયાને ઋણ નહીં અને અતિ દુઃખિયાને દુઃખ નહીં.' મારે માથે તો દુઃખનાં ઝાડ ઉગવાં જ બાકી રહ્યાં છે. મેં સહ્યાં છે એવાં સંકટો પ્રભુ મારા કટ્ટા શત્રુનેય ન વેઠાવો. હે રાજન્ ! મારાં પૂર્વનાં દુઃખો આગળ તો આ માટ વટાવમાં જ જાય એમ છે. ટુંકમાં હું પોતે જ આપ વિશેષ પૂછો તે અગાઉ મારી કથની કહી દઉં છું, એટલે આપની કુતૂહલતા આપોઆપ શમશે. આપ સાંભળો:—

हत्वा नृपं प्रियमवेक्ष्य भुजंगदृष्टम्
देशान्तरे विधिवशाद्गणिकाऽस्मि जाता ।
पुत्रं भुजंगमधिगम्य चितां प्रविष्टा
शोचामि गोपगृहिणी कथमद्य तक्रम् ॥

ભાવાર્થ—"હે રાજન્ ! હું કોઇ એક દેશના રાજાની પ્રિયપત્ની હતી પરંતુ એક જાર પુરૂષ સાથે આડો સ્નેહ બંધાતાં, મેં પ્રસંગપરત્વે મારા પતિ નરપતિને હણ્યો અને મારા જાર સાથે દૂર દેશાવર ચાલી ગઈ. પરંતુ મારૂં ભાગ્ય મારાથીયે આગળ દોડતું હોવાથી, જંગલમાં મારા પ્રિય જારને સાપે (ભુજંગે) ડસ્યો; એટલે અટુલી પડતાં તેને જંગલમાં જ છાંડી, હું એક બીજા જ દેશમાં પરવરી. પણ વિધિએ કંઇક વિલક્ષણ યોગ ઘડ્યો હશે તેથી વખાની મારી એક ગણકાના પાશમાં સપડાઇ અને તેને ઘેર રહી. ત્યાં પૂર્વજન્મનાં આવાં કર્મોથી નૃત્યાદિથી મોહિત થયલા એક રાજપુત્ર સાથે જારકર્મ કર્યું, પણ તે મારો જ રાજપુત્ર નીકળ્યો ! એટલે

હું અને એ બે પોપળો કોરાવી બળવા તેમાં પેઠાં અને અગ્નિ સળગાળ-રાવ્યો. પરંતુ મારે વનેખા વેઠવાના હજીયે પૂરા થયા ન હતા, એટલે હું પૂરી બળી રહી ન હતી, તેવામાં ચોમાસું ન હોવા છતાંયે એકાએક બારે મેઘ તૂટી ગયા. મારો પુત્ર તો બળી ગયો, પણ હું દાઝેલી દાઝેલીયે ઉગરી. ત્યાંથી અથડાતી પછડાતી, દુઃખથી બુમ પાડતી, જંગલમાં ફરતી હતી, ત્યાં આપના નગરની નજીકના નેસડાના ગોવાળે મને ઘેર આણી અને વનસ્પતિઓથી મારાં બળેલાં અવયવોનાં ચાઠાં મટાડ્યાં અને હું પાછી નિર્મલ કાન્તિવાળી થઇ. અને पुनर्दरिद्रि पुनरेव पापी એ ન્યાયે તેની સાથે ઘર માંડ્યું અને તેને ઘેર રહેતાં હું છાશ વેચવા આપના નગરમાં હરહમેશની પેઠેમ આજે પણ આવતી હતી ત્યાં મારૂં અમૂલું ગોરસ ફૂટયું. કહો રાજન્! મારે હવે વિપાદ કર્યો પાલવે એમ છે?"

રાજા ભોજની કુતૂહલતા આટલી સંક્ષેપમાં કહેલી કથનીથી તૃપ્ત ન થઇ, તેથી એને સમજાવી, પોતાના રાજમંદિરમાં સાથે આણી અને નાનોસકડો દરબાર ભરી, આખીયે કથની કહેવા તેને પ્રેરણા કરી. એટલે ગોવાળીઅણે કંઇક લજ્જાથી તો કંઇક ગ્લાનિથી પણ પોતાની વીતેલી સઘળી નીચે પ્રમાણે કહી સંભળાવી:--

"હે રાજન્! હું ઉત્તર પ્રાંતના એક પ્રદેશના રાજા કર્ણચંદ્રની પટ્ટરાણી હતી. દૈવયોગે મારૂં સૌન્દર્ય અને લાવણ્ય અદ્ભુત હતાં. તેથી તે મારામાં ઘણો જ આસક્ત રહેતો હતો. પણ તેને બીજી કેટલીક સુંદર રાણીઓ હતી; અને તેમનામાં પણ કેટલીક વાર લોભાઇ તે તેમને મહોલે જતો. તેમ તેને અફીણનું વ્યસન હતું. આથી જો કે કર્ણચંદ્ર તો મારી ઉપર અસાધારણ સ્નેહ રાખતો હતો, છતાં મહાત્મા ભર્તૃહરિએ કહ્યું છે તેમ

**यां चिंतयामि सततं मयि सा विरक्ता।**
**साप्यन्यामिच्छति जनं सजनोऽन्यसंक्तः॥**

ભાવાર્થ:—હું જે પ્રિયાનું નિરંતર ચિંતન કરૂં છું તે બીજા પુરૂ-ષમાં આસકત થયલી છે, અને જે પુરૂષમાં તે આસકત થઇ છે તે પુરૂષ

વળી અન્ય સ્ત્રીમાં લોભાયો છે. તેમ મારું મન કર્ણચન્દ્ર ઉપરથી ઉઠ્યું. જોકે બહારથી તો તેની આસક્તિ રાજકીય કારણે મારે ટકાવવી જ પડતી હતી, તેથી તેને જોતાં ઓછી ઓછી થઇ જવાનો ડોળ કરતી, અને તેને મારી પ્રીતિમાં વિશેષ લપટાવતી હતી; પરંતુ અંદરથી મેં મારૂં મન ઉઠતાં, એક અશ્વપાળ સાથે ગુપ્ત સ્નેહ બાંધ્યો. હું ઘણુંખરૂં, મારો પતિ નરપતિ રાત્રે અફીણના ઘેનમાં ઉંઘતો તે વેળા છાનીમાની રાજમંદિરમાંથી બારી વાટે ઉતરી, ચોકી વટાવી, નદી ઉતરી સામે પાર એક મનમાનિતા અશ્વપાલના મંદિરમાં જતી અને વિલાસ માહાણતી. હે રાજન્! જે ગાયને હરામનું ખાવાની ટેવ પડી હોય છે, તે ગાય ધણીને ઘેર સુખેથી પેટ ભરતી નથી પણ નાસી છૂટી ભટકાં મારે છે અને તેમાં ડમણાં વાગે છે છતાં તેવાં ભટકાં તે મારે ત્યારે જ તેને જંપ વળે છે. આવી મારી ગતિ થઈ. અશ્વપાલ સ્વભાવે ઘાતકી હતો. મારા જેવી પટરાણી તેનામાં લોભાઇ હતી. છતાં જો મારે તેની પાસે જવાનું મોડું થતું તો ઘોડાની ચાબુકો મારી મારી પૂરી વલે કરતો. છતાં હું પણ વિષયાંધ બનેલી, એટલે આવા મારને નહીં ગણકારતાં તેને વળગી રહી.

આ ખબર ગનેસને મારા પતિ કર્ણચંદ્રને કાને આવ્યા તો ખરા, પરંતુ મારા સ્ત્રીચરિત્રથી તેમ જ મારામાંની તેની મોહાંધતાથી સાચા માનતાં ખચકાયો મેં પાપિણીએ તો તે છતાં મારૂં દુષ્કર્મ ચાલુ જ રાખ્યું. એક દિવસે વહેમથી ભમાયલા મારા પતિએ અફીણ લીધું નહીં અને રાત્રે જાણે ઘેનમાં પડ્યો હોય તેમ પથારીમાં પડતાં વેંત જ ઘોરવા મંડ્યો. મારું પાપ ફૂટી નીકળવાનું હશે, તેથી હું તેના આવા ચેનચાળાથી છેતરાઇ અને આજે જરા વિશેષ અફીણ લીધું હશે, એટલે વહેલો ઘોરતો હશે, એમ માની હમેશની પેઠે નિર્ભયપણે જારકર્મ અર્થે અશ્વપાલને મંદિર પરવરી. રાજા કર્ણચંદ્ર પણ પછવાડે પછવાડે હું ન ચેતું તેમ આવ્યો. તે દિવસે પેલો અશ્વપાલ દારૂના વ્યસનમાં ચકચૂર હતો, તેથી તેણે આડુંઅવળું ન જોતાં પોતાની સ્ત્રી ઉપરનો રોષ મારી ઉપર કાઢવા મને ચાબુકે ચાબુકે ફટકાવી. છતાં મધે વળગેલો મંકોડો જીવ જતાં સુધી તેને છોડતો નથી, તેમ મેં

ઘણા કાલાવાલા કરી, મારી ઇચ્છા તૃપ્ત કરી લીધી, અને પાછી રાજમંદિરે આવી.

આ પાસ કર્ણચંદ્ર મારા આવવા અગાઉ જ મંદિરે જઇ પહોંચ્યો. પણ મારૂં દુર્ભાગ્ય તે, એણે રાજમંદિરની બારીવાટે હું જે દોરીથી ઉતરતી તે દોરી ગુસ્સામાં અને મને ફસાવવાની દાનતથી કાપી નાંખી. રાજમંદિરે આવતાં મેં આવી ઘટના જોઇ, એટલે ગભરાઈ. ત્યાં તો મેં મારે હાથે જ રાજાને આપેલો સુગંધીવાળો રૂમાલ, જે સંભ્રમથી ઉંચે ચડતાં તેના હાથમાંથી સરી ગયો હશે, તે મારા હાથમાં આવ્યો. એટલે મારી તો ખાત્રી થઇ કે રાજા કર્ણચંદ્ર મારા જારકર્મથી વાકેફ થઇ ચૂકયો છે.

થવા કાળ તે, હું આથી ગભરાયલી, ચકવકળ આંખે હવે શું કરવું, તેનો વિચાર કરતી ઉભી હતી, ત્યાં મારી એક વિશ્વાસુ દાસીએ મને જોઈ અને તેની મદદથી હું બીજી દોરી વાટે મારા શયનાગારમાં જવા પામી. ' રાજા શું કરશે ? ' એનો ભય સજ્જડ હતો, તેથી આંધળીયાં કરી તેનું માથું જ કાપી નાંખવાના નિશ્ચયથી એક ખડ્ગ લઇને હું શયનાગારમાં ગઇ હતી. ત્યાં જતાં વિષા થી ઘણો જ દારૂ પીને ઘોરતો મારા પતિને મેં જોયો. એટલે આડું અવળું ન જોતાં તેનું શિર કાપી નાંખ્યુ અને મારા હસ્તકનાં આભૂષણો, રત્નો આદિ જેટલું લઇ શકાય અને જીરવી શકાય તેટલું મેં બાંધી લીધું. પછી ગુપચુપ ત્યાંથી પોબારા ગણ્યાં; ને ચાલી ચાલી નદીના સામા તીરે આવી, અશ્વપાલને જગાડયો, તેને જો સત્વર પલાયન કરવામાં નહીં આવે તો સવારે આવી જ બન્યું છે, એમ કહી સઘળી ઘટનાથી ચેતાવ્યો અને એ ઉત્તમ પાણીદાર ઘોડા ઉપર પલાણી અમે રતોવાઇ દેશાવર ચાલી નીકળ્યાં.

પછી થોડીક વાર થાક ખાઇ, ગ્લાનિ દર્શાવી, ગોવાળીઅણે કથની પાછી શરૂ કરી અને કહ્યું:—" હે રાજન્ ! મારો કર્મભોગ કંઇક વિલક્ષણ જ હતો, તેથી અજાણ્યા લક્ષ્ય પ્રતિ હું ભર દરીયે શઢ વિનાના અથડાતા વાહાણની પેઠે જ્યાં જ્યાં કીનારાની આશામાં અથડાતી ચાલી. માર્ગે જતાં એક ગાઢ જંગલ આવ્યું. રાતનાં અમે નીકળેલાં તે બીજા

દિવસનો બપોર થયો ત્યાં સુધીએ લગાર પણ આરામ કે ભૂખની દરકાર રાખ્યા વિના 'એ પકડાયાં, એ રાજાના સ્વારોયે ખાધાં તો," એવા ભયથી આડું અવળું ન જોતાં ઘોડા મારી જ મૂકેલા તે કયાંએ થોભ્યાં નહીં! પણ આખરે શ્રમ અસહ્ય થઇ પડયો; પાણીપંથા તેજીઓ પણ લથડીયાં ખાવા લાગ્યા. તાપ એસુતમ હતો, ગળે કાંટા પડતા હતા, પેટમાં કોળ ગડબડતા હતા, અને જમીનમાંથી ઉઠતા ગરમીના ભભુકાથી દૂર દૃષ્ટિ કરવી પણ દુર્ઘટ થઇ પડી, એટલે એક સીતલ જલવાળા સરવરને કાંઠે આવેલા વડ વૃક્ષની છાંયે અમે ઉતર્યાં. ત્યાં થાક ખાઇ, ઘોડાના તંગ ઢીલા કર્યા અને તેને જલ અને ચંદી નીર્યાં, અને અમે પણ થોડુંક જે ભાવ્યું તે ખાઈ લીધું. પછી બપોરની વેળા ગાળવા ઘાસીયા પાથરી શીળી છાંયે સુતાં.

પરંતુ કર્મના દોષ કાંઇ કોઇથી ટાળ્યા ટળાતા નથી, અને મારા ભાગ્યમાં હજી વિશેષ વનેખા ભોગવવા લખ્યા હશે, તેથી થાકથી આવરાબાવરાં બનેલાં અમો બંનેમાંના કોઇએ પણ ઘાસીયા કેવી જમીન ઉપર પાથર્યા છે, તે જોયું જ નહીં! અને કર્મવશાત્ મારા અશ્વપાલના ઘાસીયાના પગવાળો છેડો સર્પના એક દર ઉપર પથરાયો. અમે તો એવાં ઘસઘસાટ ઉંઘ્યાં કે વહેલી પડજે. સાંજ પણ થોડીક વાર થઇ હશે, એટલે પોતાનું દર ઢંકાયલું જોતાં તાપથી આકળવિકળ થયલો સર્પ દરમાંથી બહાર નીકળ્યો અને અશ્વપાલને કરડયો. હું તો ઉંઘમાં જ હતી એટલે તેના મરણની અછાડપછાડની મને ખબર જ પડી નહીં અને કેટલીક વારે સાંજ પડતાં મેં હાંફળાંફાંફળાં ઉઠી અશ્વપાલને જોયો તો તે યમને ધામ પહોંચેલો જણાયો.

હવે મારે શું કરવું? સ્ત્રી જાત, અટુલી એકલી, રાણી હોઇને બહાર ફરેલી પણ ઓછું. તેમાં પાસે મબલક જરઝવેરાત. હું તો ગભરાઈ, પુષ્કળ રોઈ, પણ કાંઇ રોયે કાર્ય સરે એમ નથી, એમ સમજી, મનને વજ્ર જેવું કઠણ કરી, કંઇક વિચાર સ્ફુરતાં ઉઠી, અશ્વપાલના ઘોડાને હણ્યો અને અશ્વપાલને ત્યાં જ પડયો રહેવા દેઇ, સર્વસ્વ લઇ, બીજે ઘોડે ચઢી;

અને જ્યાં ઘોડો લઇ જાય ત્યાં જવું, એ વિચારે અજાણી દિશામાં તેને જવા દીધો. માર્ગમાં લુંટારાનો ભો તેમ જ વનચર હિંસક પ્રાણીઓનો ભય પણ લાગ્યો. મધ્ય રાત્રિ થતાં એક વૃક્ષના થડે ઘોડો બાંધી હું ઝાડ ઉપર ચઢી સુઇ ગઇ. થોડીક વારે લુંટારાઓ ત્યાં આવ્યા અને મારા ઘોડાને સરસામાન અને માલમત્તાથી ભારેલો જોતાં, ખુશ ખુશ થયા અને તેની ઉપર માત્ર પલાણ જ રહેવા દઇ સઘળું ઉઠાવી ચાલ્યા ગયા.

પ્રભાત થતાં મેં હેઠા ઉતરી જોયું તો માત્ર ઘોડો અને પલાણ. ભાગ્યમાં જે નિર્માણ થયું હશે તે ખરૂં, એમ વિચારી, દુઃખથી રીઢી થયલી હું ભારે વિષાદ ન કરતાં રસ્તે પડી. બપોરનો સમય થવા આવ્યો ત્યાં સુધી ઘોડાએ ચાલ્યાં જ કર્યું: પછી આખરે થાકીને મેં ઝાડની છાંયમાં વિશ્રાંતિ લીધી.

દરમ્યાન એમ બન્યું કે, બે રાજકુંવરો ત્યાં આવી ચઢયા. અને તે બંનેય મારા સૌન્દર્ય ને લાવણ્યથી મોહાંધ થયા. તેઓ મને ઉપાડી જવા પરસ્પર હોંસાતુસી કરવા લાગ્યા, અને મારામારીએ ચઢશે, એવો મામલો થઇ પડયો, ત્યાં તો હું જાગી ઉઠી અને મને હોલામાંથી ચુલામાં પડ્યાં જેવું લાગ્યું. તત્કાલ આ પીડામાંથી વંચી જવાની એક યુક્તિ મને સુઝી. મેં તેમને શાંત પાડી કહ્યું કે તમારૂં ધનુષ્યબાણ મને આપો. હું અહીં ઉભી રહીને તીર છોડું છું અને તમારામાંનો જે કોઈ પગપાળો જઈને એ તીર પહેલો લઇ આવશે, તેને હું વશ થઇશ. મારી આ યુકિતમાં તે બંને મોહાંધ કુંવરો આબાદ ફસ્યા. પછી મેં એક જણનું ધનુષ્ય લઈ એવું તો સોંસરૂં તીર છોડયું કે તે દૃષ્ટિમર્યાદા ચૂકાવી અત્યંત દૂર જઇ પડયું. અને પેલા કુંવરો તે લેવા જીવ ઉપર આવી દોડ્યા.

મેં તરત જ લાગ જોઇ, ઘોડો પલાણી, ત્યાંથી મારતે ઘોડે સામી જ બાજુએ અગીઆરા ગણ્યા, અને એક ગામનું પાદર આવતાં હેઠે ઉતરી, ઘોડો છૂટો મૂકી દીધો. સંધ્યાકાલનો વખત થવા આવ્યો હતો. આખા દિવસની ભૂખી હતી. ઘર છોડયે બે દિવસ થયા હતા. ચાલ્ય તોયે સ્ત્રી જાત. એટલે ગામને પાદરે આવી મોકળું મૂકી રોઇ જ પડી. સુખમાં સહુ ભાગી થવા આવે, સુખનું ‘ સરીગત ’ સહુ થાય, પણ દુઃખનું કોઈ નહીં! હું તો

અતિશય અમુંઝાઇ હતી અને તેમાં લોકની બેપરવા જોઇ; એટલે જાણે બધાયે સંતાપ તત્કાલ જ પડ્યા હોય તેમ એક સામટા સંતાપવા લાગ્યા. ઘડી ભર મેં રોયાં જ કીધું; પણ કોઇનું હૃદય પીગળ્યું નહીં ! ઉલટા લોક ભેગા મળ્યા અને 'તળાવને મોંઢે ગયણું નહી અને લોકને મોંઢે તાળું નહીં,' તેમ તેમની ચેષ્ટાળીઓનો કડવો અનુભવ મને થયો.

આવી અટુલી અવસ્થામાં, એક માલણ મારી પાસે આવી. તેણે જાણે મારા દુ:ખથી દાઝેલી હોય તેવો વેષ કરીને મને દિલાસો દીધો. પછી મારી કાન્તિ તેમ જ મોહકતા જોઇ દુષ્ટબુદ્ધિએ તેના મનમાં વાસ કીધેલો હોવાથી, એક શેઠાણીને ત્યાં ઘરકામમાં રાખવાનું વચન આપી પોતાની સાથે મને શહેરમાં તેડી ગઇ. હું વખાની મારી હતી, છેક નિરાધાર હતી અને કષ્ટો તેમ જ સંસારની લપટઝપટોથી બાહવરી બનેલી હતી, એટલે કંઇ પણ વિચાર કર્યા વિના હું એકદમ તેની સાથે ચાલી. એ દુષ્ટાએ મને એક વેશ્યાને ત્યાં મૂકી. હું સમજી કે, આ તો ભવ બગાડવાનું સંકટ પાછું આવ્યું. પરંતુ લાચાર અવસ્થાએ મારી સદ્બુદ્ધિને દવ લગાડેલો હતો, એટલે આખરે, 'એ જ સર્જિત હશે' એમ ધારી, આ નવો ધંધો અંગિકાર કર્યો. મને કંઇક સંગીતનો શોખ હતો, તે પણ ખીલવ્યો, અને પંકાઇ. આમ દશેક વર્ષ અહીં ગાળ્યાં.

મારા ભાગ્યમાં હજીયે અવદશા ભોગવવાની હશે, તેથી એમ બન્યું કે, એક દિવસે મારા પતિ કર્ણચન્દ્રથી મને થયલો પહેલા ખોળાનો રાજ-કુમાર, કોઇ કાર્યપ્રસંગે આ શહેરમાં આવ્યો. મેં તેને છોડયો ત્યારે તે નવેક વર્ષનો હતો, એટલે અત્યારે તે ઓગણીસ વર્ષની ભર ખીલતી યુવાવસ્થામાં હતો. તેની મોંકળા તેમ જ બાંધો ઉમ્મરે આવતાં બદલાયાં હતાં, અને મારૂં પૂર્વજન્મનું પાપકર્મ પ્રબળ હશે, તેમ મારા ભાગ્યમાં વિશેષ પાપ હજી કરવાનું નિર્માણ હશે, તેથી તેને હું ઓળખી ન શકી અને તે તો મને ઓળખે જ શી રીતે ? મેં તેને સંગીતથી લપટાવ્યો અને અઘટિત કર્મ પણ આચર્યું.

પછી તેના ઉતારામાંથી હું મારે ઉતારે જવા નીકળી, ત્યારે ભાન ન રહેવાથી ભૂલથી મારો પગ ત્યાં ગાય સાથે બેઠેલી એક વાછડીની

પુંછડી ઉપર જોસથી પડયો. વાછડીને દુઃખ થયું, તે જોઇ, ગાયને એકદમ વાચા થઇ અને તે બોલી કે, " પુત્ર સાથે આડો સંબંધ જેણે કર્યો, તેનામાં એવો વિવેક હોય જ નહીં, " મેં તો ગાયનું મેહેણું ગણકાર્યું નહીં, પણ મારો રાજપુત્ર જે તે વેળાએ આ દૃશ્ય જોતો હતો તેને કાને તે પડયું. એટલે તેણે મને સીપાઇ મોકલી બોલાવી અને મારી કથની પૂછી. મેં તેને મારી વીતી સઘળી કહી. અને અમારો માતાપુત્રનો સંબંધ પ્રકટ થયો.

પછી તેણે આ અઘોર કર્મની નિવૃત્તિ અર્થે વેદપાત્ર વિપ્રોને બોલાવી, તેમની સલાહ લીધી અને તે પ્રમાણે જંગલમાં પીપળાનું એક સુકકું થડ કોરાવી તેમાં અમે બંને પેઠાં અને તેને અગ્નિ સળગાવરાવ્યો. મારા પુત્રને અગ્નિની આંચ તત્કાલ લાગી અને તરત મરી ગયો.

પણ મારા દુર્ભાગ્યે મને આંચ એકદમ ન લાગી, અને કેટલીક બળી એટલામાં તો જાણે બારે મેઘ તુટયા હોય તેમ ઓચિંતો કમોસમે વર્ષાદ થયો અને હું ઉગરી. ચારેક દિવસ જંગલમાં બળેલીઝળેલી દુઃખ વેઠતી હું પડી રહી. પાંચમે દિવસે એક પાકટ વયનો ભરવાડ આવ્યો તે મને પોતાને નેસડે લઇ ગયો. તે એકલો હતો. તેને સ્ત્રીની જરૂર હતી; તેથી તેણે વનસ્પતિઓ વગેરે આણી મને સાજી કરી અને હું પછી નિર્મળ કાન્તિવાળી થઈ. તેના ઉપકારને વશ હોવાથી મેં તેની સાથે સંસાર માંડયો; તેનાં મેંઢાં, બકરાં અને ગાયોની સંભાળ રાખવા લાગી; અને વખતો વખત ગોરસ માથે ચઢાવી આપના ધારાનગરમાં છાશ વેચવા આવવાનું શરૂ કીધું. આજે દુર્દૈવથી મારૂં માટ ફુટયું અને તે પછીનો સઘળો પ્રકાર આપે જાણ્યો. "

આ પ્રમાણે પોતાનાં વીતક કંઈક સ્ત્રીસહજ લજ્જાથી તેણે કહ્યાં, અને ગ્લાનિથી એકદમ શરમાતાં ત્યાં જ બેભાન થઇ પડી. રાજાએ એક દાસીને બોલાવી, તેને શીતલ જલ છંટાવી ભાનમાં અણાવી. પછી દયાભાવથી ભોજે તેને માટે ધારાનગરની પડોશના ડુંગરી પ્રદેશમાં એક ઝુંપડી અપાવો ત્યાં રહેવાની સોઈ કરાવી આપી.

કહેવાય છે તેમ તે સ્ત્રી ઝુંપડીમાં રહેતાં રહેતાં ઓચિંતી ત્યાંથી અદૃશ્ય થઇ અને મહી નદી રૂપે પ્રકટી !

---

## વાર્તા—૮૬ મા-ગોવાલણીની મહેચ્છા.

એક સમયે મૃગયારસમાં તલ્લીન થયલો ભોજરાજા વનમાં ભૂલો પડયો. ઉન્હાળાનો સમય હતો. બપોરની વેળા થઇ હતી. કપાલેથી પરસેવાના રેલા ઉતરતા હતા, આખું શરીર પણ ભીનું ભીનું થયું હતું. તાપના બાફથી જમીનમાંથી પણ ભભુકા ઉડતા દેખાતા હતા. તેનો અશ્વ ઉત્તમ જાતિનો હતો, તે પણ થાકી ગયો અને તેની ગતિ મંદ પડી. ભોજ પોતે તૃષાતુર થયો હતો, તેથી શીતલ જલવાળી વાવડી કે તળાવ શોધતો અહીંતહીં હેરીયાં મારવા મંડયો, અને આખરે થાકી એક વટવૃક્ષની હેઠળ બેસવાની ફરજ પડી.

એટલામાં એક સુન્દર, નવયોવના કુમારિકા, ગોવાળણી માથે છાશનું માટ લઇને જતી દેખાઇ. રાજાને લાગ્યું કે તે માટમાં દૂધ હશે અને પોતે જલ પીવાને તલસતો હતો, તેથી દૂધથી પોતાની તૃષા શાંત પાડવાને તેણે એ ગોવાલણીને હાંક મારી પાસે બોલાવી અને પૂછ્યું:—"હે તરૂણી! તું આ માથે શું લઈ જાઉં છું?"

ચતુર ગોવાલણી તેની મુખકાન્તિ ઉપરથી એ ભોજ છે એમ સમજી ગઇ હતી, અને તેના હૃદયમાં ભોજે દૃષ્ટિએ પડતાં વેંત જ વાસ કર્યો હતો, તેથી તે મર્મમાં બોલી:—

**हिमकुन्दशशिप्रभं शंखनिभं परिपक्वकपि कपित्थसुगन्धरसं ।**
**युवतिकरपल्लवनिर्मथितं पिब हे नृपराज रुजापहरम् ॥**

ભાવાર્થ:—"હે રાજન્! આમાં છાશ છે; અને તે હિમ ડોલરનાં ફુલ, ચન્દ્રમા, અને શંખના વાન જેવી ધોળી છે; પાકા કોઠના ફળનાં જેવી તેની સુગંધ છે. યુવતીના સુન્દર કોમલ પલ્લવ જેવા નાજુક હાથે વલોવાયલી છે, અને તે તમારા તાપના દુઃખને હરે એવી છે."

પછી તેણે ભોજને છાશ પાઈ અને તેનો આત્મા તૃપ્ત થયો. રાજાએ તેને યોગ્ય બદલો આપવાની આકાંક્ષાથી તેને પૂછ્યું:—"હે સુન્દર નેત્રવાળી! તને શું પરમ પ્રિય છે?"

ગોવાળણી ભોજની કાન્તિથી પરવશ થઈ ચૂકી હતી, તેથી તેણે આ ખરો લાગ છે, એમ સમજી કહ્યું:—

**इन्दुं कैरविणीव कोकस्त्रीवाम्भोजिनी वल्लभम् ।**
**मेघं चातकमंडलीव मधुपश्रेणीव पुष्पव्रजम् ॥**
**माकन्दं पिकसुन्दरीव रमणीवात्मेश्वरं प्रेषितम् ।**
**चेतोवृत्तिरियं सदा नृपवर ! त्वां द्रष्टुमुत्कण्ठते ॥**

ભાવાર્થ—"હે નૃપતિઓમાં ઉત્તમ ભોજરાજ! જેમ કુમુદિની ચન્દ્રને જોવા ઉત્કંઠિત થઇ રહે છે, જેમ ચકવાચકવીનાં યુગલો સૂર્યને નિરખવા અત્યંત ઉત્સુક બની રહે છે, જેમ બપૈયાઓની મંડલી મેઘને અવલોકવા આતુર રહે છે, જેમ મદઘેલા ભમરાઓની હાર પુષ્પોનાં વજને દેખવા તલપી રહે છે, કોયલડી જેમ આંબાને જોવા ટાંપી રહે છે, અને જેમ જેનો પતિ પરદેશ ગયો છે, એવી વિરહાતુર પત્ની તેના આવવાના માર્ગને તરસ્યાં નેત્રોથી જોતી જ રહે છે, તેમ આ મારા ચિત્તની વૃત્તિઓ સદાસર્વદા તમને જ જોઈ રહેવાને તલસી રહી છે."

તેનું આવું ચમત્કારિક વચન સાંભળી, ઉપકારને વશ તેમ જ તેના રૂપલાવણ્યથી મોહાંધ થયલા ભોજે પટ્ટરાણી લીલાવતીની સંમતિ મેળવી, તેને ભોગિની સ્ત્રી તરીકે પોતાના અંતઃપુરમાં રાખવા વચન આપ્યું.

પછી રાજા તેના નિવાસનું ઠામઠેકાણું જાણી લઈ, ઉતરતે પહોરે ધારાનગર આવી પહોંચ્યો અને લીલાવતીને સમગ્ર પ્રસંગ નિવેદિત કર્યો. પછી તેની સંમતિ મેળવી, ભોજે એ ગોપકન્યાને બોલાવી અંતઃપુરમાં રાખી લીધી.

---

## વાર્તા ૮૬ મી–શું દુરાચરણી જનો મારા રાજ્યમાં હશે?

### (૧)

એક વેળા **ભોજ**ને સહસા એવો વિચાર આવ્યો કે "મારા રાજ્યમાં દુષ્ટ આચરણ આચરનારાં સ્ત્રીપુરૂષો હશે ખરાં ? હું પ્રજાની નીતિરીતિ ઉપર ચિવટભરી નજર રાખું છું અને બદવર્તનવાળાંને સખ્ત સજા ફરમાવું છું; તેમ તેનાં દારિદ્રયાદિ સંકટો ટાળવાને એકેપગે ટાંપી રહું છું, તેથી એવાં નઠારાં માણસો મારા રાજ્યમાં હોવાં ન જોઈએ."

તે આવો વિચાર કરતો હતો તે જ ક્ષણે **કાલિદાસ** તેની પાસે આવ્યો. એટલે **ભોજે** તેને પોતાનો વિચાર જણાવ્યો. તરત જ **કાલિદાસ**થી હસી જવાયું. **ભોજે** તેને હસવાનું કારણ પૂછતાં તે બોલ્યો:–"હે રાજન્! મનુષ્યપ્રકૃતિના તમે હજી પૂરા પરીક્ષક નથી થયા. જગતમાં બધા જનો પોતાની પ્રાપ્ત સ્થિતિથી સંતોષમાં રહેતા હત અને નીતિરીતિનું પાલન કર્યા કરતા હત, તો રાજ્યો અને રાજાઓની કાંઈ જરૂર જ ન રહેત. હે રાજન્! કેટલાંક મનુષ્યોની વૃત્તિ ઉત્તમ ખાદ્ય ઠરીને, ખાવાને બદલે ભટકીભટકીને હરામનું ખાવાની હોય છે. પોતાની પત્ની સુંદર હોય છતાં પરદારામાં કેટલાક જીવના અને કીર્તિના જોખમે આસક્ત થાય છે, તેમ સુંદરીઓ પણ દુષ્ટ આચરણની દરી (ગુફા) જેવી થાય છે. આપને ખાત્રી કરવી હોય તો ચાલો આપણે અત્યારે જ અંધારપછેડો ઓઢી નગરચર્યા જોવા નીકળીએ."

આ સૂચના **ભોજ**ને પસંદ પડી અને બંને અંધારપછેડો ઓઢી બજારમાં ચાલ્યા. તેવામાં એક, જાણે નરી કાચની જ પૂતળી હોય, કનકની જ મૂર્તિ હોય તેવી, એક રૂપના અંબાર જેવી યુવતી મદભર હાથિણી વિચરતી હોય તેવી ગતિથી જતી દેખાઈ. તે એક યુવાન શેઠીઆની દૃષ્ટિએ પડી. ચબરાક યુવતી પણ તેનો મોહ કળી ગઇ અને તેને ઘટતી ચાનક આપવા લગાર તેની સામે ટીકી વાંકું જોયું. પેલા શેઠની વૃત્તિ તો ખરાબ જ હતી, તેથી તેણે એને પ્રશ્ન કર્યો:—

**वक्रं पश्यसि किं बाले पतितं तव किं भुवि ।**

ભાવાર્થ—"હે બાલા ! તું વાંકું વાંકું કેમ જુએ છે ? તારૂં કેમ કંઇ ભોંયે પડયું છે ?

એ સાંભળી, પેલી ચપરખંધી યુવતી તેની પણ મોહવશ સ્થિતિ કળી ગઈ અને તેની બુદ્ધિ ઠેકાણે આણવા બોલીઃ—

**रे रे मूर्ख न जानासि हृतं तारुण्यमौक्तिकम् ।**

ભાવાર્થ–"હે મૂર્ખ શું તું એટલુંએ જાણતો નથી કે, મારૂં તારૂણ્ય–યુવાવસ્થા રૂપી મોતી હરાઇ ગયું છે ? તેને શોધતી હું આમ ફરૂં છું."

આ ટોણાથી પેલો યુવાન શેઠીઓ તરત જ સમજ્યો કે યૌવનને આમ વ્યભિચારમાં એળે ગુમાવી દેવું, એ અયોગ્ય છે. એટલે તે મુંગે મોંઢે ત્યાંથી ચાલ્યો ગયો.

કાલિદાસે આ ઘટના ભોજને દેખાડી, એટલે તે સમજી ગયો કે દુષ્ટ આચરણનો આધાર મનુષ્યની પોતાની બુદ્ધિ ઉપર જ રહેલો છે. રાજા કાંઈ આજ્ઞાથી કે નિયમથી તેમની આંતરવૃત્તિને તાબે કરી શકે નહીં!

---

## વાર્તા ૮૭ મી–શું દુરાચરણી જનો મારા રાજ્યમાં હશે ? (૨)

ત્યાંથી ભોજ અને કાલિદાસ આગળ ચાલ્યા ચાલ્યા એક પરબ આગળ આવી પહોંચ્યા. ત્યાં તેમણે વળી આ એક બીજું દૃશ્ય અવલોકયું:

મધ્યાન્હનો સમય થયો હતો, લોકનો અવરજવર ઓછો થયો હતો. તે વેળા એક પરબ આગળ એક નવયૌવના ભોઇયિણ લગાર આડી પડી હતી અને રડ્યાખડ્યા વટેમાર્ગુને પડી પડી પાણી પાતી હતી. તે કંઇક છટકેલ હતી અને બોલવામાં બડી ઉસ્તાદ હતી. તેના લાવણ્યથી મોહી, તૃષાતુર ન હોવા છતાં એક વિલાસી તરૂણ તેની પાસે આવ્યો અને તેનાં ઉન્નત સ્તનો તરફ દૃષ્ટિ ઠેરવી, મર્મમાં તેને પ્રશ્ન કર્યોઃ—

कस्येऽयं तरुणि प्रपा—હે તરૂણી ! આ પરબ કોની માલિકીની છે ?

**ભોઇયિણઃ**—पथिक नः—હે વટેમાર્ગુ ! આ તો અમારી પરબ છે.

**વટેમાર્ગુઃ**—किं पीयते–અહી શું પવાય છે ?

**ભોઇયણઃ**—अस्यां पयः–અહીં પાણી પવાય છે.

પયનો અર્થ પાણી ન લેતાં દૂધ અર્થ કરી, વટેમાર્ગુ બોલ્યોઃ-धेनुनामथ माहिषं-(તું દુધ પવાય છે એમ કહે છે? તો એ દુધ ગાયનું છે કે ભેંશનું છે ?)

ભોઇયણુઃ--बधिर रे वारः-હે બહેરા ! અહીં દૂધ નહીં, પણ વાર-વારી-પાણી પવાય છે. એમ કંઈ દૂધ પીવાં રીઢાં પડ્યાં નથી.

'વાર'નો અર્થ પાણી ન લેતાં અઠવાડીઆનો એક દિવસ એ અર્થ લઈ, વટેમાર્ગુએ પૂછ્યું:—कथं मङ्गलः सोमो वाथ शनैश्चरः-શું તું દર રોજ નહીં પણ અમુક અમુક વારે-દિવસે અહીં પાંથને દૂધ પાય છે ? અને તે મંગલે, સોમે કે શનિએ ! કયારે, તે મને કહે ?

ભોઇયણુ ( ચીડાઇને ):—अमृतमिदम्-હે પાંથ ! તું તો કુટિલ છું. અહીં अमृत-એટલે પાણી પવાય.

વટેમાર્ગુ 'અમૃત'નો અર્થ પાણી ન લેતાં, આનન્દદાયી રસ એ અર્થ લઇ બોલ્યોઃ—तत्तेऽधरे दृश्यते-એ અમૃત તો તારા અધરમાં જ રહેલું જણાય છે.

ભોઇયણે બરોબર પારખી લીધું કે આ વટેમાર્ગુ એક વિલાસી, ચતુર પુરૂષ છે અને તે મારે યોગ્ય છે. એથી તેણે કહ્યું:—भो भो पान्थ विलाससुन्दर सखे यद्रोचते तत्पीब—તો હે વિલાસી, સુન્દર, સખા ! તને એ બે માંથી જે રૂચે તે પી; આ પરબનું પાણી પી, નહીં તો આ અધરનું-અમૃત પણ તારી રાહ જોઇ રહેલું છે, તો તેનો સત્કાર કર.

**(कस्येऽयं तरुणि प्रपा, पथिक नः, किं पीयतेऽस्यां पयो**
**धेनूनामथ माहिषं, बधिर रे वारः कथं मङ्गलः ।**
**सोमो वाथ शनैश्चराऽमृतमिदं, यत्तेऽधरे दृश्यते ।**
**भो भो पान्थ विलाससुन्दर सखे यद्रोचते तत्पीब ॥)**

ભર ખુલ્લી જગ્યામાં, આવું નફટાઇભર્યું દૃશ્ય જોઇ, ભોજનો ગર્વ જ ગળી ગયો, અને બીજાં દૃશ્યો જોવાની ઉર્મી આપોઆપ શાંત થતાં, કાલિદાસને લઇને વહેલો વહેલો રાજમંદિરે જઈ પહોંચ્યો.



# ભોજ અને કાલિદાસ

## ભાગ ૫ મો.

### ભોજના પ્રકીર્ણ વિવિધ પ્રસંગો.

### વાર્તા ૮૮ મી—ભોજરાજાના પૂર્વજન્મનું વૃત્તાંત.

(૧)

ભોજરાજાના મનમાં એક સમયે એવો વિચાર આવ્યો કે મનુષ્યનો આ દેહ, અને તેમાં પણ ઉત્તમ વર્ણમાં જન્મ પામ્યો તેની પહેલાં, હું કોણ હતો તે મારે જાણવું જોઈએ. આથી તે અને કાલિદાસ એકાન્તમાં બેઠા હતા તે વેળા સમય જોઈ રાજાએ તેને પૂછ્યું:—"હે કાલિદાસ ! તું મારી હરેક ઉત્સુકતા નિવારૂં છું, તેથી હું તને પૂછું છું કે આગલે જન્મ હું કોણ હતો ? તે તું કહીશ ?"

કાલિદાસ:—"હે મહારાજ ! આપ પૂર્વ જન્મનો વૃત્તાંત પૂછો છો પણ તે કાંઇ શાસ્ત્ર કે પુસ્તકમાં લખેલું હોતું નથી, તેમ એમાં બુદ્ધિનો ચમત્કાર કાંઇ કામ આવે નહીં, માટે એનો ઉત્તર હું કેમ આપી શકું ?"

ભોજ:—"મારે તો મારો પૂર્વજન્મ અવશ્ય જાણવો જ છે. માટે ગમે તેમ કરી ૭ માસની અંદર તેનો ઉત્તર મને શોધી આપ. નહિ તો મારી આજ્ઞા ન પાળ્યાનું પરિણામ તારે ભોગવવું પડશે."

પછી કેટલીક વાતચિત કરી, કાલિદાસ કવિ ઉદાસ ચહેરે ત્યાંથી ઘેર આવ્યો. તે દિવસથી આ બાબતના વિચારમાં મન રોકાયાથી બ્રહ્મસભામાંની તેની હાજરી પડવા માંડી, તેમ રાજા ભોજ સાથેનાં એકાંત મિલનો પણ ઘણાં જ ઓછાં થયાં. શા કારણથી આમ થયું હતું તે સર્વ કોઇના કળ્યામાં આવી ચૂકયું હતું જ. કેટલાકે તેને એવી સલાહ આપી કે,

" તેના પૂર્વ જન્મ વિષે રાજાને ગમે તેવી સાચીજૂઠી વાત સમજાવીશ, એટલે તે માનશે. કયાં તેને સ્વર્ગમાંથી કોઈ તમારી વાત જૂઠી હોવાનું કહેવા આવવાનો છે?" પરંતુ કાલિદાસે આમ અસત્ય ભાખવાની સલાહ ધૂતકારી કાઢી.

આવી અમુંઝણમાં ને અમુંઝણમાં પાંચ મહિના થઇ ગયા. એટલામાં બનવા કાળ તે કાલિદાસ એક દિવસે જમવા બેઠો હતો તે વેળા તેને એવો વિચાર અાવ્યો કે હવે ત્રીસ દિન પછી ૭ માસ તો પૂરા થશે. રાજા કાંઇ મારો જીવ નહિ લે તો અપમાન તો કરશે જ. અને

**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ।**

ભાવાર્થ—પ્રતિષ્ટિત પુરૂષની અપકીર્તિ–અપમાન થાય તો તે મૃત્યુ બરોબર છે. માટે આવું અપમાન સહેવાનો વારો આવે તે અગાઉ જ મૃત્યુને નોંતરવું, એ બહેતર છે, અને તે હેતુસર ઝેર ખાવું, એ સુધો અને સરળ માર્ગ છે.'

આવો વિચાર કરી, કાલિદાસ જેવુંતેવું જમ્યો અને હાથમોંઢું ધોઈ બહાર બજારમાં જવા તત્પર થયો.

કાલિદાસનાં સ્ત્રી તથા પુત્ર મરણ પામ્યાં હતાં, ઘરમાં તેના મૃત પુત્રની વિધવા વહુ હતી. સસરાજીએ પૂરૂં ખાધું નથી જાણી તથા તેનું મોંઢું ઉતરે ગયેલું જોઇ, તેને ચિંતા થવા લાગી. કાલિદાસ જેવો કપડાં પહેરી, બહાર જવા નીકળ્યો કે, જાણે દૈવે તેને પ્રેરી હોય તેમ તેની આ વિધવા પુત્રવધુ લાજ તાણી, તેની સામે આવી ઉભી રહી. કોઈ દિવસ નહિ ને આજે જ વહુ આમ સામે આવી જવાના માર્ગમાં આડી ઉભી, તેથી કાલિદાસ આશ્ચર્ય પામ્યો. પણ તે પ્રશ્ન કરે, એની રાહ પણ ન જોતાં વહુ બોલી:—

"સસરાજી! આપની સાથે આટલા વર્ષમાં હું આટલી છૂટ આજે જ લઉં છું. માટે કદાચ અઘટિત લાગે તો તે ક્ષમા કરશો. આજ પાંચ મહિના થયાં આપ ઉદાસ જણાઓ છો અને આજે તો જમતી વખત પૂરૂં જમ્યા પણ નહિ અને લગાર આરામ પણ ન લેતાં ઉતાવળા ઉતાવળા બજારમાં કેમ દોડો છો? તેનું ખરૂં કારણ આપ મને નહી કહો?"

કાલિદાસે અત્યંત દિલગીરીથી જવાબ આપ્યોઃ—"વહુ દીકરા! આ વાત તમારે જાણવાની જરૂર નથી, એટલે તમને હું તે કહી શકતો નથી. માટે મને બહાર જવાનો માર્ગ આપો."

વહુએ કહ્યું:—"પૂજ્ય સસરાજી! હાલ જો મારાં પૂજ્ય સાસુજી અથવા આપનાં પુત્રી જીવતાં હોત તો તેમને આપ આપની અમુંઝણ જ-ણાવત કે નહીં? હું આપની પુત્રી જ છું. મારા શિરચ્છત્ર આપ જ છો. તેથી મને આપની પુત્રી જાણી આપે ખુલાસો કરવો જોઈએ."

વહુના આ દયાર્દ્ર શબ્દો સાંભળી, કાલિદાસ એક નાના બાલકની પેઠે રોઇ પડયો. સસરાજીને માથે કાંઇક વધારે દુઃખ છે, એમ ચતુર વિધવા વહુ ચેતી જઈને બોલીઃ—"હે પિતાતુલ્ય વડીલ સસરાજી! એવું તે આપને શિરે શું ભગીરથ દુઃખ આવ્યું છે કે આપ આમ બાલકની પેઠે રૂદન કરો છો? જ્યારે આપ કાંઈ નથી જ કહેતા ત્યારે હવે હું લાજ મૂકી દઉં છું."

આમ બોલવાની સાથે તેણે પોતાના મોંઢા ઉપર ઘુમટો લઈ લીધો અને કાલિદાસનો હાથ પકડીને તેને કહ્યું:—"હું આપની પુત્રી છું અને આપ મારા પિતા છો; એટલે આપ હવે આપનું હૃદય ખોલીને મારી પાસે પૂરેપૂરી વાત કરશો."

હવે વધારે વાર વાત છૂપાવવામાં સાર નથી જાણી, કાલિદાસે કહ્યુંઃ—"હે પુત્રી! આજ પાંચ મહિના ઉપર રાજાએ પોતાના પૂર્વ-જન્મની વાત મારી પાસેથી જાણવા માગી. આ વાત શાસ્ત્ર દ્વારા મારાથી જાણવામાં આવે તેવી છે નહિ. એટલે મેં આ વાત મારાથી નહીં જણાવી શકાય, એમ સાફ સાફ તેને કહ્યું. છતાં 'રાજહઠ' ભરાઈ અને તેણે મને એનો ખુલાસો ગોતી કાઢવા છ માસની મુદત આપી છે. જો એટલા વખતમાં હું તેનો બરોબર ઉત્તર આપી નહી શકું તો રાજા મારૂં અપમાન કરશે અને એ અપમાન સહન નહિ થાય, તેમ તે સહન કરવા કરતાં ઝેર ખાઇ મરવું, એ વધારે સારૂં છે. જમતાં જમતાં મને આવો વિચાર સૂઝયો તેથી આજે જ ઝેર ખાઈ મેં મરવાનો વિચાર કર્યો અને હમણાં હું ઝેર લાવવા બજારમાં જતો હતો."

આવા શબ્દ સાંભળી, તેણે વિચાર કરી કહ્યુંઃ—"હે પિતાજી! એમાં તે શું. એ વૃત્તાંત તો હું એને કહી શકીશ."

કાલિદાસે આશ્ચર્ય પામીને કહ્યુંઃ—"વહુ દીકરા! એમાં તમારૂં બાલકનું ગજું નહિં. તમે તે એ કેવી રીતે કહી શકશો?"

વહુએ કહ્યુંઃ— કેઃ—"રાજા જ્યારે તમને તેના પૂર્વજન્મનું વૃત્તાંત મળ્યું કે કેમ એ પૂછે ત્યારે કહેજો કે, એનો ઉત્તર હું તો શું પણ મારા પુત્રની વિધવા વહુ છે તે પણ આપી શકે એમ છે અને રાજા જ્યારે મને એ પૂછશે ત્યારે હું તેનો જવાબ આપીશ. માટે આપે નિરાંતે આ બ્રહ્મસભામાં કાલે જવું. એ વાતનો ખટકો તમારે મનમાં રાખવો નહિં."

છતાં કાલિદાસને પતીજ ન પડી. વહુ તે સમજી ગઇ. તેથી તેણે નચિંતે પાટે બેસવાનું કાલિદાસને કહ્યું. અને પૂર્વજન્મે પોતાને ભોજના કુટુંબ સાથે સંબંધ હોવાનો વૃત્તાંત, જે તે પોતે સતીત્વના પ્રભાવથી જાણી શકી હતી તે જણાવ્યો. એટલે નિરાંતે કાલિદાસે કપડાં ઉતાર્યાં.

પછી બીજે દિવસ તે પૂરા આનંદભેર બ્રહ્મસભામાં પોતાને સ્થાને જઈ બેઠો. તેનું પ્રફુલ્લ વદન જોઇ રાજાએ પૂછ્યું, "કેમ કવિરાજ! આપણી પેલી વાર્તાનું શું થયું?"

કાલિદાસે દૃઢતાથી જવાબ દીધોઃ—"હે રાજન્! હું તો શું પણ મારા પુત્રની વિધવા વહૂ પણ એ વાત જાણે છે."

એટલે ભોજે કાલિદાસના પુત્રની વિધવા વહુને સારી રીતે માન આપીને બ્રહ્મસભામાં તેડી લાવવા માટે, પોતાના વૃદ્ધ પ્રધાનને મોકલ્યો. ત્યારે રાજાના આમંત્રણને માન આપી, તેણે કહાવ્યુંઃ—"હે મહારાજ! મારા પિતાને ઠેકાણે આપ છો એમ હું માનું છું માટે આપ મારે ઘેર પધારશો તો હું આપને સઘળી વાત મોકળા મનથી કહીશ."

પ્રધાને એ સંદેશો કહેતાં, રાજા, કાલિદાસ તથા અન્ય પ્રધાન મંડળીને સાથે લઇને કાલિદાસને ઘેર ગયો. તે સર્વને સારી રીતે આવકાર આપી બેસાડ્યા પછી પુત્રવધુ બોલીઃ—"હે રાજાધિરાજ! આપને આપના પૂર્વજન્મની વાત પૂરે પૂરી સાંભળવી છે કે અધુરી?"

રાજાઃ—"સાંભળવી તો પૂરી સાંભળવી. અધુરી સાંભળવામાં શો અર્થ!"

પુત્રવધુઃ—"જો આપને પૂરી જ વાત સાંભળવી હોય તો અહીંથી ઉત્તર દિશા તરફ જતાં છ દિવસના રસ્તા ઉપર એક ગામ છે. ત્યાં એકલા જાઓ. તે ગામમાં એક ખેડુત રહે છે. તેને ત્યાં એક બીજા ખેડુતનો છોકરો ચાકરી રહ્યો છે. તેની વય ૨૦ વર્ષની છે. જે દહાડે આપ ત્યાં જઇ પહોંચશો તે જ દહાડે પેલા ખેડુતની ગાયો ચોરાશે. અને ખેડુતનો છોકરો ચોરોની શોધમાં પાછળ જશે, પણ ચોરો તેને મારી નાંખશે. આપ તે વખતે તેની મદદે જઈને તેને બચાવજો, એટલે તે આપના પૂર્વજન્મની બધી વાત આપને કહેશે."

આટલું સાંભળી, રાજા ત્યાંથી ઉઠી પોતાના રાજભુવને આવ્યો. પછી રાજકારભાર પ્રધાનને સોંપી, સાધારણ મુસાફરનો પોષાક પહેરી, એકલો—કોઈને પણ કહ્યા—કહાવ્યા—વગર ઉત્તર તરફ ચાલતો થયો. અડધે રસ્તે આવવાં તેને યાદ આવ્યું કે ઉતાવળમાં પેલા છોકરાનું નામ પૂછવું રહી ગયું; એટલે શું કરવું? પણ હવે પોતાનાથી પાછું ફરાય તેમ ન હતું, તેથી તે આગળ ચાલ્યો. આખરે છઠ્ઠે દહાડે સાંજના એક નાના ગામડા આગળ આવી પહોંચ્યો. રાતવાસો ક્યાં કરવો તેના વિચારમાં તે ઉભો હતો, ત્યાં એક એવો બનાવ બન્યો કે, ગાયો અને ભેંસો ચરાવતા એક ખેડુતના છોકરાની તેની ઉપર નજર પડી. રાજાને જોતાં જ પેલો છોકરો બોલ્યોઃ—"કેમ રાજા ભોજ આવ્યો કે? ભલે આવ્યો!"

**ભોજઃ**—"ભાઇ! હું તો તને ઓળખતોયે નથી, તેમ તેં મને કદી જોયો હોય, એ સંભવતું નથી. તું કોણ છું? ને તું મને શી રીતે ઓળખું છું?"

ખેડુતે જવાબ દીધોઃ—"કાલિદાસના પુત્રની વિધવા વહુએ તને જેની પાસે મોકલ્યો છે તે જ હું!"

જે જગ્યામાં પોતાનું રાજ્ય ન હતું અને પોતે પહેલવહેલો જ આવ્યો હતો ત્યાં પોતાને આ પ્રમાણે પેલા ગામડીઆ ખેડુતથી ઓળ-

ખાયલો જોઈ, ભોજ આશ્ચર્ય પામ્યો. તેણે વિચાર્યું કે સારૂં થયું જે આ છોકરો અહિં જ ઓચિંતો મળી ગયો. નહિ તો વળી તેને શોધી શી રીતે કાઢત તથા રાતવાસો કયાં કરત?"

પછી પેલા છોકરાએ રાજાને કહ્યું:—"હે રાજા! હું તને તુંકારથી બોલાવું છું તેનું તારે દુઃખ ન લગાડવું. તું ચાલ મારે ઘેર."

રાજા—"જે કામને માટે હું અહિં આવ્યો છું તે તું મને કહે"

ખેડુતનો છોકરો:–"તે વાત તો હું તને યોગ્ય વેળાએ કહીશ. હમણાં તો તું મારી સાથે ઘેર ચાલ અને જરા રાતવિસામો લે. કાલે પરોઢીઉં થતાં જ મારા શેઠની ગાયો ચોરાવાની બૂમ પડશે. તે વખતે હું તેમની પાછળ દોડીશ. ચોર લોકો મને મારી નાંખશે. પણ મારો જીવ તો દશ ઘડી દહાડો ચઢશે ત્યાં સુધી ખોળીયામાં રહેશે માટે તું ત્યાં આવજે, એટલે હું તને બધી વાત કહીશ."

ત્યાંથી ચાલતાં ચાલતાં રાજા તેની સાથે ગામમાં દાખલ થયો અને તેના શેઠને ઘેર જઇ જમ્યો. રાત પડતાં બધા સુઈ ગયા, પણ રાજાને ઉંઘ ન આવી. પરોઢીઉં થતાં જ ગાયો ચોરાવાની બૂમ પડી. ખેડુતનો છોકરો ખડ્ગ લઇને ચોરોની પછવાડે દોડયો. રાજા ઉઠીને તેની પાછળ જવા લાગ્યો, એટલે પેલા ખેડુતે તેનો હાથ પકડીને કહ્યું:—"ભાઇ! તમે પરદેશી મુસાફર છો, તે આ વખતે કયાં જાઓ છો? સવાર પડતાં જજો. એકલા કયાંક ભૂલા પડશો."

આમ કહી, તેણે રાજાને રોકયો અને નવ ઘડી દિવસ ચઢયા પછી તેને જવા દીધો. રાજા તો તરત જ જ્યાં પેલો છોકરો કપાઇને લોહીલુહાણ થઇ પડ્યો હતો ત્યાં ઉતાવળો ઉતાવળો ગયો. તેને આવેલો જોઈ પેલા છોકરાએ કહ્યું:—"અરે રાજા! તું આટલો મોડો કેમ આવ્યો? હવે તો મારો જીવ જવાનો વખત પાસે છે, માટે મારાથી વધારે બોલાતું નથી. અહીંથી એક મહીનાના રસ્તા ઉપર પાટલીપુત્ર (પાટણ) શહેર છે ત્યાં તું આવજે. તે ગામના નગરશેઠને ત્યાં હું જન્મ લઇશ. મારે આગલા ભવના તારા ચાળીસ હજાર રૂપીયા દેવા છે, તે અપાવ્યા પછી જ હું દૂધ પીશ. ત્યાં સુધી હું દૂધ પીવાને નથી. માટે જો તું એક મહિનાની

અંદર તે શહેરમાં નહિં આવે તો તને બ્રહ્મહત્યા, ગૌહત્યા, અને સ્ત્રીહત્યાનું પાપ છે. ”

આટલું બોલતાની સાથે તેનો જીવ નીકળી ગયો. ભોજ ત્યાંથી આગળ ચાલતો થયો. ફરતો ફરતો બરોબર એક મહિને પાટલીપુત્ર નગરી પાસે આવી પહોંચ્યો. સાંજ પડવા આવી હતી અને થોડી વારમાં રાત પડે એમ હતું, શહેર થોડે દૂર હતું પણ ત્યાં પહોંચતાં પહેલાં અન્ધારૂં થઈ જાય એમ હતું. તે ઠેકાણે જંગલમાં એક ઝુંપડામાં કોઈ ભીલ અને ભીલડી રહેતાં હતાં. રાજાને જોતાં જ ભીલડી બોલી ઉઠી:—“ આવ રાજા ભોજ ! તું અહિં કયાંથી ? ”

રાજા આ સાંભળતાં આશ્ચર્ય પામીને બોલ્યો:—“ બાઈ ! આ ગામમાં નથી મારું રાજ્ય કે નથી હું કોઇ વખતે આવ્યો. તે છતાં તેં મને કેવી રીતે ઓળખ્યો ? ”

ભીલડીએ કહ્યું:—પતિવ્રતપણાના પ્રતાપથી. એ તો બધું ઠીક. પણ હમણાં રાત પડશે તેનો કાંઈ તેં વિચાર કર્યો ? આ જંગલમાં જનાવરોનો ભય ઘણો જ છે. અંધારૂં થતા જ તેઓ બહાર રખડવા નીકળી પડે છે, માટે આજની રાત તો તું અત્રે જ રહી જા. ”

રાજાને એ જ ઠીક લાગ્યું. ભીલડીએ રાજાને જમાડ્યો; પછી સુવાનું સ્થાન બતાવી કહ્યું:—“ આ ઝુંપડાની બહાર જો તું સૂઈશ તો સિંહો તને અને તારા ઘોડાને ખાઈ જશે. માટે તારે ઝુંપડાની અંદર સુઈ રહેવું. મારો પતિ હાથમાં તીરકમાન લઇને તારા ઘોડાની ચોકી કરતો, આખી રાત બહાર બેસી રહેશે. ”

રાજા અને ભીલડી ઝુંપડાની અંદર સૂતાં. અને ભીલ ધનુષ્યબાણ હાથમાં લઇને ચોકી કરતો બહાર બેઠો. આ ભીલ હમેશ એકાદ બે સિંહ અથવા તેમનાં બચ્ચાંને ઠાર મારતો હતો. એટલે રાતને વખતે તેને બહાર એકલો બેઠેલો જોઈને સિંહો તેની આસપાસ એકઠા થયા. પણ ભીલને હથીઆરબન્ધ જોઈ જાણે તેનાથી બીતા હોય તેમ દૂરના દૂર ફર્યા કરતા હતા. ઈશ્વરી બનાવ એવો બન્યો કે મધ્યરાત્રિ પછી પેલા ભીલને ઉંઘનો ઝોકો

આવ્યો કે તેના હાથમાંથી ધનુષ્યબાણ જમીન ઉપર પડ્યાં, એટલે એ તકનો લાભ લઈને પેલા સિંહો એકદમ તેની ઉપર તૂટી પડ્યા અને તેને ત્યાંથી લાંબે દૂર ઉંચકી જઈ તેને મારી નાંખી તેના કટકે કટકા કર્યા.

આ તરફ પેલા ભીલને જેવા સિંહો ઉંચકી ગયા કે ભીલડી બૂમ પાડી ઉઠીઃ—" રાજા ! ઉઠ, મારો ધણી મુઓ. "

રાજાએ હથીઆર સંભાળી, ઉઠી જોયું, તો લાંબે દૂર ભીલને સિંહો મારી નાંખતા જણાયા. તીર છોડી સિંહને તેણે ભગાડ્યા અને પાસે ગયો ત્યારે તો ભીલ મરણ પામ્યો હતો. સવાર થતાં ભીલડીએ રાજાને કહ્યુંઃ—" હવે હું સતી થાઉં છું, માટે જંગલમાંથી લાકડાં એકઠાં કરી ચિતા ખડકી આપ. "

રાજાએ કરગરી દીનતાથી કહ્યુંઃ—" બાઈ! હવે મારાથી અહિં વધારે વખત રહેવાય તેમ નથી, માટે તું મને જવા દે તો સારૂં "

ભીલડીએ કહ્યુંઃ—" રાજા! તારે શું કામ છે તે હું જાણું છું, પણ જો તું મારૂં કહ્યું નહિં માને તો હું તને શ્રાપ આપીશ. "

રાજા ગુંચવાયો, તેને વિચાર થયો કે " એક તરફથી હત્યા લાગે છે અને બીજી તરફથી સતીનો શ્રાપ લાગે છે. પણ હત્યા તો લાગતી લાગશે, પણ સતીનો શ્રાપ તો તુરત લાગશે. " આમ વિચારી, રાજાએ લાકડાં એકઠાં કરી આણી, ભીલડીને ચિતા ખડકી આપી, ને કહ્યુંઃ—" હવે મને નિશ્ચિંતે રજા છે ? "

ભીલડીએ દૃઢતાથી જવાબ દીધોઃ—" નહિ, એમ તારાથી જવાશે નહિ, ત્રણ દહાડા સુધી મારી ચિતા બળવા દેજે. પછી ચોથે દહાડે સવારના તે હોલવી નાંખી તેને ટાઢી પાડી, પછી તારે જ્યાં જવું હોય ત્યાં નિશ્ચિંતે જજે. "

રાજાએ બાહાનું કાઢ્યું, " એ તો બધું ખરૂં, પણ રાતની વખતે સિંહ આવીને મને અને મારા ઘોડાને ખાઈ જાય, તેનું કેમ ? "

ભીલડીએ કહ્યુંઃ—" રાતની વખતે હું તારી ચોકી કરીશ ! "

રાજા નિરૂપાય બન્યો. પછી ભીલડી ચિતા ઉપર બેઠી અને રાજાને તે સળગાવવાનું કહ્યું. ચિતા પૂર જોસથી બળતી હતી. અંદર પેલી ભીલડી હસતે મુખે બેઠી હતી. આ પ્રમાણે આખો દહાડો ભીલડીને વગર આંચ આવે બેઠેલી જોઇ રાજા આશ્ચર્ય પામ્યો, પણ એથીયે વધારે તો રાતે એક એવો બનાવ બન્યો તેથી તે આશ્ચર્ય પામ્યો; રાત પડતાં તે ઝુંપડાનું બારણું બન્ધ કરીને અંદર બેઠો અને ફાટમાંથી જોયું તો ભીલડી હાથમાં ધનુષ્ય અને બાણ લઈ તેની ચોકી કરતી દેખાઈ!

આ પ્રમાણે ત્રણ દહાડા અને ત્રણ રાત આશ્ચર્યકારક બનાવ રાજાના જોવામાં આવ્યો. સતીનું સત્ય જોઈ રાજાને અદ્ભુત આશ્ચર્ય લાગ્યું. ત્રણ દહાડા સુધી અગ્નિમાં બેઠા છતાં જે ભીલડીને જરા પણ આંચ આવી ન હતી, તે ભીલડી ચોથે દહાડે સવારના પહોરમાં બળતી જણાઈ, ને થોડી વારમાં જ બળીને ખાક થઈ ગઈ. ભોજે ચિતા પાણી નાંખીને હોલવી. પછી પોતાની સાજવારી લઇને, ઝુંપડાને તાળું મારી કુંચી ઝુંપડાની ઉપર મૂકી ત્યાંથી પાટલી પુત્રને માર્ગે ચાલતો થયો.

---

## વાર્તા ૮૯ મી—ભોજ રાજાના પૂર્વજન્મનું વૃત્તાંત.

### ( ૨ )

ભોજને ત્યાંથી પાટલી પુત્ર, પેલા ખેડુતના છોકરાએ કહ્યું હતું તેમ જોગીને વેષે એક શેઠીઆને ઘેર જવાનું હતું. પોતાને ભીલડીને ત્યાં મુકામ કરવો પડ્યો તેમાં નાહક ચાર દિવસ વીત્યા, તેથી ત્યાં પહોંચવામાં મોડું થશે એવી મુંઝવણ તેને થઇ હતી. પરંતુ પેલી ભીલડીએ તેને માટે દૈવની પ્રેરણાથી જોગીનો પોષાક તૈયાર રાખ્યો હતો, તે અનાયાસે ઝુંપડી-માંથી જ મળી આવવાથી પાટલી પુત્રમાં પહોંચ્યા પછી, ત્યાંના બજારમાં જઇ તે મેળવવાની કડાકૂટ ઓછી થવાથી તેની મુંઝવણ કંઇક ઓછી થઇ હતી. તેથી લગાર હલકા મનથી તેણે ભીલડીના મુકામથી પગ ઉપાડ્યો. અને પાટલી પુત્ર નજીક આવેલું લાગતાં જંગલમાં જ તેણે પોતાનો પોષાક

ઉતાર્યો અને ભભૂત લગાવી બાવોજી બની ગયો. અને ચાલ્યો ચાલ્યો નગરના દ્વાર આગળ આવ્યો.

આવા રૂપથી તેને એક અદ્ભુત જોગી જાણી, લોકો માન આપવ લાગ્યા. એટલામાં તે ગામના નગરશેઠના મુનીમની તેની ઉપર નજર પડી. એટલે તેણે ભોજને કહ્યું:—“મહારાજ! જોગીરાજ! અમારો શેઠ આ ગામનો નગરશેઠ છે. તેને વૃદ્ધાવસ્થામાં પુત્રરત્નની પ્રાપ્તિ આજ ત્રણ દહાડા થયાં થઇ છે. પણ તે બાલક ત્રણ દિવસ થયાં પોતાની માતાને ધાવતો નથી. અમારા શેઠે ઘણા ઘણા ભુવા, જોગી વગેરેને બોલાવીમંગાવીને ઉપાયો કર્યા પણ તેમાંનો એકે કારગત લાગ્યો નહિ. હવે તો આપ મળ્યા છો અને આપનાથી કાંઈ ઉપાય થાય એમ હોય તો તે કહો.”

જોગી રૂપ ભોજ:—“ઉપાય તો હું જાણું છું પણ તે મેહેનતના બદલામાં રૂપીઆ એક લાખ લઇશ.”

મુનીમ:—“મહારાજ! એક લાખ તો ઘણા થયા. કાંઇક ઓછા લ્યો.”

ભોજ:—“તમારો શેઠ કેટલા રૂપીયા આપવાને ખુશી છે?”

મુનીમ:—“યોગિરાજ! મારો શેઠ ત્રીસ હજાર રૂપીઆ આપશે.”

બાવાજી રૂપ ભોજ:—“હું છેવટે રૂપીઆ ચાળીસ હજાર લઇશ, અને તેમાંથી એક દમડી પણ હું ઓછી લેવાનો નથી.”

આમ રકઝક કરી, ચાળીસ હજાર રુપીઆ આપવાના ઠસવી, રાજાને પેલો મુનીમ પોતાના શેઠ પાસે લઇ ગયો. શેઠ પણ જોગી જેવું ભોજનું સ્વરૂપ જોઇ ઉઠી ઉભો થયો. યોગીને આસન આપી બેસાડ્યા પછી શેઠે કહ્યું:—“મહારાજ! અમારો પુત્ર ધાવતો નથી, તે ધાવે એવો કોઇ ઉપાય આપ કૃપા કરી બતાવશો?”

રાજાએ ‘હા’ પાડવાથી શેઠે મુનીમને પૂછ્યું: “આ યોગીરાજ તમને કયાં મળ્યા હતા? અને એમની સાથે તમે શી બોલી કરી છે?”

મુનીમઃ—“ આપનો પુત્ર સારો થયે એમને ચાળીશ હજાર રૂપીઆ આપવાની મેં બોલી કરી છે. ”

શેઠે **ભોજ** તરફ ફરીને કહ્યુંઃ—“ મહારાજ ! મારા પુત્રને સારો કરી આપશો તો આપને ચાળીશને બદલે પચાસ હજાર રૂપીઆ હું આપીશ. ”

બાવાજીના વેષવાળો **ભોજઃ**—“ મારે તમારી પાસેથી એ રૂપીઆ લઇને કાંઈ રાખી નથી મૂકવા. એ તો તે ને તે જ દહાડે બ્રાહ્મણ જમાડી દેવામાં ખર્ચવાના છે. ”

જોગી રૂપ **ભોજઃ**—“ તમારા પુત્રને એક એકાંત ઓરડામાં મંગાવી મૂકાવો ને ત્યાં હું એને દૂધ પીતો કરીશ. ”

એટલે શેઠના કહેવાથી સુવાવડના બાજુના ઓરડામાં દાઈ પેલા છોકરાને લઈ ગઈ. બાવાજીએ બધાને બહાર કાઢી દરવાજો બંધ કર્યો. દરવાજો બંધ થયો કે પેલો છોકરો બોલી ઉઠયોઃ—“ હે દુષ્ટ રાજા ! આજ ત્રણ દહાડા થયાં મેં કાંઇ ખાધુંપીધું નથી, તેનો કાંઈ તેં વિચાર કર્યો નહિં ને ! ”

રાજાએ જંગલમાં બનેલી બધી વાત વિગતવાર કહી અને તેની માફ માંગીને કહ્યુંઃ—“ હવે મને પેલી વાત કહે. ”

છોકરો બોલ્યોઃ—“અરે ભલા માણસ ! કાંઇક તો વિચાર કર. આજ ત્રણ ત્રણ દહાડા થયાં હું ભુખે ટળવળું છું. તેથી મને પ્રથમ ધાવવાની રજા આપ. તું અહીં એક પખવાડીયું રહેજે. હું પાછો પંદરમે દિવસે દૂધ પીતો રહી જઇશ ત્યારે તને મળીશ. ”

**ભોજે** બહુ સારૂ કહી દરવાજો ઉઘાડયો. અને નગરશેઠ તથા દાઇને બોલાવીને કહ્યુંઃ—“ જાઓ, છોકરાને એની માને હવાલે કરો, જુઓ એ ધાવે છે કે નહિ ! ”

દાઈ છોકરાને તેની મા પાસે લઇ ગઈ. માએ છાતી આગળ લીધો કે તરત જ છોકરો ધાવવા મંડી ગયો. શેઠે પોતાના પુત્રને આ પ્રમાણે જ્યારે ધાવતો દીઠો ત્યારે તેના હર્ષનો પાર ન રહ્યો અને જોગી રૂપ **ભોજ**ને તે વારંવાર પગે લાગવા મંડ્યો. પોતાની વૃદ્ધાવસ્થામાં પુત્રરત્નની પ્રાપ્તિ

થઇ પણ તે ધાવણ લેતો ન હતો તેથી શેઠને ખેદ થયો હતો તે જ્યારે ધાવવા લાગ્યો ત્યારે તેના હર્ષનું શું પૂછવું !

ભોજને શેઠના હુકમથી તેના માણસોએ ગરમ પાણીએ સારી પેઠે ચોળી નવરાવ્યો. તેના શરીર ઉપર અત્તરાદિ સુગંધિનું મર્દન કર્યું અને પીતાંબર પહેરવા આપ્યું. શેઠ અને તેના ઘરનાં માણસો ભોજને ઇશ્વરના જેટલું માન આપવા લાગ્યાં. સોનારૂપાના થાળમાં તેને ઉત્તમ ભોજન જમાડયો. જમી રહ્યા પછી પાનસોપારી વગેરે ચીજો મુખવાસ વાસ્તે પાસે મૂકયાં. પછી થાક ઉતારવા શયનમંદિરમાં સુવા પ્રેરણા કરી, અને અત્યંત આગ્રહભેર પોતાને ત્યાં કેટલાક દિવસ રહેવા સમજાવ્યો.

આ પ્રમાણે જોગી તરીકે ભોજ તે શેઠના ઘરમાં પંદર દહાડા સુધી રહ્યો. પંદરમે દહાડે પેલો છોકરો ફરીથી ધાવતો બંધ થઈ ગયો. દાઇ તેને જોગી પાસે લઇ આવી. રાજાએ બધા લોકોને ઓરડામાંથી બહાર કાઢી, દરવાજો બંધ કરી, ધીમે સાદે છોકરાને કહ્યું:—" કેમ વળી પાછો તું ધાવતો બંધ થઇ ગયો ?"

છોકરો:— 'રાજા ! એ તો હું તારૂં માન વધારૂં છું. "

રાજા ભોજ:—" એ તો બધું ઠીક, પણ હવે પેલી વાત કહે. "

છોકરો:—" બીજી વખત જ્યારે હું ધાવતો રહીશ અને જ્યારે મને તારી પાસે લાવવામાં આવશે ત્યારે હું તને એ વાત કહીશ. હમણાં તો મને દૂધ પીવાની તું રજા આપ. પૂર્વજન્મનાં વૃત્તાંત સાંભળવાં એમ કાંઈ રીઢાં પડ્યાં નથી. "

રાજાએ દાઇને બોલાવી છોકરાને તેને સ્વાધીન કર્યો. છોકરો ધાવ્યો. શેઠ તો ખુશી ખુશી થઇ જવા લાગ્યો. વળી પાછો છોકરો છત્રીશ દિવસનો થયો ત્યારે ધાવતો રહી ગયો. આટલા વખત સુધી રાજા શેઠને ત્યાં જ રહ્યો હતો. વળી પાછો તેને રાજા આગળ લાવવામાં આવ્યો. બધા લોકોના બહાર ગયા પછી છોકરે કહ્યું:—" હે રાજા ! હવે ઠરાવેલા, તારા ચાળીશ હજાર રૂપીઆ લઇને તું અહીંથી જતો રહે. મારૂં આયુષ્ય આવી રહ્યું છે. "

**ભોજ**:—" પણ તું મને પેલી વાત કહેવાનો હતો તે કહે. "

છોકરો:—" હાલ તને તે વાત હું કહી શકતો નથી. પણ આજથી, ચોથે દહાડે સવારના હું મરી જઇશ, તે વખતે લોકો મને આ ગામના સ્મશાનમાં દાટી આવશે. ત્યાં તું પણ આવજે. દાટીને લોકો જાય તે પછી મને તું પાછો ખાડામાંથી બહાર કાઢજે, એટલે હું તને સઘળી વાત કહીશ. "

રાજાએ છોકરાને દાઇને હવાલે કર્યો. અને તે હંમેશ પ્રમાણે ધાવ્યો. બીજે દહાડે ઉઠતાંને વાર રાજાએ પેલા શેઠને કહ્યું:–" હવે અહીં વધારે વાર મારાથી રહેવાય તેમ નથી, માટે મારા ઠરાવેલા રૂપીઆ આપ આપો, એટલે તેમાંથી હું બ્રાહ્મણો જમાડી, બીજે દેશ ચાલ્યો જાઉં "

શેઠ:—" મહારાજ ! આજના દિવસમાં આપનાથી કાંઇ બની શકવાનું નથી માટે આવતી કાલે બ્રાહ્મણ જમાડી, પરમ દહાડે આપ રવાના થજો. "

રાજાએ 'ઠીક છે !' જવાબ આપ્યો. પછી તેણે બીજે દહાડે બ્રાહ્મણ જમાડવાની તૈયારી કરાવી. અને ચાળીશ હજાર રૂપીઆ તેમાં ખર્ચી નાંખ્યા. પોતે આપેલા રૂપીઆ જોગીરાજે આ પ્રમાણે ખરચી નાંખ્યા, જોઇ શેઠના મનમાં ખાત્રી થઇ કે આ જોગીરાજ મારા કોઇ પૂર્વજન્મના પુણ્યને લીધે જ આવી ચઢયા છે.

ત્રીજે દહાડો થતાં જ **ભોજે** વિચાર કર્યો, કે આવતી કાલે સવારના તો છોકરો મરી જવાનો છે, માટે આજે જ સાંજના અહિંથી નીકળી જવું. પછી શાહુકાર આગળ પોતાનો આ ઠરાવ તેણે કહી સંભળાવ્યો. ત્યાં શેઠે થોડા દિવસ વધારે રહી જવા વાસ્તે તેને ઘણું ઘણું સમજાવ્યો પણ વૃથા. બપોર થતાં રાજા તો જવા નીકળ્યો. એટલે ન છૂટકે શેઠે તેને જવા દીધો અને તે બે ગાઉ સુધી પોતાનાં સગાંવહાલાં સાથે તેને મૂકવા ગયો. પછી **ભોજે** તેમને પાછાં ફરવાનો આગ્રહ કર્યો. છૂટાં પડતાં શેઠ અને સાથે આવનાર માણસો રાજાને વારાફરતી પગે લાગ્યાં. પછી શેઠે કહ્યું:—

"મહારાજ ! આપ પધાર્યા તો મારો પુત્ર જીવતો રહ્યો. નહિ તો અમે આટલા દિવસ તેનું મોઢું પણ ક્યાંથી દેખત !"

રાજાએ બધાને આશીર્વાદ આપી પાછાં વાળ્યાં. બધાંના ગયા પછી રાજાએ પોતાનો જોગીનો પોષાક ઉતારી સાધારણ મુસાફરનો પોષાક પહેર્યો. અને પાછો તે જ શહેરમાં આવી એક કુંભારણને ત્યાં ઉતારો કર્યો. બીજે દહાડે સવારના પેલી કુંભારણ બહાર જઇને આવી. તેણે રાજાને એક હાંલ્લું આપીને કહ્યું:–"આમાં તમે ખીચડી રાંધી ખાજો. અમારા ગામના નગરશેઠનો એકનો એક છોકરો મરી ગયો છે. ત્યાં આખું ગામ અભડાવા ગયું છે, માટે હું પણ ત્યાં થોડી વારમાં જઈ પાછી આવું છું."

આમ કહી, કુંભારણ તો ચાલી નીકળી. પછી રાજાએ પોતાનાં કપડાંની ગાંસડી બાંધી, જમીન ખોદવા વાસ્તે પાવડો લીધો અને એક બાજુ કોઈની નજર ન પડે તેવે સ્થલે સ્મશાનમાં જઈને બેઠો. પેલા છોકરાના મડદાને લોકો દાટીને પાછા ફર્યા પછી થોડીક વારે રાજાએ ખાડામાં નાંખેલી ધૂળ પાવડા વડે બાહાર કાઢી નાંખી, છોકરાને બહાર કાઢ્યો. એટલે છોકરાના મડદાએ રાજાને જોતાં જ કહ્યું:—"રાજા ! તારે જો તે વાત અધુરી સાંભળવી હોય તો અત્યારે મને પૂછજે, પણ જો પૂરેપૂરી સાંભળવી હોય તો અહીંથી છ દહાડાના રસ્તા ઉપર કનકપુર નામનું નગર છે ત્યાં એક ઢેડી રહે છે તે તને બધી વાત કહેશે. માટે મને પાછો ખાડામાં મૂકી ઉપર માટી નાંખીને તું તે તરફ ચાલ્યો જા."

આ સાંભળતાં ભોજ તેને પાછો ખાડામાં ભંડારી આગળ ચાલતો થયો.

---

## વાર્તા ૯૦ મી—ભોજરાજાના પૂર્વજન્મનું વૃત્તાંત.

( ૩ )

ત્યાંથી અનેક વિચાર કરતાં **ભોજે** વાટ પકડી. અને છઠ્ઠે દહાડે તે કનકપુર નગર આગળ આવી પહોંચ્યો. પેલી ઢેડીને શી રીતે શોધી કાઢવી તેનો વિચાર કરતો હતો એટલામાં એક ઢેડીને સામેથી આવતાં દીઠી. ઢેડીએ પાસે આવતાં વેંત જ કહ્યુંઃ—"કાં રાજા **ભોજ**! તું ક્યાંથી આવ્યો?"

રાજા આશ્ચર્ય પામીને બોલ્યોઃ—"બાઈ! તું કોણ છું તે હું મુદ્દલ જાણતોયે નથી, તેમ જ હું તને ઓળખતો પણ નથી, તે છતાં તું મને ક્યાંથી ઓળખુ છું?"

ઢેડીઃ—"પેલા છોકરાએ તને જેની પાસે મોકલ્યો છે તે ઢેડી હું."

**ભોજઃ**—"જો એમ હોય તો મને પેલી વાત કહે."

ઢેડીઃ—"રાજા! રસ્તામાંથી તું હમણાં જ ચાલ્યો આવ્યો છું. માટે થાક ખા, પાણી પી, વિશ્રાંતિ લે, પછી તને હું બધી વાત કહીશ."

**ભોજઃ**—"તારે ત્યાં મારાથી કેમ જમાય?"

ઢેડીઃ—"અમે આ ગામના ગામોટી (સુધરાઈ ખાતાનો ઉપરી) ઢેડ છીએ, તેથી દીવાનને ત્યાં ચાલ આપણે જઈએ. હું ત્યાં તારા ખાવા-પીવા માટેનો બંદોબસ્ત કરી આપું છું."

આમ કહી, ઢેડી આગળ ચાલી. રાજા ઘોડે બેસીને તેની પાછળ પાછળ દીવાનને ત્યાં ગયો. દીવાન પોતાના દરવાજામાં જ ઉભો હતો. દીવાન આગળ હાથ જોડી ઢેડી બોલીઃ—"માબાપ! આ શેઠ મારો પરોણો છે. માટે હાટેથી મારે ખાતે મંડાવી, ચોખાદાળ, લાપસી વગેરે લાવી એને ખવરાવજો. અને આજની રાત એને તમારે ત્યાં ઉતારો આપજો."

રાજાની મુખમુદ્રા તરફ જોતાં, એ કોઈ ખાનદાનનું ફરજંદ હશે એમ જણાયું. એટલે દીવાન બોલ્યોઃ—"બાઈ! તારો પરોણો તે મારો પરોણો."

આમ બોલી, દીવાન રાજાનો હાથ પકડી તેને ઘરમાં લઇ ગયો. પછી તેણે નવરાવી રાજાને જમવા બેસાડયો. રાત પડી ગઈ હતી એટલે દીવાબત્તી કરીને સૌ જમવા બેઠાં. દીવાનનો પુત્ર પિતાની બાજુમાં બેઠો હતો તેણે પોતાના પિતાના કાનમાં કહ્યું:–"પિતાજી! તમે ઢેડીના આ પરોણાને સાદા માણસ ન જાણશો હો! એ કોઈ રાજવંશી પુરૂષ જણાય છે."

દીવાનઃ–"દીકરા! તે તેં કેમ જાણ્યું?"

દીવાનના પુત્રે જવાબ દીધોઃ–"દીવાની સામે એ બેઠો છે અને દીવાના પ્રકાશથી બીજો દીવો એના કપાળમાં જણાય છે."

દીવાન:–"હશે. આપણે એટલી બધી ખણખોદ કરવાનું શું કારણ?"

જમ્યા પછી પાનસોપારી ખાઈ સૌ વાતો કરવા બેઠા. સુવાની વેળા થઈ, એટલે રાજા વાસ્તે સુવાને તૈયાર કરાવેલો ઓરડો તેને દેખાડયો. ભોજ તે રાતના નિશ્ચિંત સુઈ રહ્યો.

બીજે દહાડે સવારના વહેલો ઉઠીને ભોજ સારી પેઠે નહાયો. પછી તે પોતાનો રાજવંશી પોષાક પહેરવા લાગ્યો. આ જોઈને છોકરાએ પોતાના બાપને કહ્યું:–"જુઓ વડિલ! રાતના જે વાત હું તમને કહેતો હતો તે ખરી કે નહિ?"

દીવાને રાજા તરફ જોઇને વિચાર્યું કે, આ તો રાજા ભોજ જેવો જણાય છે. પછી રાજા તરફ ફરીને બોલ્યોઃ–"કાં રાજ! કયાં પધારો છો?"

ભોજઃ–"આ લગાર તમારૂં નગર જોવા હું જાઉં છું."

ભોજ ત્યાંથી ઘોડે બેસીને ઢેડીના ઘર તરફ આવ્યો. ઢેડીએ રાજાને આવતો જોઈ પોતાના ધણીને કહ્યું:–"મહેતર! જુઓ, પેલો રાજા ભોજ આવે છે. તેને બેસવાને આ બાજઠ આપો."

આમ બોલી ઢેડી શણગાર સજવા ઘરની અંદર જતી રહી. ઢેડાએ ઓસરીમાં બાજઠ ઉપર ભોજને બેસાડયો. થોડી વારમાં શણગાર સજીને

બીજા બાજઠ ઉપર રાજા સામે આવીને દેડી બેઠી ને રાજાને કહ્યુંઃ—
" રાજા ! તું બરાબર ધ્યાન રાખી હું જે કહું છું તે સાંભળઃ—

" રાજા ! પૂર્વજન્મમાં તું એક કઠીઆરો હતો. અને હું તારી સ્ત્રી હતી. ખેડુતનો છોકરો જે તને પહેલો મળ્યો અને જે લુંટારાને હાથે હણાયો, તે તારો પુત્ર હતો અને કાલિદાસની વિધવા વહુ તારી પુત્રવધુ હતી. તમે બંને બાપદીકરો મહેનત મજુરી કરી આપણુ ચારે જણનું પેટ ભરતા હતા. તેવામાં બાર વરસનો મોટો દુકાળ પડયો. દુકાળના વખતમાં આપણે મહા મુશ્કેલીથી આપણું ગુજરાન કરી શકતાં. દુકાળનાં દશ વરસ તો વિતી ગયાં. તેવામાં એક દિવસે આપણે દરેક જણ એક એક રોટલો લઈને ખાતાં હતાં તે વખતે એક યતિ ભિક્ષા માગવા આવ્યો. તે ઘણીઘણી કાકલુદી કરવા લાગ્યો તેથી તને દયા આવી, એટલે તારા રોટલામાંથી તેં અડધો રોટલો તેને ખાવા આપ્યો. તે ખાઈ ગયા પછી પેલો યતિ બોલ્યોઃ—" દસ દિવસનો હું ભૂખ્યો છું, માટે હજી પણ તારી કાંઇ શક્તિ હોય તો આપ. "

તારા પુત્રના રોટલામાંથી તેં પાછો તેને અડધો રોટલો આપ્યો. હજી પણ તેણે વધારે માગ્યાથી તારી પુત્રવધુના રોટલામાંથી અડધો ભાંગીને તેં એને આપ્યો. આ વખતે મારા રોટલામાંથી પણ તું ભાંગીને તેને આપીશ, એમ મેં જ્યારે જાણ્યું, ત્યારે મારો રોટલો લઈને હું દૂર નાશી ગઇ. વહુનો અડધો રોટલો ખાઈ રહ્યા પછી યતિએ વધારે માગ્યાથી તેં તારા ભાગનો બાકી રહેલો અડધોએ રોટલો તેને આપી દીધો. પુત્ર અને વહુએ ધાર્યું કે તેમના બાકી રહેલા અડધા રોટલા તું આપી દઇશ, તેથી તે લઈને તેઓ પણ દૂર નાશી ગયાં. હું મારો આખોએ રોટલો ખાઇ ગઈ અને પુત્ર અને વહુ અડધો અડધો ખાઇ ગયાં.

" હવે વધારે નહિ મળે જાણી, પેલો યતિ ત્યાંથી ચાલતો થયો. આ પછી થોડા દિવસમાં કામ ન મળવાથી ખાવાપીવાના સાંસા પડવા માંડયા, તેથી આપણે ભૂખથી રીબાઈ રીબાઈને મરી ગયાં.

"હે રાજા ! તેં પેલા ભૂખ્યા યતિને આખોયે રોટલો આપ્યો હતો, તેથી તું રાજા થયો અને આખા ભવનું સુખ ભોગવવાનું તારે સરજાયલું છે. તારો પુત્ર જેણે અડધો રોટલો આપ્યો હતો તેણે બીજે અવતારે કાલિદાસ પંડિતને ત્યાં અવતાર લઈ, અડધું સુખ ભોગવ્યું, એટલે કે વીશ વરસની અવસ્થામાં મુઓ. તારી પુત્રવધુ જે કાલિદાસની પુત્રવધુ કહેવાય છે, તે પણ જુવાનીમાં વિધવા થઈ. અને મેં કે જેણે દયા કરતાં પેટને વધારે ગણ્યું હતું તે આ ચાંડાલ યોનિમાં અવતરી અને મેં આખા ભવનું દુઃખ દીઠું"

આ સાંભળી, ભોજરાજા પસ્તાવા લાગ્યો:–"ક્યાં ને ક્યાં મેં મારો પૂર્વજન્મ સાંભળ્યો. આ વાત જો મેં સાંભળી જ ન હોત તો રૂડું થાત. હશે, બનવા કાળ હતું તે બન્યું. હવે ગમે તેમ કરીને આ ઢેડીને મારે સુખી કરવી જોઈએ." આમ વિચારી ઢેડી તરફ ફરીને બોલ્યો:—"બાઈ! હવે તું અને તારો ધણી મારા શહેરમાં ચાલો. ત્યાં હું તમને એક સુઘડ ઘર બંધાવી આપીશ, તેમાં તમે સુખથી રહેજો."

ઢેડીએ પ્રથમ તે વાત કબુલ ન કરી, પણ પોતાના ધણી સાથે મસલત કરી તેમ કરવા હા પાડી. પછી ભોજ તેમને લઇને ધારાનગરમાં આવ્યો.

પછી રાજાએ કાલિદાસના પુત્રની વિધવા વહુને પૂછ્યું:–"દીકરી! આપણા પૂર્વજન્મનું વૃત્તાંત તમને ત્રણ જણને ખબર છે અને મને ખબર નથી એનું શું કારણ ?"

વહુએ જવાબ દીધો: "અમને પૂર્વજન્મ યાદ છે તેનું કારણ એટલું જ કે તે સંભારી, આ જન્મમાં અમે વધારે સારી રીતે ચાલીએ. અને આપ તો સારી રીતે ચાલવાની સદ્બુદ્ધિ ધરાવો છો, એટલે આપને તેનું સ્મરણ રહ્યું નથી."

## વાર્તા ૯૧ મી—રત્નોની ચોરી.

એક દિવસે **ભોજરાજા** દરબાર ભરીને બેઠો હતો, એટલામાં છડી-દારે આવીને ખબર આપી કે, " કોઈ ચાર પરદેશીઓ આવ્યા છે, તેઓ દરબારમાં આવવા માગે છે. તેમનો પોષાક સાદો છે, છતાં તેમના ચહેરા તેજસ્વી જણાય છે. માટે તેમનાં પ્રવેશ વિષે શી આજ્ઞા છે ? "

**ભોજે** તેમને અંદર દાખલ કરવા કિંચિત્ શિર હલાવ્યું. અને છડી-દાર થોડી વારમાં તેમને લઇને અંદર આવ્યો. તેમના તેજસ્વી ચહેરા અને લડવૈયાને લાયકના મજબુત બાંધા જોઈ, દરબારના સર્વ અધિકારીઓ આશ્ચર્ય પામ્યા. તેમના ચહેરા એકબીજાને એટલા તો મળતા હતા કે તેમને જોનાર તુરત જ પામી જાય કે તેઓ સગા ભાઈઓ હશે. રાજ-રીત મુજબ તેમણે રાજાને નમન કર્યું, અને રાજાએ તેમને બેસવા આસન બતાવ્યું.

પછી તેમને દરબારમાં આવવાનું કારણ પૂછતાં તેઓમાંનો વડો બોલ્યોઃ—" રાજાધિરાજ ! અમે અમારો ન્યાય કરાવવા નીકળ્યા છીએ. તે જો અમારો ન્યાય તમે કરી આપો તેમ હોય તો અમે અહિં રહીએ, નહિ તો અમે બીજા કોઈ રાજાના દરબારમાં અમારો ન્યાય કરાવવા જઇએ."

રાજાઃ—" તમારે શાનો ન્યાય કરાવવો છે ? "

પેલો પરદેશીઃ—" અમે ચારે શેઠીઆઓ છીએ. અમારાં નામ કનકચંદ્ર, રત્નચંદ્ર, રાજચંદ્ર અને સુખચંદ્ર છે. અમારો વ્યાપારવણજ મોટો છે. તેમ કુટુંબકબીલે પણ સુખી છીએ. અમારા પિતા પાકા વહેવારીઆ હતા. તેઓ લક્ષ્મીથી કુટુંબીઓ લઢી મરે છે, એ અનુભ-વથી જાણતા હોવાથી પોતાના મૃત્યુ પછી અમે ચાર જણ તેમની મીલ-કતની વહેંચણી સારૂ લડી મરીએ નહીં તેટલા માટે, ઉમ્મર થતાં પોતે હરિભજનમાં વૃદ્ધાવસ્થા ગાળવાનો નિશ્ચય કીધો અને પોતાની સઘળી મિલ્કત સ્થાવર તેમ જ જંગમ પોતાને હાથે જ વહેંચી આપી. પરન્તુ **सर्वे स्वार्थमयं जगत्**—એ તેઓ સારી રીતે જાણતા હતા, તેથી જો તદ્દન ખાલી

થઇ જઇશ અને છોકરાઓને આશરે પડીશ તો કોઇ મારો ભાવ નહીં પૂછે, અને "સહીઆરી સાસુની ઉકરડે મોહોકાણુ" એના જેવા ઘાટ થશે, એવા શાણા વિચારથી તેમણે પોતાની પાસે સરખી કીંમતનાં ચાર અમોલિક રત્નો સાંચી રાખ્યાં અને તે અમારા દેખતાં જ ભંડારમાં મૂક્યાં અને તેની કુંચી પોતાની કેડે રાખી. અને તે ભંડાર પોતાના મરણ પછી ઉઘાડી તેમાંનું એકેકું રત્ન વહેંચી લેવા અમને આજ્ઞા કરી ગયા.

તેમના મરણની ક્રિયા કર્યા પછી અમે ચારે ભાઇઓ એકઠા મળી રત્ન લેવા ગયા તો પેલો ડાબલો ખાલીખમ દેખાયો. અમારા પિતાજીના વર્ષમાં કુંચી અમારાં માતુશ્રીની પાસે રહેતી હતી અને ભંડાર ઉપર વિશ્વાસુ માણસોની ચોકી હતી. અમારી માતુશ્રી સોગનપૂર્વક કહે છે કે મેં કોઇને પણ કુંચી આપી નથી. વળી લાખશાખ પણ અનામત હતી, તેથી અમારામાંના કોઇએ તે રત્ન ગુપ્તરીતે સફાઇબન્ધ ચોર્યાં છે, એવું અમને લાગે છે ! એ ચોરી પકડી આપવા અમે આપને વિનતિ કરીએ છીએ. પણ અમે આબરૂદાર બાપના બેટા છીએ. "લાખ જાજો પણ શાખ ન જાજો, શાખ જતે થશે રાખજી," એ કહેવત મુજબ અમારામાંના કોઇની શાખ જાય, એ યોગ્ય નથી જ. તેથી તે ચોરી પકડતાં પહેલાં અમારી નીચેની ત્રણ સરતો ઉપર આપે લક્ષ્ય રાખવાનું છેઃ—

૧ લીઃ–મુદ્દો ન પકડાય ત્યાંસુધી અમારામાંથી કોઇને તે વિષે કાંઇ સવાલ ન પૂછવા. ૨ જીઃ–અમને મારઝાડ ન કરવી. ૩ જીઃ–જેની પાસેથી રત્ન નીકળે તેનું નામ અમને અથવા બીજા કોઇને જાહેર ન થવું જોઇએ. એકલા ચોરી પકડનાર માણસે જ જાણવું અને ગુપ્ત રાખવું. આ પ્રમાણે અમારી ત્રણ સરતો છે. તે પ્રમાણે ન્યાય ચૂકવવાનું આપનાથી બને તો અમે અહીં રહીએ નહિ, તો અમે અમારે રસ્તે ચાલ્યા જઇએ."

ભોજે થોડી વાર વિચાર કરીને કહ્યુંઃ—"મારા દરબારની પ્રતિષ્ઠા ખાતર તમારો ન્યાય હું થોડા દિવસમાં કરાવીશ. ત્યાં સુધી તમે અત્રે રહો."

પછી ભોજે તેમને એક ઉતારો અપાવી સારી રીતે માન આબ-રૂથી રાખવા હુકમ કર્યો. દરબારમાંથી તેમના ગયા પછી રાજાએ તેમની ચોરી શી રીતે પકડી કાઢવી, તે વિષે વિચાર કરવા માંડયો. થોડી-વાર સુધી વિચાર કર્યા પછી તેને એક વિચાર સૂઝયો. એટલે પોતાના મુખ્ય પ્રધાન બુદ્ધિસાગરને બોલાવીને કહ્યું:—“ હે પ્રધાનજી! આ કામની ચોકસાઇ કરવાનું હું તમને સોંપું છું. આઠ દિવસની અંદર એ રત્નોની ચોરીની તમારે તપાસ કરવી જોઇશે.”

વૃદ્ધ બુદ્ધિસાગરથી ના ન પડાઈ. થોડી વાર બીજું ત્રીજું કામ થયા પછી દરબાર બરખાસ્ત થયો અને સૌ સૌને ઠેકાણે ગયા. પ્રધાને ઘેર જઈ વિચાર કરવા માંડયો કે “ હવે આનું કેમ કરવું ? ચારે પક્કા છે. શેઠી-આઓ ‘ મગનું નામ મરી ’ કહે તેવા નથી. ‘ સૌ ચોર સારા પણ વાણીઓ ચોર ખોટો.’ આ ચપરખંધા અને ફરંદા વાણીઆઓ કાંઇ તેમની સાથે કોઈ પ્રકારનાં છળકપટ કર્યા સિવાય આપણા હાથમાં આવવાના નથી. એ તો “ લોભે વાણીયો લેવાશે. ” પણ છળ શી રીતનો કરવો ? લોભ શી રીતનો દાખવવો ? ”

પછી તેણે તે સંબંધમાં બહુ બહુ વિચાર કરવા છતાં પણ કોઈ તદબીર સૂઝી જ નહિ, ત્યારે આખરે બુદ્ધિસાગરે કાલિદાસની સલાહ લેવાનો વિચાર કર્યો. તેથી બીજે દિવસે પ્રભાત થતાં તે ઉઠીને કાલિ-દાસને ઘેર ગયો. પોતાને ત્યાં વૃદ્ધ પ્રધાનને આવેલો જોઈ કાલિદાસે તેને માન આપી બેસાડયો. પ્રધાન સદ્‌ગુણી હતો, એવી કાલિદાસની ખાત્રી હતી. તેમ વળી વારંવાર કામ પડે તે વારે સલાહ લેવા માટે આવતો હતો. તેમ તે કોઇના બુરામાં ન હતો, અને તેને હાથે સારાં જ કામો થતાં હતાં.

બંને સ્વસ્થ બેઠા પછી બુદ્ધિસાગરે કહ્યું:—“ પંડિતજી ! ગઇ કાલે પેલા શેઠીઆમાંના એક ચોરને પકડવા રાજાએ મને આજ્ઞા કરી છે. તેઓ અતિ ચતુર છે. તેમની ચોરી આપણે શી રીતે પકડી કાઢવી, તેની કાંઇ યુક્તિ આપ બતાવશો ? ”

થોડીવાર વિચાર કર્યા પછી કાલિદાસે કહ્યું:—" પ્રધાનજી! એ ચોરી પકડવાની મને એક યુક્તિ સૂઝે છે. તે યુક્તિ પ્રમાણે આપણે જો ચાલીશું તો કદાચ ફતેહ મળશે પણ ખરી."

પછી પોતાને સૂઝેલી યુક્તિ કાલિદાસે પ્રધાનને નીચે પ્રમાણે કહી:-

" હે પ્રધાનજી! આ કામમાં તમારે પડવાની જરૂર નથી. તમારો વડીલ પુત્ર વિદ્યાસાગર ચતુર છે. તેમ જ તે ચોપટ ખેલવામાં પણ બડો ચાલાક છે. માટે તેને કાલે મારી પાસે મોકલજો. તમારે માત્ર એક જ બન્દોબસ્ત કરવાનો છે અને તે એ કે એ ચારે શેઠીઆઓને શહેરમાં જૂદા જૂદા ઉતારા અપાવવા અને તેઓ ચાર દિવસ સુધી એક બીજા સાથે બીલકુલ ન મળે તેમ કોઈ સરસંદેશા પણ ન ચલાવે. આવી પાકી તજવીજ રખાવજો તથા દીવો એકવાર ઓલવાય કે તરત તે સળગાવી શકાય એવું કોઇ પણ સાધન સાંપ્રત ન થાય, એવી પેરવી કરાવજો.

તે પછી પ્રધાન ત્યાંથી ચાલ્યો ગયો અને પેલા શેઠીઆઓને ત્યાં જઇને તેમને કહ્યું:—" તમારે રહેવા માટે અલગ અલગ સારી જગ્યાની મેં તજવીજ કરી છે. ત્યાં તમારે દરેકે છૂટા રહેવું જોઇશે. તેમ ચાર દિવસ સુધી કોઈએ એક બીજા સાથે મળવું નહિ, તેમ કોઈ માણસ કે અન્ય સાધન દ્વારા પણ કોઈને ખબર અંતર કરાવવા કે સાંભળવા પણ નહીં. જે દિવસની તમને મુદત આપી છે, તે દિવસે અમે તમને કચેરીમાં બોલાવીશું અને તમારો ન્યાય તમને મળશે."

આ પ્રમાણે તેમને કહી પ્રધાને અકકેક વિશ્વાસુ દંડધર દરેકની તહેનાતમાં સોંપ્યો અને નિર્ણિત ઉતારે તેમને પહોંચાડવાની તથા જોઇતી ચીજો પૂરી પાડવાની હરેક તજવીજ કરી. અને તે ચારે જણ પોતાની જૂદી જૂદી જગાએ જઈ રહ્યા. આ બધી ખબર પ્રધાને કાલિદાસને પહોંચાડી.

બીજે દિને બુદ્ધિસાગર પ્રધાને પોતાના વડીલ પુત્ર વિદ્યાસાગરને કાલિદાસને ત્યાં મોકલ્યો. પછી બંનેએ નીચે પ્રમાણેનો સંકેત રચ્યો:- " આપણું પહેલું કામ તો દરેક શેઠીઆ સાથે ઓળખાણ કરી, મિત્રા-

ચારી બાંધવાનું છે. પછી તેમની સાથે ચોપટ ખેલીશું અને રમતાં રમતાં આપણે ચોરી કબૂલ કરાવીશું. ચોપટ ખેલવામાં તમે ચાલાક છો. અને મારે તેમ જ તમારે તેમાં આપણી હોંશીઆરી બરાબર બતાવવાની છે. અને તેમ કરતાં આપણે કોઇ પણ રીતે તે રત્નોની વાત જાણી લેવાની છે.”

પછી કાલિદાસ તથા વિદ્યાસાગર ધનાઢ્ય વહેવારીઆનો વેશ બદલી, જ્યાં વડો શેઠીઓ કનકચંદ્ર ઉતર્યો હતો ત્યાં ગયા. તે વેળા કનકચંદ્ર ડહેલી બહાર ઓટલા ઉપર જ બેઠો હતો. તે એકલો પડ્યાથી મુંજાતો હતો. તેને આ બંને જણે જતાં ‘જય શ્રીકૃષ્ણ’ કર્યા. અને તેને પડખે ઓટલાની એક બાજુએ બેઠા. પછી તેમણે દેશકાલની વાતો કરવાની શરૂઆત કરી. એમ કરતાં થોડી વારમાં તેનું મન મેળવી લીધું, અને વિદાય માગી. પરંતુ કનકચંદ્રના આગ્રહને વશ થઇ, તેનું ભોજનાદિનું નિમંત્રણ સ્વીકારી તેઓ મંદિરમાં ગયા. ત્યાં વિવિધ વાર્તાલાપમાં સાયં. કાલ ગાળી પાછી વિદાય માગી. પરંતુ તેના આગ્રહને લઇને રાત રહેવા કબુલ કીધું અને ચોપટ ખેલવી શરૂ કરી. ચોપટ ખેલતાં ખેલતાં કાલિદાસે નીચે પ્રમાણે વાત કરવા માંડીઃ—

“હે કનકચન્દ્ર ! સૌરાષ્ટ્ર પ્રદેશના પ્રભાસપાટણમાં એક નગરશેઠ ભદ્રચંદ્ર હતો. તેના આશ્રયથી ચાલતા એક કન્યાલયમાં તેની પુત્રી ભદ્રાભામિની ભણતી હતી. તેને એ જ નગરના શ્રીપાલ શેઠના પુત્ર કનકપાલ સાથે, કન્યાલયના સહવાસથી પ્રસંગ પડયો, અને મૈત્રી બંધાઈ. પ્રેમરહસ્ય તેઓ બિચારાં પૂરૂં સમજતાં ન હતાં. પરન્તુ નિકટ સહવાસથી, પરસ્પર મન ખોલીને વાત કરવાના થયલા પરિચયથી તેમ જ અન્યોયના લાવણ્ય તથા સૌન્દર્યના આકર્ષણથી ગાઢ સ્નેહબંધન તેઓ વચ્ચે બન્ધાયું. પરંતુ તે શારીરિક સંબંધમાં પરિણામ પામ્યું ન હતું, અને એટલી મર્યાદા બંનેએ પોતાનાં વડીલોની સંમતિ મળવા પર્યંત ચીવ્વટાઇથી જાળવી રાખી. એક સમયે ગાઢ સ્નેહગોષ્ટીમાં લપટાતાં ભદ્રાભામિનીએ કનકપાલને વગર વિચાર્યે એવું વચન આપી દીધું કે મારા પિતા સમજે તો મારે તારી જ સાથે લગ્ન કરવું, પરંતુ તારા હીન કુલથી

તેમ કરવા ના જ પાડે તો સંસારસુખ પહેલું તારી સાથે ભોગવ્યા પછી જ મારે મારા પતિને સંતોષવો.” આ વચન તેણે પૂરા ફસાટમાં આવતાં ન જ ચાલે આપ્યું.

“ હે શેઠ! પ્રભુની મરજી તે બંનેને પતિપત્ની બનાવવાની ન હતી, તેથી આ બંનેનાં કુટુંબ વચ્ચે શિરસાટાનો ઉગ્ર કલહ ચાલ્યો અને ભદ્રચંદ્રે પોતાની કુંવરી ભદ્રાભામિનીને પાટણની નજીકના એક નાના નગરના નગરશેઠના પુત્ર રાજપાલ સાથે પરણાવી, અને તેને ઘરજમાઈ કરી રાખ્યો. ભદ્રા મનમાં ઘણી જ અમુંઝાતી હતી અને સંસારસુખની પહેલી રાત્રીએ કનકપાલને ત્યાં શી રીતે જવાશે અને આપેલો કોલ કેમ પળાશે, એની ઘડભાંગ કર્યા જ કરતી હતી. એવામાં ભદ્રાની યોગ્ય વય થતાં ભદ્રચંદ્રે એક અલગ મંદિર બંધાવ્યું અને તેમાં બંનેને રાખ્યાં. પહેલે દિવસે મેળાપ થયો ત્યારે ભદ્રાનું મન ઉદાસ જોઈ, રાજપાલે તેને ઉદાસીનું કારણ પૂછ્યું. એટલે તેણે ખુલ્લા દિલથી કનકપાલ સાથેના વચનનો પ્રસંગ કહી દીધો. ભદ્રાનું વચન જો કે રાજપાલને કથોલું અને નિયમ વિરૂદ્ધ લાગ્યું ખરૂં, પરંતુ તેણે ભદ્રાને તે જ રાત્રિએ કનકપાલને ત્યાં જવા રજા આપી.

“ આમ અણધારી રજા મળતાં ભદ્રા મંદિરમાંથી બહાર નીકળી અને ગલીકૂંચીઓ વટાવતી કનકપાલને ત્યાં જતી હતી તેવામાં તેને બે ચોર સામા મળ્યા. તેઓ ભદ્રાની કાન્તિથી સમજી ગયા કે તે કોઈ શેઠીઆની સ્ત્રી હશે. આથી તેને સઘળાયે શણગાર ઉતારી આપવા ભારે ધમકી આપી. ભદ્રાએ કરગરીને તેમને વિનવ્યા કે હું એક ઘડીમાં મારું કાર્ય પતાવી પાછી આજ માર્ગે આવીશ, એટલે તમને મારા સઘળાયે અલંકારો ઉતારી આપીશ. તેણે વધારામાં તે બંનેને પોતાના પરિયાનો કોલ આપ્યો. પેલા ચોરોને પતીજ પડી, એટલે તેને માર્ગે જવા દીધી.

“ બીજી પાસ ભદ્રા ઉતાવળી ઉતાવળી કનકપાલના મંદિરે પહોંચી. કનકપાલને ભદ્રાનો રાજપાલ સાથેનો, પ્રથમ મેલાપનો પ્રસંગ આજે જ હોવાની ખબર હતી, તેથી તે ભદ્રા પોતાનું વચન પાળવા પોતાને ત્યાં આવે છે કે નહીં, તેની રાહ જોતો જ, મધ્યરાત્રિ થવા છતાં મંદિરની બારીએ

જ બેસી રહ્યો હતો. એટલે ભદ્રા જેવી મંદિર પાસે આવી કે તેને કનકપાલે જોઈ, અને તરત જ તેનું શુદ્ધ હૃદય પ્રકાશ્યું. તેણે ઇશારાથી જ ભદ્રાને તેના વચનમાંથી મુકત થયાની ખાત્રી આપી અને 'ભાઇબેન' પોતે હોવાનું જણાવી સોંસરી જ પાછી વિદાય કરી.

"ભદ્રા પોતાનું વચન પળાવા સાથે પોતાનું ચારિત્ર્ય શુદ્ધ રહ્યાથી ઘણી જ પ્રસન્ન થતી, જે માર્ગે તેને ચોર મળ્યા હતા, તે જ માર્ગે પાછી સંચરી. તે કનકપાલને ત્યાં ગઇ અને અને પાછી આવી તે દરમ્યાન પેલા ચોરોને એક પાકું બિલ્લસ અનાયાસે જ હાથ આવ્યું અને મબલક સંપત્તિ હાથમાં આવી પડી હતી. તેથી ભદ્રાએ પાછી આવી શણગાર ઉતારી આપવા માંડ્યા, ત્યારે ચોરોએ તેને કહ્યું કે, "બેન! તારાં સપગલાંથી અમને અમૂલ્ય રત્નો સાંપડ્યાં છે, અને અમારી ભવની ભાવઠ ભાંગવાથી અમારે હવે ચોરી જ કરવી નહીં પડે. માટે તું તારે માર્ગે સુખેથી ચાલી જા."

"આમ બીજી રીતે પણ પોતાના શણગાર સચવાયાથી તે રીતે પોતાનું પતિવ્રતપણું અખંડ રહ્યાની ખાત્રી પોતાના પતિને આપવાની અનુકૂલતા મળતાં ભદ્રા અતિશય પ્રસન્ન થઈ અને હર્ષભેર બમણા વેગે ઘેર આવી, રાજપાલ પાસે શયનમંદિરમાં ખડી થઈ, અને એકદમ હર્ષાશ્રુ તેની આંખમાંથી નિસરી પડ્યાં.

"પછી તેણે માર્ગમાં બનેલી સઘળી હકીકત રાજપાલને કહી. તેને કનકપાલે બેન પેરે ગણ્યાની ખાત્રી થતાં રાજપાલ પૂર્ણ આનન્દમાં આવ્યો અને બંનેએ પૂર્ણ ઉલ્લાસમાં રાત્રિ ગાળી.

"હે કનકચંદ્ર! હવે મારે તને એક વાત પૂછવાની છે. તેં આ વાર્તા તો સાંભળી. પણ તને શું લાગે છે? તું આ ચાર જણામાંથી કોને વિશેષ ધન્યવાદને પાત્ર ગણું છું? રાજપાલને કે ભદ્રાને કે કનકપાલને કે ચોરોને?"

આ વાત કહી, કાલિદાસનો આશય કોણ ખરો ધન્યવાદને પાત્ર, એનો ઉત્તર તેના મનોગત ભાવ સાથે જાણી લેવાનો અને તે રીતે એ ચોર છે કે નહીં, તે કળવાનો હતો. કનકચંદ્ર ચોપટ ખેલવામાં પૂરો રંગે ચઢયો હતો તે જ ક્ષણે લાગ જોઈ, કાલિદાસે તેનું પેટ ખોલવા આ પ્રશ્ન

કર્યો. તેમ કનકચન્દ્રે પણ બહુ વિચાર ન કરતાં ઉત્તર દીધો કે, “ ભદ્રા જ ખરે ધન્યવાદને પાત્ર છે. કારણ અણુસમજુ અવસ્થામાં અને તેય ફસાટના માર્યા આપેલા વચનને પાળવા પતીની સંમતિ લઈ, તસ્કરો તેમ જ અન્ય ભયસ્થાનોની દરકાર પણ ન કરી, કનકપાલને ભેટવા ગઈ. તેનો સંસાર જ આખો બગડી જવાનો અને પતિને મનથી ઉતરી જવાનો પ્રસંગ હતો છતાં તે અડગ રહી માટે ભદ્રા ધન્યવાદને પાત્ર છે. ”

તેનો આવો ખુલાસો સાંભળી, કાલિદાસ સમજ્યો કે રત્નનો ચોર આ કનકચંદ્ર નથી. છતાં સંશયને અવકાશ ન રહે તે માટે ચોપટનો પૂર બાહાર ચાલી રહ્યો હતો, તેવામાં કાલિદાસે ઈશારો વિદ્યાસાગરને કર્યો અને તેણે દીવો ખુબીથી હોલવ્યો. કનકચંદ્રને રસ પૂરો પડયો હતો, તેથી તેણે દીવો સળગાવવા ફરાસને આજ્ઞા કરી, પણ ત્યાં તે સળગાવવાનું કોઈ સાધન જ ન હતું. આવી સ્થિતિ જોઈ, કાલિદાસે કનકચંદ્રને કહ્યું કે, જો આ વેળા એકાદું રત્ન કે મણિ હોય તો ઘણું જ કામ આવે. તમારા જેવા શ્રીમંત પાસે તે હશે. માટે હોય તો કાઢો. કનકચંદ્રે પોતાની પાસે રત્ન કે મણિ ન હોવાનું જણાવ્યું અને ચોપટ અધુરી મૂકી સહુને સૂવું પડયું

પછી સવાર થતાં સ્નાન આદિથી પરવારી, કાલિદાસ અને વિદ્યાસાગર સંકેત કરી બજારમાં જઈ આવવાના નિમિત્તથી ત્યાંથી ચાલી નીકળ્યા; અને પરભાર્યા રત્નચંદ્રના આવાસે પહોંચ્યા. એ બીચારો કોઈના સહવાસ વિના એકલો અમુંઝાતો હતો, તેથી તેને આ બે જણનું આગમન આવકારદાયક થયું. સંકેત પ્રમાણે વિદ્યાસાગર અને કાલિદાસ આખો દિવસ તેને ત્યાં રહ્યા, જમ્યા અને રાત્રે ચોપટ ખેલવા બેઠા. કાલિદાસે કનકચંદ્રને કહેલી વાત રત્નચંદ્રને પણ મઠારી મઠારીને કહી, અને પૂર રંગતમાં કોણ ચોર એવો પ્રશ્ન કર્યો. રત્નચંદ્રે કનકપાલને ધન્યવાદને પાત્ર જણાવ્યો, કારણ કે ચાલીચાલાવીને એક નવ યૌવના સુન્દરી મળવા આવી હતી, છતાં તેને બેન ગણીને પાછી કાઢવી, એ કાંઇ નાના મનની નાનીસુની ઉદારતા ન કહેવાય. તેના ઉત્તરથી કાલિદાસની ખાત્રી રત્નચંદ્ર ચોર ન હોવાની થઇ, છતાં તેણે વિદ્યાસાગર પાસે ભર રમતના બાહારમાં

દીવો ઓલાવરાવ્યો. અને રત્ન કે મણિ હોય તો કાઢવા રત્નચંદ્રને પેરે પેરે સમજાવ્યો. પણ મણિ તેની પાસે ન હતો, એથી રમત અધુરી મૂકી બધા સૂઈ ગયા.

પછી ત્રીજે દિને સંકેત પ્રમાણે રાજચંદ્રને ત્યાં તે બંને ગયા; આખો દિવસ રહ્યા, જમ્યા અને રાત્રે ચોપટ રમ્યા. કાલિદાસે લાગ જોઇ પેલી વાત કરી અને રાજચન્દ્રે રાજપાલને ધન્યવાદને પાત્ર જણાવ્યો. કારણ પોતાને અધીન સુન્દર પત્ની હોવા છતાં, સુખવિભવનો લહાવો બીજાને લેવા દેવાની અને સ્ત્રીને અઘટિત પ્રતિજ્ઞા પાળવાની અનુકૂલતા કરી આપવાની ઉદારતા તો તે જ બતાવી શકે, એમ તેને લાગ્યું. પછી અહીં પણ કાલિદાસે લાગ જોઈ દીવો ઓલાવરાવ્યો અને મણિ ન મળતાં રમત અર્ધી મૂકી સઘળાને સૂવું પડયું.

ચોથે દિવસે રાજચન્દ્રને ત્યાંથી કોઈ નિમિત્તે સટકી જઈ તે બંને સુખચન્દ્ર જ રત્નનો ચોર છે, એમ હવે સમજાયાથી કાલિદાસે વિદ્યાસાગર પાસે કેફી વસ્તુ નાંખેલાં પાનનાં કેટલાંક બીડાં બજારમાંથી લેવરાવ્યાં, અને તેને ઉતારે પહોંચ્યા. તેઓએ આખો દિવસ તેને ત્યાં ગાળ્યો અને રાત્રે ચોપટ મંડાવી. રમતના આરંભમાં વિદ્યાસાગર સારી રીતે રમવા લાગ્યો અને સુખચન્દ્ર હારવા લાગ્યો. થોડી વાર એ પ્રમાણે રમત ચાલતાં વિદ્યાસાગરે લાગ જોઈ, દાવ ઓછા પાડવા માંડ્યા અને સુખચન્દ્રની હારેલી રમત જિત ઉપર આવી. વચ્ચે પેલી વાર્તાના રસમાં કાલિદાસે તેને તલ્લીન કર્યો, અને પ્રશ્નના ઉત્તરમાં તેણે ચોરોને ધન્યવાદને પાત્ર જણાવ્યા. કારણ હાથમાં આવેલું ખરું બિલ્લસ તેમણે જવા દીધું, એ કાંઇ તેમની ઓછી ઉદારતા ન ગણાય.

આ ઉત્તરથી કાલિદાસની ખાત્રી થઇ કે, સુખચંદ્ર જ રત્નોનો ચોર છે. પણ તે સીધી રીતે માને એવો ઘરાક નથી, એમ સમજાયાથી પેલી કેફી વસ્તુ ભેળેલાં બીડાં તેને ખુબીથી ખવરાવ્યાં અને તેની કેફમાં સુખચંદ્ર વધારે ઉત્સાહથી રમવા લાગ્યો. અને તેની બરાબર જિત થવાની વેળા આવી તે જ પળે કાલિદાસે દીવો ઓલાવરાવ્યો. પોતાની જિત થવાની વખતે

દીવો હોલવાઈ ગયો જોઈને સુખચન્દ્ર ક્રોધાયમાન થયો અને ગમે ત્યાંથી દીવો ફરી સળગાવવા કહ્યું. કાલિદાસ બહાર ગયો અને ત્યાં થોડી વાર લગાડીને પાછો આવ્યો અને કહ્યું કે પડોશમાંથી દીવો મળે તેમ નથી તેમ દીવો સળગાવવાનું કોઈ સાધન પણ નથી. એ તો તમારી પાસે કદાચ રત્ન કે મણિ હોય તો જ કામ થાય. થોડી વાર વિચાર કર્યા પછી રમતની લહેરમાં તથા કેફી વસ્તુના ઘેનમાં સુખચન્દ્ર ઉભો થયો અને પોતાની એક નાની પેટી ઉઘાડી તેમાંથી એક ચીજ લઈ આવ્યો. તે ચીજ આવતાં જ એકને બદલે એકસો દીવાના જેવો પ્રકાશ ત્યાં થઈ રહ્યો. કાલિદાસ તથા વિદ્યાસાગરની ખાત્રી થઈ કે, આજ પેલાં ચોરાયલાં રત્નમાંનું એક રત્ન છે. પછી ઉતાવળે સુખચંદ્રને જિતાડી, તેમણે બીજી રમત શરૂ કરાવી, અને થોડી વારમાં પૂર રંગતમાં આણી બીજાં બે બીડાં સુખચંદ્રને ખવરાવ્યાં. અને તેથી તેની કેફમાં ને કેફમાં રમતમાંથી ઉઠીને તે પોતાના બીછાના ઉપર લેટી પડયો. તેને શરીરનું ભાન પણ ન રહ્યું. આ તરફ વિદ્યાસાગર તથા કાલિદાસે પેલી પેટી ઉઘાડી, બાકીનાં ત્રણ રત્નો શોધી કાઢયાં, તથા અજવાળા માટે મૂકેલું ચોથું રત્ન પણ ઉંચકી લીધું અને દરવાજો અડકાવી તથા બહાર ચોકી કરતા સીપાઇને બરાબર ચોકી કરવાનો હુકમ કરી, તેઓ ત્યાંથી પોતાના નિવાસે જતા રહ્યા.

બીજે દિવસે સવાર થતાં સુખચન્દ્ર જાગૃત થયો. તેને રાતની વાત યાદ આવી. તેણે પોતાની પેટી ઉઘાડીને જોયું તો પેલાં રત્નો ત્યાં મળે નહિ ! હવે કોને કહેવું ? આ રત્નો વિષે કાંઈ ફરિયાદ થાય એમ પણ ન હતું. “ ચોરની માનું મોં કોઠીમાં ” એવી તેની હાલત થઈ. અને કવશે ગુપચુપ રહેવું પડયું.

વિદ્યાસાગરે આ ચારે રત્નો ઘેર જઈને પોતાના પિતાને સોંપ્યાં. ચારે પછી બીજે દીને શેઠીઆઓને ભોજે રાજસભામાં બોલાવરાવ્યા, અને તેમની રૂબરૂ બુદ્ધિસાગરને પૂછ્યું :—“ પ્રધાનજી ! આ શેઠીઆઓને આપણે આપેલી મુદત પૂરી થઈ છે. હવે એમને આપણે શો જવાબ આપવો છે ! ”

બુદ્ધિસાગરે નમન કરી કહ્યું:—" હે રાજાધિરાજ ! ચારે શેઠીઆઓનો તત્કાલ જ ન્યાય ચૂકવું છું."

આમ કહી તેણે પેલા ચાર જણને પૂછ્યું:— " હે શેઠીઆઓ ! તમારાં રત્નો તમે ઓળખો છો ?"

ચારે શેઠીઆએ ' હા.' પાડી. એટલે બુદ્ધિસાગર પ્રધાને પોતાની પાસેનાં રત્નો કાઢીને તેમને બતલાવ્યાં અને પૂછ્યું કે " આ તમારાં રત્નો હોય કે ?" તેમણે તે ઓળખી કાઢયાં, અને ભોજે તેમને તે પાછાં સોંપ્યાં.

આ પ્રમાણે પોતાનાં રત્નો પોતાને પાછાં મળ્યાં જોઇને શેઠીઆઓ આનંદ પામ્યા. પણ પોતાની કબુલાત પ્રમાણે તે કોની પાસેથી નીકળ્યાં તે તેમણે પૂછ્યું નહિ. બુદ્ધિસાગરને પોતાને પણ માલમ ન હતું કે તેનો ખરો ચોર કોણ હતો. તે વાત તો કાલિદાસ તથા વિદ્યાસાગર જ જાણતા હતા. પછી પેલા શેઠીઆઓને ભોજે થોડા દિવસ પરોણા રાખીને તેમને તેમના દેશ વિદાય કર્યા.

આવો વિકટ ન્યાય ભોજરાજાની દરબારમાં ખુબીબંધ ચૂકવાયો તેથી તેની કીર્તિ અન્ય રાજાઓના દરબારમાં વધી.

---

## વાર્તા ૯૨ મી—ફુલની પરીક્ષા.

એક વખતે પોતાની સભાના પંડિતોની ચતુરાઇની પરીક્ષા માટે ભોજે પોતાના એક કારીગરને બનાવટી ફુલનો હાર બનાવવા હુકમ આપ્યો. તેણે એ હાર એવી રીતિનો બનાવ્યો કે તે ખરા ફુલના હાર જેવો જ જણાય. અને જો ખરા તથા ખોટા ફુલના હારને દૂરથી બતાવ્યા હોય તો તે કોઇ સહસા ઓળખી ન શકે. જ્યારે તે બનાવટી હાર તૈયાર થઇને આવ્યો ત્યારે ભોજે તેના જેવો જ એક ખરો હાર બનાવવા એક ચતુર માળીને હુકમ કર્યો. આમ એ બંને હાર એકસરખા બનાવવામાં આવ્યા કે, જેથી દૂરથી બતાવતાં કોઇ ઓળખી ન શકે કે એમાં ખોટો કયો છે અને ખરો કયો છે. અને તેને હાથમાં લે કે છેક પાસે જાય ત્યારે જ ખરાખોટાની તેને ખબર પડે.

પછી દરબારનો વખત થતાં જ એક માણસને પેલા બે હાર હાથમાં લેવડાવીને દરબારમાં ઉભો રાખ્યો. બધા પંડિતો આવી રહ્યા પછી રાજાએ તે સર્વ તરફ ફરીને કહ્યું:–"હે પંડિતો ! જુઓ, આ બે હાર છે. એ હારમાં એક ખરા ફુલનો છે અને બીજો બનાવટી છે. એમાંના કોઇને હાથ લગાડ્યા વગર કે પાસે ગયા વગર કહો કે કયો હાર ખરો છે અને કયો બનાવટી છે?"

રાજાને આ પ્રશ્નનો શો જવાબ આપવો તેના વિચારમાં બધા પડી ગયા. થોડી વાર વિચાર કરી ખુબીબંધ કાલિદાસે ભોજને કહ્યું:—"હે રાજાધિરાજ ! એ ફુલના હાર લઇને માણસ જે ઠેકાણે ઉભો છે, તે ઠેકાણે અંધારૂં પડે છે માટે બધાં બારીબારણાં ઉઘાડી નાંખવા આપ હુકમ કરો; એટલે બરાબર દેખાય."

કાલિદાસની હિકમત ન સમજતાં રાજાએ તેમ કરવા માટે એક પ્રતિહારને હુકમ કર્યો. તેણે આગળ પાછળની બધી બારીઓ ઉઘાડી નાંખી, એટલે દરબારમાં પુષ્કળ અજવાળું થઇ રહ્યું. પરંતુ થોડી વારમાં જ કેટલીક માખીઓ ઉડતી ઉડતી ત્યાં અંદર આવી અને ખરા ફુલના હાર ઉપર બેઠી, અને બનાવટી હાર ઉપર એક પણ બેઠી નહિ. આ જોઇ કાલિદાસે ભોજને તેના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું:— "હે રાજન્ ! જુઓ, જે હાર ઉપર માખીઓ બેઠી છે તે ખરા ફુલનો છે અને જેની ઉપર એક પણ બેઠી નથી તે બનાવટી હાર છે."

કાલિદાસની આવી ચતુરાઈ જોઇને બધા આનન્દ પામ્યા.

---

## વાર્તા ૯૩ મી–અણી ચૂકયો સો વર્ષ જીવે.

ભોજરાજા, 'અંધાર પછેડો' નાંખી, ચોમાસાની મોસમમાં એક દિવસે ઝરમર ઝરમર છીપછાંટ વરસતી હતી તે વેળા નગરચર્યા જોવા નીકળ્યો હતો. લોક ઘણુંખરા ઘરમાં ભરાઈ શાન્તિનું સેવન કરતા હતા; રાજમાર્ગો તેમ જ ગલીકુંચીઓ પણ શૂન્યકાર ભાસતી હતી. ભોજ આવા રાજમાર્ગો અને ગલીકુંચીઓ વટાવતો નગરના મુખ્ય દ્વાર આગળ આવી પહોંચ્યો. ત્યાં તેણે કાં તો અફીણાદિના અમલના ઘેનમાં કે નિદ્રાના ઘારણમાં દરવાનોને બેફામ પડેલા જોયા.

તે અહીં આ દૃશ્ય જોતો ઉભો હતો તેવામાં ફાટી તીણી ચીસ તેના કાને આવી. તે ઉપરથી એ સમજ્યો કે દરવાજા બહાર કોઈ સ્ત્રી દુઃખની મારી રૂદન કરી રહી છે. તરત જ તેના શૌર્યથી ધડકતા હૃદયે તેને એ નિરાધાર સ્ત્રીની વહારે ધાવા પ્રેર્યો. પરંતુ દરવાજાની બારી બંધ જોતાં, પોતાનાથી બહાર જઈ શકાશે નહીં, એમ સમજાતાં તે ખિન્ન થયો. તેને તત્કાલ દેવડીમાં કુંચીની તપાસ કરવા જવાની ઉર્મિ થઈ આવી અને, ધીમે ધીમે અંદર જઈ જોયું તો કુંચી હાથમાં આવી. એટલે તે લઈ તેણે બારી ઉઘાડી અને બહાર ગયો.

પણ પેલી સ્ત્રી તેને બહાર આવેલો જોતાં જાણે ભય પામતી હોય તેમ, રોતી રોતી દૂર ને દૂર ભાગવા લાગી. તેમ તેમ ભોજ તેને નિર્ભય રહેવાનું કહેતો તેની પાછળ પાછળ ચાલ્યો. આમ બન્ને જણ દમોદમ બહુ જ છેટે નીકળી ગયાં. આખરે, પેલી સ્ત્રી ભોજની ખંતિલી વૃત્તિથી પ્રસન્ન થતી અટકી.

એટલે ભોજ તેની પાસે ગયો અને એને શાન્ત પાડી. પછી તેણે પ્રશ્ન કર્યો:—“હે બાઈ! તું શા માટે આમ એકલી અટુલી પડી રૂદન કરે છું? તારે એવું તે દુઃખ શું છે?”

એટલે તે બાઇ જાણે ભોજને ઓળખતી જ ન હોય તેમ બોલી:—“હે ભાઈ! તું મારૂં કહ્યું કરવાનું વચન આપું તો હું તને મારૂં દુઃખ કહું.”

એટલે ભોજે તેવું વચન આપતાં તે બોલી:—“હું તને એક ગુપ્ત વાત કહું છું તે તારે બનતી ત્વરાએ ભોજને કાને નાંખવી. હું ભોજની દાનવૃત્તિની અધિષ્ટાત્રી દેવી છું. હું કાલે રાત્રે ઓચિંતી મશાણમાં જઈ પહોંચી, ત્યારે ભૂતપિશાચો આનંદથી ઉછળતાં હતાં અને માંહોમાંહે બોલતાં હતાં કે ‘સારૂં થજો વૈતાલ રાજનું કે તેમણે આજથી આઠમે દિવસે ભોજનું ભક્ષ મળવાની આગાહી કહી છે.’ તેમની આ વાતચીતથી મારો તો જીવનરસ જ ફટકી ગયો, અને અતિશય અમુંઝાતી હું ત્યાંથી વૈતાલરાજ પાસે ગઈ અને તેને સઘળી હકીગત પેરે પેરે પૂછી લીધી. તેણે કહ્યું:- આજથી આઠમે દિવસે ભોજને ઘાતચંદ્ર છે, તેથી તે રાત્રે સૂતો

હશે તે વેળા નાગાધિપતિ **અનંત** પોતેજ તેના પગના અંગુઠે ડસવાને પાતાલમાંથી આવશે, અને તેથી મૃત્યુ પામવાનો યોગ છે, એમ નિર્માણ થયલું છે. ત્યારે **વૈતાલ** રાજને કરગરીને મેં કહ્યું કે જો **ભોજ**રાજા મર્ણ પામશે તો જગતમાંથી દયાદાનવૃત્તિ રસાતલમાં જ ગઈ સમજજો. એ તો દીન જનોનો બેલી છે, પંડિતોનું મોસાળ છે, ગરીબોનો અન્નનો માળવો છે, ન્યાયની મૂર્તિ છે, લક્ષ્મીનો નિવાસ છે, પરોપકાર અને દાનધર્મનો આશ્રય છે. આવો પોષક મરશે, તો અસંખ્ય આશ્રિતોનું શું થશે? હે **વૈતાલ**રાજ! તેટલા માટે તે ઉગરે એવો કોઈ ઉપાય હોય તો તે જગતનાં કલ્યાણ અર્થે પણ તમારે મને બતાવવો જોઇએ. ત્યારે તેણે ઘડીભર વિચાર કરી મને જણાવ્યું:-

" **ભોજ**રાજા આતિથ્યાદિથી **અનંત** નાગરાજને સંતોષે અને તેની ડસવાની અણી ચૂકાવે તો તેની આ આપત્તિ ટળે, એવો સંભવ છે ખરો. તે માટે **ભોજે** આજથી આઠમે દિવસે પહેલી રાતના જ પોતાના શયનમંદિરની આગળની દેવડીથી માંડી ઠેઠ પર્યંક પર્યંતના આખાયે લાંબા અંતરમાં ઠામઠામ દૂધે ભરેલાં કુંડાં મૂકાવવાં, અને તેની આસપાસ સુગંધી પુષ્પોની માલાઓ વીંટળાવવી અને તે ઉપર બહેંકતાં અત્તરાદિ છંટાવવાં. વળી વાંસળી અને મૌવરના તીણા નાદ કાઢતા મદારીઓને મૂકી દેવા. આ સર્વ ઠાઠમાઠથી **અનંત** નાગરાજ સંભવિત છે તેમ **ભોજ**ને દંશ દેવાનો મધ્યરાત્રિનો સમય ચૂકી જશે અને ઉલટો વરદાન આપી પાતાલમાં પાછો પરવશે. પણ તારે ખામુખા જઇને **ભોજ**ને આ વાત કહેવી નહીં.

" **વૈતાલ** રાજે તેનો મર્ણપ્રસંગ ઉગારવા બતાવેલા આ વિધિનો ઉપયોગ જો રાજા **ભોજ** કરશે તો તો તેની ખરી અણી ટળી જાય, એમ છે. પરંતુ **વૈતાલ**રાજની આજ્ઞાના અવરોધથી **ભોજ**ને કાને તે મારેથી શી રીતે નાંખી શકાય? પણ તેને કાને તે નહીં જાય તો એના જેવો પરોપકારી રાજા મર્ણ પામશે, અને તેમ થતાં હું અટુલી પડી જઈશ એ વિચારથી હું રૂદન કરતી હતી."

ભોજ તેના મુખથી સઘળીએ ઘટના સમજી ગયો. પછી તેણે છતા થઈ દાનવૃત્તિની દેવીને આશ્વાસન આપ્યું અને જો દૈવની ઇચ્છા હશે તો અણી ચૂકાવવાને ઘટતું મથન કરવાની ખાત્રી પણ તેને આપી, અને વિદાય લઈ પાછો ધારાનગરમાં પેઠો, નગરદ્વારની બારી બંધ કરી અને મંદિરે જઇને સૂતો.

તેણે નિદ્રાલુ થવાના પ્રયાસો ઘણા ઘણા કર્યા તો ખરા, પરંતુ 'ચિંતા અને ચિતા સમાન છે' એ કોણ જાણતું નથી? હવે પોતે શી રીતે આ આપત્તિમાંથી ઉગરવું તેની ચિંતાએ તેના મનને શાન્ત પડવા દીધું જ નહીં અને અનેક સંકલ્પવિકલ્પોથી તેને ચકડોળે ચઢાવ્યું. એટલે તેને નિદ્રા આવી જ નહી. મરવું કોને વહાલું લાગે? મોત માગવું સહેલું છે, પણ જ્યારે તે નજર આગળ આવી ખડું થાય ત્યારે તેને તાબે થવું દોહલું છે, એ સહુના હમેશના અનુભવની વાત છે. ભોજને પણ તેમ જ થયું.

આમ વિચારમાં ને વિચારમાં પાસાં ઘસતાં રાત્રી વીતી અને પ્રભાત થયું, એટલે ઉઠી તેણે નિત્યકર્મો કર્યાં અને નિયમ કરતાંયે વધારે દાન દીધાં. પછી પોતાના અષ્ટ પ્રધાનોને બોલાવી રાત્રિની વાત કહી, અને કદાચિત અનિષ્ટ પ્રસંગ આવે તો પોતાના મરણોત્તર રાજ્યવ્યવસ્થાનું શું કરવું તેનો સંકેત પણ કર્યો. વળી તે જ રીતે તેણે સામંતાદિને પણ રૂબરૂ તેડાવ્યા અને પરલોક માટે સઘળી તૈયારી કરાવી. પછી તેણે દેવમંદિરોમાં અનુષ્ટાન કરવા અને મૃત્યુંજયના જાપ જપવા કર્મઠોને બેસાડયા, અને આઠે પહોરનાં સદાવ્રતો ચાલુ કીધાં.

આમ ધીરે ધીરે આઠ દિવસમાં બનતી સઘળીયે તદબીરો કરી. તેમ બીજી પાસ નાગરાજ અનંત પતિને સંતોષવાને ઠેઠ દરબારગઢની પહેલી દેવડીથી માંડી શયનમંદિરના પર્યંક પર્યંત મૂકી શકાય તેટલાં સંખ્યાબંધ ચાંદીનાં કુંડાં તૈયાર કરાવ્યાં, પોતાના રાજ્યપ્રદેશમાંના કુશલ મદારીઓ અને સર્પશાસ્ત્રીઓને બોલાવ્યા, અને સુગંધી પદાર્થો પુષ્કળ જથ્થામાં જમાવ્યા; તેમ બહેંક બહેંક મારે એવાં પુષ્પાદિની પણ ગોઠવણ કરી.

પછી આઠમો ધારેલો દિવસ આવતાં **ભોજે** પુષ્કળ દાન દીધાં, મંદિરોમાં ઉત્સવો કરાવ્યા અને સાયંકાલે દરબારગઢનાં સઘળાં દ્વારો આગળથી ઠેઠ પર્યંક પર્યંત ઠામઠામ ચાંદીનાં કુંડાં મૂકાવી, તેમાં દૂધ ભરાવ્યું, ગુલાબજળ આદિ સુગંધી દ્રવ્યોથી ભરચક કરી નાંખ્યાં, અને મૌવરોના મધુરા નાદ કાઢનારા મદારીઓને પણ બેસાડ્યા; અને ખરા સમયની રાહ જોતો પોતે પર્યંકમાં જઈ પડ્યો.

આ પાસ બરોબર મધ્યરાત્રિનો સમય થયો કે **નાગરાજ અનંત** દરબારગઢના પૂર્વદ્વારમાં દાખલ થયો. જેવો તે દ્વારમાં પેઠો કે તેવું જ સુગંધી દ્રવ્યોના પમરાટથી તેનું મગજ તર થયું અને ક્ષણભર થંભ્યો. પાછો આગળ ચાલ્યો, ત્યાં ચાંદીનાં કુડાંમાં દૂધ દીઠું, એટલે તે પીવાને લલચાયો અને થોડુંક પીધું. વળી આગળ ચાલ્યો. તો મૌવરોના તીણા નાદથી તે ફેણા પથારી ડોલવા મંડી પડ્યો. આમ હરેક પ્રલોભન, એક એકને ટકકર મારે એવાં લાલચનાં સાધનો આગળ ક્ષણક્ષણ પણ માંડમાંડ થોભતો હતો; છતાં **અનંત ભોજને** ડંસવાનું લક્ષ્ય ન ચૂકાય તે માટે આગળઆગળ ઉતાવળેથી ચાલવાનું કરતો, પરંતુ તેનું મન તેને ત્યાં જ થોભી જવાને લલચાવતું હતું. એમ કરતાં મધ્યરાત્રિનો અણીનો સમય અનંત ચૂકયો.

આ પાસ જેમ જેમ વખત ગયો તેમ તેમ **ભોજ** ' એ આવ્યો, ' ' એ આવ્યો, 'ના ભણકારાથી ક્ષણે ક્ષણે ચોંકતો હતો અને પૂર્વ-દ્વારમાં જ નેત્રને સ્થાપી રહ્યો હતો. જો ચિંતા તેના હૃદયમાં વસી ન હોત તો આ પ્રસંગના, સુગધી દ્રવ્યોના બહેંકાટભર્યા, અને સંગીતાદિના નાદભર્યા વાતાવરણમાં તે ધસધસાટ ઉંઘ્યો જ હત. આખરે ઘડીનું મુહૂર્ત ચૂકી, વેગભેર દોડતો **અનંત** તેના પર્યંક આગળ આવી પહોંચ્યો, અને **ભો-જનું** હૃદય ફફડી ઉઠયું, અને હવે આવી જ બન્યું, એમ લાગ્યું. પરંતુ તત્કાલ પૂર્વજન્મનાં સુકૃતોના યોગે તેને **નમન** કરવાનું સ્ફુરણ થયું અને બંને હાથ જોડી, પર્યંકમાં જ પડ્યાં પડ્યાં **અનંતને** સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા, અને ' **નાગરાજ સ્તોત્ર** 'થી તેની સ્તુતિ કરવા માંડી. મૂળે જ દરબારગઢમાં પ્રવેશ કરતી વેળાએ જ પોતાના સત્કાર માટે ગોઠવેલાં સાધનોથી **ભોજ** ઉપરનો રોષ નરમ પડ્યો હતો જ, અને જેમ જેમ તે આગળ આગળ

વધતો ગયો તેમ તેમ તેનો રોષ સઘળોએ કૃપામાં પલટાતો જતો હતો અને પર્યંક આગળ પહોંચ્યો ત્યારે રોષનો પણ લેશ રહેવા પામ્યો ન હતો અને ઉલટી વરદાન દેવાની ઉર્મિ તેને મનમાં ઉઠી રહી હતી. તેમાં ભોજના ઊંડા પૂજ્યભાવથી તે સુપ્રસન્ન થયો, તેણે ભોજને ઉઠવા અને ઇષ્ટ વરદાન માગવા કહ્યું. ભોજે સ્તુતિ કરી, પોતાને કદી પણ સર્પનો કે કોઈ પણ વિષમય સત્વ કે દ્રવ્યનો ભય ન રહે, એવું વરદાન માગ્યું અને અનંતે "તથાસ્તુ" કરી તેને સંતોષ્યો.

પછી ભોજે હાથ જોડી અનંતને પૂછ્યું:– "હે મહારાજ ! આપને મારી ઉપર રોષે ભરાવાનો પ્રસંગ મેં કેમ આપ્યો હશે ? આપની એવી અવકૃપાને પાત્ર થવાનું આ પામર જનના ભાગ્યમાં કેમ સરજાયું હશે ?"

તેની આવી જીજ્ઞાસા તૃપ્ત કરતાં અનંત બોલ્યો:—"હે ભોજ ! તું પૂર્વજન્મે કઠીઆરો હતો. તું જંગલમાથી બહુમૂલ્ય આવે એવાં કાષ્ટ કાપી લાવતો. તેં શરૂઆતમાં તો એ દ્વારા ધન સંપાદન કર્યું. પરંતુ તારા પ્રારબ્ધમાં આ જન્મે રાજયોગ નિર્માણ હતો, તેથી તારી પરોપકારવૃત્તિ અતિ સતેજ થઇ. તેં વિદ્વાન પણ રંક બ્રાહ્મણોને લાકડાં નિત્ય નિત્ય શારીરિક કષ્ટ વેઠીનેય પૂરાં પાડવા માંડ્યાં અને જ્યારે કોઇ પંડિત મરણ પામતો ત્યારે ત્યારે તું સુકટ અને અગરૂનાં લાકડાં તેની ચિતા માટે પૂરાં પાડતો. સુકટ આદિ સુગંધી વૃક્ષો અમો સર્પોનું જીવન ગણાય છે અને એ વૃક્ષોને તું કાપતો, તેથી મારા સર્પબન્ધુઓ તારી ઉપર અત્યંત રોષે ભરાતા. એક વેળા મહામારીનો રોગ ચાલતાં ઘણા પંડિતો મરણ પામ્યા. એટલે તેં તારી આંધળી દાનવૃત્તિથી ઉત્તેજાઈ સુકટનાં વન લગભગ ઉજાડ્યાં અને સર્પોને તેના વિના રહેવું ભારે થઈ પડયું. એટલે તેઓ 'ત્રાહ્ય' 'ત્રાહ્ય' પોકારતા મારી આગળ આવ્યા, અને ફર્યાદ કરી. હું પણ રોષે ભરાયો. તેથી મેં તેમને અભયવચન આપતાં કહ્યું કે, હું બે જન્મસુધી એને દંશ દેઈશ અને તમારૂં વૈર શાન્ત કરીશ. પછી મેં તારા કઠીઆરાના અવતારમાં તને અને તારા પુત્રને ડસીને મારી નાંખ્યા. અને તું પૂર્વજન્મના યોગે રાજા થયો. હે

ભોજ! મારા પૂર્વના એ વરદાનને સત્ય કરવા હું આજે તને ડસવાને અને યમને ધામ પહોંચાડવા આવ્યો હતો. પરન્તુ તારૂં આયુષ્ય અવશેષ હશે તેથી તું સવેળા ચેત્યો અને અપ્રતિમ આદરસત્કારથી તેં મને સંતોષ્યો. હું હવે અહીંથી જાઉં છું અને તને આ જન્મમાં તો શું પણ કોઈએ જન્મમાં સર્પાદિનો ભય નહી રહે, એવું વરદાન આપું છું.”

ભોજે તરત જ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં અને નાગરાજ અનંત ત્યાં ને ત્યાં જ અદૃશ્ય થઇ ગયો.

પછી ભોજ તે રાત્રિ નિરાંતે સૂતો. પ્રભાતકાલ થતાં તેણે પુષ્કળ દાન દીધાં, દેવમંદિરોમાં ઉત્સવો કરાવ્યા અને આખા નગરના લોકે પોતાના મુકુટ સમાન ભોજની ઘાત વીતી તેના ઉત્સાહમાં ઉજાણીઓ કરી.

---

## વાર્તા ૯૪ મી–તર્ક વિનાની વિદ્યા વંધ્યા.

એક સમયે ભોજરાજા અને કાલિદાસ રાજમંદિરની અગાશીમાં બેઠા અનેક વિનોદ કરતા હતા. ત્યાં ભોજે કાલિદાસને પ્રશ્ન કર્યો કે, “હે સન્મિત્ર! આપણી બ્રહ્મસભામાં તારા કરતાં વિશેષ વિદ્યાવાન પંડિતો છે, અને તેઓએ તારા કરતાં વિશેષ વિદ્યાઓ તેમજ શાસ્ત્રાદિનાં પઠનપાઠન કર્યાં છે, છતાં તે સર્વ તારી આગળ કેમ શેહ ખાય છે? કોઈ પણ આગંતુક વિજયાર્થી પંડિતને તું મહાત કરૂં છું અને ગમે તેવી ફૂટ સમસ્યા હોય છે તે તું સામાનો મનોભાવ સમજી પૂર્ણ કરી શકું છું, તેનું શું કારણ?”

કાલિદાસે કહ્યું કેઃ—“હે રાજન્! તમારો આ પ્રશ્ન એવો છે કે જે સચોટ દૃષ્ટાંત વિના સમજાય તેવો નથી. તમારું એ કહેવું સત્ય છે કે, આપણી સભાના કેટલાક પંડિતો મારાથીયે વિશેષ વિદ્યાવાન છે. પણ કેવળ વિદ્યા કાંઇ કામ લાગતી નથી. “ભણ્યા પણ ગણ્યા નહીં,” એ કહેવત પણ લક્ષમાં રાખવા જેવી છે. તર્કરૂપી તુરી ઉપર આરોહણ કર-

નારી વિદ્યા એવા તો નવીન વિવિધ પ્રદેશોમાં તેના ગ્રાહકને લઈ જાય છે કે, જે પ્રદેશોનું સ્વપ્નેય પણ ભાન કેવલ વિદ્યાવાનને માત્ર વિદ્યાના બલે ન આવે. હે રાજન્! હું તો એટલે સુધી હિમ્મતભેર કહું છું કે **તર્ક વિનાની વિદ્યા વંધ્યા-વાંઝણી છે!!**

**ભોજ** તેનું આવું વિધાન સાંભળી આશ્ચર્યચકિત થયો. તેનું મન શંકાશીલ થયલું જોઈ, **કાલિદાસે** કહ્યું:– "હે રાજન્! આપને હું વળી કોઈ વેળાએ મારું વિધાન સત્ય છે, એમ દાખલા સાથે જ દેખાડી આપીશ."

આ પ્રમાણે સંવાદ કરી, બંને જણ વિખૂટા પડ્યા. **ભોજ**રાજા ત્યાર પછી વખતોવખત **કાલિદાસ**ને તેનું વિધાન સત્ય દેખાડવા આગ્રહ કરતો હતો, ત્યારે **કાલિદાસ** કહેતો કે એનું પારખું આપનારું દૃષ્ટાંત તો અનાયાસે મળી આવે; એ કાંઈ શોધ્યું જડે નહીં.

તે પછી કેટલોક સમય વીતતાં, ઉજ્જયિની નગરીની પાલિકા, પુરાણી દેવી હરસિદ્ધિનો ઉત્સવ આવ્યો. આ ઉત્સવ દર બાર વર્ષે આવતો, અને મહિના પર્યંત ચાલતો. તેનું માહાત્મ્ય મોટું ગણાતું. **ભોજ** આ પ્રસંગે પોતે વસાવેલા **ધારાનગર**માં રહેતો હતો. પરંતુ તેણે આ ઉત્સવ ઉજવવાની સઘળી તૈયારીઓ ઉમદા પ્રકારે ઉજ્જયિની નગરીમાં કરાવી હતી, અને પોતે પણ ત્યાં બ્રહ્મસભાના અગ્રણી પંડિતો સાથે મહિના આગમચથી જઈ રહ્યો હતો. આ અરસામાં એક વેળા **કાલિદાસ**ને સાથે લઈને **ભોજ** 'અન્ધાર પછેડો' ઓઢી, નગરચર્ચા જોવા નીકળ્યો. જોતાં જોતાંમાં તેઓ ઉજ્જયિનીના સીમાડામાં આવી એક વિશાલ વટવૃક્ષ હેઠળ બેઠા. એવામાં ઓચિંતો જ "**તર્કવિનાની વિદ્યા વંધ્યા છે**" એ બતાવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો.

બન્યું એમ કે, તેઓ લગાર થાક ખાતા વટવૃક્ષ આગળ બેઠા હતા, અને સવારનો પોહોર થવા આવ્યો હતો, તેવામાં બે બ્રાહ્મણો **સોમશર્મા** અને **ભદ્રશર્મા** થોડે દૂરથી વાતો કરતા આવતા સંભળાયા. તેમાં કાકો **સોમશર્મા** વૃદ્ધ હતો અને ભત્રીજો **ભદ્રશર્મા** યુવાન હતો. તે તે બંનેય જોશી હતા. કહેવાય છે કે "વૈદ્ય ઘરડો અનુભવી સારો અને

જોશી યુવાન સારો." કારણ વૈદકમાં અનુભવની જેટલી જરુર છે તેટલી જ્યોતિષમાં બુદ્ધિતર્કની તેજસ્વિતા—તેજદારપણાની જરૂર વિશેષ છે. કાલિદાસ તો આ રહસ્ય જાણતો જ હતો. તે કાકા–ભત્રીજાની વાતથી સમજી ગયો કે, એ બંને વચ્ચે જ્યોતિષના જ્ઞાનની હુંપદભરી હરીફાઈ ચાલી રહી છે. કાકો જ્યારે પોતાના જ્ઞાન માટે મક્કમપણે ડફાંશ મારી રહ્યો હતો ત્યારે ભત્રીજો પણ કાંઈ તેનાથી ઉતરે તેવો ન હતો. આ દૃશ્ય જોતાં સહસા ઉર્મિ થવાથી કાલિદાસે ભોજને કહ્યું:—

"હે રાજન્! ઇશ્વર કરશે તો મારું વિધાન હું આજે આપને સત્ય દેખાડી આપીશ. ચાલો, આપણે આ બંને ઘરડા અને જુવાન જોશીઓની પાછળ પાછળ જઈએ."

આવો વિચાર કરી, તેઓ સોમશર્મા અને ભદ્રશર્માની પુંઠે થયા. તેઓ થોડેક દૂર ચાલ્યા, એટલે લગાર અપરાટા માર્ગે સોમશર્માની દૃષ્ટિ દૂર આંબલીના વૃક્ષ ઉપર એક ચાષ પક્ષી બેઠો હતો તેની ઉપર પડી. તરત જ સોમશર્મા બોલ્યો:—"ભાઈ! જો હું કહું છું તે ખરૂં પડશે. શકુનાવલિમાં કહેલું આ વચન તને સ્મરણમાં હશે:–

**भारद्वाजमयूरानां चाषस्य नकुलस्य च ।**
**एतेषां दर्शनं सौम्यं वामभागे विशेषतः ॥**

ભાવાર્થ:—ભારદ્વાજ પક્ષી, મોર, ચાષ, તેમ જ જો નોળીયાનું દર્શન સવારમાં થાય તો, અને જો તેમને વામ ભાગે મૂકી મનુષ્ય જમણે ભાગેથી પ્રયાણ કરે તો તેને ખાસ કરીને તે સુખદાયી નીવડે.

"માટે સામે જો એ પેલો રહ્યો આંબલીની ડાળે ચાષ, તેને ડાબો મૂકવા આપણે લગાર અફરાટા થઇને આંબલી વટાવીને જઈશું તો ખચિત જ આપણને અમૃત સમાન દૂધપાકનું ભોજન મળશે."

સોમશર્માનું આ વચન સાંભળી, ભદ્રશર્માએ તર્ક ચલાવી કહ્યું:–"હે કાકા! તમે કહો છો તે ખરૂં, પણ હું કહું છું તેમ જ થશે. જો જો, આજે આપણને દૂધપાક તો મળશે, પણ તે કેટલાયે ભટકારા માર્યા પછી અને તેય લગાર 'વચંબાયલો' એટલે કે ખાટો હશે."



ઉજ્જયિનીનું પનઘટ. પૃષ્ટ. ૪૬૩.

Lakshmi Art, Byculla, Bombay.

એટલે સોમશર્મા તડુકીને બોલ્યોઃ—"ભાઈ! તું તો હમેશાંયે એવો જ રહ્યો. જ્યારે ને ત્યારે તું હુ કંઈક ભવિષ્ય કહું છું કે પાધરો જ કાંઈ પદક મૂકવાનો જ. તારી આ ટેવ તું કયારે મૂકવાનો? વિદ્યા તે વડીલ પાસેથી આમ શીખાતી હશે? શું કરું તું મારો ભત્રિજો છું અને મારા પુત્ર બરોબર છું, એટલે હું તે સાંખી રહું છું."

ભદ્રશર્મા શાણો હતો, તેથી કાકા સાથે નાહક જીભાજોડી કરવા કરતાં, મારૂં કહેવું ખરૂં છે, એમ આયંદે બતાવી આપીશ, એટલે બસ, એવો વિચાર કરી મુંગો રહ્યો.

પછી તે બન્ને લગાર અપ્રરાટા ચાલી, આંબલીને ડાબે પડખે રાખી આગળ ચાલ્યા. થોડુંક ચાલતાં તેઓ ઉજ્જયિની નગરના તળાવકાંઠાના—કુવા પનઘટ આગળ આવી પહોંચ્યા. ભોજ અને કાલિદાસ તો તેમની પછવાડે જ હતા. પનઘટ આગળ માથે બેઢું ચઢાવીને જવાની તૈયારી કરી રહેલી એક બ્રાહ્મણી પણીઆરીએ સોમશર્મા અને ભદ્રશર્માને તેમના વેષ ઉપરથી જોતાં જોષી તરીકે ઓળખ્યા. તેથી તેમને હાંક મારી પ્રશ્ન પૂછયોઃ—

"હે જોષી મહારાજ! મારા ઘરમાંથી દશેક મહીનાથી બહારગામ ગયા છે. આ હરસિદ્ધિ માતાના ઉત્સવના દિવસમાં આવવાનો વાયદો કરીને ગયા હતા. તેને આઠ દિવસ થયા છતાં હજી આવ્યા નથી. માટે કૃપા કરીને જુઓ કે તેઓ કયારસોરા આવશે? તેઓ આ ઉત્સવ દરમ્યાન આવી પહોચશે કે નહીં?"

સોમશર્માને તેના પ્રશ્નનો પાછલો ભાગ રૂચ્યો નહીં. સામાન્ય રીતે જોષીને કામ સફળ થવાનો પ્રશ્ન પૂછવો હોય ત્યારે એવો રાહ હોય છે કે 'નકાર' પ્રશ્નવાક્યમાં લાવવો નહીં; તેમ માપસર ટુંકો જ પ્રશ્ન પૂછવો. સોમશર્મા તેના આ પ્રશ્નનો વિચાર કરતો હતો તેવામાં ઓચિંતો પછવાડેથી આંચકો આવતાં પેલી બ્રાહ્મણીનું માટીનું બેઢું હેઠું પડયું અને ફૂટી ગયું. માત્ર કાંઠા શિવાય બાકીનાં કાચલાંના કટકે કટકા થઈ ગયા અને પાણીનો રેલો તળાવના પાણીમાં ભળ્યો. બ્રાહ્મણી બેઢું ફૂટવાથી સીયાવીયા થઇ ગઈ. પણ જોષી મહારાજના ઉત્તરની આતુરતામાં મુંગી

ઉભી રહી. સોમશર્માને પ્રશ્નનો ઉત્તર વાળવાના અંતરમાં બેહું ફૂટયાથી માનશુકન લાગ્યા. એટલે માથું ખંજવાળતાં ખંજવાળતાં મનમાં બબડયો:—“ પ્રશ્નના ગણેશ જ માનશુકનમાં મંડાયા. પણ જ્યોતિષ શાસ્ત્રમાં કહ્યું છે કે કોઇને તેનું અનિષ્ટ તત્કાળ કહેવું નહીં. આ તો મારે ધર્મસંકટ આવ્યું. ગામમાં પેસતાં જ અનિષ્ટ ભવિષ્ય કહેવાનું મંડાણ કરીશું તો ઉત્સવના દિવસો પણ એવા જ જવાના. હશે, જે થયું તે ખરૂં. હું જુકિતથી તેને ઉત્તર આપીશ. ” આવો વિચાર કરી તે બોલ્યો:– “ બેન ! હાલમાં તારા પતિનું આવવાનું વિઘ્નમાં પડયું લાગે છે. ”

પેલી બીચારી બ્રાહ્મણી હકારની રાહ જોતી હતી, ત્યાં “ બારે વર્ષે બાવો બોલ્યા તો કહે બેટા દટંતર આયગા ” એના જેવું જોષીનું વચન સાંભળી ત્યાં જ સ્તબ્ધ થઈ ગઇ. મૂળે બેહું ફૂટયાનો તો શોક થતો હતો જ તેમાં આવા નિરાશાભર્યા ઉત્તરે પૂર્તિ કરી. તરત જ તેની આંખમાં જળ-જળીયાં ભરાઈ આવ્યાં અને રડું રડું થઈ ગઈ.

ભદ્રશર્મા તેની મુંઝવણ સમજી ગયો. તે હાજરજવાબી વાપરી તત્કાલ બોલ્યો:—“ હે બેન ! તું મુંજાઉં છું શા માટે ? હું કહું છું કે તારે પતિ આજે જ પ્રવાસમાંથી ઘેર આવશે; પુષ્કળ પૈસો સાથે લેતો આવશે. પરંતુ તે ભારે આપદા વેઠીને મોડો આવશે. તારો જીવ લગાર મુંઝાશે, પરંતુ દેવી હરસિદ્ધિની કૃપાથી સઘળી આપદા ટળી જશે અને આજે રાત્રે તમે ધણીધણીઆણી કલ્લોલ કરશો. ”

તેના આવા ખાત્રીભર્યા ઉત્તરથી કાકા સોમશર્માનું પાકી આવ્યું અને તે તરડાટભેર બોલ્યો:—“ પાછું પદક મૂકયું ? પડી ટેવ તે કેમ જાય ? ભાઈ! મેં તને નથી કહ્યું કે, તારે મારા વચનમાં ખોડ ન કાઢવી અને પદક મૂકયાં ન કરવાં. છતાં તું એવો જ રહ્યો. ”

ભદ્રશર્માએ પોતાના શાન્ત સ્વભાવ પ્રમાણે કાકાને સામો ઉત્તર ન વાળ્યો. પેલી બ્રાહ્મણીએ પ્રસન્ન થઇને ભદ્રશર્માને કહ્યું:—“ મહારાજ ! તમારા મોંમાં સાકર. જો મારો ધણી આજે મોડો મોડોયે આવશે તો હું તમને બન્ને કાકાભત્રીજાને મિષ્ટાન્ન જમાડીશ. તમે કયાં ઉતરવાના છો, તે

મને કહો. જો મારો પતિ આવશે તો હું તમને ત્યાં આવી નોતરૂં દઈ જઇશ. તમારા ભાગ્યે મારો પતિ વહેલો આવો તમે અને ભોજન પામો."

પછી ભદ્રશર્માએ તેને પોતાને ઉતરવાની ધર્મશાળાનું ઠેકાણું બતાવ્યું અને ત્યાંથી ચાલતાં ચાલતાં કાકોભત્રીજે નક્કી કરેલી ધર્મશાળામાં પહોંચ્યા. કાલિદાસ અને ભોજ પણ તેમની પાછળ જ ત્યાં ગયા. જેવો ખડીયો કાંધેથી ઉતાર્યો કે તરત જ સોમશર્માએ ભદ્રશર્માને કહ્યું:— "ભાઈ! તું જાણું છું તો ખરો કે,

**मक्षिका मशको वेश्या मूषको याचकस्तथा।**
**ग्रामणीर्गणकश्चैव सप्तैते परभक्षकः॥**

ભાવાર્થ—માખી, મચ્છર, વેશ્યા, ઉંદર, ભિક્ષુક, ગ્રામરક્ષક અને જોષી, એ સાત જણ પારકાનું ખાઇને જીવારો ચલાવનારા હોય છે.

માટે જા, ટેલ કરતો નગરમાં ફર અને કોઈનું કાં તો જમવાનું નિમંત્રણ કે સીધું લઇ આવ."

એટલે ભદ્રશર્મા બોલ્યો:—" કાકા! તમારૂં વચન પાળવા હું તત્પર છું. 'પરંતુ ઉતાવળે આંબા પાકે' એમ નથી. મારી વિનતિ છે કે અહીં જ થોડીક વાર નોતરાની વાટ જોવી. મારૂં મન તો કહે છે કે આજે આપણને વિના કલ્પાંતે નોતરૂં મળવાનું નથી. તમે આજે દૂધપાક આપણને મળશે, એમ જે કહ્યું છે તે ખરૂં પડવાનું છે, પણ લગાર ધીરા પડો. થાક ઉતરે એટલે હું નોતરાની તજવીજમાં પરૂં છું; પરંતુ આપણને પેલી બ્રાહ્મણીને ત્યાંનું જ નોતરૂં મળવાનું છે, એમાં રંજ પણ ફેર પડવાનો નથી. માટે જેટલા ઉતાવળા થશો તેટલા જ આપણે રાહ જોઈ બેસી રહેવું પડશે."

આ વચન સાંભળી, સોમશર્માને નખથી તે શીખ સુધી ક્રોધની જ્વાળા વ્યાપી ગઈ અને આવેશમાં જ બરાડ્યો:—"હરામખોર! 'થોડું બોલે અને થાંબલા કોરે' એના જેવી ગત તું મારી સાથે રમવા નીકળ્યો? તને દિવસ થયા તેટલાં મને વર્ષ થયાં છે, સમજ્યો કે? શું અમે અમારૂં જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન પાણીમાં નાંખ્યું છે? લુચ્ચા! ધીરે રહીને તું મને

મારાં ભવિષ્યકથન ખોટાં હોવાનું સૂચવું છું? શું તું મને કીકલો સમજ્યું છું? વડીલ પાસેથી વિદ્યા તે આમ ભણાતી હશે?"

આવો બરબડાટ **સોમશર્માએ**, ક્યાં નો ક્યાં સુધી ચાલુ જ રાખ્યો. **ભોજ** તો **ભદ્રશર્મા**નું નિરૂત્તરભર્યું મૌન જોઈ આશ્ચર્ય પામ્યો. **ભદ્રશર્મા** કાકાને કાંઈ જ ન કહેતાં બહાર જવા નીકળ્યો અને કાકાને કહેતો ગયો કે "કાકા! મારી ભૂલ થઈ. માફ કરો. આ કહેવામાં મારો એવો હેતુ ન હતો. મેં તો 'ઉતાર્થ' કહ્યું હતું. હું આ ચાલ્યો શહેરમાં અને નોતરાની તજવીજ કરી આવું છું"

આટલું બોલી, **ભદ્રશર્મા** ત્યાંથી નગરમાં બ્રાહ્મણોની પોળો તરફ પરવર્યો. **ભોજ** અને **કાલિદાસ** **ભદ્રશર્મા**ની પુઠે ચાલ્યા. માર્ગમાં **કાલિદાસે** **ભોજ**ને કહ્યું કે, "હે રાજન્! મારૂં માનો તો આ ભત્રીજાનું કહેવું ખરૂં પડવાનું છે, એટલે આ બાબતમાં ખરૂં જોવાજાણવાનું તો પાછલે પોહોરે બનશે. માટે કોઈ વિશ્વાસુ ગુપ્તચરને **ભદ્રશર્મા**ની ચર્યા ઉપર લક્ષ રાખવાનું સોંપી, આપણે આપણાં નિત્યકર્મ આટોપી લઇએ."

**ભોજ** તેમાં સંમત થયો. પછી આગળ ચાલતાં જેવો તે કોઈ ગુપ્તચરની તલાશ કરતો હતો એવામાં માર્ગમાં જ સામા બે વિશ્વાસુ ગુપ્તચરો મળ્યા. **ભોજે** તેમને **ભદ્રશર્મા**ની પ્રવૃત્તિ બારીકાઇથી નિરખતા રહેવાનું કહી, **કાલિદાસ** સાથે રાજભુવનની વાટ લીધી અને ત્યાં આવ્યા પછી પાછલે પોહોરે પાછા નગરચર્યા માટે સાથે ફરવાનું ઠરાવી, **કાલિદાસ** પોતાના મુકામે ગયો. પછી બન્નેએ નિત્યકર્મ કર્યાં અને ભોજન આદિથી પરવારી આરામ લીધો.

બપોર વીતી એટલે **કાલિદાસ** **ભોજ**ની તહેનાતમાં પાછો ખડો થયો; અને બન્ને અંધારપછેડો ઓઢી પેલા બે જોષીઓ જ્યાં ઉતર્યા હતા, એ ધર્મશાળા આગળ આવ્યા. **ભોજે** પેલા ગુપ્તચરોને **ભદ્રશર્મા**ની પ્રવૃત્તિ વિષે પૂછ્યું, એટલે તે બોલ્યાઃ–

"હે અન્નદાતા! આપના ગયા પછી અમે **ભદ્રશર્મા**ની પુઠે પુઠે ઠેર ઠેર ભટકયા. એ બાપડો આશરે પચાશેક ઘર ફર્યો હશે અને નોતરાં

આજીજી સાથે માગ્યાં હશે, પણ કોઇએ તેને દાદ ન આપી અને નિરાશ થતો, 'કાકા હવે શું કહેશે? તેને શો જવાબ આપીશ?' એવા વિચારથી મુંઝાતો ધર્મશાળામાં પાછો ફર્યો. ત્યાં તો સોમશર્મા તેને આવતાં વાર થયાથી આકળો થયલો હતો તે વાઘની પેઠે બરાડી ઉઠયો:—'અલ્યા! તેં ધાર્યું છે શું? તું મને ઘરડાને ભૂખ્યો મૂકી પેટ ભરી આવ્યોને? આટ આટલી વાર કયાં થઈ?' એટલે ભદ્રશર્માએ કાકાને શાન્ત પાડવા નમ્રતાથી કહ્યું:-'કાકા! લગાર શાન્ત થઈ મારૂં સાંભળો. આપ વડીલને ભૂખ્યા ટટળાવી હું એકલપેટો થાઉં એવો નથી. પણ તમે જાણો છે કે હવે કલિયુગ આવ્યો છે. લોકની શ્રદ્ધા ઉઠી ગઈ છે. હજી કંઇકિ રહી હોય તો તે સ્ત્રીવર્ગમાં રહી છે. હું અહીંથી પરભાર્યો ત્રવાડી પાડામાં ગયો. મેં ત્યાં નોતરા માટે યાચના બહુ બહુ કરી પણ દેવદર્શને બાઇએનો નીકળી ગયલી હતી, એટલે મારી યાચના નિષ્ફળ ગઈ. ત્યાંથી હું દવે પાડામાં ગયો ત્યાં પણ એ જ દશા. વળી પંડ્યાશેરીમાં ગયો, ત્યાંયે પણ એમ જ. અને વ્યાસ ફળીયાનું તો પૂછતા જ નહીં. આમ ધકકેલા ખાઇ ખાઈ બજારમાંથી કોઈ સખી ગૃહસ્થ મળે તો સીધું સામાન લાવી હાથે રાંધી ખાઇશું, એવા વિચારથી હું ત્યાં ગયો. પણ શુકન જ સારા ન થયા. એક શેઠીયો મર્ણ પામ્યાથી હડતાલ પડી હતી, એટલે ત્યાંયે કાંઈ ન વળ્યું અને ઠાલી પાછો આવ્યો છું.'

"ભદ્રશર્માએ આજીજી સાથે આવું કહ્યું, એટલે હે રાજન્! સોમશર્માએ મોટો નિસાસો નાંખ્યો અને બોલ્યો:—"બળ્યું આ ભીખી ભીખીને ખાવું. નીતિશાસ્ત્ર ખરૂં જ કહે છે કે,

**रोगी चीरप्रवासी परान्नभोजी परावसथशायी ।**
**यज्जीवति तन्मरणं यन्मरणं सोऽस्य विश्रामः ॥**

ભાવાર્થ:—રોગી, લાંબા કાળ સુધી પ્રવાસ આદરનારો, પારકાનું અન્ન ખાઇને રહેનારો, પારકાને ઘેર સૂઈ રહેનારો, એટલા જણ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી મુઆ બરોબર જ છે; તેમના ભાગ્યમાં નિરાંત લખેલી જ નથી; એ તો જ્યારે યમને ધામ પહોંચે ત્યારે જ તેમને વિશ્રામ મળવાનો.

" ભાઈ! ઠીક ત્યારે હાલ જરાક થાક ખાઇ લે અને પાછો બાઈ-એનો દેવદર્શનેથી ઘેર આવે ત્યારે જજે અને ટહેલ નાંખજે. જે ભાગ્યમાં સરજ્યું હશે તે થશે.' "

"આમ કહી, કાકો શાંત રહ્યો અને ભત્રીજો પણ મુંગો મુંગો આરામ લેવા પડયો. પછી હે રાજન્! બંને જણુ અહીંના કુવામાંથી પાણી કાઢી નાહ્યા અને નિત્યકર્મ પરવારી પોઢયા છે તે હજી સુધી ઉઠયા નથી."

ભોજે પછી ગુપ્તચરોને ત્યાંથી વિદાય કર્યા. થોડી વારમાં ઉઠી ભદ્રશર્મા જેવો પાછો બહાર જતો હતો તેવી જ પેલી બ્રાહ્મણી ત્યાં આવી અને કહ્યું:—

" હે મહારાજ! તમારૂં કલ્યાણ થજો. મારા પતિ હમણાં જ આવ્યા છે. હું તો પનઘટ ઉપરથી ઘેર જઈ, બજારમાંથી દૂધ તથા બીજો સામાન મંગાવી દૂધપાક પૂરી રાંધવા બેઠી. રાંધતાં રાંધતાં બારણાં ખખડતાં એટલે તેમના આવવાના ભણકારા થતા હતા. પણ આખરે મેં રાંધ્યું અને તેમની વાટ જોતી ઓસરીમાં જઇ બેઠી. બપોર થતાં સુધી તેઓ આવ્યા જ નહીં. રસોઈ આ પાસ ટાઢી પડી ગઇ અને મને શંકા થવા લાગી કે શું તેઓ આપદામાં તો આવ્યા નહીં હોય? રડયું બેઠું સવારે ફૂટયું હતું તેથી માન શુકન થયા હતા, એટલે મને એમના વિષે ઘણી ઘણી આશંકા થવા લાગી. પણ આખરે તેઓ આવ્યા છે. તેઓ બે દિવસના ભૂખ્યા છે. મહારાજ! તમે કહ્યું હતું તે ખરૂં પડયું છે. તેઓ થોડાંક રત્નો લઇને ઉજ્જયિની આવતા હતા ત્યારે માર્ગે સામા લુટારાઓને જોતાં તેમને એક ઝાડની બખોલમાં જ ભરાઈ રહેવું પડયું હતું અને તેથી અસુર થવાથી જંગલમાં જ રાત પડી ગઈ, એટલે રાત્રે એક ઝાડ ઉપર વિસામો લેવો પડયો હતો. પરંતુ હરસિદ્ધિનો પ્રતાપ અને કૃપા હતાં, એથી તેઓ સાજાસમા ધન લઇને ઘેર આવ્યા છે. ચાલો મહારાજ! ઉઠો. ઉતાવળ કરો. રસોઇ તો ટાઢી પડી છે, પણ લગાર થશે તેવી ઉની કરીશ. હીંડો. તમારા જમ્યા વિના એ જમશે નહીં."

તરત જ ભદ્રશર્માએ સોમશર્માને ઉઠાડયો અને બંને જણુ પેલી બાઇને ઘેર તેની સાથે જમવા ગયા. એટલે ભોજને કાલિદાસે કહ્યું:—

"કેમ મહારાજ! ભત્રીજાનું કહેવું ખરૂં પડ્યું કે નહીં? જોવાજાણવાનું હતું તે ખલાસ થયું. કાયડો ખુલ્લો થયો છે, જો કે હજી કંઇક સ્ફોટનની જરુર છે ખરી. આપણે પણ હવે રાજમંદિરે જઇએ. મારૂં વિધાન 'તર્ક વિનાની વિદ્યા વંધ્યા છે', એ સત્ય છે, અને એની પાકી પ્રતીતિ આપને કાલે બ્રહ્મસભામાં થશે."

**ભોજે** અત્યાર સુધીમાં જે ઘટના જોઇ હતી, તેથી વિસ્મય પામ્યો હતો, પણ ભત્રીજો તર્કથી ખરો પડયો, એની પૂરી પ્રતીતિ થઇ ન હતી. પરંતુ બીજે દિવસે તે થશે, એવી ખાત્રી મળતાં તે બંને પોતાને મુકામે ગયા.

બીજે દિવસે **ભોજે** ઉજ્જયિનીમાં જ બ્રહ્મસભા ભરી અને પેલી ધર્મશાળામાંથી **સોમશર્મા** અને **ભદ્રશર્માને** તેડાવ્યા. તેઓ આવતાં તેમને યોગ્ય આસને બેસાર્યા. પછી **ભોજે** પેલા ભત્રીજા **ભદ્રશર્માને** પ્રશ્ન કર્યો:—"હે વિપ્ર! કાલે તમે બંને શું જમ્યા હતા?"

**ભદ્રશર્માએ** રાજાનો પૃચ્છાનો હેતુ ન સમજાયાથી કંઇક ગુંચવાઇને ઉત્તર દીધો કે:—"હે રાજન્! 'अमृतं क्षीरभोजनम्' અમૃતરૂપ દૂધપાક."

આમ બોલતાં તેનું મુખ લગાર કટાણું થયું.

**ભોજે** તે જોઈ પુનઃ પ્રશ્ન કર્યો:—"હે વિપ્ર! તે સંબંધમાં તમારે કાંઈ જ ગોપ્ય-છૂપું રાખવું, એ યોગ્ય નથી. आकृतिर्गुणन्कथयति—એ ન્યાયે તમારી મુખચેષ્ટા જ કહી આપે છે કે કાંઈક ભેદ તમે છૂપાવ્યો છે. માટે જે હોય તે કહી નાંખો."

**ભદ્રશર્મા**:—"મહારાજ! એનો ભેદ મોટો છે અને તે અહીં કહેવાથી કાંઈ અર્થ સરે તેમ નથી."

**ભોજ**:—"હે વિપ્ર! તમે જાણતા હતા તો હશો, પણ ન જાણતા હો તો હું કહું છું કે, આ અમારી બ્રહ્મસભા એ એક અનુભવ શીખવા-શીખવવાની પાઠશાળા છે. મુખ્યત્વે અમારા પાટનગરમાં બનતો, લગભગ હરેક વૃત્તાંત અમારે કાને આવે છે અને તેમાંના કેટલાક અંશો અહીં પ્રકટ પણ થાય છે. તમો બંને કાલના આ ઉજ્જયિનીમાં ઉત્સવ અર્થે

આવ્યા છો. તમે નગરના સીમાડામાં પેઠા ત્યારથી તે અત્યાર સુધીની તમારી સઘળી પ્રવૃત્તિ અમારા જાણવામાં આવી ચુકી છે. માટે સંક્ષેપમાં તે કહી દ્યો."

પછી **ભદ્રશર્માએ** સમગ્ર વૃત્તાંત કહ્યો ( જે ઉપર જણાવાયલો જ છે ) અને છેવટે જણાવ્યું કે "મહારાજ ! દૂધપાક તો મળ્યો પણ તે લગાર વચંબાયો હતો. પેલી બીચારી બ્રાહ્મણીએ ધણી આવવાના ઉત્સાહમાં જોયું જ નહીં કે તે ફાટયો છે, અને લગભગ સાંજે અમે તે ખાધો એટલે ખાટો થયો હતો."

તરત જ **કાલિદાસે** આંખના ચમકારાથી જે એક બાબત ગઈ કાલે જાણવાની બાકી રહી હતી, તે ખુલ્લી થઈ છે, એમ સૂચવ્યું.

**ભોજઃ**—" હે વિપ્ર ! આ **સોમશર્માનું** કહેલું ભવિષ્ય ખરૂં પડયું, પરન્તુ તમે શી રીતે જાણ્યું કે દૂધપાક ખાટો હશે, અને ભટકારા માર્યા વિના મળનાર નથી."

**ભદ્રશર્માઃ**—" મહારાજ ! અમારી જ્યોતિષવિદ્યામાં મારા કાકા **સોમશર્મા** પાવરધા છે ખરા, પરંતુ ભવિષ્યકથનમાં કેવળ એ વિદ્યાનો જ આધાર રાખે છે. તેથી કેટલીક વખત તેના ફલાદેશમાં અચોક્કસપણું આવી જાય છે. આ વિદ્યા જોડે જો તર્ક સંગત હોય, જે પ્રશ્ન કે બાબત વિચારવાની હોય તેના આસપાસના સંજોગો પણ જો સાથે લક્ષમાં લેવાય, તો ફલાદેશ આબાદ ખરો પડે છે. એથી જ આ કહેવત પડી છે કે "વૈદ્યનો ઘરડો અને જોશીનો જુવાન." મહારાજ ! અમારી **વિદ્યા તર્ક વિનાની વંધ્યા** અથવા **પાંગળી** લેખાય છે. આ એક પ્રાસ્તાવિક શ્લોક છે કે

**तर्कविहीनो गणको निर्लज्जा कुलवधूर्यतिर्मूर्खः ।**
**कटके च प्राहुणिको मस्तकशूलानि चत्वारि ॥**

ભાવાર્થ—તર્ક–વિચારશકિત–દીર્ઘદૃષ્ટિ વિનાનો કેવળ પુસ્તકી જ્યોતિષી, લજ્જા વિનાની કુલવધુ ( છોકરાની વહુ ), મૂર્ખ સંન્યાસી–સાધુ, અને સૈન્યમાં શત્રુનો દૂત, એ ચારે માથાનાં શૂળ જાણવાં; એ વિના રોગે માથાને ભમાવનારી બાધા છે.

પોતાની આવી લાંબી પરડથી ભોજને કંટાળતો જોઈ ભદ્રશર્માએ વાત આગળ ચલાવતાં કહ્યું:—'મહારાજ! હું મારું કહેવું ગઈ કાલના વૃત્તાંતની વિગતથી સ્પષ્ટ દર્શાવું છું. આપ અધીરા ન થતા. કાલે અમો કાકાભત્રીજા ઉજ્જયિનીના સીમાડામાં આવવા હતા, તેવામાં મારા કાકાની આંખ આંબલીના ઝાડ ઉપરના ચાષ પક્ષી ઉપર પડી. ચાષ પક્ષી શુકનિયાળ ગણાય છે અને તે જો જવાના માર્ગે ડાબે પડયો હોય તો ઉત્તમ મનાય છે; પણ હે રાજન્! એ ચાષ અમારા સીધા માર્ગમાં ન હતો પણ લગાર અફરાટા થઇને અમારે જવું પડે તેમ હતું. તેથી મને લાગ્યું કે આ ચાષ શુકનિયાળ થશે, પણ ફલ મળવામાં મહેનત પડશે, અને હે રાજન્! થયું પણ તેમ જ. બપોર સુધી હવાતીયાં માર્યા પછી અમને દૂધપાક મળ્યો. વળી એ ચાષ આંબલીના વૃક્ષે હતો તેથી મેં અનુમાન કર્યું કે દૂધપાક વચંબાયલો મળશે અને આખરે મળ્યો ત્યારે એવો જ મળ્યો. હે રાજન્! આવાં અનુમાનો મેં કંઇ જ્યોતિષવિદ્યાનાં પ્રમાણોના આધારે કર્યાં ન હતાં. કારણ કંઇ નાના બાલકને જેમ અક્ષરે અક્ષર સમજાવવો પડે છે, એવી એ બાલવિદ્યા નથી. પણ મેં તો તર્કતુરી જ દોડાવ્યો હતો.

"વળી હે રાજન્! અમે ત્યાંથી આગળ ચાલતાં પનઘટે આવ્યા. પતિની રાહ જોતી બ્રાહ્મણીએ આશાવંતી હોઈને પ્રશ્ન કર્યો. પણ તેટલામાં प्रथमग्रासे मक्षिकापातः એના જેવો જ ઘાટ થયો અને તેનું બેઢું ફૂટયું, એટલે મારા કાકાએ ધાર્યું કે તેનું કાર્ય સિદ્ધ થશે નહીં. પરન્તુ મેં જોયું તો તેના બેઢાના કાંઠલા આખા અણીશુદ્ધ હતા, માત્ર નીચેનાં કાચલાં જ કડકેકડકા થયાં હતાં, તેમ પાણીનો રેલો પનઘટના પાણી સાથે મળી ગયો. આથી મેં તર્ક ચલાવ્યો કે, જેમ કાંઠલા અખંડ રહ્યા તેમ તેનો પતિ આપત્તિમાં આવશે ખરો પણ સાજો રહેશે, પરંતુ વિલંબ લાગશે અને મુંઝવણ કરાવશે. અને પાણી પાણીમાં ભળ્યું તે જોઈ વિચાર્યું કે એ બે જણનો હવે તત્કાલ મેલાપ થવાનો, તેમ કાચલાંના અનેક કટકા થયા તેથી એવું અનુમાન કર્યું કે તે પુષ્કળ પૈસો લાવવાનો. હે રાજન્! થયું પણ તેમ જ. મેં આપને કહ્યું તેમ એનો પતિ રત્નો લઇને

આવ્યો છે; તેને લુંટારાઓના ભયથી ઝાડની બખોલમાં ભરાઇ રહેવું પડયું હતું, તેમ જંગલમાં ઝાડે રાત્રિ સૂઈ રહેવું પડયું હતું, એથી તે ઘણો જ મોડો આવ્યો હતો. આ બે બાબતોથી મેં મારા કાકાને ખાત્રી કરી આપી કે તમે ભણાવેલી વિદ્યા તર્કના બલે મને સિદ્ધ થઇ છે. તેઓ पुत्रादिच्छेत्पराभवम्, એ રહસ્ય સમજતા હતા, પરંતુ તેમને મારા વ્યક્તિત્વનો પરિચય થયો ન હતો. તેથી બાલકબુદ્ધિ ગણી મારા કથનમાં વિશ્વાસ મૂકતા ન હતા. એથી જ અમારી વચ્ચે રકઝક ચાલતી હતી."

**ભોજ**:—"હે વિપ્ર ! તારા પરિચયથી અમને લાભ જ થયો છે. હું પ્રસન્ન થઇને તમને અમારા ધારાનગરમાં રહેવાની સોઈ કરાવી આપીશ અને તમારે નિત્ય અમારી બ્રહ્મસભામાં આવતા રહેવું."

પછી તેઓને વિદાય દીધી અને અને **ભોજે** કાલિદાસને પોતાનું વિધાન સત્ય પાડી આપવા માટે ધન્યવાદ આપ્યો.

---

## વાર્તા ૯૫ મી–રાજા ભોજનું સ્વપ્ન.

### (૧)

મહારાજા **ભોજ**, કર્ણરાજા જેવો દાનેશ્વરી કહેવાતો હતો. "ગૌબ્રાહ્મણપ્રતિપાલ" એ નામ તેણે પૂરેપૂરૂં સાર્થક કર્યું હતું. તેના રાજ્યમાં કોઇ ભૂખ્યું સૂતું ન હતું. તે દરેક વ્રતાદિ નિયમ પાળતો હતો અને પોતાની પ્રજા પણ તે પાળે તે માટે પાકી ચોકસાઇ રાખતો હતો.

એક દિવસ સાંજના સમયે રાજા **ભોજ** રાજબાગમાં સુંદર કમળોથી ભરપૂર તળાવને કિનારે બેસી પાણીના હીલતા તરંગો જોતો હતો. આ વખતે તે એકલો જ હતો. બેઠો બેઠો વિચારના વમળમાં તે મનમાં અભિમાનથી બોલવા લાગ્યો:—"આહાહા ! મેં મારા કુલને એવું તો પ્રકાશિત કર્યું છે કે જેમ સૂર્યના પ્રકાશથી આ કમળો ખીલે છે તેમ મારી કીર્તિના પ્રકાશથી મારૂં કુલ પણ ખીલે છે ! મનુષ્ય, પશુ અને પક્ષી એમને સુખી કરવામાં જ મેં મારો ઘણો ખરો જન્મારો ગાળ્યો છે ! મેં જે ધર્મદાન કર્યું છે તેનો ખ્યાલ કોઇને પણ આવી શકે તેમ નથી. જેટલાં

વ્રતનિયમ કરી મેં મારી કોમલ કાયાને દુઃખ દીધું છે, જેટલાં તીર્થ મેં કર્યાં છે તેટલાં કોઇ સાધુએ પણ કર્યાં નહિ હોય! મારાથી બીજો કોઇ મોટો પુણ્યાત્મા આ સંસારમાં મળવો મુશ્કેલ છે! મોક્ષ હવે મારાથી દૂર નથી! આ ક્ષણભંગુર જગત્માં જન્મ લઇ મેં જે જે કામો કર્યાં છે તે મારે સ્વર્ગની પ્રાપ્તિ માટે પૂરતાં છે!"

આ પ્રમાણે રાજા ભોજ અભિમાનમાં પૂરો નિમગ્ન થયો હતો, તેવામાં જ તેની આંખમાં ઉંઘનું ઝોકું આવ્યું, પણ ત્યાં તો કોઇ આવતા માણસનાં પગલાં સાંભળી તેની ઉંઘ ઉડી ગઇ. આ આવનાર માણસ તેનો છડીદાર હતો. તેની પાછળ રાજાનો મોટો પ્રધાન હતો. છડીદારે પ્રધાનની સલામ પૂકારી, એટલામાં તો પ્રધાને આવી રાજાને નમસ્કાર કર્યા. તે હાથ જોડી બોલ્યોઃ—" મહારાજાધિરાજ! આપની આજ્ઞા પ્રમાણે સડક બંધાઈ તૈયાર થઇ છે. આપણા માણસો તે બાબતની ખબર લઈ હમણાં જ અહિં આવ્યા છે. તેની બંને બાજુએ આંબા, લીંબડા, વડ, પીપળા વગેરેનાં મોટાં ઝાડો રોપાવી દીધાં છે. તેને લીધે સડક ઉપર છાયા થઇ રહી છે. થોડે થોડે દૂર કુવા, વાવ વગેરે જળાશયો પણ બંધાવેલાં છે. સૂર્યના તાપથી કંટાળેલા મુસાફરો તે રસ્તેથી જતાં કુવા અને વાવની પાસે ઝાડની શીતળ છાયા તળે બેશી પાણી પી આપને આશીર્વાદ આપે છે. હવે આપની બીજું શું કરાવવાની આજ્ઞા છે?"

પ્રધાનના આ શબ્દોથી ભોજરાજા બહુ જ આનંદ પામ્યો અને બોલ્યોઃ—" હે પ્રધાનજી! એ તો બધું થયું, પણ હવે જેસીમા પર્યંત મારો રાજ્યપ્રદેશ છે તે હદના દરેકે દરેક રસ્તા ઉપર વાવ કુવા વગેરે જળાશયો બંધાવવા હુકમ મોકલો અને મારી રૈયત જ્યાં જાય ત્યાં સુખથી પ્રવાસ કરી શકે એમ કરો."

એટલે પ્રધાન " જેવી આજ્ઞા મહારાજ!" કહીને ત્યાંથી ચાલી ગયો.

થોડી વારમાં ત્યાં દાનાધ્યક્ષ આવ્યો. તેને પણ નિત્ય કરતાં વધારે દાન આપવાનું કહી, ભોજરાજાએ ત્યાંથી રવાના કર્યો. થોડી વારમાં ત્યાં પાંચ સાત બીજા નાના મોટા અનેક રાજપુરૂષો આવ્યા. તેમને તેમનાં

કામ સોંપી દીધાં. સૌથી છેલ્લા આવેલા રાજપુરૂષને તેણે પૂછ્યું:— તમને મંદિર બંધાવવા કહ્યું હતું તેનું તમે શું કર્યું?"

તેણે કહ્યું:—"હે મહારાજ! આપની આજ્ઞા પ્રમાણે કામ શરૂ કરવામાં આવ્યું છે. પાયો પણ પૂરાઈ રહ્યો છે. થોડા વખતમાં હવે ચણતર શરૂ થશે. પથ્થરો ફોડાયા છે અને લુહારોએ લોઢાંકામ તૈયાર કર્યાં છે."

રાજાએ જરા આંખો ચઢાવી કહ્યું:—"લોઢા અને પથ્થરનું શું કામ છે? મેં તમને કહ્યું ન હતું કે ત્યાં આગળ આપણે એક ભવ્ય મંદિર બાંધવું છે? આ મંદિરમાં તો પથ્થરને ઠેકાણે આરસપહાણ અને લોઢાને ઠેકાણે સોનારૂપાનો ઉપયોગ કરો. અને તે મંદિર એવું તો થાય કે મારૂં નામ આ સંસારમાં અમર થઈ જાય. ઈશ્વર પણ મારા ભક્તિ-ભાવથી ભોળવાઈને પ્રસન્ન થઇ જાય!"

આસપાસ ઉભેલા હાજીઆઓ પૂકારી ઉઠયા:—"ધન્ય છે મહા-રાજ! આપની ઉદારતાને! આપની ઉપર નહિ તો બીજા કોની ઉપર ઈશ્વર પ્રસન્ન થશે? આ કલિકાલને આપે જ સત્યયુગનું સ્વરૂપ આપ્યું છે! આપ ખરેખર મહાન્ ધર્મરાજ છો!"

રાજા પોતાની આવી સ્તુતિ સાંભળી આનંદ પામ્યો. પછી ઈશ્વરના ભજનની શરૂઆત થઇ. આમ કરતાં મધ્યરાત્રિ થવા આવી ત્યાં ભોજને આંખમાં નિદ્રા આવવા લાગી. એટલે ત્યાંથી ઉઠીને મહેલમાં ગયો. ત્યાં રાણી અને દાસીઓ તેની સેવા કરવા લાગી. થોડી વારમાં જ તેને નિદ્રા આવી ગઇ. નિદ્રામાં નીચેના સ્વપ્નની શરૂઆત થઈ:—

સ્વપ્નમાં જુએ છે તો આરસપહાણનું પેલું કીમતી મંદિર બંધાઇ તૈયાર થઇ ગયું છે. તેમાં લોખંડને ઠેકાણે સર્વત્ર સોનું અને રૂપું વાપર-વામાં આવ્યું છે. હીરા, માણેક અને મોતીઓથી તેની અંદર ઉત્તમ નકશી કરેલી છે. અને સરસ કારીગરોએ પોતાની બધી કારીગરી તેમાં ઉત્તમ રીતે વાપરી દીધી હતી. ભોજ ધડકતે દીલે આ બધું જોવા લાગ્યો. તે જોઈ ધરાયો, એટલે મંદિર બહારના બાગમાં આવ્યો. બાગમાં બધી જાતનાં ફળફુલથી ભરપૂર ઝાડો જોઇને હર્ષથી ઘેલોઘેલો થઈ ગયો. ત્યાં

અસંખ્ય ફુવારાઓ ઉડી રહ્યા હતા. તરેહતરેહનાં પક્ષિઓ ત્યાં કલ્લોલ કરી રહ્યાં હતાં. પોતાના વિભવની આ બધી શોભા જોતાં જોતાં **ભોજ** મનમાં પ્રફુલ્લિત થયો અને બોલ્યોઃ–" અરે, મેં આટલું બધું કર્યું છે, છતાં મને મોક્ષ નહિ મળે, એ શું સંભવિત છે ? શું સ્વર્ગમાં જવાને મને કોઈ હવે અટકાવી શકશે ?"

આ પ્રમાણે વિચાર કરતો રાજા **ભોજ** બાગમાં ઉભો હતો, એટલામાં કોઇ તેજસ્વી જ્યોતિ નીચે ઉતરતી જણાઇ. તેનું તેજ સૂર્યના તેજ કરતાં પણ વધારે હતું. પેલી જ્યોતિ રાજાની તરફ આવી. તેમાંથી એક દૈવી આકાર નીકળ્યો, તેને જોઇ રાજાએ નમસ્કાર કર્યા અને કહ્યું:–" મહારાજ ! આપ કોણ છો ?

તે દૈવી પુરુષે ગંભીર સાદે ઉત્તર દીધો—" હું **સત્ય** છું. હું આંધળાંઓની આંખો ખોલું છું. મૃગતૃષ્ણાથી ભટકેલા જીવને હું રસ્તે પાડું છું. અભિમાનનું જે પડળ મુમુક્ષુ જીવોની આંખો ઉપર હોય છે, તેને હું દૂર કરનાર છું. હે **ભોજ** ! તારામાં હિમ્મતનો જરા પણ અંશ હોય તો તું મારી સાથે ચાલ. હું તને માણસોનાં અંતઃકરણરુપી મંદિરોમાં લઇ જાઉં અને હું તેમનો ખરો ભેદ તને બતાવું."

તેના આ શબ્દો સાંભળી, **ભોજ** સ્તબ્ધ જ થઈ ગયો. તે કાંઇ બોલી ન શકયો. તેના દિલમાં એક જાતનો ભય લાગ્યો. તેની આવી હાલત જોઇ સત્યે કહ્યું:—" હે **ભોજ** ! તારા મનમાં તું ડરૂં છું. શું તારૂં પોતાનું અન્તઃકરણ જાણવા માટે પણ તને ભય લાગે છે !"

**ભોજે** જરા હિમ્મત રાખી જવાબ દીધો:—" નહિં નહિં, એ વાતની મને જરાકે બીક નથી. જે માણસ પોતાને નથી જાણતો તે બીજાને શું જાણશે ! મારું અંતઃકરણ જે જાણતો હશે તે જ એ જાણશે. વ્રત, ઉપવાસ વગેરે પાળીપાળીને મેં મારી કોમલ કાયાને રીબાવી છે. ગરીબ કંગાલોને દાન આપી મારો ખજાનો મેં ખાલી કર્યો છે. દરેક પવિત્ર તીર્થમાં હું ગયો છું અને ત્યાં સ્નાન કર્યાં છે. અરે, કોઇ પણ જળાશય સ્નાન કર્યા વગર મેં છોડયું નથી. આટલું બધું મેં કર્યું છે, એટલે કોણ

મને પુણ્યાત્મા નહિ કહે ? અને પછી મારૂં અંતઃકરણ જાણવામાં મને શો ડર હતો ! ”

સત્ય પુરુષ મંદ હાસ્ય કરીને બોલ્યો::—“ ઠીક છે ભોજ! પણ તું મને એટલું તો બતાવ કે ઇશ્વરની નજરમાં તું કેવો છું ! ” તડકા વગર હવામાં કદી પણ ત્રસરેણું ( તડકામાં ઉડતા દેખાતા બારીક તંતુઓ ) દેખાય છે? પણ સૂર્યનું કિરણ પડતાં તે દેખાય છે. કપડાથી ગાળેલા પાણીમાં કદી બારીક જીવજંતુ નરી આંખે દેખાશે? નહિ જ! સાદી આંખે તે દેખાશે નહિ, પણ જો સૂક્ષ્મદર્શક કાચથી તું જોઈશ તો એક ટીપામાં અગણિત કીડાઓ માલમ પડશે. તેમ તારા મનની પણ આપણે જ્ઞાનચક્ષુરૂપી સૂક્ષ્મદર્શક કાચ વડે તપાસ કરીશું, તો તેથી તારૂં મન તને ખુલ્લું દેખાશે. જો તારામાં હિમ્મત હોય તો તું મારી સાથે ચાલ. ”

આમ કહી, સત્ય પુરૂષ આગળ ચાલ્યો. દૈવવશ ભોજ તેની પાછળ પાછળ ગયો. તે ભોજને પેલા મંદિરના ઉંચા ઓટલા ઉપર ચઢાવી ત્યાંથી ઉંચેના ઝરૂખા ઉપર લઈ ગયો. ત્યાંથી આખા બાગનો દેખાવ દેખાતો હતો. પછી સત્યે કહ્યું:—“ હે ભોજ ! તારાં પાપ-કર્મ વિષે હું હાલ કાંઇ પણ બોલતો નથી. તું તને પોતાને નિષ્પાપ સમજું છું, તો મારે પણ તને હાલ તેવો ગણવો જોઇએ. પણ તેં પુણ્યનાં કયાં કામો કર્યાં છે તે તો તું મને બતાવ કે જેથી સર્વશકિત-માન ઇશ્વર તારી ઉપર પ્રસન્ન થઈ તને મોક્ષ આપે ? ”

રાજા પ્રથમ તો જરા ખેદ પામ્યો. પણ પોતે કરેલાં પુણ્યનાં કર્મો બતાવવાને તે અધીરો હતો તેથી એ જ પ્રશ્ન સત્યે તેને ફરી પૂછ્યો એટલે તેનું વદન પ્રફુલ્લિત થયું. તેની નજર સામે ત્રણ ગંજાવર કદન ઝાડો દેખાતાં હતાં. તેની ઉપર એટલાં બધાં તો ફળ લાગ્યાં હતાં કે તેમના ભારથી તે ઝાડો નમી પડ્યાં હતાં. પોતાના પુણ્યનાં કર્મોના પ્રતાપે ઝા-ડોને એ ફળ લાગ્યાં હતાં, એમ ભોજને લાગ્યું અને હર્ષાવેશમાં આવી તે બોલ્યો;—“ હે સત્યદેવ ! આ સામે દેખાતાં ઝાડો ઇશ્વરની ભકિતથી જીવદયા અને મનુષ્યકલ્યાણ અને ઇશ્વર ઉપરની ગાઢ પ્રીતિથી ઉત્પન્ન થયલાં વૃક્ષો છે. જુઓ, તેને લાગેલાં ફળોથી તે કેવાં જમીન સુધી નમી ગયાં

છે ! એ ઝાડો મારાં રોપેલાં છે. પેલું લાલ ફળવાળું વૃક્ષ મારા મનનું પરિણામ છે ! બોલો, બીજું પેલું પીળા ફળવાળું મારા ન્યાયનું પરિણામ છે અને ત્રીજું સફેદ ફળવાળું મારા તપનું પરિણામ છે! બોલો, હવે તમે શું કહો છો ?"

આ વખતે ભોજના મનમાં એવી ખાત્રી જ હતી કે, આ જોઈ સત્યથી કાંઇ બોલાવાનું નથી. પણ સત્ય બોલ્યો:–"હે ભોજ ! આ વૃક્ષો જોઈ મને નવાઇ લાગે છે. જે વખતે હું અહીં આવ્યો તે વખતે આ વૃક્ષો તદ્દન સૂકાં હતાં, તે આટલી વારમાં આટલાં બધાં ફળોથી કેમ ભરાઈ ગયાં ? મને તો એમ લાગે છે કે, તને ખુશી કરવા માટે કોઈએ એની ઉપર ફળો લટકાવી દીધાં છે ! એ સિવાય બીજું કાંઇ સંભવતું નથી. ચાલ આપણે તેમની પાસે જઇ જોઇશું તો આપણી તે વિષેની પક્કી ખાત્રી થશે."

પછી ભોજ સત્ય સાથે ઝાડ આગળ આવ્યો. સત્ય જેવો તે ઝાડને હાથ લગાડવા ગયો તેવાં જ બધાં ફળો જમીન ઉપર પડી ગયાં. તેના પ્રભાવથી જમીન બધી લાલચોળ થઇ રહી. ભોજ તો આ જોઈ આશ્ચર્ય જ પામ્યો. તેને આશ્ચર્યચકિત જોઈ સત્યે કહ્યું:—"રાજા ! આ શું ? જેમ મીણથી કાંઇ ચીજ વળગાડી હોય અને તેને તાપ લાગતાં મીણ પીગળી જાય અને વસ્તુ હેઠી પડે, તેમ જ આ તો થયું ! તેં પોતે ભૂલાવો ખાઇને આ ફળો લટકાવી દીધાં હતાં, પણ તે તો સત્યના તેજથી હેઠાં પડી ગયાં ! ભોજ ! તું કેટલું ભૂલ્યો હતો? તેં દાન, ધર્મ અને જીવદયા તથા ઈશ્વરભકિત કરી તે મોક્ષ પામવા માટે ? કે લોકોને બતાવવા માટે ? લોકોને બતાવવા માટે કરી હોય તો જ આ પ્રમાણે થાય ! મૂર્ખ, આવા કાચા ભરોંસા ઉપર તું સ્વર્ગમાં જવા માંગતો હતો?"

આ બધું નજરે જોઇ, ભોજરાજા તો ગભરાઇ જ ગયો, અને તેણે નિઃશ્વાસ નાંખ્યો. તે તો બીજાને ભૂલેલા સમજતો હતો પણ તે પોતે જ ભૂલ્યો છે, એમ તેની હવે ખાત્રી થઇ. પછી સત્યે પેલા પીળા ફળવાળા વૃક્ષ તરફ પોતાનો હાથ લંબાવ્યો. તો તેની પણ તેવી જ ગતિ થઇ. પછી સત્યે કહ્યું:—"કેમ ભોજ ! આ તારા ન્યાયનાં ફળ કે ? રાજા ! તેં પોતે

ભૂલાવો ખાઈને એ ફળો લગાડી દીધાં છે! તું જાણું તો છું જ કે મનુષ્યને તેનાં કર્મ પ્રમાણે જ મુક્તિ મળે છે. તું એ સારી રીતે જાણું છું કે ન્યાય છે એ જ સારા રાજ્યનો પાયો છે. જો ન્યાય ન કરે તો રાજ્ય કેવી રીતે ટકી શકે ? પણ તેં જે ન્યાય કર્યા છે તે તારા અંગત સ્વાર્થ વાસ્તે તેમ કીર્તિની કમાણી વાસ્તે કર્યા છે ! "

આ બધું જોઇ તથા સાંભળી, ભોજરાજાથી કાંઇ બોલાયું નહિ અને તે ફકત નીચું જ જોઇ રહ્યો. સત્યને શો જવાબ આપવો તે પણ તેને જડયો નહિ. પછી ત્રીજા ઝાડનો વારો આવ્યો. તેની પણ ઉપલાં બે ઝાડોના જેવી જ ગતિ થઈ. રાજા પણ તે જોઇને અત્યંત શરમાઈ ગયો.

પછી સત્યે કહ્યું:—" હે ભોજ ! આ ફળ તારા તપથી નહિ પણ અહંકારથી આ વૃક્ષ ઉપર લાગ્યાં હતાં. કેવળ નિષ્કામ ઇશ્વરભક્તિ અને જીવદયા માટે તેં કયું વ્રત કે કયું તપ કર્યું છે તે તું બતાવી શકીશ ? આ તપ અને ક્રિયાકર્મ તેં એટલા માટે જ કર્યાં છે કે જેથી જગત તને બધા કરતાં મોટો સમજે. આવા, મનની મોટાઇથી, પ્રેરાયલા તપના જોરથી મુક્તિ મેળવવાનો તેં વિચાર રાખ્યો છે.

ઠીક, એ તો જાણે આપણે સમજ્યા ! પેલા મંદિર હવે તરફ ચાલ."

આમ કરી સત્ય દેવ બીજું દશ્ય દેખાડવા ભોજને ત્યાં લઈ ગયાં.

---

## વાર્તા ૯૬ મી—રાજા ભોજનું સ્વપ્ન.

### ( ૨ )

ત્યાંથી બન્ને જણ પેલા મંદિરમાં આવ્યા એટલે સત્ય દેવે તેને પૂછ્યું:—" હે ભોજ ! આ મંદિરમાં પેલાં પક્ષીઓ બેસાડ્યાં છે તેની શી મતલબ ? એ પશુપંખીઓ કેવાં સુન્દર દેખાય છે ! એ તદ્દન ઝવેરાતનાં બનાવેલાં હોય એમ જણાય છે ? "

આ સાંભળી, ભોજના દીલમાં એક નવી આશાએ ઘર કર્યું. થોડું હૂપદ જે નીકળી ગયું હતું તે પાછું આવ્યું. અને આશાનું અંકુર ફૂટતાં તે

બોલ્યોઃ—"હે સત્યદેવ! એ જે પક્ષીઓ દેખાય છે તે મારા સંધ્યાવંદનનો પ્રભાવ છે. પ્રાતઃ, મધ્યાન્હ અને સાયંકાળની સંધ્યા મેં કરી છે, એમ તે દેખાડે છે. એ સંધ્યાનો પ્રભાવ આ પક્ષીઓની પેઠે પાંખ પહોળી કરી, સ્વર્ગ તરફ જુએ છે અને મને સ્વર્ગેશ્વર બનાવવા માગે છે."

સત્યે કહ્યુંઃ—"હે ભોજ! સાંભળ. નિરંતર નિરાકાર સર્વશકિતમાન ઈશ્વર પોતાના ભકતોની વિનતિ સાંભળતો રહે છે. મનુષ્ય શુદ્ધ હૃદય અને નિષ્કપટતાથી પોતાનાં કરેલાં પાપનો પશ્ચાત્તાપ કરી જો ઇશ્વરસ્તુતિ કરે છે તો તે સ્તુતિથી ઈશ્વર, દિનબંધુ, કરૂણાસાગર તેની પ્રાર્થના માન્ય કરે છે. તો પછી આ લોકોને દેખાડવાનો ઠાઠમાઠ તારે શા માટે જોઇએ? ઠીક, એ તો જાણ્ સમજ્યા! પણ આપણે મંદિરનાં પક્ષીઓ તરફ જઇને જોઇએ કે એ સ્થિર બેઠાં છે કે ખબુતરની પેઠે ઉડઉડ કર્યાં કરે છે અથવા તો સ્વર્ગની તરફ ઉડી જાય છે?"

આ સાંભળી, ભોજ ગભરાયો તો ખરો પણ સત્યની સોબત તેનાથી ન છોડાઈ અને તેઓ મંદિરમાં આવ્યા. ત્યાં તેમણે નવાઇ જેવો એક દેખાવ જણાયો. દૂરથી સુંદર દેખાતાં પક્ષીઓમાંનાં કેટલાંક જીવ વગરનાં થઈને જમીન ઉપર પડ્યાં હતાં, ત્યારે કેટલાંક સૂકાઇ ગયાં હતાં અને કેટલાંક કોહી જવાથી તેમના મૃત શરીરમાંથી દુર્ગંધ નીકળતી હતી. જે કેટલાંક પોતાને ઠેકાણે જ બેઠાં હતાં, તે ઉડવાની કોશેશ કરતાં હતાં પણ પાંખ ભારી થઈ જવાથી જ્યાંનાં ત્યાં જ બેસી રહ્યાં હતાં. એ પક્ષીઓની પામર હાલત ભોજને દેખાડી સત્યે કહ્યુંઃ—

"હે ભોજ! આવાં તારાં પુણ્યદાન છે કે? તારી સંધ્યાના જે ભરોસા ઉપર તું આમ કૂદી રહી મોક્ષ મેળવવાની આશા રાખતો હતો તે આવો જ કે? જેમ આ પક્ષીઓ જોવાનાં છે તેમ તારી કરેલી સંધ્યા પણ લોકોને દેખાડવાની જ છે! ખરા મનથી ઈશ્વરપદની પ્રાપ્તિ મેળવવા માટે તેં કાંઇ જ કર્યું નથી. જો તેં એક વાર પણ ખરા મનથી ઈશ્વરની ભકિત કરી હોત તો ઈશ્વર પાસે તું જરૂર પોહોંચત. પણ આ તો તેં મિથ્યા અભિમાનથી પ્રેરાઇને સૌ કર્યું છે."

રાજાથી તેને કાંઈ જવાબ અપાયો નહિ. તે નીચું જોઈ ચુપચુપ ઉભો જ રહ્યો, પછી **સત્યે** કહ્યું:—“ચાલ **ભોજ**! આ મન રૂપી મંદિરની અંદરના ભાગમાં જઈને હવે જોઈએ. આ મનરૂપી મંદિરની અંદર એટલા તો નાના મોટા ઓરડાઓ અને ભોંયરાંઓ પડ્યાં છે કે તેનો પાર સર્વશક્તિમાન, ઘટઘટવ્યાપી ઈશ્વર સિવાય બીજો કોઈ પામી શકતો નથી. તો પણ તારો પરિશ્રમ કાંઈ વૃથા જનાર નથી. તેનાથી તને કાંઈ પણ ફળ તો થશે જ.”

**ભોજ સત્યની** સાથે ખેંચાતો ખેંચાતો અંદર દાખલ તો થયો પણ તેની બધી શુદ્ધિ જતી રહી હતી. તે દિગ્મૂઢ જેવો થઈ ગયો હતો. આ સ્વપ્નમાં દેખાતો બનાવ તેને ખરા બનાવ જેવો લાગ્યો. પણ જેવો **સત્યદેવ** મંદિરમાં દાખલ થયો તેવો જ અંદરનો ચળકાટ બધો ઉડી ગયો. સોનાનું બધું તેજ ફટકી ગયું. જ્યાં જુએ ત્યાં કટાયલું લોહું હોય એવો બધો દેખાવ થઈ રહ્યો. ભીંતો બધી ખવાઈ ગયલી જણાઈ અને કેટલેક ઠેકાણે તો કેવળ ઈંટો જ દેખાતી હતી. જે ઠેકાણે હીરામાણેક વગેરે ઝવેરાતો જડેલાં હતાં તે ઠેકાણે કાળાં ટપકાંઓ દેખાતાં હતાં. આરસપહાણના થાંભલાઓ બધા પોકળ હતા અને કીંમતી સંગેમરમરની જમીનમાં ઉંડા ખાડાઓ પડી ગયા હતા. આ બધી ચીજો જોઈ, **ભોજ** તો અત્યંત ગભરાઈ ગયો. તે તદ્દન ફીક્કો ફચ્ચ થઈ ગયો. જરા વાર સુધી તેવી હાલતમાં રહ્યા પછી તેને થોડી હિંમત આવતાં **સત્ય** પૂછે તે પહેલાં જ અભિમાન ગળી જવાથી તેને આવો પ્રશ્ન કર્યો:—

“હે **સત્યદેવ**! આ મંદિરની અંદર આ કાળાં ટપકાં શાનાં દેખાય છે? શીતળાનાંયે ચાઠાં આટઆટલાં પાસે પાસે નથી હોતાં, તો આટલાં બધાં આ શાનાં ટપકાં પડેલાં છે?”

**સત્યે** કહ્યું:—“આ જે ટપકાં દેખાય છે તે બધાં તારાં દુર્વચનો છે. તારા મોંઢામાંથી નીકળતી ગાળો, તેં લોકોને આપેલી ધમકીઓ આ રૂપે દેખાય છે! ક્રોધે ભરાઈને લોકોને તેં કેવાં વચનો કહ્યાં છે, તે તને યાદ છે? વળી તું કેટલું જુઠું બોલ્યો છું તે તને યાદ છે? પોતાની એબ

ઢાંકી લોકોની નજરમાં સાચો ઠરવા માટે તેં કેવાં કેવાં કૌતુકો ઉભાં કર્યાં છે, તે તો તને સાંભરતાં જ હશે! બીજાથી હું શ્રેષ્ઠ છું, એમ બતાવવા તેં કેવી કેવી વાતો કરી છે! તને પોતાને તો તેમાંની કેટલીએક વાત યાદ પણ નહિ હોય, પરંતુ સર્વશકિતમાન ઈશ્વરને ત્યાં તો તે દરેકે દરેક વાત તેના ચોપડામાં લખાઇ ચૂકી છે. ભૂત, ભવિષ્ય કે વર્તમાન એમાંનું કાંઇ પણ જગતના મહાન પિતાથી અજાણ્યું નથી."

**ભોજ** થોડી વાર વિચારમાં પડ્યો પછી હિમ્મત આણી બોલ્યો:—"એ તો ઠીક, પણ જમીનમાં આ ખાડા શાથી પડ્યા! સોનાચાંદી શાથી કટાઈ ગયાં! અને તેમના પડને ભેદીને આ ઈંટો કેવી રીતે દેખાઇ?"

**સત્યે** કહ્યું:—"રાજા! શું તેં કોઇને પણ કોઇ દિવસ કઠણ વચન નથી કહ્યું! શું વચનરૂપી બાણ તેં કોઈને કદી નથી માર્યાં! બંદુકની ગોળી અને ઝેરી બાણના જખમ કરતાં એ વચનરૂપી બાણ વધારે સાલે છે! તું તો આ ખાડાઓને જ જોઈને રડે છે, પણ તારાં વચનરૂપી બાણ તો ઘણા લોકોની છાતીને વિંધીને આરપાર નીકળી ગયાં છે, તેના જખમો પણ હજી રૂઝાયા નથી. મનુષ્યોના અભિમાનનું લિંપણ તે કેટલી વાર ટકી શકે? લિંપણ તે આખરે લિંપણ જ. તે કંઈ સદાકાળ ટકે નહીં. આ ઈંટો અને આ પથ્થરો તે તારા સ્વાર્થ અને અશ્રદ્ધનાં ચિહ્ન છે!"

તેઓ આમ સંવાદ કરતા હતા તેટલા વખતમાં તો એ આખુંયે મંદિર નાનાં મોટાં તીડો અને પતંગીઆં વગેરે જીવજંતુઓથી ઉભરાઇ ગયું. અંદર કેટલાક વીંછી અને કાનખજુરા પણ દેખાયા. આ જોઇ **ભોજ** ગભરાઈને બુમ પાડી ઉઠયો:—"અરે આ શું? આ જીવજંતુઓ અત્રે કેમ આવી શકયાં! એમને અહીં કોણ આવવા દીધાં?"

**સત્યે** ઉત્તર દીધો:—"હે **ભોજ**! તારા વગર તે બીજો એમને કોણ અહિં આવવા દે, એમ હતું! તું પોતે જ એમને તારી સાથે લેતો આવ્યો છું! એ બધાં તારા મનની બુરી વાસના રૂપ છે. તું તો અત્યાર સુધી એમ જ સમજતો હતો કે સમુદ્રની લેહેર જેમ બેસી જાય છે તેમ તારા મનના સંકલ્પવિકલ્પ પણ બેસી જતા હશે. આ બધાં જે નાનાં મોટાં જીવજં-

તુઓ તને દેખાય છે તે તારા કામ, ક્રોધ, મદ, મોહ, ઇર્ષા, લોભ, મત્સર, અભિમાન, વગેરેના સંકલ્પવિકલ્પો છે. એ બધા રાતદિવસ તારા મનના મંદિરમાં વાસો કરીને પડ્યા રહે છે. શું તેં તારા જન્મમાં કોઇ રાજા તરફ કે ઉચ્ચ સુખવાળા પુરૂષ તરફ પણ દ્વેષ દેખાડયો નથી ? તેનું રાજ્ય કે તેનું સુખ લઈ લેવા તેં અઘટિત લોભ કર્યો નથી ? આપવડાઇનું તેં અભિમાન રાખ્યું નથી ? પરકિયા( પારકી સ્ત્રી )ને સુન્દર જોઇને તને તેની ઉપર આસકિત થઇ નથી ? ”

આ સાંભળી, રાજાની આંખ કાંઇક ઉઘડી. તે નિરાશ થઈને બોલ્યોઃ—“ હે દેવ ! આ સંસારસાગરમાં એવો કોઇ પણ મનુષ્ય નહિ હોય કે જે છાતી ઠોકીને એમ કહી શકશે કે મારૂં અંતઃકરણ તદ્દન શુદ્ધ છે અને મારૂં મન કેવળ નિષ્પાપ અને તદ્દન પવિત્ર છે ! આ સંસારમાં જેનો પાશ-લેપ–વિકાર પોતાને કે અન્યને ન થાય, એવું કાંઈપણ કર્મ થવું દુર્ઘટ છે ! તેમ એવું કાર્ય કર્યા વગર વસવું, એ ઘણું મુશ્કેલ છે ! શુભ કાર્ય કરતાં પણ પાપ થઇ જાય છે ! આ સંસારસાગરમાં પાપરહિત પણ કોઈ નથી અને તે સર્વશકિતમાન દિનબંધુ, કરૂણાસાગર, ઈશ્વરની આગળ કોઇ પણ વ્યક્તિ સાવ પવિત્ર નથી.”

મંદિરમાંથી અવાજ સંભળાયોઃ—“ નહિ, કોઈ નથી. ”

પછી સત્યે એક ભીંત તરફ નજર કરી તો તે આરસપાહાણથી બાંધેલી ભીંત પારદર્શક જેવી દેખાઇ. ભોજને તે દેખાડી સત્યે કહ્યુંઃ—

“ હે ભોજ ! આ પારદર્શક ભીંતમાં શું દેખાય છે ? આનો પણ તું તમાશો જો ! જે કર્તવ્યકર્મો તારે કરવા લાયક હતાં તે પણ તેં નથી કર્યાં, અને તેથી તેનું તને પાપ લાગ્યું છે, તે આ જો.”

ભોજે તે આરસી જેવી ભીંતમાં જોયું તો વરસાદના જોરથી નદીમાં પૂર આવતું અને પાણી વહી જતું હોય તેમ એક તરફથી આવીને બીજી તરફ અલોપ થઇ જતાં અગણિત મનુષ્યો દેખાયાં. તેઓ બધાં ભૂખ્યાં અને નાગાં હતાં. આ અન્નવસ્ત્રનાં ક્ષુધાતુરોને અન્નવસ્ત્રાદિ આપવાને બદલે ભોજની તરફથી એવાઓને દાન અપાયું હતું કે તેમને જો તે

દાન ન મળ્યું હોત તો પણ ચાલી શકત. જે લોકોને ભોજ દાન આપતો તે લોકો તેની ખુશામત કરતા અને તેથી ભોજ આનંદ પામતો અને તેમને વધારે આપતો. પણ ખરેખર જેને અન્નવસ્ત્રની જરૂર હતી તેને તો કાંઇ મળી શકતું ન હતું. આવા કંગાળો ઉપર રાજ્યના અમલદારો તરફથી જુલમ ગુજારાતા, પરંતુ તે તરફ ભોજનું લક્ષ ગયું ન હતું. તે જ્યાં રૈયતના સુખનાં સાધનો હતાં ત્યાં જ બીજાં વધારે કરાવી પોતાની નામના કરતો; પણ જ્યાં ખરેખર એવાં સાધનો પૂરાં કરવાની જરૂર જ હતી ત્યાં તે તરફ તેની નજર દોડતી ન હતી. આમ આ બધી ચીજો એક પછી એક તેની નજરે આવવા લાગી. આટલા દિવસ સુધી તે રાજ્યાધિકારના મદથી બધું ભૂલી ગયો હતો, પણ આ સ્વપ્નમાં તેની જરૂરીઆત જાણી તેને પશ્ચાત્તાપ થયો. તે મનમાં ગભરાયો.

પછી સત્યે કહ્યું:—"હે રાજા! આટલાથી જ તું કેમ ગભરાઉં છું? આ તરફ આવ. આ બીજી આરસીમાં તને તારાં એવાં કૃત્યો બતાવું કે જે કરતાં તને તેના ભોગવવાનાં પરિણામનું ભાન પણ તને રહ્યું નથી."

પરંતુ ભોજે અત્યાર સુધી જે કાંઈ જોયું હતું તે પૂરતું જ હતું. વધારે જોવાની તેની ઇચ્છા કે તાકાત ન હતી. તેથી તે હાથ જોડીને બોલ્યો:-

"હે દૈવી પુરૂષ! હવે બસ, આપ બસ કરો! વધારે જોવાની મારામાં શકિત નથી! મેં જે જોયું છે તે એટલું બધું છે કે વધારે જોવાની મારી ઇચ્છા થતી નથી. હવે મને તમે ક્ષમા કરો, પણ એક વાત મને કહો કે અહીં આવી તમે મને આ બધું શા માટે બતાવ્યું! આ જે મંદિર મેં બાંધ્યું છે તે શુદ્ધ હો અથવા અશુદ્ધ હો, પણ મેં તે સર્વ-શકિતમાનને જ માટે બાંધ્યું છે અને તે અર્પણ પણ તેને જ કર્યું છે, તો પછી તે સંબંધી મારા આનન્દમાં આપે શા માટે આમ ભંગ કર્યો?"

સત્યે કહ્યું:—"પણ આ મંદિરમાં ઇશ્વર કયાં બેઠો છે, તે તો બતાવ! જો ઇશ્વર એમાં આવી બેઠો હોય તો પછી એ મંદિર અપવિત્ર થાય જ કેમ? મૂર્ખ! તેં જે કામ કર્યું છે તે માત્ર તારી પ્રતિષ્ઠા વધે એટલા માટે જ કર્યું છે. તારી લોભી ધારણાથી તેં તારી પોતાની જ પૂજા કરી છે.

આ મંદિર કાંઈ ઈશ્વરના સિંહાસનને લાયક નથી, પણ તે સર્વશક્તિમાન ઈશ્વરના કોપ રૂપ વિજળી પડવાને લાયક છે ! ”

તે જ પળે જાણે બધી પૃથ્વી કંપી ઉઠી હોય એવો અવાજ થયો. તે જ પળે પેલા મંદિરની ચારે તરફની ભીંતો પડી ગઈ. તે તેની નીચે દબાઇ જતો જતો મહામુશ્કેલીએ બચ્યો, અને મોટેથી ત્રાહી ત્રાહી બોલી ઉઠયો. તરત તેની આંખ ઉઘડી ગઇ. તે ધ્રાસ્તીથી ધ્રુજતો ધ્રુજતો પથારીમાં બેઠો થયો, ત્યાં તો તેનું સ્વપ્નું જતું રહ્યું.

આ વખત પ્રભાતનો હતો. પક્ષીઓ ચીં ચીં કરી રહ્યાં હતાં. અરૂણોદય થઈ રહ્યો હતો. ચારે બાજુએથી મંદ મંદ પવન વાતો હતો. એક બાજુએ નોબત વાગી રહી હતી. બંદીજનો રાજાનાં યશોગાન ગાતા ઉભા હતા. પણ આજ રાજાના મનનું ઠેકાણું ન હતું. સ્વપ્નની હરેક વાત તેને યાદ હતી. તેનું પોતાનું બધું શરીર ભારી ભારી થઇ ગયું હોય એમ જણાતું હતું. તે અતિશય થાકેલો જણાયો. તેણે ઉઠતાં વેંત જ દંડધરને હાંકાર્યો અને કહ્યું કે હાલ જે કોઈ પંડિત અહિં દેવડીમાં હાજર હોય તેને તરત બોલાવીલાવ. દેવડી ત્રણ પંડિતો તે વેળા હાજર હતા. દંડધરે તેઓને લાવી મહારાજાની સામે ઉભા કર્યા. એટલે એક પંડિતને રાજાએ પ્રશ્ન પૂછયો:–

“ હે પંડિતજી ! એવો કોઈ ઉપાય છે કે જેથી કરીને ઈશ્વરી કોપમાંથી મનુષ્ય પોતાનો છૂટકો કરી શકે ? ”

પંડિતે નમ્રતાથી કહ્યું:—“ હે ધર્માવતાર ! એ ડર તો આપના શત્રુઓને હોય ! આપ પુણ્યાત્મા છો ! આપે એવો ડર શા માટે રાખવો જોઈએ ? ”

આ સાંભળી, ભોજે ક્રોધમાં આવી કહ્યું:–“ હે પંડિતજી ! ઘણું થયું ! આવી જૂઠી વાત મને સમજાવવાનું માંડી વાળો ! મારી આખી જીન્દગી તો તમે બધાએ એવી ખોટી વાતો કહી કહી મને ભમાવ્યો અને તેથી પણ વધારે આગળ વધી હજી તમે મને પાટા બન્ધાવવા ધારો છો ? સત્યદેવની કૃપાથી મારી એ ભૂલ હવે સુધરી છે. ચાલો, જાઓ, અહીંથી નીકળો !”

પંડિત તો નીચું જ જોઇ રહ્યો. પછી ભોજે કહ્યું:—" પંડિતજી ! તમે મને પુણ્યાત્મા બનાવવા બેઠા! હું કોણ ? મારી શી શક્તિ ! તેનો શું મારે વિચાર કરવો ન જોઇએ ? "

પછી બીજા પંડિતને બોલાવ્યો અને તેને ઉપરના જેવો જ પ્રશ્ન પૂછ્યો. એટલે તે નમનતાઇથી બોલ્યોઃ—" મહારાજ ! પરબ્રહ્મ પરમાત્મા જે કરૂણાસાગર છે તેની કરૂણાનો પાર કોણે કાઢયો છે ? તે શું નાનાં પાપો મોટા પુણ્યથી ધોઈ નથી નાંખતો ? તેની એક કૃપાદૃષ્ટિ થઈ, એટલે બેડો પાર જ છે ! "

આવા ખુશામતખોર ઉત્તરથી ભોજે તેને પણ ધમકાવીને ત્યાંથી કાઢી મૂકયો; અને મનમાં બડબડ્યો:—" આ પંડિતોએ તો ઇશ્વરને એવો અન્યાયી બનાવી મૂકયો છે કે જાણે તે પાપીને સજા જ કરતો ન હોય ! ઇશ્વર પણ જાણે ગરીબ અને પૈસાદારનો ઇનસાફ પક્ષ રાખીને કરતો હોય ! શું આ સંસારમાં બાવળ રોપી તેમાંથી કેરી મેળવવાની આશા રાખવી ? આંબો રોપનાર આંબો જ ખાય છે અને બાવળ રોપનાર કાંટા મેળવે છે. તેમ આ લોકમાં મનુષ્ય જેવું કર્તવ્ય કરશે તેવું ફલ સ્વર્ગમાં પામશે ! આપણાં શાસ્ત્રપુરાણો એવું જણાવે છે કે, ઇશ્વરને ઘેર અન્યાય જ નથી. જે જેવું કરશે તેવું જ તે પામશે. "

પછી ત્રીજા પંડિતને બોલાવી ઉપરનો પ્રશ્ન પૂછયો. એટલે તેણે ઉત્તર દીધોઃ—" હે મહારાજ ! ઇશ્વરને ત્યાં તો આપણે જેવું કરીશું તેવું જ પામીશું, એમાં તો કાંઇ પણ શક નથી. ઇશ્વર કાંઇ અન્યાયી નથી, પણ ત્યારે શાસ્ત્રમાં બતાવેલાં હોમ, જપ, તપ, વ્રત વગેરે શા ખપનાં ? એટલા માટે જ કે તેથી કરેલાં પાપ કપાય અને પુણ્ય થાય. "

રાજા જરા ધીમો પડીને બોલ્યો:—" હે પંડિતરાજ ! ગઈ કાલે જો તમે એમ બોલ્યા હોત તો તે હું માન્ય કરત, પણ આજ તો મારૂં મન કેવળ જપતપ કે હોમહવનથી જ પાપી માણુસ પુણ્યાત્મા થતું હોય, એમ માનતું નથી. મનુષ્ય જ્યાં સુધી લોકૈષણાના ત્યાગપૂર્વક જપતપ કરતો નથી, ત્યાંસુધી તે જપતપ તેના હૃદયને શુદ્ધ કરતાં નથી અને અભિમાન

પણ જતું નથી. મનુષ્યજાતને સમજાવવી સેહેલી છે પણ ઘટઘટવ્યાપી પરમેશ્વરને તે કેવી રીતે સમજાવી લેવાય ? માણસનું મન જ જ્યારે પાપથી ભરેલું છે ત્યારે તેનાથી પુણ્યકર્મ શી રીતે થઈ શકે ? પંડિતજી ! પ્રથમ મારી વાત સાંભળો અને પછી કોઈ એવી યુક્તિ બતાવો કે જેથી મુક્તિ મળે. ”

આમ કહી, રાજાએ સ્વપ્નનો બધો હેવાલ ત્યાં એકઠા થયલા માણસો આગળ કહી સંભળાવ્યો. આ બધી વાત સાંભળી પંડિત તો દિગ્મૂઢ જ બની ગયો. તેનાથી કાંઇ ઉત્તર ન દેવાયો. તેણે બોલવાનું તો ઘણું મન કર્યું પણ શું બોલવું તે તેને સૂઝયું જ નહિ.

આ વખતે એક ગરીબ જેવો બ્રાહ્મણ જે ગૂપચૂપ આવીને એક બાજુએ ઉભો હતો તે આખરે વચ્ચે બોલ્યોઃ—“ હે મહારાજ ! ઇશ્વર એવો તો દીનબંધુ છે કે જેને પોતાની પાસે બોલાવવાની મરજી થાય તેને તે રસ્તો પોતાની મેળે જ બતાવી આપે છે. આપ નિરાશ ન થાઓ, પણ મનમાં ઉમંગ આણી તે રસ્તો શોધો. આ પંડિતોના કહેવા ઉપર વિશ્વાસ ન રાખી ઇશ્વર ઉપર જ ભરોંસો રાખો. તેનાથી આપને શુદ્ધ બુદ્ધિ ઉત્પન્ન થશે. ઇશ્વર આપને સારી બુદ્ધિ આપી ઇશ્વરી માર્ગ ઉપર ચલાવે, એ જ મારા ખરા અંતઃકરણના આશીર્વાદ છે. ”

આમ બોલી, તે બ્રાહ્મણે મૌન ધર્યું. બધા તેની તરફ જોવા લાગ્યા. પછી ભોજરાજાએ તેને પાસે બોલાવી વધારે ચોકસાઇ કરી જોતાં તો તે કાલિદાસ જણાયો. તે કેટલાક સમયથી છૂપે વેષે બાહાર ગામ ચાલી નીકળ્યો હતો તેથી તેને કોઇએ ઓળખ્યો નહિ. આખરે ભોજે તેને ઓળખી કાઢયો અને તે દિવસ પછી તેની શીખામણ પ્રમાણે તે ચાલવા લાગ્યો.

---

## વાર્તા ૯૭ મી–ભોજરાજાના મરણની કવિતા.

એક દિવસે પ્રસંગ ઉપરથી પ્રસંગ નિકળતાં ભોજને વિચાર થયો કે લોકો અને મારા આશ્રિતો આ ભૂમિ ઉપરની મારી હયાતીને સાતમે આસમાન ચઢાવે છે, ત્યારે લોકના મુખમાંથી મારા મરણની ખોટના ઉદ્‌ગાર કેવી રીતના નીકળશે ! આવા વિચારથી પ્રેરાઈ, તેણે કાલિદાસને કહ્યું:—"હે કવિરાજ! મારા મરણ પછી લોકો મારા વિષે કેવા ઉદ્‌ગાર કાઢશે, તે સંબંધી એક કવિતા બોલ."

કાલિદાસ:—"હે મહારાજ ! ક્ષમા કરો. આ કામ ઘણું જ વિષમ અને કથોલું છે. તેથી તે મારાથી કદી પણ બનવાનું નથી. હે રાજન્! તમે સુજ્ઞ છો. સંસારના સર્વ પ્રકારના અનુભવો આપને થયા છે. આપની દૃષ્ટિ આગળ અનેક સત્પુરૂષો તેમ કુપુરૂષો પણ મર્ણ પામ્યા છે અને તેમના મરણ પછી લોકોએ તેમનાં સત્કૃત્યો કે દુષ્કૃત્યોનાં પોતાનાં માપ અનુસાર તેમ જ તેમને હાથે પોતાનું ઇષ્ટ વા અનિષ્ટ જે પ્રમાણમાં થયું હશે તે પ્રમાણસર તેમની સ્તુતિ વા નિંદા તેમની પાછળ કરી છે. તેમ આપના સંબંધમાંયે થશે. વળી મારી અને આપની વચ્ચે એકતાન મિત્રાચાંરી છે, તેથી મારા મુખથી આપના અવસાન સંબંધી ઉદ્‌ગાર નીકળી શકે જ નહીં. માટે આપ કૃપા કરીને એ વાત માંડી વાળો તો સારૂં."

આવા સમાધાનશીલ ઉત્તરથી તેની જીજ્ઞાસા શાન્ત ન પડીને ઉલટી ભોજરાજે હઠ કરી કહ્યું:—"નહિં કાલિદાસ ! તારે તે બોલ્યા વગર છૂટકો જ નથી."

આવી તેની રાજહઠ જોઈ કાલિદાસને અત્યંત ક્રોધ ચઢયો અને ત્યાંથી એકદમ ઘેર ગયો. પછી તેણે ઘટતી તૈયારી કરી ધારાનગરમાંથી ગુપચુપ રૂખસદ લીધી, અને એકશિલા નગરીમાં જઈ રહ્યો.

કાલિદાસ આ પ્રમાણે રીસાઇને જતો રહ્યો, તેથી રાજા ભોજ દુઃખી થયો. થોડા દિવસ તો તેણે જેમ તેમ ચલાવી લીધું પણ આખરે તેનો વિયોગ તેનાથી સહન ન થયો. આથી પોતાનું બધું રાજ-પાટ પ્રધાનવર્ગને સોંપી રાજાએ કાપાલિક યોગીનો વેષ ધારણ કર્યો અને

એકશિલા નગરીમાં કાલિદાસ જઇ રહ્યાનું જણાયું હતું તેથી તેનો સહવાસ કરવા અને પ્રકારાન્તરે પોતાની ઉપર દર્શાવેલી જીજ્ઞાસા તેના જ ઉદ્દ્ગારથી શમાવવાના વિચારથી ત્યાં જઈ પહોંચ્યો. ત્યાં પછી લાગ જોઇ તે કાલિદાસને મળ્યો. કાલિદાસે તેને કાપાલિકનો વેષ હોવાથી ન ઓળખ્યો. પછી પ્રસંગ નીકળતાં કાલિદાસે એ યોગીને પૂછ્યું:–"હે યોગી મહારાજ! આપ કયા દેશના રહેવાસી છો? આપ અહિં કયાંથી પધારો છો?"

યોગી રૂપ રાજાએ ઉત્તર દીધો:—"હે કવિરાજ! આ પૃથ્વી એ જ અમારો દેશ છે. અમે જ્યાં રહીએ ત્યાં ઠીક છે."

કાલિદાસઃ—"હે મહારાજ! આપને તે યોગ્ય છે, પરંતુ હાલ આપ કયાંથી ચાલ્યા આવો છો?"

યોગીએ ઉત્તર દીધો:—"હાલ હું ધારાનગરથી ચાલ્યો આવ્યો છું. ત્યાં એક મોટો ઉત્પાત થયો છે."

કાલિદાસે આતુરતાથી પૂછ્યું:—"એવો તે ત્યાં શો બનાવ બન્યો છે?"

યોગીએ કહ્યું:—"ત્યાંનો પૃથ્વીપતિ ભોજરાજા કૈલાસવાસી થયો છે!"

ભોજરાજાના મરણની ખબર સાંભળતાં કાલિદાસ એકદમ મૂર્ચ્છિત થયો અને પૃથ્વી ઉપર ઢળી પડ્યો. થોડી વારે સાવધ થઈ વિલાપ કરવા લાગ્યો:—"હે રાજન્! હવે અમારા જેવા પંડિતોની યોગ્ય કદર કોણ કરી જાણશે? અમે તમારા વગર જીવીને શું કરીશું? હાય! ધારાનગરી! તું રંડાઇ! સરસ્વતી! તું પણ નિરાશ્રિત થઈ!"

આમ વિલાપ કરતાં સહસા તેના મુખમાંથી નીચેનો ઉદ્દ્ગાર નીકળી પડ્યો:—

**अद्य धारा निराधारा निरालम्बा सरस्वती ।**
**पंडिताः खंडिताः सर्वे भोजराजे दिवंगते ॥ १ ॥**

ભાવાર્થ—ભોજરાજા કૈલાસવાસી થયા, એટલે ધારાનગરી કોઈના પણ આશ્રય વગરની (નિરાધાર) થઈ પડી, સરસ્વતીને પણ કોઇનો

આશ્રય રહ્યો નહિ, અને બધા પંડિતો ખંડિત થઈ ગયા (કારણ તેમને કોઈનો આશ્રય ન રહ્યો.)

જેવો કાલિદાસે ઉપર પ્રમાણેનો શ્લોક સહસા ઉચ્ચાર્યો કે તરત જ પોતાની ઉપરની કાલિદાસની આવી ગાઢ પ્રીતિની ખરી પ્રતીતિ યોગી રૂપ ભોજ રાજાને થઈ અને તે પણ હર્ષના આવેશમાં મૂર્ચ્છા ખાઈ, ધરણી ઉપર પડ્યો.

આ પ્રમાણેની તેથી અવસ્થા જોઈ, કાલિદાસ ચમક્યો અને આભો જ બન્યો. વધારે બારીકીથી જોતાં તેણે તેને ઓળખ્યો કે એ તો ભોજરાજા પોતે જ છે. તેથી રાજાને સાવધ કરીને કાલિદાસે કહ્યું:—
" હે મહારાજ ! આપે મને છેતર્યો. પણ એ શ્લોક કંઇક શુદ્ધ કરવાની અપેક્ષા મને જણાય છે તે આ પ્રમાણે હોવો જોઇએ "

આમ કહી તે જ શ્લોકમાં માત્ર ત્રણ જ શબ્દોનો ફેર કરીને કાલિદાસ બોલ્યો:—

> अद्य धारा सदाधारा [illegible] सरस्वती ।
> पंडिता मंडिताः सर्वे भोजराजे भुवंगते ॥ १ ॥

ભાવાર્થ:—ભોજરાજા આ પૃથ્વીમાં હોવાથી ધારાનગરી ઉત્તમ આધારવાળી થઈ છે, સરસ્વતી નિરંતર આશ્રયવાળી થઇ છે અને બધા પંડિતો તેથી શોભા પામ્યા છે.

પોતાની ઉપર કાલિદાસની અતિ પ્રીતિ છે, એમ જાણી ભોજરાજાને તેને માટે અતિ પ્રેમભરી લાગણી થઈ આવી. પછી તેને પ્રણામ કરી, મનાવી પોતાની સાથે લઈને ભોજ રાજા એકશિલા નગરીમાંથી ચાલી નીકળ્યો અને કેટલેક દિવસે એ બંને જણ ધારાનગરીમાં આવી પહોંચ્યા.

---

## વાર્તા ૯૮ મી–કવિ કાલિદાસનું મરણ.

લંકાનો રાજા કુમારદાસ કવિ કાલિદાસનો અનન્ય ભક્ત હતો. તે સમયે આર્યાવર્ત અને લંકા વચ્ચે વ્યાપાર, ધર્મપ્રસાર, લગ્નવ્યવહાર આદિ સંબંધો હતા, એમ સંસ્કૃત તેમજ પ્રાકૃત સાહિત્યથી સમજાય છે. ‘ લંકાની લાડી અને ઘોઘાનો વર ,’ એ પ્રાકૃત લોકોક્તિ પ્રચલિત છે.

કવિ કાલિદાસનું મરણ લંકામાં રાજા કુમારદાસની વેશ્યાને ઘેર થયાનું તેરમા સૈકામાં લખાયલો સીલોની ગ્રન્થ ‘પૂજાવલિ ’ તેમ જ સોળમા સૈકાનો દંતકથાસંગ્રહ ‘ પેરા કુંભ સરિતા ’ જણાવે છે. “પેરા કુંભ સરિતા”નો નીચેનો માત્ર એક જ શ્લોક એ સંબંધી સમગ્ર કથાનો નિષ્કર્ષ આપે છેઃ—

**एजर किवियर पिनिन् जानकिहरणए महकवूबोन्दि ।**
**कुमुरवर रवू कालिदस् नम् किविन्दु हट सिय दिविपिदि ॥**

ભાવાર્થ—**જાનકીહરણુ** અને બીજાં મહાકાવ્યો સહેલાઈથી રચી અમરકીર્તિ મેળવનાર કુમારદાસે કવિ કાલિદાસની પાછળ પોતાના દેહનો ભોગ આપ્યો.

આ તેમ જ અન્ય સીલોની ગ્રન્થથી કાલિદાસના મરણનો પ્રસંગ લંકામાં નીચે પ્રમાણે બન્યાનું જણાવાય છેઃ—

મૌર્ય વંશના, લંકાના રાજા મુદ્‌ગલાયનનો પુત્ર કુમારદાસ તેના મરણાન્તર રાજ્યપાટે બેઠો. એ બૌદ્ધધર્મપ્રવર્તક સમ્રાટ્ અશોકનો વંશજ હતો. અશોકનો એક પુત્ર અને એક પુત્રી બૌદ્ધધર્મ પ્રસારવા લંકા ગયાં હતાં અને તેમને આર્યાવર્તમાંથી અશોકે પવિત્ર બોધિસત્વ વટવૃક્ષની શાખા ત્યાં મોકલી આપી હતી. એના વંશમાં કુમારદાસ થયો. તે બૌદ્ધધર્મી હતો. એણે આર્યાવર્તનાં અનેક મહાતીર્થોની યાત્રા કરી હતી. તે દરમ્યાન તેણે ઘણા સંસ્કૃત કવિઓનાં મહાકાવ્યોના ગ્રંથો ઉતરાવી લીધા હતા. કહેવાય છે કે તેને કાલિદાસના કાવ્ય રઘુવંશ ઉપર પરમ પ્રીતિ હતી. તેથી તેના અનુકરણમાં એણે જાનકીહરણ રચ્યું છે.

તે વિષે જલ્હણની સુક્તિમુક્તાવલિ જણાવે છે કે:—

**जानकीहरणं कर्त्तुं रघुवंशे स्थिते सति ।**
**कवि कुमारदासश्च रावणश्च यदि क्षमः ॥**

ભાવાર્થ—રઘુરાજાનો વંશ અસ્તિત્વમાં હોવા છતાં જાનકી-સીતાનું હરણ કરવાને કોણ સમર્થ છે ? રાવણ. રઘુવંશનું મહા કાવ્ય હોવા છતાં જાનકીહરણ કાવ્ય કોણ રચવા સમર્થ છે ? અલબત્ત કુમારદાસ.

કાલિદાસના મરણ માટે કહેવાય છે કે, રાજા કુમારદાસને સમસ્યાઓ પૂછવાની ટેવ હતી. તે લંકાના સુપ્રસિદ્ધ 'સપ્તબોધિવટ' નામના મહાન્ આરામ પાસેના 'માતર'-માહાતીર્થ નામના સ્થળમાં રહેતી, એક સુન્દર વેશ્યાને ત્યાં નિત્ય નિત્ય જતો. એક વખતે તેણે વેશ્યાના ઘરની ભીંતે—

**कमले कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते ।**

ભાવાર્થ:—કમલમાંથી કમલ ઉત્પન્ન થયલું સાંભળ્યું છે ખરૂં, પણ તેવું કાંઇ જોયું નથી.

આવી સમસ્યાના શ્લોકનો પૂર્વાર્ધ લખ્યો અને નગરમાં દાંડી પીટાવી કે આ પૂર્વાર્ધનું ઉત્તરાર્ધ રચનારને ભારે ઇનામ આપવામાં આવશે. વેશ્યા બડી લોભી હતી. બનવા કાલ તે કાલિદાસ આર્યાવર્તમાંથી કોઈ ખાસ પ્રસંગને અંગે કુમારદાસને મળવા લંકા આવ્યો હતો. તેનું આવી બનેલું હોવાથી સાયંકાલનો સમય અન્યત્ર ગાળવાનો વિચાર કરી, આ જ વેશ્યાને ત્યાં તે ઉતર્યો હતો. તેણે વેશ્યાના ઘરની ભીંતે પેલો શ્લોકાર્ધ જોયો અને વેશ્યાને ઉદ્દેશીને એ શ્લોકાર્ધ લખાયલો સમજી, તેને પ્રસન્ન કરવા એનું યોગ્ય ઉત્તરાર્ધ બનાવી, તે જ પૂર્વાર્ધની નીચે જ નીચેનું ઉત્તરાર્ધ લખી નાંખ્યું:—

**बाले तव मुखाम्भोजे दृष्टमिंदीवरद्वयम् ।**

ભાવાર્થ—હે બાલા ! તારૂં એ કહેવું ખરૂં નથી. તું જ જોને કે તારા મુખકમલમાં બે કમલો ( નેત્રો ) જણાય છે.

વેશ્યા બડી ચપરખંધી અને લોભી હતી. પણ કંઇક અક્કલની ઉણી હતી. પોતાનામાં કાવ્યશક્તિની છત ન હોવા છતાં તે હોવાનો

દાવો કરવા તત્પર થઇ. તેણે કાલિદાસની ઉત્તમ કૃતિ જોઇ, તેનું માન પોતે જ ખાટવા અને તેનું ઇનામ મેળવવા દુષ્ટ નિશ્ચય કર્યો અને તે જ રાત્રિએ કાલિદાસને મારી નાંખ્યો.

બીજે દિને કુમારદાસ ત્યાં આવ્યો, ત્યારે પેલી સમસ્યાનું ઉત્તરાર્ધ પોતે રચ્યાનું જણાવી, વેશ્યાએ ભારે શેખી કરી. પરંતુ કુમારદાસ એ કૃતિ તેની નથી, એ ચેત્યો. કારણ એ ઉત્તરાર્ધમાં બાલે પદ હતું તેથી એ વેશ્યાની કૃતિ નથી પણ તેને ઉદ્દેશીને કોઈએ તે રચી છે, એમ સ્પષ્ટ સમજાયું; અને રાજ્યનીતિનિપુણ કુમારદાસની ખાત્રી થઈ કે, એ જ વેશ્યાએ લોભમાં મારા માનપાત્ર પૂજ્યગુરૂ કાલિદાસને મારી નાંખ્યો છે. એટલે તેણે વેશ્યાને ભારે રેચ આપી કાલિદાસને તેણે માર્યાનું તેના મુખથી મનાવ્યું.

પછી તેણે કાલિદાસના શબને યથાયોગ્ય અગ્નિસંસ્કાર કરાવ્યો. અને કુમારદાસ તેમાં ઝંપલાવી તેની સાથે બળી મુઓ. વળી કુમારદાસની, પાંચ રાણીઓ પણ તેની સાથે ભેગી જ બળી મુઈ.

---

## વાર્તા ૯૯ મી—ભોજ અને કાલિદાસનું મરણ.

એક વખતે કોઇક કારણસર ભોજરાજાએ કાલિદાસનું અપમાન કર્યું. પોતાનું અપમાન થયું, જાણી તેમ જ અવરનવર આવા પ્રસંગો આવ્યા છતાં અને ભોજને તેની ગરજ પડતાં પાછો બોલાવવો પડેલો હોવા છતાં, આ વેળા પણ, તેની સાન પાછી ઠેકાણે ન રહી, તેથી એવા આવેશવાળા રાજા આગળ વધારે વાર રહેવામાં તેને કાંઈ પણ સાર જણાયો નહિ. આથી તે પણ આવેશનો માર્યો પોતાને ઘેર ગયો. રાજાના મનમાં પણ તેને વિષે દ્વેષ રહ્યો હતો, તેથી તેણે તેને ન બોલાવ્યો. એથી કાલિદાસે મનમાં નિશ્ચય કર્યો કે, થોડાક દિવસ રાજાના આમંત્રણની રાહ જોવી અને જો તે બોલાવવા ન મોકલે તો પછી મારે પણ રાજાનું મુખ કદીયે જોવું નહિ.

આવો નિશ્ચય કરી, થોડા દિવસ તેણે રાજાના તેડાની રાહ જોઈ, પણ કોઈ બોલાવવા સરખુંયે આવ્યું નહિં, એટલે તેણે ગુપ્તપણે ધારાનગરમાં રહેવા વિચાર કર્યો. પછી યોગ્ય વ્યવસ્થા કરીને રાજાનું મુખ કદીયે જોવું જ નહીં, એવો પોતાના મનમાં ઠરાવ કરી પોતાની માનીતી વેશ્યાને ત્યાં ગયો અને તેને પોતાના મનની વાત કહીઃ—"મારો વિચાર હવે ગુપ્તપણે જ તારે ત્યાં રહેવાનો છે. કોઇ વખત રાજાને મારી ગરજ પડશે ત્યારે તે મને અવશ્ય શોધાવશે. પરંતુ હવે મારે કોઈ રીતે જાહેર થવું નથી જ. જો મારા ઘરમાં હું રહીશ તો રાજા મારો પત્તો મેળવ્યા વિના રહેશે નહીં; પણ કોઈ ઠેકાણે સંતાઇ રહીશ તો કોઇ જાણનાર નથી. દિવસના હું જંગલમાં ભરવાડને વેષે ફરીશ, પણ રાતની વખતે તારે ત્યાં હું સુવા આવીશ. તારે આ વાત કોઇની આગળ પણ જણાવવી નહિ."

વેશ્યાએ તેમ કરવાની કબુલાત આપી, અને તેને પોતાના ઘરમાં રાખ્યો. દિવસના તે ભરવાડને વેષે જંગલમાં જતો હતો અને રાતના સૂવાને ત્યાં આવતો હતો. આ પ્રમાણે છ મહિના નીકળી ગયા. કવિરત્ન વગર રાજા મનમાં બહુ બહુ મુંઝાવા લાગ્યો. તેણે કાલિદાસને ઘેર ખબર કઢાવી તો માલમ પડયું કે, તે તો સાત મહિના થયાં બહાર ગયો છે અને તેનો કાંઈ પત્તો જ નથી. આગળ બે ત્રણ વખત કાલિદાસ નગરમાં જ સંતાઈ રહ્યો હતો, તેથી રાજાને એમ લાગ્યું કે, તે આ વેળાએ પણ નગરમાં જ હોવો જોઇએ. તેથી તેણે ઠેકાણે ઠેકાણે ઘણી ઘણી શોધ કરાવી અને ઘણાં ઇનામો જાહેર કર્યાં પણ તેનો પત્તો જ ન લાગ્યો. આખરે રાજાએ એક યુકિત કરી. તેણે એક શ્લોકના પૂર્વાર્ધનાં બે ચરણ બનાવ્યાં. અને જે આ પૂર્વાર્ધનો યોગ્ય ઉત્તરાર્ધ બનાવી લાવે તેને મોટું ઇનામ આપવા જાહેર કર્યું. પરંતુ પોતાની બ્રહ્મસભાના પંડિતોને તેણે સખ્ત હુકમ કર્યો કે તેમણે તેનું ઉત્તરાર્ધ કોઇને કહેવું નહિં. એ પૂર્વાર્ધ આ હતુંઃ—

**कमले कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते ।**

ભાવાર્થઃ—કમલમાંથી કમલ ઉત્પન્ન થાય છે, એમ સાંભળ્યું છે ખરૂં, પરંતુ તેમ કમલ ઉત્પન્ન થયલું જોયલું નથી.

આખા નગરમાં તે પૂર્વાર્ધ જાહેર કરવામાં આવ્યું. જે વેશ્યાના ઘરમાં કાલિદાસ હતો તેણે વિચાર કર્યો કે આ શ્લોકની પૂર્તિ કાલિદાસ પાસેથી હું કરાવી લેઇશ. પણ જો એ સમસ્યાપૂર્તિથી રાજા તરફથી મળવાના ઇનામની વાત કરીશ તો તે તુરત સમજી જશે, અને ઉત્તરાર્ધ રચી નહીં આપે; માટે બીજી કોઈ રીતે મારે એ પૂર્તિ તેની પાસેથી કરાવી લેવી જોઇએ.

આવો વિચાર કરી, સાયંકાલે અરણ્યમાંથી કાલિદાસના આવવાનો વખત થતાં વેશ્યાએ દ્વાર બંધ કર્યાં. કાલિદાસ આવ્યો ત્યારે તેણે દ્વાર ખોલ્યાં નહીં. કારણ પૂછતાં તે બોલી કે, મારી એક શંકા તમે નિવારો તો દ્વાર ખોલું. કાલિદાસે તેમ કરવા જણાવતાં તે બોલી ઉઠીઃ—"હે પંડિતરાજ! આ એક સમસ્યા આપ પૂરી કરો, એટલે દ્વાર ઉઘાડું:—

**कमले कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते ।**

ભાવાર્થ—કમલમાંથી કમલ ઉત્પન્ન થાય છે, એવું કંઇક સાંભળ્યું છે, ખરૂં તે પરંતુ જોયું નથી.

આ સાંભળી, કાલિદાસે તત્કાલ જ ઉત્તર આપ્યોઃ—

**बाले तव मुखाम्भोजे दृष्टमिंदीवरद्वयम् ।**

ભાવાર્થ—"હે બાલા! તારૂં કહેવું યુકત નથી. તું જોને તારા મુખકમલ ઉપર જ નેત્રરૂપી બે કમલો દેખાય છે."

પોતાના શ્લોકનું ઉત્તરાર્ધ મળતાં પોતાનું કાર્ય સિદ્ધ થયાના હર્ષના આવેશમાં તેણે દ્વાર ખોલ્યું અને કાલિદાસને અંદર લીધો. બીજે દિવસે કાલિદાસ તો પોતાના નિયમ પ્રમાણે જંગલમાં જતો રહ્યો. કચેરીનો વખત થતાં પેલી ગુણકા દરબારમાં આવી અને ભોજને જણાવ્યું:— "હે મહારાજ! આપના શ્લોકનું ઉત્તરાર્ધ મેં પૂર્ણ કર્યું છે."

આમ કહી, કાલિદાસે કહેલું ઉત્તરાર્ધ તે બોલી ગઇ. તે સાંભળતાં જ ભોજની ખાત્રી થઇ કે "આ રચના વેશ્યાની નથી પણ કોઇ પુરૂષે તેને ઉદ્દેશીને કહેલો આ ઉદ્ગાર છે, એમ 'बाले–હે બાલા!' એવા પદથી

સ્પષ્ટ થાય છે. મૂર્ખ વેશ્યા તે સમજી નથી અને પોતે તે રચ્યાનું કહી મારી તેમ જ મારી બ્રહ્મસભાના પંડિતોના આંખમાં મીઠું નાંખવા માગે છે. ખરે જ તેને ઘેર કાલિદાસ સંતાઇ રહેલો હોવો જોઈએ અને આ ઉદ્‌ગાર ખરે જ કાલિદાસનો છે."

પછી તે વેશ્યાને ભોજે પૂછ્યું:–"આ શ્લોક તને કોણે પૂર્ણ કરી આપ્યો ?"

વેશ્યાએ ખુમારીથી કહ્યું:—"હે મહારાજ! મેં પોતે જ એ પૂરો કર્યો છે, એમાં કાંઈ શંકા લાવવા જેવું નથી."

રાજાએ જરા ક્રોધે ભરાઇને કહ્યું:—"નહિ, આ શ્લોક તારો કરેલો નથી. કોઇ પુરૂષે તારી પ્રત્યે આ ઉત્તરાર્ધ દ્વારા ઉદ્‌ગાર કાઢેલો છે. તારા ઉત્તરાર્ધનું બાલે પદ તારી શરમ રાખતું નથી. માટે જે ખરૂં હોય તે કહી દે."

આ સાંભળી વેશ્યા ગભરાઈ ગઈ, એટલે ભોજે લગાર સખ્તાઇથી કહ્યું:—"ખરે જ આ ઉત્તરાર્ધ કાલિદાસે તને બનાવી આપેલું છે."

એટલે વેશ્યા થોડી હિમ્મત આવતાં બોલી:—"મહારાજ! કાલિદાસ કયાં છે તે હું જાણુતી નથી."

રાજાએ વધારે ક્રોધિત થઈને કહ્યું:—"જો તું ખરૂં નહિ બોલું તો હું તને શિક્ષા કરીશ. જો ખરૂં બોલીશ તો હું તને ઈનામ આપીશ. વળી હું કાલિદાસને અને તને અભયવચન આપું છું. માટે જે સત્ય હોય તે કહી દે."

હવે ખરી વાત કહ્યા સિવાય છૂટકો નથી જાણી, રાજાને એકાંતમાં લઇ જઈ તેણે કહ્યું:—"નિત્ય એક પ્રહર રાત જતાં કાલિદાસ મારે ઘેર આવે છે. તે આખોયે દિવસ ભરવાડને વેષે જંગલમાં રહે છે. તેથી જો રાતની વેળા મારે ત્યાં આપ પધારશો તો તેની સાથે આપનો મેલાપ થશે. પણ એ ખબર મેં આપને આપી છે, એમ તે સમજી જશે તો તે બીજી વખત મારે ત્યાં આવતો અટકશે."

રાજાએ તેને તેવી સાવચેતી રાખવાની ખાત્રી આપી.

પછી ભોજે તેને ઈનામ તથા બક્ષીસ આપી રવાના કરી. રાતના મુકરર કરેલો વખત થતાં ભોજરાજા એ વેશ્યાને ઘેર ગયો અને બહારથી તેણે બૂમ પાડી. ભોજનો સ્વર ઓળખી કાઢી, કાલિદાસ મનમાં બોલ્યો:—"અરે! હું તે કેવો મૂર્ખ કે આ વેશ્યા ઉપર મેં વિશ્વાસ રાખ્યો! વેશ્યાનો તે વિશ્વાસ હોય! "વણિક અને વેશ્યાનો વિશ્વાસ કરનારો વણમોતે મરે છે," એ હું અનેક વખતના અનુભવોથી જાણતો હતો, છતાં મેં વિશ્વાસ અયોગ્ય જન ઉપર મૂકયો. તો આ વેળા આવી. ખેર, હવે બનવા કાળ હતું તે બન્યું! પણ મારે ભોજને મારું મોઢું તો બતાવવું જ નથી."

વેશ્યા તેની મુખકલા તેમ જ ચેષ્ટાથી સમજી ગઈ કે, કાલિદાસ ભોજને મોઢું બતાવવા માગતો નથી, તેથી તેને સાંત્વન આપતી કહેવા લાગી:—"કવિરાજ! એમાં કાંઈ મારો અપરાધ નથી. આપને રાજાએ પોતે જ શોધી કાઢયા છે. પણ તેઓ આપને ચહાય છે માટે તેમનાથી શા માટે સંતાઓ છો?"

કાલિદાસ:—"મારા મનનો નિશ્ચય હવે ફરે તેમ નથી. મારે રાજાને મારું મુખ દેખાડવું નથી. તું દરવાજો નહિ ઉઘાડે તોયે તે બારણું તોડાવીને પણ અંદર દાખલ થશે. તેથી તારૂં શ્રેય નહિ થાય. માટે મારૂં માથું પ્રથમ તું કાપી નાંખ, એટલે થયું."

વેશ્યા સ્ત્રીજાત તેથી તે કામ કરવા તેની છાતી ન ચાલી. એટલે કાલિદાસે પોતાના હાથમાં *ખડ્ગ લીધું અને તે વડે પોતાને હાથે જ

* આ વાર્તામાં પાઠફેર ઘણા જ છે. કેટલાકો એમ જણાવે છે કે, વેશ્યાએ જ સમસ્યાપૂર્તિ પોતે કર્યાનું અને ઈનામ પોતે જ ઉપાડી જવાનું ધારી, રાજાને તે પૂર્તિ જણાવવા આગમચ કાલિદાસને મારી નાંખ્યો હતો, અને તેને રાજાએ સતાવી ત્યારે ખુનનું કૃત્ય કબુલ કીધું. પછી રાજાએ કાલિદાસને અગ્નિસંસ્કાર કરાવ્યો અને પોતે તેની ચિતામાં પડી બળી મુઓ.

પોતાનું માથું કાપી નાંખ્યું. તે જ પળે વેશ્યાએ દરવાજો ઉઘાડયો. રાજાએ બહાર ઉભે ઉભે તે બંને વચ્ચેનો બધો વાદવિવાદ સાંભળ્યો હતો, અને તેમાં અંદર આવતાં કાલિદાસને મરણ પામેલો જોયો. એટલે તે તો અદશ્ય જોઈ પ્રથમ સ્તંભિત જ થઈ ગયો. પછી ભાન આવતાં તેના મનમાં આવા ઉપરાછાપરી ઘોળાવા લાગ્યા:—

" અહો ! આ કેવો ધીર અને વચનપાલક છે ! મને જીવતાં મોઢું ન બતાવવું, એવો તેણે નિશ્ચય કર્યો હતો, તે એણે આખરે પાળ્યો. આખી પૃથ્વી શોધીશું તો પણ આના જેવો માણસ મને કયાંયે મળનાર નથી. હું જ મૂર્ખ કે, વારંવાર તેનું અપમાન કરતો હતો. એ જ મારો ખરો પરીક્ષક હતો. મારાં અપમાનો અવરનવર સહેવા છતાં જેમ લુબ્ધ ભમરો કમલ ઉપર જ ધાઈધાઈને દોડે છે અને આખરે તેમાં રાત્રીએ બીડાઈને પણ મરવા તૈયાર રહે છે, તેમ કાલિદાસે મારી પાછળ કર્યું છે. અરેરે! મારા મનની વાતો હું હવે કોને કહીશ ? એ ગયો તો પછી મારે પણ જીવીને હવે શું કરવું છે ? "

આવો છેવટનો બૂરો વિચાર આવતાં, આવેશના માર્યા રાજાએ મ્યાનમાંથી પોતાની તરવાર બહાર કાઢી અને પોતાનું ગળું કાપવા માંડયું. તે જ વખતે કાલિદાસની ઈષ્ટ આદ્ય–શક્તિ સરસ્વતી પ્રત્યક્ષ થઇ અને તરવાર ગળે પડતી અટકાવતાં "હાં હાં," કહી, તેનો હાથ પકડી લીધો. પછી આશ્વાસન દેતાં દેવી બોલી:—"હે ભોજ ! તું શા માટે આમ આયુષ્ય ખૂટયા વિના મરવા તત્પર થયો છું ? હું તારી ઉપર પ્રસન્ન થઇ છું. માટે ઈષ્ટ વર માગ."

રાજાએ તરવાર મ્યાન કરતાં કહ્યું:—" માતાજી ! મારી ઉપર આપ પ્રસન્ન થયાં હો તો આપના ભક્ત કાલિદાસને પુનર્જીવન આપો."

દેવી:—" રાજા ! એનું આયુષ્ય હવે પૂરૂં થઈ રહ્યું છે. માટે જો તું તારૂં અડધું આયુષ્ય એને આપે તો એ જીવતો થાય."

ભોજ:—" માતા ! મારૂં આયુષ્ય હવે કેટલું અવશેષ છે ?"

દેવી:—" પાંચ મહિના."

ભોજ:—" મારા આયુષ્યનો અડધો ભાગ હું એને આપું છું. માટે હે દેવી ! હવે એને સજીવન કરો "

દેવીઃ—" તથાસ્તુ. એનું માથું ધડ સાથે જોડી દે."

તેમ કરતાં તરત કાલિદાસ ઉઠીને ઉભો થયો. મહાકાળી બંનેને દર્શન આપી અદૃશ્ય થયાં. ભોજ અને કાલિદાસ બંને એકમેકને ભેટયા. પોતે મરણ પામ્યો હતો પણ રાજાના આપેલા અડધા આયુષ્યથી પોતે જીવતો થયો, એવી પોતાની ઉપર રાજાની મમતા અનુભવતાં કાલિદાસની આંખોમાંથી આનંદનાં આંસુઓની ધારા ચાલી.

પોતાના બાકી રહેલા આયુષ્યમાં પરમાર્થ અને ઈશ્વરપદની પ્રાપ્તિના ઉપાય કરી બંને જણ એકે વખતે થોડા વખત પછી પરલોકવાસી થયા.

---

( ભાગ ૫ મો સંપૂર્ણ. )

આપણે અંતમાં એટલું જ ઇચ્છીશું કે,

सर्वे भवन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखभाग्भवेत् ॥
काले वर्षतु पर्जन्यो पृथिवी सस्यशालिनी ।
देशोऽयं क्षोभरहितो मानवाः सन्तु निर्भयाः ॥

ભાવાર્થ—સર્વ જન સુખી થાઓ, સર્વ રોગથી રહિત થાઓ, સર્વે કલ્યાણકારી કૃત્યો જુઓ, કોઇ પણ દુઃખનો ભાગી થશો માં; સમયે દેશમાં વર્ષાદ વરસજો, પૃથ્વી ધાન્યથી ઉભરાજો, આ દેશ ક્ષોભ–આપત્તિ આદિના ખળભળાટથી મુક્ત રહેજો; અને માનવો નિર્ભય થાજો."

इति शम् ।

**રૂ. ૫૦૦ માં એક નાની સરખી લાયબ્રેરી બનાવી શકાય તેવાં ચુંટી કાઢેલાં**

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીમાં મળતાં ઉપયોગી પુસ્તકોનું લીસ્ટઃ—**

| | રૂ. આ. |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભાગ ૧, ૨, ૩, ૪ ... | ૯–૮ |
| પ્રેમાનંદ કાવ્ય ... .. .... | ૫–૦ |
| બહુરૂપી બજાર ભાગ ૧ થી ૬ ... | ૧૦–૦ |
| નીલમ માણેક ભાગ ૧ થી ૮ .... | ૧૦–૦ |
| મધુરી ભાગ ૧–૨ (સચિત્ર નવલકથા) | ૩–૮ |
| વૈદક વિજ્ઞાન ચક્ર વોલ્યુમ્સ ૧–૨ ... | ૧૫-૦ |
| સંધ્યા અથવા મરાઠી રાજ્યનો સૂર્યાસ્ત | ૦–૧૨ |
| સેલ્ફ જાપાનીઝ ટીચર ... ... | ૨–૦ |
| ગુજરાત સર્વસંગ્રહ ... ... | ૨–૦ |
| પતિવ્રતા સતીઓ (સચિત્ર) ... | ૩–૦ |
| ઝાંશીની રાણી ... ( ,, ) ... | ૨–૦ |
| ગુજરાતની જુની વાર્તા ( ,, ) ... | ૨–૦ |

| | રૂ. આ. |
|---|---|
| ભરૂચાકૃત મીલ એન્જીન, બોઇલર ગીયરીંગ | ૧૧–૦ |
| એલચીદાણાકૃત મીકેનીકલ એન્જીનીયરનો મદદગાર ... ... ... | ૭–૦ |
| કમર્શીયલ કેલેન્ડર યાને હીંદી વેહેપારી પંચાંગ ... ... ... | ૨–૮ |
| મુંબઈમાં ચાલતા કાચા પાકા તોલના હીસાબોની ચોપડી ... ... | ૨–૦ |
| બસો વર્ષનું પંચાંગ ... ... | ૩–૦ |
| બ્રહ્માનંદ કાવ્ય ... ... ... | ૧–૧૨ |
| પોકેટ ઇંગ્લિશ ગુજરાતી ડીક્ષનેરી .... | ૨–૮ |
| ઇંગ્લિશ ગુજરાતી ડીક્ષનેરી ... ... | ૪–૦ |
| વહુને શીખામણ ... ... ... | ૧–૦ |

| | રૂ. આ. |
|---|---|
| ફીરોઝ માહાલ યાને દોલત (બહુજ રસદાયક નવલકથા કર્તા જરબાઇ એદલજી) | ૨–૮ |
| ખુબસુરત મક્કાર ... ... ... | ૨–૮ |
| લોર્ડ બેકનના નિબન્ધો ... ... | ૧–૮ |
| દીલ્હીની સુલતાના રજીયાબેગમ ... | ૧–૮ |
| કાયદાનો શિક્ષક ... .... ... | ૮–૦ |
| ગુજરાતી સીવીલ પ્રોસીજર કોડ ... | ૭–૮ |
| ગુજરાતી એરેબીયન નાઇટસ ... | ૬–૦ |
| વાલ્મિકી રામાયણ ... ... | ૬–૦ |
| કથાસરિત્સાગર વોલ્યુમ્સ ૧–૨ ... | ૫–૦ |
| પ્રેકટીકલ એસ્ટ્રોલોજી (હોમીયાર કૃત). | ૩–૮ |
| ગ્રહગણિત ... ... ... | ૧–૦ |
| તેજપ્રભા (નવલકથા) ... ... | ૧–૧૨ |
| કરણઘેલો ... ... .... | ૧–૧૨ |
| રજનીકાંત ... .... ... | ૧–૮ |

| | રૂ. આ. |
|---|---|
| નવી જીંદગી ... ... ... | ૨–૦ |
| ઘેલા ઘાંચીનું કુટુંબ ... ... | ૧–૪ |
| ઇગ્લંડનો ઈતિહાસ ... ... | ૧–૮ |
| વનસ્પતિશાસ્ત્ર ... ... ... | ૧૦–૦ |
| ચરક સંહિતા વોલ્યુમ પહેલું ... | ૫–૦ |
| પાંચપ્રેમ કથા ... ... ... | ૦–૬ |
| બારીસ્ટરની બૈરી ... ... ... | ૨–૮ |
| શાંતિપ્રિયા ( સચિત્ર નવલકથા ) ... | ૨–૮ |
| નિરંજની અથવા વરઘેલી વનિતા ... | ૨–૮ |
| કુસુમ કલા ( નોવેલ ) ... ... | ૨–૮ |
| અનંગ વિષ ( સચિત્ર નવલકથા ) .... | ૨–૮ |
| વેરની વસુલાત ... ... ... | ૩–૪ |
| માનવશાસ્ત્ર અથવા મસ્તકવિદ્યા અને મુખ સામુદ્રિકશાસ્ત્ર ... ... ... | ૫–૦ |
| પ્રેકટીકલ સાઈકોલોજી (હોમીઆરકૃત)... | ૩–૮ |
| તુલસીકૃત રામાયણ મૂળ તથા ગુજરાતી | ૬–૦ |

| | રૂ. આ. |
|---|---|
| મુખલક્ષણ શાસ્ત્ર ... ... ... | ૨–૪ |
| હાજીબાબાનાં સાહસ કર્મો ... ... | ૧–૪ |
| નિર્દોષ હેમકલા (સચિત્ર નવલકથા) ... | ૧–૮ |
| બહાદુર કલો અને અનાથ તારા ... | ૧–૪ |
| બહાદુર કલો અને પ્રમાદ સુંદરી ... | ૧–૪ |
| કવિતા પ્રવેશ ... ... ... | ૧–૦ |
| કાવ્ય માધુર્ય ... ... ... | ૧–૮ |
| સ્ત્રીઓની મહત્તા ... ... ... | ૧–૮ |
| મણી અને મોહન અથવા ભાગ્યહીન ભાઇ બહેન ... ... ... | ૨–૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ વોલ્યુમ૧–૨ | ૧૦–૦ |
| શ્રીમદ્ ભાગવત ભાષાંતર ... ... | ૧૦–૦ |
| વિવેકાનંદ વિચારમાલા વોલ્યુમ ૧ થી ૫ | ૧૧–૪ |
| અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ | ૩–૮ |
| હીરાકંઠી ... .... ... | ૦–૮ |

| | રૂ. આ. |
|---|---|
| લાલા લજપતરાય .. ... | ૧–૪ |
| ચાણક્ય નન્દિની અથવા ચચ્ચ અને સુંટધી | ૧–૮ |
| બેટનો બલવો અથવા રાજબા રણસુન્દરી | ૧–૮ |
| પાટણની પ્રભુતા ... ... ... | ૨–૦ |
| ભારત લોકકથા ભાગ ૧ થી ૮ ... | ૧૨–૪ |
| શંકરાનંદી ભગવદ્‌ગીતા .... ... | ૨–૮ |
| ગુજરાતી પીનલકોડ ... .... | ૭–૮ |
| સ્ત્રીશાસ્ત્ર ... ... ... ... | ૩–૦ |
| સ્નેહાંકુર ... .... .... | ૦–૩ |
| વિશુદ્ધ પ્રેમ જ્યોતિ યાને વિલાસી રમણી | ૧–૦ |
| પ્રેમપ્રભાવ ... ... .... | ૧–૪ |
| ફિન્ડર ગાર્ટન .... ... ... | ૩–૦ |
| લતા અને લલિતા ભાગ ૧, ૨, ૩, ૪.... | ૪–૦ |
| નવલગ્રન્થાવલી ભાગ ૨, ૩, ૪ .... | ૪–૧૨ |
| કુસુમાવલી .... ... .... | ૧–૮ |
| રોનક માહાલ .... .... .... | ૨–૦ |

| | રૂ. આ. |
|---|---|
| મનુ અને ભાનુ ... .... ... | ૧–૮ |
| કાદંબરી... .... ... .... | ૨–૧૨ |
| નીતિ દર્પણ ... ... .... | ૨–૮ |
| કૃષ્ણચારત્ર ... .... ... | ૧–૮ |
| પોર્ટુગીઝ ભાષાનો ભોમીઓ .... | ૨–૮ |
| મૂર્તિદીક્ષા અને સમયસમીક્ષા, ભારત પ્રબોધ | ૧–૪ |
| ચેસ્ટર ફ્રીલ્ડનો પુત્ર પ્રતિ ઉપદેશ ... | ૧–૮ |
| ભોજ અને કાલિદાસ ( સચિત્ર ) ... | ૪–૦ |
| હિન્દુસ્તાનના દેવો .... ... | ૪–૮ |
| નિવૃત્તિ વિનોદ .... ... ... | ૧–૪ |
| અનન્તાનુભૂતિ કિંવા અનન્ત જીવન .... | ૨–૪ |
| રતન લૉજનું રમખાણ ... .... | ૨–૮ |
| એક પત્થરનો પ્રતાપ ... ... | ૨–૮ |
| કાવ્યદોહન ભાગ ૧, ૨, ૩, ૭, ૮ .... | ૧૪–૮ |
| નર્મકવિતા .... ... .... | ૪–૮ |
| વિષવૃક્ષ ... .... ... ... | ૦–૧૨ |

| | રૂ. આ. |
|---|---|
| દુઃખી દાદીબા અથવા એક પરીનનો પસ્તાવો | ૩–૮ |
| શીરીનની કાહાણી અથવા અંજીરબાગની કતલ | ૫–૦ |
| સુકન્યા સાવિત્રી નાટક .... .... | ૧–૮ |
| દુનીયા કે દોજખ .... ... ... | ૨–૮ |
| જીવતું દોજખ .... ... .... | ૨–૦ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાઈ (સચિત્ર) | ૨–૦ |
| મોતીના પડદા સંગ્રહ ... ... | ૩–૮ |
| વિવિધ સુખાભાસ .... .. ... | ૨–૮ |
| જ્યોતિષ કલ્પતરુ વોલ્યુમ્સ ૧–૨ ... | ૭–૦ |
| જાતક પારિજાત ... ... .... | ૫–૦ |
| શયતાનનો સાથી .... .... ... | ૨–૮ |
| જ્ઞાનચિન્તામણી ... ... .... | ૨–૮ |
| મોક્ષ મંદિર .... ... ... | ૨–૮ |
| અપવાસ ભાગ ૧–૨ .... .... | ૨–૧૦ |
| જીવનશક્તિનું બન્ધારણ .... .... | ૧–૮ |
| સ્ટેન્ડર્ડ ઇંગ્લિશ–ગુજરાતી ડીક્ષનેરી ... | ૨૦–૦ |

| | રૂ. આ. |
|---|---|
| ઉપનિષદો મૂલ તથા ગુજરાતી ભાષાંતર | ૫–૦ |
| તત્વાનુસંધાન મૂલ તથા ગુજરાતી ભાષાંતર | ૨–૮ |
| સંગીત રામાયણ .... ... ... | ૨–૦ |
| શ્રીમાન સુરાધીશ અથવા રસગંગા રસ્નતલાવડી | ૧–૮ |
| ઓમર પાશા .... .... .... | ૫–૮ |
| રાજયોગી ભાગ ૧, ૨ (નવલકથા) .... | ૪–૦ |
| નિરગુણ લક્ષ્મી અને સદગુણ લક્ષ્મી.... | ૦–૧૦ |
| લંડન રાજય રહસ્ય ભાગ ૧, ૨, ૩, ૪ | ૪–૦ |
| યજુર્વેદી આન્હિક સૂત્રાવલી ... .... | ૨–૮ |
| પ્રવીણ સાગર સટીક. મ્હોટો સચિત્ર અસલી | ૧૨–૦ |
| પુરૂષ શાસ્ત્ર .... .... .... | ૨–૮ |
| મૂર્તિની આંખનો હિરો .... .... | ૧–૦ |
| મુશ્કીલ આશાન .... ... .... | ૨–૮ |
| હકદારનો હક .... ... ... | ૨–૮ |
| હમશીર કે શમશીર ... .... | ૧–૮ |
| અક્કલમંદ બેવકુફ .... .... | ૧–૦ |

| | રૂ. આ. |
|---|---|
| જહાંગીરનામું ... .... .... | ૨–૦ |
| કીસમતની કીશતી... .... ... | ૧–૮ |
| ગુણ લક્ષ્મી ... .... .... | ૧–૮ |
| માનવ-શયતાન અથવા પિશાચોની પ્રપંચજાલ | ૧–૮ |
| વસંત વિહાર ... ... ... | ૧–૪ |
| સરસ્વતી (નવલકથા) ... ... | ૧–૪ |
| પ્રપંચ જાલ (નવલકથા) .... ... | ૧–૪ |
| શારીર અને વૈદકશાસ્ત્ર ... ... | ૧૦–૮ |
| શારંગધરસંહિતા.... .... ... | ૬–૦ |
| કોટન કાર્ડીંગ અને સ્પીનીંગ ... | ૫–૦ |
| ગંધાતો ગુલાબ (નૉવેલ) ... .... | ૨–૮ |
| ભીખો ભરભરીઓ .... ... | ૩–૮ |
| ચાલીસ હજારનો ચાનજી ભાગ ૧, ૨... | ૫–૮ |
| પારસ્કર ગૃહ્યસૂત્ર (સંસ્કૃત) ... | ૬–૮ |
| ઘરવૈદુ ... ... ... .... | ૪–૮ |
| બાલકની માવજત અને સુવાવડ .... | ૨–૮ |

| | રૂ. આ. |
|---|---|
| બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્ય વોલ્યુમ્સ ૧, ૨ ... | ૧૧–૦ |
| શ્રીભાષ્ય વોલ્યુમ્સ ૧, ૨ .... ... | ૯–૮ |
| કવિતા અને સાહિત્ય ... ... | ૩–૮ |
| યુરોપીયનોનો પૂર્વ પ્રદેશ આદિ સાથે વ્યાપાર. વોલ્યુમ્સ ૧, ૨, ૩, ૪, ૫ ... | ૧૬–૮ |
| ટોડ રાજસ્થાન ... .... ... | ૧૦–૮ |
| ગુલામગીરીનો ગજબ ( સચિત્ર નવલકથા) | ૨–૦ |
| મંદારિકા અથવા મદઘેલી મનોરમા ,,.... | ૩–૦ |
| સંજોગનો ભોગ ( સચિત્ર )... ... | ૨–૮ |
| બેદીલ કે બેવફા ... ... ... | ૨–૮ |
| ગુજરાતી મટીરીયા મેડીકા ... ... | ૬–૦ |
| દુઃખી દીના ... ... ... | ૨–૮ |
| બેલાર્ડ પીયરથી બ્રીટન ( સચિત્ર ) ... | ૩–૮ |
| લલિતનાં કાવ્યો .... ... ... | ૧–૦ |
| મણીકાંત કાવ્યમાલા ( સચિત્ર ) ... | ૨–૮ |
| ભરત ગુંથણ ... ... ... | ૨–૦ |

| | રૂ. આ. |
|---|---|
| નવલગંગા ( સચિત્ર નવલકથા ) .... | ૩–૦ |
| લાલમલાલ' અથવા સુરતી સહેલાણી ... | ૧–૮ |
| ગુજરાંતી કુરાન ... ... .... | ૨૦–૦ |
| ગુજરતી શબ્દકોષ.... ... ... | ૨૦–૦ |
| કવિતા કલાપ ... ... .... | ૦-૧૪ |
| વ્યાજની જંત્રી .... ... ... | ૩–૦ |
| શુક્રીપાશા અને એડ્રીઆનોપલ ... | ૧–૦ |
| ભાગલ્યામાલા નંબર ૨ ... ... | ૧–૦ |
| ભાગલ્યામાલા નંબર ૩ ... ... | ૧–૦ |
| જમશેદની જેહેમતો .... ... | ૧–૮ |
| કરો તેવું પામો યાને સોનેરી ટોલીનો ઉસતાદ | ૧–૪ |
| મોતી ગૌરી ... ... ... | ૨–૮ |
| એકસેલસીયર મ્યુઝીક ગાઈડ ... | ૨–૦ |
| તકદીરની તકલીફ ... .... ... | ૨–૮ |
| દોલતે દુનિયા ... ... ... | ૧–૮ |
| શયલા કુમારી ... ... ... | ૧–૮ |
| મારી વીસ વાર્તાઓ (સચિત્ર વાર્તા સંગ્રહ) | ૨–૦ |

